"सद्धर्मरक्षक-श्रीमद्विजयकमलसूरीश्वरेभ्यो नमः।"



# જૈન-પ્રવચન.

## (ભાગ-પહેલો)

અનુયોગાચાર્ય શ્રી પ્રેમવિજયજી ગણિવર શિષ્યરત્ન
પ્રસિદ્ધવક્તા મુનિપ્રવર શ્રી રામવિજયજીના
મુંબાઈ ખાતે થયેલા વિદ્વત્તાપૂર્ણ આડત્રીસ

## વ્યાખ્યાનોનો સારસંગ્રહ


—પ્રકાશક—

શા. ફકીરચંદ મગનલાલ બદામી.
દરીઆ મહેલ-સુરત

વીર સંવત-૨૪૫૬ } —મૂલ્ય— { આત્મ સંવત-૩૫
વિક્રમ સં-૧૯૮૬ } રૂ. ૧-૮-૦ { ઇસ્વિસન-૧૯૩૦

—પ્રકાશક—
શા. ફકીરચંદ મગનલાલ બદામી
દરીઆ મહેલ-સુરત



પ્રથમ આવૃત્તિ પ્રત ૧૫૦૦

—મુદ્રક—
મોહનલાલ મગનલાલ બદામી
—મુદ્રણાલય—
ધી જૈન વિજયાનંદ પ્રીં. પ્રેસ
લખીંડ બજાર—સુરત

— शासनमान्य प्रवचन पारगत। —

"आचार्य श्रीमद् विजयदानसूरीश्वरजी महाराज।"

--न विक्रम स-१९ ( }  { गणी-पन्यास पद-१९९२
--क्षा विक्रम स-१९( } { आचार्य पद-१९९१



# परमगुरु-प्रार्थना





पूज्यः श्रीदानसूरिः स्फटिकविमलहृद् दग्धदेहप्रकर्षः,
आप्तोक्ते पारदृश्वा स्वपरसमयविद् मूर्तिमान्पुण्यपुञ्जः ।
दुर्भेद्यो नीचसत्त्वैः प्रशमरसमयो जङ्गमः कल्पवृक्षः,
कल्याणं संतनोतु परमगुरुवरः सोऽनिशं सूरिराजः ॥ १ ॥



जैन-प्रवचन





– प्रवचनकार –

मुनिप्रवर

श्री रामविजयजी महाराज,

# આભારદર્શન
## —અને—
## બીજું જરૂરી

પ્રિય વાચક,

પ્રાત સ્મરણીય પૂજ્યપાદ બાલબ્રહ્મચારી પ્રભાવશાળી વકતા સમર્થ વિદ્વાન મુનિપ્રવર શ્રીમદ્ રામવિજયજી મહારાજ આ સંગ્રહ કરેલા વ્યાખ્યાનોના દાતા છે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી મે પૂછાવેલી બાબતોનો યોગ્ય ખુલાસો કરી આ પુસ્તક પ્રગટ થવાથી થતી શાસનસેવામા તેઓશ્રી મને આશ્રયરૂપ થયા છે પ્રથમથીજ હુ ધર્મનિશ્રાએ તેઓશ્રીનો ઋણી હતોજ ને આથી વિશેષ થયો છુ એ ઉપકારનો બદલો વાળવાને હુ અસમર્થ છુ, છતાએ તેઓશ્રી પાસે વિશેષ ધર્મલાભની માગણી ચાલુ રાખુ છુ

બની શકે તેટલી શાસનસેવા કરવાના ઉદ્દેશથી આ પુસ્તક પ્રગટ કરવાનું કામ મે હાથપર લીધુ છે, અને એ કામમા હાલ મુબાઈમા નિવાસ કરતા પાટણના રહીશ શ્રાદ્ધરત્ન શ્રીયુત ભગવાનદાસ હાલાભાઈ જેઓ શ્રી 'જૈન પ્રવચન'ના આત્મા સમાન છે અને જેમણે અનાન્તવાર યોગ્ય સૂચનાઓ કરીને મને પુસ્તક પ્રસિદ્ધિના કાર્યમા સહાય કરી છે તેમજ મારા જ્ઞાતિજન મૂળ સુરતના વતની પણ હાલ મુબાઈનિવાસી ધર્મપ્રેમી બધુ રતન અમૃતલાલ મગનલાલ મોદી બી એ એ પ્રુફો સુધારી આપવા વિગેરે બાબતમા નિ સ્વાર્થભાવે મને જે મદદ કરી છે, તે માટે એ બને સેવાપ્રેમી ધર્મબધુઓનો તથા પૂજ્યમુનિશ્રીના વ્યાખ્યાનોનો સાર સગ્રહ કરી "જૈન-પ્રવચન" નામના અઠવાડિક પત્રરૂપે પ્રગટ કરનાર સુશ્રાવક ભાઈશ્રી હકીચદ દીપચદે એ પત્રના લેખોને

પુસ્તકરૂપે પ્રગટ કરવાનો પબ્લીશર તરીકેનો આ આવૃત્તિ પૂરતો હક્ક મને અર્પણ કરવા માટે એ ભાઈનો પણ સહર્ષ આભાર માનુ છુ

પરમ પૂજ્ય ન્યાયાભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનદ સૂરીશ્વરજી ઉર્ફે શ્રીમદ્ આત્મારામજી મહારાજના અનન્ય પટ્ટધર પ્રાતઃસ્મરણીય આચાર્ય શ્રીમદ્ ૧૦૦૮ વિજયકમળસૂરીશ્વરજી મહારાજ, તે પૂજ્ય મુનિપ્રવર શ્રીમદ્ રામવિજયજી મહારાજના પરમગુરૂના પણ પરમગુરૂ થાય છે તેઓશ્રીના પ્રથમ દર્શને જ હુ ધર્માભિમુખ બન્યો હતો, તેની યાદમા તેઓશ્રીના પવિત્ર સ્મરણાર્થે આ પુસ્તક હુ વાચકવર્ગને સપ્રેમ સમર્પુ છુ

મનુષ્યમાત્ર ભૂલને પાત્ર હોય છે એટલે આ પુસ્તકમા પણ તેવી ભૂલો રહી ગઈ હોય, તો નવાઈ પામવા જેવુ નથી આશા છે કે-પ્રેસની ભૂલો થઈ હોય તેમજ પ્રૂફોમા ભૂલો રહી ગઈ હોય, તે બધી વાચકવર્ગ સુધારી લેશે અને એ ત્રુટિ માટે ક્ષમા આપશે જ્યારે બીજી આવૃત્તિ કાઢવાનો સમય આવે ત્યારે એવી ભૂલો સુધારી શકાય, તે માટે વાચકવર્ગ પોતાને માલૂમ પડતી ભૂલો મને લખી જણાવશે તો ઉપકાર થશે

આ પુસ્તકમા પાના ૭૨ પછી ૭૩ને બદલે પાનાનો નબર ભૂલથી ૮૧થી શરૂ થએલો છે, તે લક્ષમા રાખવા કહી વિરમીશ સુજ્ઞેષુ કિં બહુના ।

કણપીઠ સુરત
તા ૯-૮-૩૦

ફકીરચદ મગનલાલ બદામીના
સ્નેહવદન



# વસ્તુ-નિર્દેશ.



અર્વાચીન અને પ્રાચીન સાહિત્યયુગમા કોઈ પણ ગ્રંથનો પ્રારંભ, ઇષ્ટ આરાધ્યનુ નામ-સ્મરણ કરી મંગળ કર્યા બાદ, પુસ્તકની શુ થાગી, પુસ્તકની વસ્તુ ને પુસ્તકના પ્રારંભ પૂર્વે જણાવી દેવા જોગ બાબતનો નિર્દેશ-ભૂમિકા, પ્રસ્તાવના, ઉપોદ્ઘાત ઇત્યાદિ દ્વારા કરાય છે, પરંતુ આ પુસ્તકને એવી ભૂમિકા વિગેરેની જરૂર નથી. આ પુસ્તક એક મહાપુરૂષ વ્યાખ્યાનરૂપે આપેલા વચનામૃતોના સંગ્રહરૂપ છે. એમા ભૂમિકા અને પ્રસ્તાવના બધુ જ વ્યાખ્યાનકાર મહાત્માએ બાલજીવોના આધારે કરેલ છે, એટલે વસ્તુ નિર્દેશ નિમિત્તે મારી ફરજ,-માત્ર વ્યાખ્યાનદાતા મુનિવરનો પરિચય આપવાની, જે સંજોગો વચ્ચે એ વ્યાખ્યાનો અપાયા છે તે સંજોગોનુ નિદર્શન કરાવવાની, અને જે વસ્તુ પુસ્તકરૂપે અપાઇ રહી છે, તેની મહત્તાનો ખ્યાલ કરાવવા પૂરતી છે અને જ્યારે પ્રકાશક બંધુ વાચકોના કર-કમલમા એક એવો ઉત્તમ ગ્રંથ રજુ કરી રહ્યા છે, કે જે શાશ્વત્ માનન્ત કળારૂપ છે અને જેનું વાચન, મનન અને એને અનુસરતુ આચરણ, ત્રિવિધ તાપથી સંતપ્ત થઈ રહેલ જગતના જીવોને આત્મશાંતિ પ્રાપ્ત કરાવનાર છે, ત્યારે હુ મારા શબ્દો રચવામા વાચકોનો વધુ સમય લઉ, એ મને સ્વાભાવિક રીતે જ અનિષ્ટ લાગે છે તેથી મારે કરવાનો નિર્દેશ હુ ટુંકમા જ કરી લઈ વાચકોનું લક્ષ્ય ગ્રંથ વાચન પ્રત્યે દોરીશ.

અમૂક નિયમો ધર્મ અને વ્યવહારમા એક સરખી રીતે ઉપયુક્ત લેખાય છે—"पुरुषविश्वासे वचनविश्वास ।" 'પુરૂષના વિશ્વાસે વચનનો વિશ્વાસ' એ નિયમ સનાતનસિદ્ધ છે એટલે આદિમા વ્યાખ્યાનકાર મહાપુરૂષનો હુ પરિચય કરાવુ છુ.

ન્યાયાંભોનિધિ સદ્ધર્મોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ વિજયાનંદ-સૂરીશ્વરજી (શ્રી આત્મારામજી) મહારાજશ્રીના એકના એક પટ્ટ પ્રભાવક સદ્ધર્મરક્ષક શ્રીમદ્ વિજયકમળસૂરિરાજના વિદ્વજ્જન માન્ય શાસનરક્ષકપટ્ટાલંકાર આચાર્યવર્ય શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજશ્રીના વિદ્વદ્વર્ય શિષ્યરત્ન અનુયોગાચાર્ય શ્રીમત્ પ્રેમવિજયજી ગણિવરના શિષ્યરત્ન પ્રખરવક્તા પૂજ્યપાદ મુનિપ્રવર શ્રીમદ્ રામવિજયજી મહારાજ, આ વ્યાખ્યાનોના દાતા છે બાળવયે પરમપુનિત સાધુજીવન સ્વીકારીને, પોતાના ચારિત્ર-શીલ સંયમરસિક પ્રવચનપારંગત ગુરૂવરોના સહવાસમાંથી સંસ્કાર પામીને, દત્તચિત્ત બની અધ્યયનના પ્રતાપે આગમ, તર્ક, ન્યાય, વ્યાકરણ આદિ ગહન વિષયોમાં નિપુણ બનીને, શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશેલા અને ગણધરદેવોએ ગુંથેલા આગમો તથા તેની નિશ્રાયે રચાયેલા ગ્રંથોનું વાચન, મનન અને પરિશીલન કરીને, ઇંદ્રિયદમનથી આત્મશક્તિઓને વિકસાવીને, અને એ બધો યોગ પોતાની પ્રતિભા શાલી વક્તૃતામાં ઉમેરીને, આ વ્યાખ્યાતા માત્ર ગુજરાત કે કાઠિયાવાડ, મેવાડ કે મારવાડ, માળવા કે મહારાષ્ટ્ર, પંજાબ કે બંગાળમાં જ જાણીતા છે એટલું જ નહિ, પરંતુ સારૂએ હિન્દુસ્થાન અને બૃહદ્ ભારત પણ એ ' રામ " નામના સત્ત્વથી સુપરિચિત છે. આજના યુગમાં તો તેઓ શ્રીમદ્‌ની ઓળખાણ આપવાને માટે એઓશ્રીના નામનો માત્ર નિર્દેશ પણ બસ લેખાય છે.

અધ્યાત્મવાદ ઉપર આજે જડવાદના વાદળા વેરાઈ રહ્યા છે. પ્રથમ આચાર બગડ્યા અને એ આચારના યોગે આજે વિચાર પણ બગડ્યા છે. ચોમેર પ્રસરી રહેલી જડવાદની જ્વાળા સમાન જ્વાળાઓ પરમ શાંતિને આપનાર અધ્યાત્મ-પ્રેમને ખાખ કરી રહી છે. અરે, આજે તો આત્મા અને આત્મકલ્યાણ જેવી વસ્તુઓ પણ કેટલાકને મન અવિશ્વસનીય થઇ પડી છે. ઇંદ્રિયોની ગુલામી, વિષયોમાં આસક્તિ અને શારીરિક મૂર્છાના પ્રતાપે જીવન એટલા બધા ક્ષુદ્ર તથા મર્યાદાહીન થઇ ગયા છે, કે જેથી આજની જનતાને ત્યાગના રાગથી જ વિરાગ થવા પામ્યો છે. બહુ જ થોડા અપવાદોને છોડીએ તો આ રાષ્ટ્રનું આ વાતાવરણ સર્વસામાન્ય થઈ પડયું છે. જ્યારે જગતની અને અધ્યાત્મજીવી ભારતની પણ આ દશા થઇ પડી છે, ત્યારે

મૂક્યા આ બધા પછી બખાળાખોર મંડળો ઉભા કર્યા અને પડદા પાછળ રહી એ ને એ લોકોએ જ પૂર્વાચાર્યોને ઇતિહાસના અગાઉ કહ્યા અને શાસ્ત્રોને કુતનારાસ્ત્ર કહી બાળી મૂકવાનું વિધાન કર્યુ શરૂઆતની ધર્મપ્રેમની વાતો અને આજની આ વાતોનો સળંગ સંબંધ તપાસી જોવાથી, ન્હેજે જણાય તેમ છે કે–ઉપર કહ્યા પ્રમાણે પહેલેથી જ એમની છુપી દાનત હતી ખુલ્લી તો એ છે કે–એવા મો પહેરવા ગુમાખુનાની લાળીચોડી વાતો કરતા હતા, જ્યારે અત્યારે તેઓ ચારિત્રહીનો અને ધર્મશ્રદ્ધા પ્રજાને પોતાના સાથીનો બનાવી એમની રહીસહી સાધુતાના પણ લીલામ કરાવી રહેલ છે

આપણા વ્યાખ્યાન કાર મુનિપ્રવરશ્રી પોતાના ગુરૂદેવોની છત્રછાયા નીચે મુબાઈ પધાર્યા, ત્યારે મુબાઈ આવી ખળભળ હાલતમા મૂકાયેલુ હતુ મુબાઇમા થનાર એઓશ્રીની પધરામણીની ગભરામણે તો એ નાઓએ ઉપર નિર્દિષ્ટ કરવામા આવ્યુ છે, તે બખાળાખોરોના સમહરૂપ મંડળ મુબાઈમા પણ ઉભુ કર્યુ અને પછી જે દિવસે એઓશ્રીએ મુબાઇમા પ્રવેશ કર્યો, તે દિવસથી માંડીને જ એઓશ્રીમદ્‌ની વિરૂદ્ધ બને તેટલુ જુઠાણુ ભર્યું અને તર્કટી પ્રચારકાર્ય એ મંડળે કર્યુ આમ છતા આવા કંટકટિના મુશ્કેલીભર્યા સંયોગો વચ્ચે પણ મુનિપ્રવરશ્રી મુબાઈ પવાયા અને એઓશ્રીના વિરોધીઓ પણ જે શૈલીની મુક્તકંઠે પ્રશંસા કરે છે અને પ્રશ્નકારો પોતાના પ્રશ્નોનું ત્યાને ત્યા જ તરત મળી જતુ સમાધાન સાભળી દાતમા આગળા કરડે છે, તે અસન્કાન્ત શૈલીથી એમના વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાનો શરૂ થયા જેમ જેમ વ્યાખ્યાનપ્રવાહ વેગવતો થતો ગયો, તેમ તેમ વિરોધીઓએ ન્યેની ઈદ્રજાળ લેવાતી ગઈ અને પૂજ્ય મુનિપ્રવરશ્રીને ગાળો દેનારાઓમાનાઓ પણ ચપ્પુ ચૂમનાગ ભક્ત બની ગયા અને આ જ ઉકળાટના પરિણામે વિરોધીઓએ પૂજ્ય મુનિપ્રવરશ્રીની મ્હામે અનેક તર્કટો ઉભા કરી હીચકારા આક્રમણો કર્યા હતા તે બધી ઘટનાઓ જાહેર જ હોઈ એનો ઉલ્લેખ અત્રે અનાવશ્યક છે પરન્તુ પોતાના સામે થયેલા અનેક આક્રમણો સામે એક પણ અક્ષર ઉચ્ચાર્યા વિના અથવા શ્રીમંત ભક્તવર્ગની જગાયે અજાયા વિના, આત્મકલ્યાણ અને પરાત્મકલ્યાણનાજ આશયથી આ મુનિવરે

પોતાના વ્યાખ્યાનો ચાલુ રાખ્યા તેઓ શ્રીમદ્‌ના વ્યાખ્યાનોની વિશિષ્ટ પ્રથા તો એ છે કે-ગમે તે જિજ્ઞાસુ સભા વચ્ચે પ્રશ્ન પૂછી શકે છે અને તેનો ઉત્તર પણ 'पीछे मिलना' ન આપતા તેજ ઘડીએ અપાય છે આમ મુબાઈના વાતાવરણમા પૂજ્ય મુનિ પ્રવરશ્રીના વ્યાખ્યાનો અજબ જેવો પલટો લાવી શક્યા છે અને ધર્મિ-વર્ગમા પણ નવુ જોમ આવ્યુ છે આ જ ઉપકારી મહાપુરૂષના પ્રતાપે આજે અનેક આત્માઓ, કે જેઓ પ્રથમ 'ધર્મ-વિમુખ' હતા, તે પણ આજે 'ધર્માભિમુખ' થવા પામ્યા છે

વર્ત્તમાન સમી ઉપર આ મહાપુરૂષથી થઈ રહેલા ઉપકારનુ જેટલુ વર્ણન કરીએ તેટલુ ઓછુ છે રજના ગર્જ અને રજની રીન તાને ગાળી નાખનાર અપૂર્વ દેશનાશક્તિવાળા પૂર્વના મહા પુરૂષોના જે વર્ણનો શાસ્ત્રમા વાચીએ છીએ, તેમ જ મહાન્ પૂર્વાચાર્યોએ ભયકર કુમતવાદીઓની વચ્ચે પણ માનાપમાનની પરવા કર્યા વિના, શાસનના અણમોલા સિદ્ધાતોનું જે રીતે રક્ષણ કર્યાનું સભળાય છે, તેની ઝાખી આ મહાપુરૂષનુ જીવન આજે પ્રત્યક્ષ કરાવી રહ્યુ છે,-એમ કહેવામા કાઇ પણ અતિશયોક્તિ થતી નથી ધર્મ માટે વિષમ બનેલા આ યુગમા પણ જૈન કિંવા જૈનેતર જગતને વિશિષ્ટ ને લાક્ષણિક સ્વરૂપે આત્મમાર્ગ દર્શાવનાર આ એક સમર્થ મહાપુરુષ છે, એ વાતને એઓ શ્રીમદ્‌ના પરિચયમા આવનાર પ્રત્યેક ધર્મિ-આત્મા કરણ એકી અવાજે કબૂલ કરે છે

આ વ્યાખ્યાનોમા ચર્ચાયેલા અનેક વિષયોનો સાર તો એ વાચનાર જ પામી શકે જડવાદની તેઓ શ્રીમદે દર્શાવેલી ભય કરતા, ચેતનવાદની તેઓશ્રીએ દર્શાવેલી જરૂર, મોહાધીનતાના કારણે વધતી જતી દુ ખપરપરા, ઇદ્રિયાધીનતા અને અર્થકામની ગુલામીને આ જમાનાની ગણાવેલી ખાસ બદબો, તેમ જ ભાગવતી દીક્ષા સબધી તેઓ શ્રીમદે દર્શાવેલા વિચારો,—એ બધુ ખરેખર એટલુ બધુ સચોટ, રસિક અને હૃદયસ્પર્શી છે, કે જે જિજ્ઞાસુ તરિકે વાચનારને સ ત્રમુગ્ધ કર્યા સિવાય ન રહે આ અને એઓ શ્રીમદે આ પૂર્વે આપેલા વ્યાખ્યાનોએ અનેકને ત્યાગના રાગ ઉપજાવ્યા છે, અર્થકામના રસિક આત્માઓને નીરસ લાગતા ક્રિયાકાડમા રહેલ અતિ રસિક જ્ઞાનનુ ભાન કરાવ્યુ છે, તેમ જ જૈનશાસનની પ્રત્યેક

ક્રિયાનું અંતિમ લક્ષ્ય મોક્ષપ્રાપ્તિ સિવાય અન્ય ન જ હોઈ શકે તથા એ ક્રિયાઓ મુમુક્ષુ ભાવનાથી આદરવામાં આવે તો જ એ શ્રી જિનશાસનની આરાધના કહેવાય, વિગેરે ઘણી ઘણી બાબતોનો અપૂર્વ રહસ્યસ્ફોટ એમણે કરેલ છે. સંસાર એકાંત ભયંકર દાવાનળ છે, એવું નગ્ન ચિત્ર આ મહાપુરુષે દોરી બતાવી અનાદિ મિથ્યા ભાવથી સંસારમાં આસક્ત આત્માઓને સંયમપ્રેમી બનાવ્યા છે, અને સંસારની અસારતા સમજ્યા વિના જૈનત્વની કીંમત નથી સમજાતી, એ બાબત પણ સ્પષ્ટ કરેલ છે. આજે ચાલી રહેલા ઘોઘાટનું મૂળ કારણ કોઈ પણ હોય, તો તે સંસારને સારરૂપ માનવામાં આવે છે તે જ છે. જે લોકો સર્વજ્ઞદેવોના કથન અનુસાર સંસારને દાવાગ્નિ સમાન દેખે છે, તેમને આવા મહાપુરુષની સાથે વિરોધ હોતો જ નથી. આ મહાપુરુષે તો જડવાદના જમાનામાં રહી ચેતનવાદની મહાન્ ક્રાંતિ કરી છે અને છતાં પણ એઓ શ્રીમદે એમના અંગત શત્રુઓ પ્રત્યે દયા કેળવવામાં જરાય કમીના રાખી નથી. આ મહાપુરુષ જીવનના જેણેમે પણ આગમનના સત્યો જે રીતે પ્રકાશી રહ્યા છે, તે પૂર્વજન્મની અનુપમ સમ્યગ્સામગ્રી વિના, ધીરતાયુક્ત વીરતાવાળા આત્મબળ વિના અને શાસનનો રંગ રગેરગ પ્રસર્યા વિના બહાર પાડી શકાય જ નહિ. આ વ્યાખ્યાનો જાહેરને અતિ મનનીય હોઈ, એના અવતરણો **'જૈન-પ્રવચન'** નામના અઠવાડિક પત્રદ્વારા છપાઈ રહ્યા છે. તે વ્યાખ્યાનોમાંથી એ પત્રના પહેલા સત્તર અંકોમાં પ્રસિદ્ધ થયેલ આઠ વીરા વ્યાખ્યાનોનું અવતરણ, આ ગ્રંથમાં લેવામાં આવ્યું છે. **'જૈન પ્રવચન'** પત્ર શરૂ થયા બાદ તેને સારો આવકાર મળતો ગયો છે અને મને સંપૂર્ણ આશા છે કે એના ગ્રંથરૂપે તૈયાર કરેલ આ પુસ્તકને પણ સારો આવકાર મળશે, તથા એ વાંચીને અનેક આત્માઓ આત્મકલ્યાણ સાધશે. આશા છે કે—પ્રત્યેક જૈન આની એકેક નકલનો પોતાને ઘેર એક અમૂલ્ય વારસા તરિકે સંગ્રહ કરશે. આટલો વસ્તુ-નિર્દેશ કર્યા બાદ વાચકોને હું ગ્રંથારંભમાં મૂકી આવું છું.

શ્રાવણ શુક્લા પૂર્ણિમા
સંવત્ ૧૯૮૯
મુંબાઈ નં. ૩

હીરાચંદ દીપચંદ શાહ
સંપાદક "જૈન પ્રવચન"

"णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स।"

परमगुरु–आचार्यदेव–श्रीमद्विजयदानसूरीश्वर–पादपद्मेभ्यो नमः।

# શ્રી જૈન પ્રવચન

卐 વ્યાખ્યાનકાર 卐

અનુયોગાચાર્ય શ્રી પ્રેમવિજયજીગણિવરશિષ્યરત્ન,

**મુનિપ્રવર શ્રી રામવિજયજી મહારાજ**

ભૂલેશ્વર, લાલબાગ જૈન–ઉપાશ્રય, મુંબઈ

"चत्तारि परमंगाणी, दुल्लहाणीह जंतुणो।
माणुसत्तं सुई सद्धा, संजमम्मि य वीरियं ॥ १ ॥"

આ સંસારમાં ૧–ઉત્તમ દેશ આદિ સામગ્રી સંપન્ન મનુષ્યપણું, ૨–સદ્‌ગુરૂ દ્વારા શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રોનું શ્રવણ ૩–તે શાસ્ત્ર કથિત તાત્ત્વિક માર્ગ ઉપર અવિચલ શ્રદ્ધા અને ૪–શ્રદ્ધાશુદ્ધ સંયમમાં વીર્યનો સદુપયોગ ' આ ચાર પરમ અંગો કે જે મુક્તિ માર્ગની સાધનામાં ઉત્કૃષ્ટ સાધનો છે તે જીવોને અતિશય દુર્લભ છે

## વ્યાખ્યાન ૧ લું.

### સાર્થકતા શામાં ?

જગત માત્રનું એકાંતે ભલું ઇચ્છનારા શ્રી જિનેશ્વરદેવોએ સારી દુનિયા અનંત દુઃખથી છુટી અનંત સુખની ભોક્તા બને, એજ અભિલાષાથી ધર્મતીર્થની સ્થાપના કરી એજ ધર્મની આરાધના માટે આ માનવ જીવનની મહત્તા આંકી છે અનેક રીતિએ દુર્લભ ગણાતા આ માનવ-જીવનની સાર્થકતા કોઈ હોય, તો ખરેખર, શ્રી જિનેશ્વર-દેવોએ કહેલા ધર્મનું પાલન કરવામાં છે. આપણા પુણ્યોદયનો

પાર થી જો ભાગ્યવાન ન હોઇએ તો આર્ય દેશ, આર્ય જાતિ, આર્ય કુળ અને તેમાંય શ્રાવકકુળમાં જન્મ ક્યાંથી મળે? જ્યાં ધર્મ કરવાની અનેક સામગ્રીઓ મોજુદ હોય ત્યાં જન્મ પામ્યા, એ જેવો તેવો પુણ્યોદય નથી, પણ તે પુણ્યોદયથી પામેલી સઘળી વસ્તુઓને સફળ ન કરી શકીએ તો આપણા જેવા કમનસીબ કોણ? જેઓ નથી પામ્યા તેઓથી પણ આપણે વધુ કમનસીબ ગણાઇએ ન પામનાર તો કહી શકે કે પુણ્ય પામી ચૂકીએ કારણ કે પામ્યા નથી પણ આપણે શું કહીએ? વ્યવહારમાં પણ એક દરિદ્રી હોઇને ભૂખ્યો મરે, રખડતો ફરે, તે વાજબી, પણ શ્રીમાન, છતી સામગ્રીએ, કૃપણતાના યોગે ભૂખ્યો મરે તો ભાગ્યહીન દરિદ્રીથી પણ ભુંડો છે એવી રીતિએ સામગ્રી પામીને પણ તે પ્રત્યે જો આપણે બેદરકાર રહીએ, પ્રમાદી બનીએ, વિષય, કષાયો અને ભોગવિલાસમાં જીવન પસાર કરીએ, તો આપણે પણ કમનસીબ ખરા કે નહિ? જો કે આ 'કમનસીબ' શબ્દ આપણને ગમશે નહિ, આપણને એ રૂચે નહિ, આપણે તો ઇચ્છીએ કે આપણને સહુ પુણ્યવાન્ અને ભાગ્યવાન કહે, પણ તે કાંઇ સહેલું નથી પુણ્યવાન્ હોઇએ તો છતી સામગ્રીએ આવી દશા હોય? આ અનંત પુણ્યરાશિથી મળેલા માનવજીવનમાં અરિહંતને ન ઓળખીએ, સિદ્ધનું સ્વરૂપ ન જાણીએ, વર્તમાનમાં તારક ગણાતા આચાર્ય, ઉપાધ્યાય, સાધુને ન સમજીએ, પાંચેને મનગમતી રીતિએ નચાવીએ, તો શું કહેવાઇએ? જો પૈસો, મોટી પેઢીઓ હોય, મોટા બંગલા હોય, દુનિયા સલામ ભરતી હોય, પાંચસો હજાર નોકર હોય, મોટીમોટી ખુરસીઓ ઉપર બેસવાનું હોય, જે હોય તે 'જી હા' કહેતા હોય તેમાં નથી સમાયેલું ત્યાં તમે જૈન શાથી? તમે કહોને કે અમારા વાળ મોટા છે, મોટી પાઘડીઓ પહેરીએ છીએ, દુપટ્ટા રેશમી ઓઢીએ છીએ, તેથી અમે જૈન છીએ, પણ યાદ રાખજો કે જે જૈન નથી કહેવાતા તેઓ પણ તમારાથી ચાર ચાર ગણા ઉંચા સિંહાસને બેસે છે ત્યારે તમારામાં ને તેઓમાં ફેર શું?

### જૈનત્વ શું?

આજે આપણે પહેલો પાયો માંડવો છે ઇમારત ચણવાની હજુ વાર છે ધર્મનું સ્વરૂપ, ધર્મ કરવાની વાતો હાલ આપણે કરતા

નથી હાલ તો આપણે જ્યાં બેઠા છીએ તે સ્થળની ભાવના શું હોવી જોઇએ, કયા વિચાર કેળવવા જોઇએ અને કયા સિદ્ધાન્તના બનવું જોઇએ તે વિચારીએ છીએ શ્રી જિનેશ્વરદેવને ન ઓળખીએ, સીધી રીતિએ માનીએ નહિ, તેમના પ્રત્યે જેવો જોઇએ તેવો ભક્તિ ભાવ ન જાગે, તેમની શી આજ્ઞા છે તે સમજવા કાળજી ન કરીએ, તો આપણે જૈન કેવી રીતિએ? દુનિયામાં તમારે તમારી જૈન તરીકે જાહેરાત આપવી હોય, તમારી જાતને જૈન તરીકે ઓળખાવવી હોય, તો તમારામાં શું હોવું ઘટે? મુનિ તે કહેવાય કે જેની પાસે પાંચ મહાવ્રતો હોય, તેને પાળવા માટે ધીર બની માત્ર ભિક્ષાથી આજીવિકા કરે, સમાધિમાં રહે, ધર્મનોજ એક ઉપદેશ આપે તેવી રીતિએ જૈનનું સ્વરૂપ બતાવવું હોય તો શું હોવું ઘટે? અમે સર્વ કાંઇ છીએ, અમે બધું સમજીયે છીએ, એવું માનો તો કાંઇ બળજોરી નથી પણ **મૂર્ખાઓજ પોતાને બુદ્ધિમાન અને ગાડાઓજ પોતાને ડાહ્યા તરીકે ઓળખે છે જ્ઞાનીઓ તો કહે છે કે જે પોતાની જાતને ડાહ્યા કહે છે, તે લગભગ ગાંડા છે** તમે જૈનત્વને જીવનમાં ઉતાર્યા વિના તમારી જાતને જૈન ધર્મી કહેવડાવો તો કોઇનું રાજ્ય નથી કે ના પાડી શકે પરંતુ જ્યારે તમને, સામા જોનારા 'જૈન' કહે તો જ તમારામાં જૈનત્વ છે એમ તમારે માનવું જોઇએ પણ તે કહેનારા તમારી શરમમાં દબાયેલ હોવા ન જોઇએ, તમારા તેજમાં અંજાઇ ગયેલા ન હોવા જોઇએ, તમારી વાતમાં 'હાજીહા' ભણનારા ન હોવા જોઇએ, તમારી 'હાજીહા'ની નીચે પોતાની આજીવિકા ચલાવનાર ન હોવા જોઇએ તમને કોઇ દાનવીર, ધર્મવીર કે શૂરવીર કહે તેમાં મલકાવાનું નથી, પણ તટસ્થ બુદ્ધિએ વિચારવાનું છે કે તમારી ભાવના, તમારૂં વર્તન જૈન તરીકેનું છે કે નહિ? જેમ અરિહંતને ઓળખવા માટે લક્ષણ બતાવ્યા, ગુરૂઓના લક્ષણ કહ્યા, ધર્મનું સ્વરૂપ બતાવ્યું, તેમ જૈનને ઓળખવા માટે કાંઇ હોવું જોઇએને? **જિનોના સ્વામી તે શ્રીજિનેશ્વર, તેના અનુયાયી તે જૈન** શેઠનો નોકર સાચો કયારે? શેઠના ચોપડા મુજબ પેઢીનો વહીવટ કરે તે સાચો નોકર કે મરજી મુજબ કરે તે? એ ન્યાયે જૈન **કોણ? શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુસાર વર્તે તે અને**

**તેમની આજ્ઞાને માને તે** હવે તે શ્રી જિનેશ્વરદેવ, જિનેશ્વર થયા ક્યારે? ખાતેપીતે, મોજશોખ મારતે, લીલા લહેર કરતે? આ વાત પહેલી વિચારવાની છે, તે વિના એટલે કે શ્રી જિનેશ્વરદેવને ઓળખ્યા વિના તમને શ્રી જિનેશ્વરદેવ પ્રત્યે ભક્તિ અને પ્રેમ જાગવાનો નથી, જ્યા સુધી તે માન્યતા મજબુત ન બને ત્યા સુધી તેમની આજ્ઞા ઉપર સાચો પ્રેમ પણ થવાનો નથી

## એક વચની બનો

**મતિ કલ્પના એ ધર્મ નથી ધર્મમા મતિ કલ્પના ન ચાલે.** પ્રમાણ તે આગમ કે મતિ કલ્પના? આ વાત તમારા આત્માને પૂછીને નક્કી કરજો સહ્ન સમજાય નહિ ત્યા સુધી હા પડાવવાનો આગ્રહ નથી, પણ હા પાડી જુદો વર્તાવ થાય તેના કરતા તો બહેતર છે કે હા પાડવી નહિ અતરને પૂછીને નાભિમાથી નાદ થાય તોજ 'હા' કહેજો. ખોટી 'હા' ન કહેતા **એજ ખોટી હાયે સારામા સારી વસ્તુઓનો નાશ કર્યો છે** હા પાડ્યા પછીની જોખમદારીનો ખ્યાલ આવે છે? શાહુકાર વહેપારી સોદો કરી આવ્યા પછી નળીયા વેચવા પડે તો વેચે, સોદો કબુલ કર્યા પછી ખોટ આવે કે નફો થાય, કોટ્યાધિપતિ બને કે ભીખ માગતો બને, પણ ફરે નહિ પણ એ કોણ? સાચો શાહ **માત્ર લખાતા શાહે તો ઘણાને ડુબાડયા** માટે આપણે તો સાચો શાહ જોઇએ બજારના સોદાની કીંમત વધુ કે અહીંની? બેમાથી તારક કોણ? બજાર કે આ? **સાધુને પણ જે બોલવાનુ તે પ્રભુએ કહ્યુ હોય તેજ** એના કથન પ્રમાણે **કહીએ** તો આ સ્થાન ઉપર બેસાડો, માન સુખ જોઇનેજ બેસાડો તો તમે મૂર્ખા છો દુનિયાના નહિ જેવા વ્યવહાર ચલાવવા માટે બજારમા સાખ સાચવવી પડે ત્યારે અહી એકવચની જોઇએ કે બેવચની યા ગમે તે ચાલે? પૂરી જોખમદારી સમજ્યા પછી હા પાડવાની હા પાડ્યા પછી વિરૂદ્ધ વર્તાવ થાય, તેમા નુકસાન કોને થશે? હુ કહુ છુ કે તમારી જાતને અને તેમા તમારા આત્માનો, તમારા કલ્યાણમાર્ગ માગનો નાશ છે

## તમારી જવાબદારી સમજો

હવે તમે જૈન શાથી? શુ બતાવો તો ઇતર તમને જૈન તરીકે માને? હું રાજ્યનો માલીક છુ, છ ખંડનું ચક્રવર્તિપણું મારા હાથમા છે, તેથી સામો તમને જૈન માનશે? એ માન્યતા તો ઘણાના હાથમા આવે છે **શ્રી જિનેશ્વરદેવની સેવા કરે તે જૈન** સેવા એટલે કેસરના ચાંદ્લા કરવાથી જૈન થઇ જવાશે એમ ન માનતા સેવા શા માટે? આ માનુષ્ય સફળ કરવા શુ શ્રી જિનેશ્વરદેવ ઉંચકીને ઉપર લઇ જવાના? આત્મજ્ઞાન શબ્દમાં ગંભીરતા છુપાયેલી છે આપણે એજ વસ્તુને સ્પષ્ટ કરવાની છે દુનિયામા જૈન તરીકે પંકાવવુ હોય, અમુક પ્રદેશમા જૈન શાસન જયવંતુ વર્તે છે, એમ સાબીત કરવુ હોય, તો કઇ રીતિએ વર્તિએ, કેવા વચન બોલીએ, કયા કાર્યો કરીએ તો તે ખાત્રી થઇ શકે? બાકી દુનિયા જેમ ચાલે છે તેમજ ચાલવુ હોય, અને જૈન કહેવડાવવુ હોય તો તે અશક્ય છે જૈન નામ ધરાવુ, જૈનના ચિહ્ન કરવા, અને તે ચિહ્નાનુસારે વર્તન રાખવાની કાંઇ પણ કાળજી ન રાખવી, તો બહેતર છે કે તે ચિહ્નો છોડી દેવા (છોડી દો એમ હુ નથી કહેતો) કો સૈનિક પોતાની ડ્યુટિ ઉપર કઇ રીતિએ ઉભો રહે? આળસ કે પ્રમાદ કરે તો? નોકરી જાય માર ખાઇને ફરિયાદ કરવા જાય તો? માર ખાધા હોય તો પણ તેનાથી કહેવાય નહિ આટલા પાનીગના પટ્ટાએ કેટલી ફરજ નાખી પ્રભુની આજ્ઞા મસ્તકે ચઢાવનાર, તમારી કઇ ફરજ? શ્રી જિનેશ્વરદેવ ઓળખાશે ત્યારેજ તે સમજાશે પંચ પરમેષ્ટિમાના પ્રથમ, અરિહંતની ઓળખાણ આજે તમને કરાવી છે અરિહંતને ઓળખ્યા વિના, તેમનુ સ્વરૂપ જાણ્યા વિના, તમારી ફરજ તમને નહિ સમજાય

## આ કાળ શ્રી મહાવીરદેવની દ્રષ્ટિમા આવેલો છે?

**આ** અવસર્પિણીના ચોવીસ તીર્થંકરોમા ભગવાન શ્રી મહાવીરદેવ છેલ્લા તીર્થંકર છે એમનુ શાસન પામવાથી આપણે આપણી જાતને ભાગ્યશાળી ગણીએ છીએ તે શાસન ૨૫૦૦ વર્ષ પહેલા સ્થાપ્યુ તેજ કે બીજુ? તે તીર્થ સ્થપાયું તે પંચમ કાળ માટે કે ચોથા કાલ માટેજ? આજ પણ તે શાસન તારે કે નહિ? શ્રી તીર્થંકરદેવોએ

તીર્થની સ્થાપના કરી શુ કામ ? દુનિયામા કઇ વસ્તુની ખામી હતી કે તે પૂરી કરવા તીર્થસ્થાપનાની જરૂર પડી ? આજે જે દેખાય છે તે ભવુ હતુ અત્યારથી સારૂ હતુ અધુરા જ્ઞાને સ્થાપ્યુ કે પૂરા ? કેવળ જ્ઞાન થયા પહેલા કે પછી ? પહેલા કેમ નહિ ? છદ્મસ્થપણામા ભૂલ થવાનો સભવ હોવાથી બધા તીર્થંકરોએ, રખે કદાચ એવી ભૂલ થવા ન પામે કે તેની સેવા કરનાર આત્મા ડુબી જાય તેટલા માટે કેવળજ્ઞાન થયા પછી સ્થાપ્યુ **સસારસાગરમા ડુબતા પ્રાણીઓને તારવા માટે, તીર્થને સ્થાપ્યુ** જગતના આત્મા સસારમા ડુબી રહ્યા છે, લોટી રહ્યા છે, હેરાન હેરાન થઇ રહ્યા છે તેમને તારનાની અભિલાષાવાળો આત્મા અધુરા જ્ઞાને સ્થાપના ન કરે સેકડો આદમીને લઇ જનારી સ્ટીમર ચોડી કાણી હોય તો ડુબાડે જરાયે કાણી ન હોય તોજ પાર ઉતારે કેવળ જ્ઞાનીઓના જ્ઞાનમા કોઈપણ ડાઘ છુપો રહે કે નહિ ? આપણે જે કાળમા જન્મ્યા છીએ, ભટકી રહ્યા છીએ, તે ભગવાન્ શ્રી મહાવીરદેવની દૃષ્ટિમા આવેલો કે ? આપણને બધાને ઓળખે ખરા કે ? બધાને જોઇને ત્રણે કાળના માટે જે જે આજ્ઞાઓ, જે જે સ્થાને કરવાની હતી તે તે કરી સાધુ માટે, બારવ્રત ધારી શ્રાવક માટે અને સમ્યગ્દૃષ્ટિ માટેના ફરમાન કરતી વખતે તેમના જ્ઞાનમા વીતની સઘળી જણાયેલ કે જરા બાજુ થઇ ગયેલી ? તેમના ફરમાનમા આજે ફેરફાર થાય કે ? સર્વજ્ઞના સિદ્ધાતમા ફેરફાર કરવાનો આપણને અધિકાર છે કે ? જે જે ગુણઠાણે જે જે ક્રિયાઓ કરવાનુ ફરમાન કર્યુ, તેમા પરિવર્તન કરવાને માટે છદ્મસ્થોને અધિકાર નથી

## આગમ એ સમ્યગ્દૃષ્ટિનો આરીસો છે

**આ**ખવાળા આદમી પણ નાહી, ધોઈ, કપડા સજી, કોઈ ડાઘ રહી ગયો છે કે નહિ તે જોવા માટે આરીસો હાથમા લે છે આખવાળાને આરીસાની શી જરૂર ? ત્યારે આધળા માટે આરીસાનો ખપ ? દેખના માટે આરીસો ખરો ? ડાઘ છે કે નહિ, નાનો છે કે મોટો તે જોવા માટે જેમ દેખતાને આરીસાની જરૂર છે, તેમ સમ્યગ દૃષ્ટિને કયા આરીસાની જરૂર ? તે આ માને આગમરૂપી આરીસો

જોઇયે આગમ સિવાયનું કોઇ જ્ઞાન કામ નહિ આવે આગમો જે ખોડ બતાવે તેને સુધારવી જોઇએ 'આગમ બાજુમાં મૂકો, આ જમાનામાં નવી આગમ શા' એમ કોણ કહે? પણ જેમ આંખ વગરનાને આરીસો ગમે નહિ, તેમ સમ્યગ્દૃષ્ટિ વિનાનાને આગમ ન ગમે **સમ્યગદૃષ્ટિ ન હોય તેને આગમ ભીંત જેવા લાગે** તે આગમને વળગે તો ટીચાઈ મરે આંધળા સામે આરીસો હોય તો માથું ફુટે જ્યાં ત્યાં ભટકાય જેમ આરીસામાં જોયા વિના ડાહ્યો માણસ ઘરની બહાર ન નીકળે, તેમ સમ્યગ્દૃષ્ટિ આત્મા કોઇ પણ પ્રવૃત્તિ આગમની રીતિએ નિર્ણય નિરખ્યા વિના ન જ કરે બધાજ આ આરીસાને વળગી રહે તો આજે કાંઈ પણ વાંધો આવે? આગમોના કહેનાર, રચનાર, તેને અત્યાર સુધી ટકાવી રાખનાર પ્રત્યે બહુમાન, ભક્તિ, અંતરંગ પ્રેમ અને વિશ્વાસ હોય તોજ તેમ બની શકે

<u>મારા વિચાર કહેનારને આઘા રાખે</u>

જમાલી કાંઇ કમ હતા? ભગવાનના ભાણેજ, જમાઈ અને શિષ્ય હતા પાંચસો શિષ્યના ગુરુ હતા તે બધાને માર્ગ દર્શાવનાર, પ્રથમ આગમના શીખવનાર, કેળવનાર, મુક્તિની દિશામાં લઇ જતા હતા પાંચસો તેમને તારક અને ઉપકારી માનતા હતા અને તેમની સેવામાં આત્માનું કલ્યાણ સમજતા હતા પણ જ્યારે જમાલીએ 'ભગવાન ભૂલ્યા' એમ કહ્યું ત્યારે ગણઆતમાં તે પાંચસો પૈકી ઘણાએ અને ઉત્તમ સાધ્વીએ શું કર્યું? જમાલીનો પરિત્યાગ કે બીજું? એજ 'પૂર્વાચાર્યો ભૂલે, આગમમાં ખામી હોય પણ અમારામાં ભૂલ કે ખામી ન હોય' એમ માનનારા અને પોતાની જાતને વિચક્ષણ તરીકે અને સમજદાર તરીકે ઓળખાવનારાઓ જે આજે કહે છે કે-'પૂર્વાચાર્યો ઉપર તે કાળની છાયા પડી હતી' તેઓને પૂછવું પડે છે કે જે આચાર્યોનું નામ જોઇને ઉત્તર પંડિતોને પણ માથા હલાવવા પડે છે, જેઓએ શાસન સેવા ખાતર ઘરબાર મૂકયા, ભિક્ષા વૃત્તિથી આજીવિકા કરવાનું પસંદ કર્યું, અનેક પ્રકારની આપત્તિઓ સહન કરી, અઢારે પાપ સ્થાનકોથી દૂર રહ્યા અને આખુંય જીવન શાસનસેવામાં સમર્પિત કર્યું

પદાર્થોમા રાચીમાચીને રહ્યા તો હાડકા ભાગી જવાના એક પણ કપની બચાવના નહિ આને છ ખડના માલિકો સાતમીમા મડે છે પુણ્યની શય્યામા સુનારને બેસવાની જગ્યા નથી **ખોટાને મુકવાનુ કહીએ તેમા જેને ગુસ્સો થાય તે મૂર્ખો** તમે ખાઓ, પીઓ, શ્રીમાન્ બનો, અબજોની વૃદ્ધિ થાય, તેમા અમને કાઇ હાનિ છે? હવાઈ વિમાનમા ઉડો, ચાના તપેલા ખાલી કરો, અમર્યાદિતપણે પાન ચાવીને જીવન પશુમય બનાવો, તેમા અમને હાનિ છે? અમે સમજાવીએ તેનુ કારણ? સાહ્યબીને ભોગવીશુ તેમ તેમ સુખની વૃદ્ધિ થશે એવું બતાવો તો કાલથી ભોગવવાની છુટ આપીશુ તમારી મોટરો તમને ઠેઠ મોક્ષ સુધી મૂકી આવશે કે? ૬૦–૮૦ માઇલની ઝડપવાળી રેલ્વેઓ, એરોપ્લેનો ત્યા મૂકી આવશે? 'સાધુઓને તો ધીમે ધીમે સુરતથી મુબાઇ આવતા ત્રણ મહિના વીતી જાય, તેઓને ગામમા ઘર નહિ અને ગીમમા ખેતર નહિ તેમજ, પાસે પૈસા વિગેરે નહિ આથી તેઓ મુક્તિએ નહિ પહોચી શકવાના પણ અહીંજ રહી જવાના—આ પ્રમાણે જો તમને લાગતુ હોય અને ખરેખર જો અમે ભૂલતાજ હોઇએ તો ઓ બુદ્ધિના ખજાનાઓ! અમને સમજાવો, અને અમારો રસ્તો યોગ્ય લાગે તો તમે સુધારો મારે જે કહેવુ છે તેની હુ જાહેરાત આપી રહ્યો છુ તમને મારી સલાહ છે, ભલા મણુ છે કે તમારી સઘળી બુદ્ધિ બતાવો તમારી સાહ્યબીઓ આત્માને સુખ આપનારી છે એમ સમજાવો" હુ તો કહુ છુ કે આ બધુ ભયરૂપ છે ખોટી તરગી વાતોને, તમારા પાપોને ભગવાન્ શ્રી મહાવીરના નામે ચલાવો તેના જેવી બદમાશી કઈ છે? શાસ્ત્રોએ ઉન્માર્ગે ચઢેલા પૂર્વધરોની પણ કિંમત નથી આકી સમર્થ હો તો આજ્ઞાને શરણે થાઓ, મુડી નમાવો, મન વચન કાયા સમર્પી દો દુનિયાના ધારાશાસ્ત્રીઓ ઉભો પાડે શાને આધારે? પોઇન્ટ બહાર જાય તો બેસી જવુ પડે અહીંના કાયદાઓ પોલા હશે, કેમ? કારણ તમને પ્રત્યક્ષ ફળ દેખાતુ નથી, માટે? દુનિયાના કાયદામા ખામીયો," પોલ નીકળે કારણ કે તે છદ્મસ્થના ઘડેલા છે પણ શ્રી સર્વજ્ઞદેવે ઘડેલા

કાયદાઓમા પોલ છે એમ કહેતા શરમ નથી આવતી ? પણ એ વાત ખરી છે કે ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞા માનવી એ કઠીન છે કારણ કે ભગવાન શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માનવી એ છોકરાના ખેલ નથી પ્રભુની આજ્ઞા માનનારને દુનિયાનુ બધુ ઝેર જેવુ, અનિષ્ટ લાગે છે અને તે મૂકવાના અકુરા ફુટે છે તે જેને ગમતુ નથી તે ચેડા કાઢે છે હુ કહુ છુ કે રાજીથી નહિ મૂકો, ઇચ્છાથી, બહાદુરીથી નહિ મૂકો તો રોતે રોતે મૂકવુ પડશે, જો તમે સાચા બહાદુર હો તો કોઈદી છોડશો નહિ પણ જો રોઇને છોડવુ હોય તો મારી સલાહ છે કે હસતે હસતે છોડો અનિચ્છાએ, તમને મન્યા વિના છુટકો નથી, માટે મારી સલાહ છે કે બિચારો મુઈને મરી ગયો તેમ કહેવડાવવા કરતા બહાદુર, છોડીને ચાલ્યો એમ કહેવડાવો તમારે બિચારા બનવુ છે કે બહાદુર ! પણ તમારે માટે દિક્ષાની વાત કરવાની વાર છે કારણ કે તે શબ્દ ભયરૂપ, ત્રાસરૂપ અને કારમો થઇ પડ્યો છે, અરે બોંબ ગોળા જેવો લાગે છે, પણ હુ કહુ છુ કે તે દિક્ષાને રોમેરોમમા પરિણમાવવી પડશે તેની ભાવનાથી અસ્થિમજ્જા રગાઇ જવા જોઇશે **આખુ જૈનશાસન, જિનાગમ, જૈન સાહિત્ય, દિક્ષાથી ઓતપ્રોત છે જેમા દિક્ષા ન હોય તે જૈન સાહિત્ય નથી** તેમાથી નવુ કાઢના રને મુશ્કેલીમા ઉતરવુ પડે છે તમારી આખો તમારૂ હૈયુ શાસનમય બનવુ જોઈશે પૈસા, રગરાગ, સાહ્યબી એ કાઇ નવુ ગમવાનુ છે? સોનૈયાની, નાણાની, મિષ્ટાન્નની, લાનચો આપીને આખા હિન્દુસ્થાનને ભક્ત બનાવવુ હોય તો કાઈ મુશીબત નથી બધા આને ગોશાળાના અગીયાર લાખ, ભગવાનના થોડા, કારણ કે અકુશમા રહેવુ પડતુ હતુ, પાપ થાય તો એની આલોચના કરવી પડતી હતી રોજ પ્રતિક્રમણ કરવાનુ તેમા સાત લાખ બોલવા પડે છે સાત લાખ આવડે છેને ? શુ બોલાય ? જોયો જોઈએ? 'સાત લાખ પૃથ્વીકાય' વિગેરે છેવટે જે કોઇ જીવ હણ્યો હોય, હણા યો હોય, હણતા પ્રત્યે અનુમોદ્યો હોય તે સર્વ મન વચન કાયાએ કરી તસ્સમિચ્છામિ દુક્કડ ખરૂ ને ?

આમા કઇ ખાટી હોય તો બોલજો? ત્યા એમ કહેવુ છે કે-'પૈસા માટે, મોજશોખ માટે, માનપાન માટે છુટ? અમે કરવાના કરવાના ને રાચી માચીને કરવાના, અમને કરવાની ના કહે, તે પાપી પહેલેથી અઢારે પાપ સ્થાનક વગર તે ચાલે?' તે નથી પાલવતુ તેથીજ મહાવીરની આજ્ઞા ગમતી નથી આજ તો એવી વાતો થાય છે કે-'મન ચોકખુ જોઇએ રાત્રે ખાવામા વાધો નથી, ભક્ષ્યા ભક્ષ્યની જરૂર નથી મહાવીરના વખતમા રાત્રે ન ખાવુ તે બને પણ આજ તો જમાનાના જાણકાર બનવુ જોઇએ' પણ હુ કહુ છુ કે તમે ગમે તેમ વર્તો તેથી અમને શુ હાનિ? જેને શાસનની શુદ્ધ સેવા કરવી છે તેને કોઇ ફિકર નથી જે અમે મૂકયુ છે તે તમારી પાસે મૂકાવવા પ્રયત્ન કરવાના જે ખોટુ છે તેની દાંડી પીટવાના, તમારા આત્માનો જેનાથી નાશ છે તે ઢોળ પીટીને કહેવાના અમારી દયા પણ ખાતા નહિ મહાવીર જેવા બાપ, આગમ જેવુ રક્ષક, સૂક્ષ્મમા સૂક્ષ્મ જતુઓની દયા જેનાથી પળાય છે, તેને સાથેને સાથે રાખનાર અમારૂ ભુડુ થાય શેનુ? થઈ જાય તો પૂર્વેના પાપોદયે, આનાથી એટલે કે ઓઘાથી નહિ અમે ડરીએ, ગભરાઇએ શું કામ? અમારા બાપ જીવતા જાગતા છે અનતા અમારા રક્ષણ માટે મોટી દિવાલો તૈયાર છે તમે એવા ઘાતકીઓને શરણે ગયા છો કે જ્યા તમારા આત્માની ચોવીસે કલાક કતલ ચાલે છે કશુ કામ આવવાનુ નથી આ કાયદો ભારે છે રાય, રક, શેઠ, નોકર, બધા સરખા છે **આજ્ઞા માને તે ધર્મી, ન માને તે અધર્મી અને આજ્ઞા સામે આખ કાઢે તે વિરોધી.** પાપને કરણીય માને તે જૈન છે? જ્યારે ભગવાન્ શ્રી મહાવીરદેવને ઓળખશો ત્યારે સાચા જૈન બનશો તમે જે કરી રહ્યા છો, તે નહિ કરવાની બાગ અમે પોકારી રહ્યા છીએ આ બધુ ન બેસે તો બરાબર વિચાર કરજો તમારી અને મારી દિશા જુદી જે કરો છો તે ન કરવા હુ કહુ છુ ફરી કહુ છુ કે તમારા પૈસા બાબાની, ગાડી, મોટરની અમને ઇર્ષ્યા નથી આખો બળતી નથી પણ આમા પડેલા તમે આજ્ઞાને ભૂલી જશો, આજ્ઞાનો અમલ નહિ કરો, તો એમાને એમા

એકદી હોમાઈ જવાના અનંત કાળે મળેલું માનવજીવન નિષ્ફળ ન ચાલી જાય, માટે આટલું કહેવાઇ રહ્યું છે પહેલું કર્તવ્ય શાસ્ત્ર શ્રવણુ છે શાસ્ત્ર કઇ બુધ્ધિએ સાંભળવું? અર્થવાદ નીકળી આવે છે માટે, કે સંસારથી તરવા માટે? આ કિનારેથી પેલે કિનારે જવું હોય તો શું કરો? આ કિનારો છોડવો પડે કે નહિ? કિનારા ઉપરના બંગલો છોડો કે કેપ્ટનને કહો કે આખો બંગલો સાથે લે? સ્નેહીઓને છોડો કે નહિ? પૈસા આપી બેઠા પછી કેપ્ટનનું માનો કે નહિ? તે જ્યાં કહે ત્યાં બેસો, કહે તેમ વર્તો. ત્યારે આ સંસારથી તરવા માટે કાઈ છોડવાનું ખરૂં કે? મુંબાઈથી વિલાયત જવા માટે આટલું બધું પંદર વીસ દિવસ આવી પરાધીનતા ને સંસાર તરવા કાંઇ નહિ? ઘેર લગ્ન હોય, સઘળા પકવાન હોય પણ શરીર બગડે અને ડાકટરને કહો કે પકવાન ખાધા વિના ચાલે તો તે તમને શું કહે? ખાટલો પાથરીને પછી ખાઓ ત્યાં ત્યાગ કરો, ને સંસારનું બંધન તુટતું હોય ત્યાં ત્યાગની આનાકાની? તમે હસો નહિ કુડલીમાં ગોળ ભાગવાનો નથી હું જે કહેવા માગું છું તેની આ જાહેરાત છે મહારાજ પોતાનું જ કહે છે પણ એમ નહિ તમને પણ કહેવાની છુટ છે માનવપણાને ન ખોઈને, આવેશમાં ન આવીને, સભ્યતા સાચવીને બોલવાની છુટ છે ભગવાને તીર્થ સ્થાપ્યું શા માટે? દુનિયામાં જૈન તરીકેની જાહેરાત કરવી હોય તો આપણામાં શું હોવું જોઇએ? દુનિયાની વસ્તુઓ જૈન તરીકે ઓળખાવી નહિ શકે જૈન તરીકે ઓળખાવનાર કોઇ જુદી જ વસ્તુ છે તેના માટે શ્રી જિનેશ્વરના જીવનને ઓળખવું જોઇશે એ શિક્ષણ, એ સંસ્કારો તમારા બાળ બચ્ચાઓમાં ફેલાવવા પડશે અમે તમારી પાઘડીના વિરોધી નથી, પણ તે ઉતરે તેવું તો માગીએ આ સાંભળીને 'અમને સુખી જોઈને અમારા સાધુઓ બળી જાય છે' એમ નહિ કહેતા માનવજીવનની સાર્થકતા માટે ત્રણ ફરજો બતાવી તેમાં પ્રથમ શાસ્ત્રને સાંભળવું એટલે કે અર્થ કામની લાલસા બાધી મૂકી, તે ઘટી જાય એવા ઈરાદાથી, વિષય કષાય મદ પડતા જાય એવી બુદ્ધિથી, નિરંતર

ધર્મને શ્રવણ કરવો સાંભળ્યા પછી તે બરાબરજ કહ્યુ છે, કહેનાર સર્વજ્ઞ છે, રચનાર અનંત જ્ઞાનીઓ છે, બતાવનાર ત્યાગની મૂર્તિઓ છે, માટે સાચુ છે તેવી શ્રદ્ધા ત્રીજુ શ્રવણ અને શ્રદ્ધાને અનુસરતુ વર્તન કરવામા શક્તિનો સદુપયોગ તે ન થાય ત્યા સુધી કરે તેને હાથ જોડવા અને તેનાથી વિરૂદ્ધ વર્તન તો કર્વુજ નહિ અમારે સાધુઓને પણ ભિક્ષાથીજ આજીવિકા ચલાવવી, સામાયિકમાજ રહેવુ અને ધર્મનોજ ઉપદેશ આપવો **ધર્મ એટલે સમ્યગ્ જ્ઞાન સમ્યગ્ દર્શન, સમ્યક્ ચારિત્ર, દાન, શીલ, તપ, ભાવ,** એજ આપીએ બીજુ નહિ

---

## વ્યાખ્યાન બીજુ.

### તારકને ઓળખો



ઉપકારી સૂત્રકાર મહાશયો ફરમાવે છે કે દુનિયામા સઘળી ચીજોની પ્રાપ્તિ સહેલી છે, પરતુ માનવ જીવન મળવુ બહુ મુશ્કેલ છે એ માનવ જીવન સઘળી સામગ્રીએ સહિત મળી જાય, ને પછી જે વસ્તુને આરાધવાની છે તે ન આરાધાય, તો મળેલી ઉત્તમ સામગ્રીઓની કિંમત ન સમજી શક્યા એમ કહેવાય અને જો આગમ પ્રમાદમા ગુમાવી દીધી તો પાછળથી પસ્તાવું પડે, એવો સમય ન આવે તે માટે આ બધી સામગ્રીઓ આપણે કઇ રીતે સાધી લેવી જોઇએ તેના માટે મહા પુરૂષોએ ત્રણ વસ્તુઓ બતાવી તે ત્રણ વસ્તુ વિના, આર્ય દેશ આર્ય જાતિ, આર્ય કુળ, તેમા પણ ધર્મની સામગ્રીથી સહિત જે બધુ મળ્યુ છે, તે સફળ નહિ થાય પણ નિષ્ફળ નીવડશે એટલુજ નહિ પણ કદાચ હાનિકના નીવડી જાય તે ખાતર જ્ઞાની મહાત્માઓએ ત્રણ વસ્તુઓ ચીંધી શાસ્ત્ર શ્રવણ, શાસ્ત્ર શ્રદ્ધા અને શાસ્ત્રાનુસારી

મયમમા વીર્યનુ ફેરવવુ, શાસ્ત્રનુ શ્રવણ રૂચે કયારે ? સાભળ વાની ભાવના કયારે થાય ? તેના કહેનાર, તેના રચનાર, તેને સાચવીને ટકાવી રાખનાર તથા સમજાવનારની ઓળખાણ થાય ત્યારે

## જૈનપણાને દીપાવો

જૈનપણાને દીપાવવુ હોય, બીજા ઉપર તમારા જૈનપણાની છાપ પાડવી હોય તો તમારામા કઇ જાતિના સસ્કાર, કઇ જાતિના વિચાર **અને** કઇ જાતિની પ્રવૃત્તિ હોવી જોઇએ ? દુનિયાની બધી વસ્તુઓ આપણી પાસે આવી જાય તેથી જૈન થઇ જવાના નથી જૈન તરીકે શુ શુ કરવુ જોઇએ, તેનો વિચાર કરવો જોઇએ આપણે જે શ્રી જિનેશ્વરદેવના અનુયાયી છીએ તે કેના હતા ? તેમને શ્રી જિનેશ્વર બનના માટે શુ શુ કરવુ પડયુ ? તે બધી વાત આપણને શ્રી મહાવીર જીવન પુરૂ પાડે છે ભગવાન્ મહાવીરે તે **હદે** પહોચવા માટે કઇ પ્રવૃત્તિ કરી તે આપણી જાણ બહાર **નથી**, જ્યા સુધી એ વિચાર સ્થિર નહિ થાય ત્યા સુધી એના અનુયાયી તરીકે જીવવુ મુશ્કેલ છે અરે મનુષ્યપણે જીવવુ મુશ્કેલ છે તો જૈન તરીકે હોય તેમા શી નવાઇ ? દુનિયાના લોભી, માની, કામી, રાગી, વિષયાધો, મનુષ્ય તરીકે જીવે છે ? **મનુષ્ય તરીકે જીવવા માટે પણ લોભાધપણુ, વિષયાધપણુ તજવા જેવુ છે જૈન તરીકે જીવવા માટે આથીયે આગળ વધવુ પડશે** નારકી અને દેવનાને બાજુપર મૂકો પણ પશુઓ તો સામે મોજુદ છે પશુ કરતા મનુષ્યો ઉચા હોવાનુ કારણ શુ ? એ પણ પેટ ભરે, હરે ફરે, ગમે તે રીતે વર્તે, તેવી રીતે મનુષ્ય કરે તો બેમા તફાવત શુ ? બધાથી ઉચા થવાનુ ઝટ ગમે છે, પણ તેની કારવાઇની વાત કરે તો મુશ્કેલ લાગે છે **જૈન બનવુ હશે તો અત્યાર સુધીના સઘળા વિચારને જડમૂળથી બદલવા પડશે** જૈનેતર ને જૈનના શરીર, આકૃતિ, પાચ ઇદ્રિયોમા શુ તફાવત છે ? જાતિ જૈન બનવુ હોય તો જૂદી વાત છે આ તો ગુણથી જૈન બનવાની વાત ચાલે છે જાતિ અનેક વાર પામ્યા, અને મૂકીને ચાલ્યા,

તેવી રીતે આ પણ એક મૂકવી હોય, તો કાઇ કહેવાનુ નથી તમારો ઇરાદો સફળ કરીને જવાનો છે, નહિ તો તમે થોડી ઘણી પણ જે ધાર્મિક પ્રવૃત્તિ કરો છો તે કરત નહિ સવારથી ઉઠે ત્યાથી માંડીને શુ શુ ક્રિયાઓ સાધે, કેવા વિચારો સેવે, કઇ કઇ રીતિએ વર્તે તો જૈન કહેવાય?

## સાધ્ય નક્કી કરો

હવે એ જીવનમા જે સસ્કાર જોઇએ છે તે મેળવવા માટે શાસ્ત્રનુ શ્રવણુ છે જે મેળવવા તમે રાત દિવસ મથી રહ્યા છો તેની તે વાતો શાસ્ત્રોમા આવતી હોત, તો આની મહત્તા નહોતી જે કરી રહ્યા છો તેમા પરિવર્તન કરવા માટે શાસ્ત્ર શ્રવણુ છે સસારનુ જીવન રગીલુ બને તેના માટે શાસ્ત્ર રચ્યુ છે, તેમ તો નથીજ સાભળવુ તે મહારાજની પરીક્ષા માટે, ગમ્મત માટે, ચોવીસ કલાક ગપ્પા હાકવાનુ સાધન મળે, તે માટે? જો તે માટે હોય તો સાભળવાથી ફાયદો શુ છે? દરેક પ્રવૃત્તિનો હેતુ તથા સાધ્ય નક્કી કરીને કરો તે વિના તે પ્રવૃત્તિ જોઇતા ફળને આપતી નથી નાના વહેપારીને પણ પૂછે કે દુકાન કેમ ખોલી, ફેરીવાળાને પૂછે કે તુ ફેરા કેમ ફરે છે, તો તુરત ઉત્તર મળશે એવુ અહીં કોઇ પૂછે કે આ બધી ક્રિયાઓ શા માટે? હુ તમને વારવાર આ પુછુ છુ તેનુ કારણ શુ? એ કે તમારી અને મારી વચ્ચેનો માર્ગ ચોક્ખો થાય તમારી અને મારી વચ્ચે જમાનાએ કહો, કે વર્તમાન વાતાવરણે કહો—એક દીવાલ ઉભી કરી છે, તેને ભેદવી છે તે કયારે ભેદાય? જે વસ્તુ માટે, જે ધ્યેય માટે અમે ને તમે તલપીએ છીયે, તે માટેના વિચારો બેઉના એક થાય તો બેઉના વિચાર જુદા હોય તો ન ભેદાય હિસાબ કરતી વખતે, આડતીયાની સાથે હિસાબ સમજતી વખતે, લેણુ કે દેણું શાના આધારે કહેશો? ચોપડાના પણ ચોપડા આઘા મૂકો એમ સ્હામો કહે તો ચાલે? ન ચાલે ત્યારે આપણા બે વચ્ચે શુ? શાસ્ત્ર એને આઘુ મૂકાય? અમારે આપવું, ને તમારે લેવું શા માટે, તે નક્કી કરો કઇ બુદ્ધિએ, શુ સમજી, કયા લાભને ઇરાદે તમે સાભળવા આવો છો, તે કહો અમે

ઘરબાર વિનાના અને તમે બધા ઘરબારી અમે પણ જન્મ્યા ત્યારે તો અમારે પણ હતુ અમે તે મૂક્યું અને તમે મજબુત પકડી બેઠા અમે મૂક્યુ, તેમા ભુલ કરી છે કે તમે પકડવામા ભૂલ કરી છે તે કહો **ભૂલેલાને સુધારવા એ ઉપકારીનુ કામ છે.** અમે ભૂલ્યા હોઇયે તો સુધારો કા તો સમજો અગર સમજાવો, પણ બે વચ્ચેની દીવાલ તોડો એ દીવાલ છે ત્યા સુધી ખુણે ખુણે કોલાહલ ચાલે છે ને ચાલુ રહેવાના એ ધ્વનિ સનાતન કાળથી ચાલે છે અને ચાલુ રહેવાના આપણે પોતે ઉંધે માર્ગે ન જઇએ કે જેથી ભરદરિયે આ મનુષ્ય જીવનરૂપ સ્ટીમર દરિયામા ડુબી જાય જીવન એવુ છે કે તે તારે પણ અને ડુબાડે પણ તરવુ કે ડુબવુ તે નક્કી કરો શાસ્ત્ર તારનાર કે ડુબાડનાર ? શાસ્ત્ર રક્ષણ કોનું કરે ? એના શાસનને જે સહન કરે તેનું પહેલા એ શાસન કરે, એને માને તેનુ એ રક્ષણ કરે શાસનને માનવુ નથી ને રક્ષણ ઇચ્છવુ છે ? નોકરી વિના પગાર ? કેવી વાત ! તમે એમ ન માનતા કે તમારી નામના કે સાહ્યબી તમને બે દિવસ વધુ ટકાવશે ચક્રવર્તિ પણ ચાલ્યા ગયા છે જીવન ! નાનુ છે, ઘણુ ટુકુ છે, ક્ષણભગુર છે, જતા વાર નહિ લાગે, માટે વિચારમા નિયત થાઓ જીવન દોરી નકી કરો કે જેથી કુચ થાય મરતા સુધી શકિત ન રહો ઘડીમા અહીં ને ઘડીમા તહીં ઝુકનારા ન થાઓ એક નિશાન નક્કી કરો તારકને સમજો શા માટે સાભળવુ તે હૃદયમા નક્કી કરો, પછી કહો કે અમે તો આ ઇરાદે સાભળવા આવ્યા છીયે-તમારે ફાવે તો સભળાવો, નહિતો બધ કરો એમા અમને દુખ નહિ લાગે અમે તમને સભળાવીયે શુ કામ ? તમે અમારી વાહ વાહ કરો તે માટે ? તમે રોટલા પાણી આપો છો તે માટે ? તમે મકાન દાતા, માટે ? ગભરાવુ નહિ ખુલે દીલે કહેજો શાસન ભગવાન્ શ્રીમહાવીરનુ છે આપણે બને એના સેવક હૃદય ખોલવામા સકોચાવાની જરૂર નથી

અંતે શરણ શેનું ?

આપણે બધા વીરના શાસનના સેવક છીએ અને તેનીજ આરાધના કરવા માગીએ છીએ તેનાથી આત્માનું કલ્યાણ કરવાની તાકાત ન હોત તો આપણે તેને અંગીકાર કરત ? આપણે બધા પ્રતિજ્ઞા કરીએ છીએ કે

अरिहंतो मह देवो, जाव ज्जीव सुसाहुणो,गुरुणो
जिणपन्नत्त तत्त, इअ सम्मत्त मए गहिअ

અરિહંત એજ દેવ, ગુરૂ સુસાધુ, સુ શબ્દ ઉપર લક્ષ્ય રાખજો, અને તત્વ તે જિનપ્રણિત બાકી બધું ખોટું સમ્યગ્દ્રષ્ટિ એમ માને અરિહંત કર્મરૂપ દુશ્મનોને મારીને બન્યા? લાકડીઓથી માર્યા કે મન કુસ્તી કરીને માર્યા? એટલા માટે અરિહંતને સમજવા છે તમારા બાળકોને પાંચ પરમેષ્ટિને સમજાવવાની કોશિશ કરો તે સમજી જાય તો કોઇ કાળે દુખી નહિ થાય હું ખાત્રીથી કહું છું કે ગમે તેવા સંયોગોમાં પણ એ દુખી નહિ થાય બાકી ક્રોડોનો વારસો, કે પાંચ પચીસ કંપનીઓથી, એ સુખી નહિ થાય આત્મા સુખી ક્યારે થાય? બીમારી વખતે શાંતિ કોણ આપે? પાંચ ડીગ્રી તાવ આવ્યો હોય ત્યારે તીજોરીના કોહીનુર હીરા શાંતિ આપે ખરા? વ્હાલામાં વ્હાલી રમણી આવીને નાચ કરે તો ગમે? શાંતિ કોણ આપે? પ્રાણાન્ત કષ્ટ વખતે પણ મહાપુરૂષોની એની એજ પ્રસન્નતા એ શાના યોગે, તે જાણો છો? દુનિયાના સઘળા પદાર્થો હાથ ખંખેરે ત્યારે જે શાંતિ આપે તે જાણો અને મેળવો તે વખતે-છેવટે છેલ્લે કાનમાં શું કહો છો? નમો અરિહંતાણં શું? નમો અરિહંતાણં ગણું બધ થાય ત્યારે નમો અરિહંતાણં, આ બધી મોટી સાહ્યબીના સ્વામી માટે પણ 'નમો અરિહંતાણં' સિવાય બીજું કાંઇ નહિ? અંતે પણ જેના શરણું વિના છુટકો નથી, તેની આખા જીવનમાં અવગણના કરે, એ ને આદમી કે પશુ ? જે ચીજ છેલ્લે કામ ન આવે તેની પાછળ જીંદગી ગુમાવે અને છે ને જેનું શરણું તેને જીવનમાં સ્મરે પણ નહિ તેનું ભલું કેમ

થાય ! આ બધુ તમારી આખોએ સિદ્ધ છે, છતા તમને સમ જાવતા આટલી મુશ્કેલી પડે છે તેનુ કાઇ કારણ ? તમે દુરાગ્રહી બન્યા એ, કે તમે સમજવા નથી માગતા એ ? કે શાસ્ત્રમા તો ખામી નથીને ? લીવા જેવુ છે કે શાસ્ત્ર વિના છુટકો નથી હજી તો તમને અરિહંતનો ખ્યાલ નથી, તેને સમજી શકતા નથી

## સમ્યક્ત્વ એજ જનત્વ

મહાવીરના ભવ કેટલા ? ૨૭ માન ૨૭ જ તે પહેલાના ભવની ગણુના નહિ સત્તાવીસનીજ કેમ ગણુના ? નયસારના ભવથી જ ગણુના શા માટે ? સમકીત પામ્યા માટે તીર્થંકરના ભવની ગણુના પણ સમકીત પામ્યા પછીને ! આ બધુ શુ કામ પુછુ છુ ? તમે સાભળવા આવા છો એના ઉત્તર માટે એ ઉત્તર તમારી પાસેજ બોલાવવા ઇચ્છુ છું સાભળીને ગયા પછી વાકુ બોલો તેવી રીતે અહીંથી તમને મોકલવા નથી ઇચ્છતો દુરાગ્રહી માટે ઉપા યાયજી મહારાજા કહે છે કે એને ઉપદેશનો પ્રયત્ન તે કુતરીપર કસ્તુરીના લેપની બરાબર છે એતો કસ્તુરીને ધુળમા રગદોળે ત્યારેજ એને ચેન પડે દુરાગ્રહીને કહો કે બીજાએ નહિ પણ તા । બાપે આમ કહ્યુ છે, તો એ કહેશે કે માના બાપની બુદ્ધિ ફરી ગઇ હશે ? આ દુરાગ્રહીનો ગુણ ! દુર્ગુણ કે ગુણ ? શ્રીમહાવીર દેવ ખરા, સર્વજ્ઞ ખરા, માથાના માલીક ખરા, પણ પણ શુ ? ૨૪૦૦ વર્ષ પહેલા આજે એનુ વચન કામ લાગે નહિ પચ કહે તે માબાપ પણ મારી ખીલી તો અહીંજ તે કહે દરે ખરે નહિ પોતાની ખીલી ટકાવનાર, પચને માબાપ શુ કામ કહે છે ? પચનુ અપમાન કરવાની તાકાત નથી માટે પણ જો સત્તા હોત તો તો એ પચને લાત મારત તેમજ પેલા દુરાગ્રહીઓ શ્રીમહાવીરને દેવ શુ કામ કહે છે? સર્વજ્ઞ શુ કામ કહે છે ? જાણો છો ? જો એમ ન કહે તો એને સાભળે પણ કોણ ? તે કાઇ હૃદયથી કહે છે ? જે ભગવાન્ શ્રી મહાવીરદેવને સર્વજ્ઞ માને તે એમ કહે કે તેની વાત ઉપયોગી નથી ? કા તો આ સાચુ ને તે ખોટુ, કા તો તે સાચુ ને આ

અંતે શરણ શેનું ?

આપણે બને વીરના શાસનના સેવક છીએ અને તેનીજ આરાધના કરવા માગીએ છીએ તેનાથી આત્માનું કલ્યાણ કરવાની તાકાત ન હોત તો આપણે તેને અંગીકાર કરત? આપણે બધા પ્રતિજ્ઞા કરીએ છીએ કે

अरिहंतो मह देवो, जाव ज्जीव सुसाहुणो गुरुणो
जिणपन्नत्त तत्त, इअ सम्मत्त मए गहिअ

અરિહંત એજ દેવ, ગુરૂ સુસાધુ, સુ શબ્દ ઉપર લક્ષ્ય રાખજો, અને તત્વ તે જિનપ્રણિત બાકી બધુ ખોટું સમ્યગદ્રષ્ટિ એમ માને અરિહંત કર્મરૂપ દુશ્મનોને મારીને બન્યા? લાકડીઓથી માર્યા કે મલ્લ કુસ્તી કરીને માર્યા? એટલા માટે અરિહંતને સમજવા છે તમારા બાળકોને પાંચ પરમેષ્ટિને સમજાવવાની કોશિષ કરો તે સમજી જાય તો કોઇ કાળે દુખી નહિ થાય હું ખાત્રીથી કહું છું કે ગમે તેવા સંયોગોમાં પણ એ દુખી નહિ થાય બાકી ક્રોડોનો વારસો, કે પાંચ પચીસ કંપનીઓથી, એ સુખી નહિ થાય આત્મા સુખી ક્યારે થાય? બીમારી વખતે શાંતિ કોણ આપે? પાંચ ડીગ્રી તાવ આવ્યો હોય ત્યારે તીજોરીના કોહીનુર હીરા શાંતિ આપે ખરા? વ્હાલામાં વ્હાલી રમણી આવીને નાચ કરે તો ગમે? શાંતિ કોણ આપે? પ્રાણાંત કષ્ટ વખતે પણ મહાપુરૂષોની એની એજ પ્રસન્નતા એ શાના યોગે, તે જાણો છો? દુનિયાના સઘળા પદાર્થો હાથ ખંખેરે ત્યારે જે શાંતિ આપે તે જાણો અને મેળવો તે વખતે-છેવટે છેલ્ને કાનમાં શું કહો છો? નમો અરિહંતાણં શું? નમો અરિહંતાણં ગણું બધ થાય ત્યારે નમો અરિહંતાણં, આ બધી મોટી સાહ્યબીના સ્વામી માટે પણ 'નમો અરિહંતાણં' સિવાય બીજું કાંઇ નહિ? અંતે પણ જેના શરણ વિના છુટકો નથી, તેની આખા જીવનમાં અવગણના કરે, એ તે આદમી કે પશુ? જે ચીજ છેલ્લે કામ ન આવે તેની પાછળ જીંદગી ગુમાવે અને છેલ્ને જેનું શરણ તેને જીવનમાં સ્મરે પણ નહિ તેનું ભલું કેમ

થાય? આ બધુ તમારી આંખોએ સિદ્ધ છે, છતા તમને સમ જાવતા આટની મુશ્કેલી પડે છે તેનુ કાઇ કારણ? તમે દુરાગ્રહી બન્યા એ, કે તમે સમજવા નથી માગતા એ? કે શાસ્ત્રમા તો ખામી નથીને? કીના જેવુ છે કે શાસ્ત્ર વિના છુટકો નથી હજી તો તમને અરિહંતનો ખ્યાલ નથી, તેને સમજી શકતા નથી

## સમ્યક્ત્વ એજ જનત્વ

મહાવીરના ભવ કેટલા? ૨૭ માત્ર ૨૭ જ તે પહેલાના ભવની ગણના નહિ સત્તાવીસનીજ કેમ ગણના? નયસારના ભવથીજ ગણના શા માટે? સમકીત પામ્યા માટે તીર્થંકરના ભવની ગણના પણ સમકીત પામ્યા પછીને! આ બધુ શુ કામ પૂછુ છુ? તમે સાભળવા આવો છો એના ઉત્તર માટે એ ઉત્તર તમારી પાસેજ બોલાવવા ઇચ્છુ છુ સાભળીને ગયા પછી વાકુ બોલો તેવી રીતે અહાથી તમને મોકલવા નથી ઇચ્છતો દુરાગ્રી માટે ઉપાધ્યાયજી મહારાજા કહે છે કે એને ઉપદેશનો પ્રયત્ન તે કુતરીપર કસ્તુરીના લેપની બરાબર છે એતો કસ્તુરીને ધુળમા રગદોળે ત્યારેજ એને ચેન પડે દુરાગ્રહીને કહો કે બીજાએ નહિ પણ તારા બાપે આમ કહ્યુ છે, તો એ કહેશે કે મારા બાપની બુદ્ધિ ક્યી ગઇ હશે? આ દુરાગ્રહીનો ગુણ! દુર્ગુણ કે ગુણ? શ્રીમહાવીર દેવ ખરા, સર્વજ્ઞ ખરા, માથાના માલીક ખરા, પણ પણ શુ? ૨૪૦૦ વર્ષ પહેલા આજે એનુ વચન કામ લાગે નહિ પચ કહે તે માબાપ પણ મારી ખીલી તો અહીંજ તે કઠ દરે બને નહિ પોતાની ખીલી ટકાવનાર, પચને માબાપ શુ કામ કહે છે? પચનુ અપમાન કરવાની તાકાત નથી માટે પણ જો સત્તા હોત તો તો એ પચને લાત મારત તેમજ પેલા દુરાગ્રહીઓ શ્રીમહાવીરને દેવ શુ કામ કહે છે? સર્વજ્ઞ શુ કામ કહે છે? જાણો છો? જો એમ ન કહે તો એને સાભળે પણ કોણ? તે કાઇ હૃદયથી કહે છે? જે ભગવાન્ શ્રી મહાવીરદેવને સર્વજ્ઞ માને તે એમ કહે કે તેની વાત ઉપયોગી નથી? કા તો આ સાચુ ને તે ખોટુ, કા તો તે સાચુ ને આ

ખોટુ બેય વાત તો સાચી નહિને? બેય તો ખોટી નહિને? નક્કી કરો, કઇ સાચી? જે રીતે શ્રીમહાવીરને ઓળખવા હોય તે રીતે ઓળખો, પછી બોલો કે તમો શા માટે સાભળવા આવો છો? અમારે સભળાવવાનુ શુ? અમે ઇચ્છીયે શુ? તમો આશા રાખો કેવી? વારૂ મુદ્દા ઉપર આવીયે તીર્થકરના ભવની ગણના પણ સમ્યક્ત્વ વિના નહિ ને તમારી ને અમારી ગણના વગર સમકીતે થાય! જે સમ્યક્ત્વ થી તીર્થકરના ભવની ગણના કરાવે તે સમ્યક્ત્વ એટલે શુ? જે સમ્યક્ત્વ વિના જાતિ જૈનમા જૈનત્વ છે કે નહિ તે નિશ્ચિત નહિ સમ્યક્ત્વ કે જૈનત્વ એકજને? દુનિયામા જૈનત્વ જાહેર કરવુ હોય તો શુ મેળવવુ? સમ્યક્ત્વ સમ્યક્ત્વ એટલે શુ? સમ્યક્ત્વ કયા ગુણ ઠાણે હોય? ચોથે ચોથા ગુણ ઠાણે ભાવના કઇ? જાણો છો?

સમ્યક્ત્વના પાચ લક્ષણ ૧ આસ્તિકય ૨ અનુકપા ૩ નિર્વેદ ૪ સવેગ ૫ ઉપશમ

૧ **આસ્તિકય** જે આત્માએ રાગદ્વેષને સર્વથા જીત્યા છે એવા વીતરાગે, શ્રીજિનેશ્વરે કહેલ તે સાચુ, તે શકા વિનાનુ, એમ માનવુ તે આસ્તિકય શ્રીમહાવીર જિન હતા, એ જિન ન હોત તો આપણે એમને એ ન માનત **આપણે નામના પુજારી નથી જેનામા જિનપણુ તેના પુજારી છીએ** જેઓએ તમામ કચરો ખાલી કરી, અનત જ્ઞાન, અનત દર્શનાદિ નિજ સ્વરૂપ પ્રાપ્ત કર્યું, તેનુ કહેલુ તે બધુએ સાચુ–જરાએ શકા વિનાનુ આ માન્યતા એનુ નામ આસ્તિકય બાકીના ચાર હોય યા ન પણ હોય, પણ આ પહેલુ લક્ષણ તો સમ્યગ દૃષ્ટિમા હોવુજ જોઇયે, આ ન હોય તો બધુ નકામુ ૨ **અનુકપા** દ્રવ્ય અનુકપા ને ભાવાનુકપા દ્રવ્યાનુકપા કરે ત્યાએ ભાવાનુકપાનો ઝરો વહે ભાવાનુકપા એટલે સામાને ધર્મહીન દેખી દયા આવે, અને તેને માર્ગમા લાવવાનો પ્રયત્ન કરે ૩ **નિર્વેદ**–આ જરા ભારે પડશે પહેલા બેમા તો તમને કહેના વાધો નહિ, પણ આમા ગભરામણ ખરી નિર્વેદ

એટલે શું ? હું નહિ ઓવું તમે આવો ઓ યા વિના કાંઈ છુટકો ? યો આ એક ભાઈ કહે છે કે **'સંસારને કેદખાનું માનવું તે નિર્વેદ'** સમ્યગ્ દૃષ્ટિ આત્મા સંસારને કારાગાર માને, સંસારથી નીકળવાની ભાવના ધરાવે આ ભાવનાવાળાને બંગલા કેવા લાગે? અંધારી કોટડી જેવા ચમકઝમક સળગતી આગ જેવી લાગે

## વૈરાગ્ય એટલે મુખમાં પથરા ?

એવી ફરિયાદો મારે કાને આવે છે કે-મહારાજ વારંવાર વૈરાગ્ય શું કામ કહે છે? વૈરાગ્ય વિના શાસ્ત્ર સંભળાવે તો અમે વૈરાગ્યની વાતો લાવી અમારા મુખમાં સાધુઓ પથરા નાખે છે તમે જાણો છો ? આ વીસમી સદીમાં નવી નવી યોજનાઓ બહાર પડે છે વાચનમાળાની નવી યોજનાઓ નીકળે છે ત્યાં શું કહેવાય છે ? જાણો છો ? એ કહે છે કે, ધર્મકથાઓ અનુપમ છે, સંસારોપયોગી છે, પણ પેલા મહાવીરની આજ્ઞાની પુંઠે ચાલનારા પૂર્વાચાર્યોએ વૈરાગ્ય એટલો ઠલવ્યો, એટલો તો ઠલવ્યો કે પદેપદે વૈરાગ્ય ભર્યો તેથી એ અમૃતમય કથાઓ ઝેરમય બની છે, પણ કોઈ ઉપકારી એ અમૃતમય બનાવવા પેલા વૈરાગ્યના ઝરણા બંધ કરે-કાઢી નાખે, તો એ કથાઓ સુખનું સાધન બને—જોઈ કે આ યોજના ! કથાઓ સારી-લખનાર સારા -દુર્ગુણ શ્યો ? વૈરાગ્ય વરાગ્ય આવે તો શું થાય ? ખાવું પીવું ન ભાવે, બંગલા ન ગમે ગાડી ઘોડા ન રૂચે પેલો વૈરાગ્ય ઘડી ઘડી ચેતવે કે આ નશ્વર છે અમારે એ પાલવે ? આવાઓ અમને કહે છે કે તમારે લોકોપમગી બનવું હોય, અમને રાગી બનાવવા હોય, તો મહેરબાની કરી પૂર્વાચાર્યોએ ભરેલો-ઠાસી ઠાસીને ભરેલો-વૈરાગ્ય કાઢી નાખો આ બધા માટે અમે એવું કરીયે તો અમારી વાહવાહ માટે અમે ભગવાન મહાવીરના માલનું લીલામ કરનારા થઈએ માલીકની પેઢીપર બેસી માલીકના માલનું છતે ભાવે લીલામ કોણ કરે ? લીલામ એટલે શું ? લીલામમાં રૂપીયાના માલનો આનો ઉપજે-લીલામ

કોનું થાય? જે માલીકનો ગોટાળો હોય તેનું અને લીલામનો માલ લેવા આવે તે કેના? લગભગ ભીખારી હમણા લીલામ બહુ થાય છે લીલામ ધમધોકાર ચાલે છે, એટલે ટેવાઇ ગયા છે સ્વભાવ રૂઢ થયો બાકી **લીલામ એટલે માલિકની પોક** સાભળવુ તો આ શાસ્ત્ર, પણ પેલી વૈરાગ્યની ખુશબો કાઢી નાખીને કચરાના અર્થિને બીજુ શુ ગમે? માટે નિર્વેદ ભયકર આસ્તિકયમ તો વાધો નહીં કયા લેવુ કે દેવુ છે હમણા અહીં કાગળ મૂકો ને કહો કે ટીપ ભરો લેવા દેવાના નથી તો ટીપ પરાર્દ્ધની થાય પણ ભરવાની હોય તો? નિર્વેદમા એજ મોંગે વાધો આવે છે કોટરીના કેદી જ્હાડા ગાના ગણે? છુટવાના અરધા થાય એટલે જરા હરખાય કે હવે ઓછા થયા, પણ તેમાએ જન્મ કેદીઓ હોય છે તે તો એમજ ઇચ્છે કે બહાર શુ છે? અહીં વાધો શ્યો? એ કેદીઓને બેડીઓ પહેરાવી પોલીસો બજાર વચ્ચેથી લઈ જાય ત્યારે એ શુ કરે? મૂછે તાવ દે–માને કે મારી આગળ પાછળ પરિવાર કેવો છે! તમે બધા એમાના તો નથીને? **જન્મનો કેદી પણ કારાગારને કારાગાર તો માને પણ તમે તો કારાગારને ઘર માનો છો. શાસનને પારકુ માનો છો. ઘરમા વધે તો આનદ, શાસનમા વધે તો મુઝવણ** સસારને કારાગાર માનવો એનુ નામ નિર્વેદ ૪ **સવેગ એટલે સસારની અરૂચિ અને મોક્ષની રૂચિ** ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે **"સુરનર સુખ જે દુખ કરી લેખવે, વછે શિવસુખ એક"** ૫ **ઉપશમ** મોક્ષની સાધનામા ગમે તેવા વિઘ્નો આવે તેને પરમ શાતિથી સહે તેનુ નામ ઉપશમ–આ સમ્યકત્વ જેનામા આવે તે જૈન અને તે એક મોક્ષ સુખનેજ ઇચ્છે આ લક્ષણો હોય તો જગતમા જૈનપણુ બનાવી રાખીએ સહવાસમા આવનાર ઉપર છાપ પાડી શકીએ કહેશો કે આતો Cઠ્ઠી વાત કહી દીધી પણ મહાનુભાવો! Cઠ્ઠી વાત તો છઠ્ઠા ગુણસ્થાનકની છે હજુ તો તેની ભાવના ચાલે છે કરણીની વાત છે ચોથા ગુણસ્થાનવાળાની ભાવના અને મનોરથ કયા? આ બધી

ગભીરતાથી સાભળવાની છે શાન ચિત્તે ભાળજના વિચારવાની તક મળે, પૂછવાની તક મળે, સમજવાની તક મળે ન સમજાય તોપણ હાજીહા ભણવી પડે એમ નહિ માનના

## સત્યનો વિરોધ ન કરો

**બતાવનાર સત્ય બતાવે ત્યારે વગર કહ્યે અસત્ય ઉખડી જાય છે** એક એક લક્ષણ લીધુ ત્યા બધી વાતનુ ખડન આ રીતે **આસ્તિકય વડે નાસ્તિકતાનુ, અનુકંપા વડે નિર્દયતાનુ, નિર્વેદથી સ સારનુ, સવેગ વડે સસારના સુખોનુ અને ઉપશમથી કષાયોનુ ખડન થઈ ગયુ.** અમે તમને ટુધાળા ઢોરની જેમ એક ખીલે બાધવા માગીએ છીએ, આખો દિવસ ગમે ત્યા રખડો પણ આવવાનુ ઘેરજ હોય

બધા એમ કહે છે કે મુબાઈની પ્રજા સ્વત ત્ર વાતાવરણમા ઉછરેલી છે, માટે આકરી વાતો સહન નહિ કરે પણ સમય આવે સાચા શબ્દો ન કહુ તો હુ પણ ફરજમાથી ચુકુ છુ તમારા હિતની ખાતર પ્રસગવશાત કરડુ કહુ અને ખોટુ લાગે તો મહાકવિ વીરવિજયજીએ કહેલી '**રોસ ચઢે દેતા શિખા મણ તસ ભાગ્યદશા પરવારી**' કહેવત તમારામા સાબીત થઈ જાય, પણ એમ માનવા તૈયાર નથી તમારી બધાની ભાગ્ય દશા કાઈ થોડીકજ પરવારી ગઈ છે? શિખામણ હોય તો ભલે રીસ ચઢતી જરૂરી વસ્તુ તમારા હૈયામા ઠસાવવા માટે જે શબ્દોની જરૂર પડે તે કહેનારની કહેવાની, અને સાભળનારની સાભળવાની ફરજ છે, અને તેમા ભુલ કે ખામી હોય તેને સુધા રવાની છે શાલિભદ્રને ધનાજીએ કાયર કહ્યા હતા પણ તેથી શું શાલિભદ્રને રીસ ચઢી હતી? સત્યનો સ્વીકાર અને અસત્યનો ત્યાગ ન બને તે ચાલે પણ સત્યના વૈરી થાઓ એ કેમ પાલવે? પાચમે અને ચોથે ગુણસ્થાનકે છદ્મસ્થની હિંસા કરે ત્યાસુધી માર્ગ ભ્રષ્ટ ન કહ્યા કારણ કે નિરૂપાય છે પણ જે દિવસે, કરનાર તેને હિંસા તરીકે ઓળખાવનાર સામે ડોળા કાઢે, પાપને પુણ્ય મનાવે તો પતિત થાય ભગવાને અમુક પાપોની તેમને ના પણ

ન પાડી તે તમે તે પાળવાને સમર્થ નહોતા તેથી ના ન પાડી, પણ ના ન પાડી તેથી હા પાડી છે એવા ચ્યુગલ વગાડો ત્યારે અમારે શુ કરવુ? અમને બોલવના આવડે છતા મુગા રહીએ તો અમારા જેવા મહાવીરના નીમકહરામ કોઇ નહિ એક આદમી વ્યસની છે ૫૦ વ્યસનો સેવે છે અમે કહીએ વ્યસનો ભુડા છે, છોડી દેવા સારા છે આત્માને બગાડનાર છે તે કહે કે આજથી ૪૦ ને છોડુ છુ, પણ દશ નહિ છુટે માટે મને ૪૦ના પચ્ચખાણ આપો હવે દશમાથી નવ સેવે તેથી પ્રતિના કાઈ તુટવાની છે? ચાળીશ છોડ્યા તેમાથી એક સેવે તો પ્રતિના ભાગી કહેવાય છ કાયની હિંસા તમે જે કરો છો તે શ્રી મહાવીરની આજ્ઞાથી? નહિ તમને કોઇ પૂછે કે હિંસા કેમ કરો છો? તો શુ કહેશો? છોડવાની તાકાત નથી માટે છુટે તો મહાભાગ્ય છોડાવનાર મહોપકારી અને ન છુટે તો અમે ભાગ્યહીન આ સિવાય બીજુ તો નહિજ કહોને તમારાથી ન બની શકે તો તે માટે ક્ષતવ્યની કોટિમા છો પણ સત્યની સામે લાલ આખ તો કેમજ થાય? કરવા યોગ્યને કરણીય અને ન કરવા યોગ્યને શ્રાવકોએ અકરણીય તો માનવુજ જોઈએ સવા વસા જેગી દયા કહી, એટલે બાકીના વસા પાળવાના નહિ એમ? તેને પાળી ન શકો પણ તમારી પાળવાની ઇચ્છા તો ખરીજ જો એ પાળવાની ઇચ્છા પણ ન હોય તો તો શ્રાવકપણુ પણ ટકી શકે નહિ 'નમો અરિહતાણ' મા દીક્ષા છે કે નહિ! પચ પરમેષ્ઠિની પાચે વ્યક્તિઓ દીક્ષાથી બની કે દીક્ષા વિના? બધા દીક્ષાવાળા નમો ગિહત્થાણ એમ કેમ ન લખ્યુ? હવે પરમેષ્ટિ એટલે શુ? 'परमे पदे तिष्ठन्ति इति परमेष्ठिन' એના લખેલા સાહિત્યમા બીજુ શુ મળે? કાપડીઆની દુકાનમાથી કાપડ નીકળે એમા દેખનારને ગુસ્સો ચડે? જ્યા દીક્ષાજ ભરી હોય ત્યા દીક્ષાજ નિકળે એમા ગુન્હો? દીક્ષા તમને દુખરૂપ લાગતી હોય, પણ તેમ તો હોય નહિ સુખરૂપ લાગવા છતા લેવાની તાકાત ન હોય તો આઘા ઉભા રહો, પણ તેને તારક તો માનો ધના શાલિભદ્રના દૃષ્ટાતમાથી દીક્ષા સિવાય બીજુ શુ નીકળવાનુ છે?

એ શાલિભદ્રને તથા ધનાજીને તો તમે જાણો છો એ સામાન્ય હતા? એમાથી ઋદ્ધિ તો તમે માગો છો ચોપડામા કાયમ એમના નામ લખી ઋદ્ધિ માગો છો, પણ એમની પૂર્વાવસ્થાનુ દાન કે પશ્ચાદવસ્થાની દીક્ષા માગો છો? નહિ કેવા ઉડાવગીર? એમ ને એમ નવાણું પેટી જોઇયે છે, કેમ?

---

## વ્યાખ્યાન ૩ જુ

### પરલોકને ન ભૂલો



ઉપકારી શાસ્ત્રકાર મહારાજાઓ, મનુષ્ય ભવને પામેલા આત્માને ઉદ્દેશીને, આવી ઉત્તમ સામગ્રીઓ પામીને તે આત્માઓ સદાને માટે સુખી કઇ રીતે થઈ શકે, તેઓના પરલોક કેમ સુધરે ને તેઓ પરીણામે મુક્તિ સુખને કેમ પામે, એજ એક ભાવનાથી પરલોક સુધારવાના માર્ગો બતાવી રહ્યા છે એ મહા પુરૂષોને આલોક કરતા પરલોકની ચિ તા ઘણી હતી જો આત્મા આ લોકની ચિ તામા પડી જાય, તો શુ થાય? માની લઇએ કે ચિ તા કરવાથી આ લોક સુધરી જાય, જો કે એ સ ભ વિત નથી, કારણ કે તેમા મશગુલ રહેનારા અને આ લોકની સાહ્યબી ઓમા રાચી માચીને રહેનારા આ લોકને સુધારેજ એ નકકી નથીજ, છતા માની લઈએ કે સુધારે, પણ તે સુધારના ભવિષ્ય બગડી જાય તો? વ્યવહાર પણ કહે છે કે ખાના પીવાની, મોજશોખ કરવાની ઇચ્છા મોસમ વખતે મારી વાળવી જોઇએ, કારણ કે એક મોસમ ભુ યા તો બારે મહિના ગયા રમતગમતના સ્વભાવવાળા બાળકો ઉપર મા બાપો અ કુશ મૂકે છે કારણ કે બે પાચ વર્ષ કદાચ આન દમા તો ગુમાવે પણ તેમ કરવાથી ભવિષ્યના પચીસ પચાસ વર્ષ દુ ખી થશે નોકરીઆત માણસો માને છે કે છ કલાક નોકરી કરવી જોઇએ, જેથી ઘેર ગયા પછી સુખે ખવાય, સુખે સુવાય, માટે તે છ કલાકનો આન દ ઉચો

નહિ? દુનિઆમા દરકે દરેક ભવિષ્યના સુખને માટે વર્ત માન સમયની તકલીફને અગીકાર કરે છે ત્યારે આ મહાપુરૂષોએ લાબા ભવિષ્યની ચિતા રાખી છે. રાખે તેમા નવાઈ શુ? ટુકી દષ્ટિ વાળાની ટુકી ચિતા અને એ ઉપ કારી મહા પુરૂષોની જ્ઞાનદષ્ટિ વિશાળ એટલે તેઓ લાબા ભવિ ષ્યની ચિતા કરેજ આજકાલ કહેવાય છે કે ધર્મનીજ વાતોથી શો ફાયદો? આ સમયમા આ સવાલ તો ઘણો જોખમવાળો થયો છે ત્યા સુધી કહેવામા આવે છે કે જો ધર્મે જીવતા રહેવુ હોય તો આપણે જીવીએ એવી યોજના ધર્મે કરવી જોઇએ શાતિથી સાભળો, અકળાએ નહિ ચાલે વિચારના સથર્ષણની ચિતા નહિ પણ તેમાથી તણખા ઉડવા જોઇએ નહિ હ્રદયમા જો તત્ત્વની જિજ્ઞાસા હોય તો તો જરૂર એમાથી ઉદ્ધારની દિશા હાથ લાગે ધર્મ માટે કાઈ પણ ન કરીએ તો અમને કોણ પૂછનાર છે એમ માનતા હો તો ઉપાય નથી, પણ યાદ રાખજો કે અહીંથી જવાનુ નક્કી છે જશો ત્યારે સુખ દુ ખ અહીંની કારવાઇ ઉપર આધાર રાખે છે, અહીંના માનપાન ઉપર નહિ અવમસ્ત માણ સોને પણ ખાવામાટે રોટલો અને બેસવા માટે ઓટલો નથી મળતો, અને તમે શરીરે નબળા હોવા છતા અગીઆર વાગે રસોઈ તૈયાર હોય છે ભાઈ સાહેબ, ખાઓ ખાઓ એવી વિન તિઓ થાય છે પેલા ઉદ્યમ કરીને મરી જાય છે, આ ખુરસીએ બેસીને હજારો કમાય છે તમારે જો પ્રત્યક્ષ અનુભવને પણ ન માનવો હોય તો શ્રી તીર્થ કરોનુ પણ તમારા ઉપર કાઇ ચાલે એમ નથી કપીલા દાસીને દાન દેવડાવવા માટે ઓછા પ્રયત્ન કરવામા આવેલા છે? પણ દીધુ? પૈસા શ્રેણિક મહારાજાના હતા અને નામના કપીલાની થતી હતી

## જ્ઞાનીઓનુ કહેવુ સમજો.

ભવિષ્યના સુખ દુ ખનો આધાર અહીંની કારવાઇ ઉપર છે એ વાત માનો છો કે એમાય શ કા છે? બાર મહિનાના સુખ માટે મોસમમા ચાર મહિનાની તકલીફ નથી લાગતી એ તકલીફ ભોગવવી તે બુદ્ધિમત્તા કે મૂર્ખતા? જ્યારે ચાર આઠ મહિનાના

સુખ માટે, દસ વીસ વર્ષના સુખ માટે, આટઆટલુ કરવામા આવે છે તો ભવિષ્યના અનત દુ ખથી બચવા માટે કાઇ કરવુ નહિ પડે? આખા મસારની દુ ખમયતા, તેની અનતી ભવપ રપરા, બધામાથી છુટી અનત સુખના ધામે પહોચવુ હોય તો કાઇ નહિ કરવુ પડે? વાતો કરે પ્હોચી જવાશે? **માનવ જીવન એ ધર્મની મોસમ છે, પણ ખાવા પીવા, મોજ શોખ, ભોગવિલાસ માટે નથી** અનત જ્ઞાનીઓએ આ જીવ નના બહુ ગુણગાન કર્યા હોય તો એકજ કારણે મનુષ્ય ધારે તો આ જીવનમાથી ઘણુ ઘણું પેદા કરી શકે છે આજ કારણે વિષય તૃષ્ણાના તરગમા તણાઇ ધર્મ જહાજની અવગણના કર નારને ઉદ્દેશી એક મહા પુરૂષે કહ્યુ કે —

"अपारे ससारे कथमपि समासाद्य नृभव,
न धर्मं य' कुर्याद्–विषयसुखतृष्णातरलितः।
ब्रूडन पारावारे प्रवरमपहाय प्रवहण,
स मूर्खो मूर्खाणामुपलमुपलब्धु प्रयतते ॥ १ ॥

જેનો કીનારો દેખાતો નથી એવા અપાર સમુદ્રમા ડુબતો આદમી ઝહાજને છોડીને પથ્થરની શિલા પકડે તે મૂર્ખ નહિ પણ મૂર્ખાઓનો સરદાર છે તમે ઉભા હો અને ઉપર કહ્યું તેમ કરતા કોઇને જુઓ તો શુ કહો? 'મૂર્ખનો સરદાર' કહો એમ કહેવામા તમારા હૈયામા તેના પ્રત્યે દ્વેષ, ગુસ્સો, ભુડુ કરવાની ભાવના યા તેને હલકો પાડવાની ઇચ્છા છે કે કેવળ દયાની ભાવના છે? છતા તમારી આકૃતિ તેના ઉપર કેવી હોય? પણ તે આકૃતિ ફેરવવી પડે છે તે પેલાને સમજાવવા, ચોકાવવા, નહિ કે કોઇ બીજા હેતુથી ઝહાજને ન પકડે તો સમુદ્ર જોર કરે તો ડુબે શિલાને પકડી એટલે તેજ નીચે લઇ જાય એ અજ્ઞાનીની અપેક્ષાએ તમે જ્ઞાની તેથી તમે તેને "મૂર્ખનો સર દાર" એવુ સબોધન આપ્યુ તમારા કરતા મહાજ્ઞાનીઓ તમને એવાજ ભાળે તો તે દ્વેષથી તો નહિજને? ખરી વાત એ છે કે **આજે બુદ્ધિમા ભેદ થઈ ગયો છે. માચી શીખામણને**

**લાયક આજે તમે નથી રહ્યા ભૂલ કાઢનારને ઉપકારી માનવાને બદલે દુશ્મન માનવાને ટેવાઈ ગયા છો.** પણ ભૂલ કાઢનારને નમવાનો ભાવ નહિ આવે ત્યાસુધી આ સસાર તરી નહિ શકાય તેવા ઉત્તમ ભાવ વિના આ જગતમા કોઇ તર્યું નથી, તરતુ નથી અને તરશે પણ નહિ જ્ઞાનીઓએ જે માર્ગ તરવાના બતાવ્યા છે તે જાણે ડુબાડનાર ન હોય! આ તમારી શકા નાબુદ થઇ નથી **જયાસુધી એ તારક આત્માઓ પ્રત્યે, તમારો આત્મા નિર્મલ બુદ્ધિથી ઝુકે નહિ, ત્યાસુધી સાચો વાસ્તવિક લાભ નહિ થાય.** ધનાજીએ શાલિભદ્રજીને કાયર કહ્યા તેથી શુ શાલિભદ્રજીને રીસ ચડી? ના કારણ કે તેઓ શીખામણના રસીઆ હતા ઇંદ્રભૂતિ જેવા અભિમાનથી આવ્યા તે તેમજ ગયા હોત તો લાભ થતે? જ્યા ગુણના ઉપકારની સભાવના હોય ત્યા શિર ઝુકાવતા વાર લાગે? યોગ્યને અયોગ્ય વચ્ચેનો ફેર સમજીને અયોગ્ય ખસેડી યોગ્યને વળગવાની ભાવના નહિ જાગે ત્યા સુધી શ્રેય થશે નહિ

<u>આ લોકનુ દુ ખ સુખનુ કારણ છે</u>

આ મહાત્માઓ તમારૂ ભવિષ્યનુ ભલુ ચિતવનારા હતા કદાચ આ લોકમા તકલીફ પડે તેનો વાધો નહિ **આ લોકનુ દુ ખ સુખનુ કારણ છે, ત્યારે આ લોકનુ સુખ દુ ખનુ કારણુ છે માટે આ લોકના દુ ખની ચિતા નહિ** ભગવાન શ્રી નેમનાથ સ્વામી જાણતા હતા કે ગજસુકુમાલના માથા ઉપર સળગતી સગડી તપવાની છે ગજસુકુમાલ કૃષ્ણજીના નાના ભાઈ હતા, સયમ લીધા પછી સ્મશાનભૂમિમા કાયોત્સર્ગ કરવાની આજ્ઞા માગે છે પ્રભુ જાણતા હતા કે એમનો શ્વસુર નારાજ છે છતા પ્રભુ આજ્ઞા આપે છે

× × × ×

(आणाए धम्मो) આ વસ્તુ જેવી તેવી નથી માટેજ જો આ વસ્તુની રીતસર પ્રાપ્તિ થઇ જાય તો બેડો પાર, પણ કીંમત આપશો તો મળશે તેની કીમત બહુ જુદી, બહુ મોટી છે તે આપવાની શક્તિ નહિ આવે ત્યાસુધી વસ્તુ હાથમા આવશે નહિ

જે જે વાત અહીં કહેવામા આવે છે તેને ખરા સ્વરૂપમા વિચારજો આ **મહા પુરૂષો આ લોકની ચિતા કરતાં પરલોકની બહુ કરે છે આ લોકમા આવી પડતા દુખને શાતિથી ભોગવો તો જરૂર ભવિષ્ય મજેનુ છે. આ લોકમા યોગ્ય કારવાઇ કરે તો ભવની પરપરા કપાઇ જાય, દુખ માત્ર કપાઇ જાય.** શ્રી જિનેશ્વરો, ગણધરો, તેમની પાટે આવેલા આચાર્યો, તેમની સાથે રહેનારા ઉપાધ્યાયો, તેમની સેવા કરનારા સાધુઓના પોતાના અતરમા આજ વિચાર રહેલો છે બીજાને પણ તેવા વિચાર આપવા પ્રયત્ન કરી રહેલ છે એટલાજ માટે શ્રી જિનેશ્વરને ઓળખવાના છે

× × × ×

સસરાના ગુસ્સાની હદ એટલી બધી વધી ગયેલી છે કે આજને આજ કારમી રીતિએ પ્રાણ લેનાર છે તે જાણતા છતા ભગવાન્ આજ્ઞા આપે છે એક સુકોમળ આત્માને જાણી જોઇને આફતમા મુકે છે, કષાયથી તપેલો સસરો બહારના અગ્નિથી સળગાવી ભયકર આફતમા મુકવાનો છે, છતા આજ્ઞા આપે છે શાથી? ભવિષ્યમા ભલુ છે એથી શ્રી **જિનેશ્વરદેવના અનુયાયીને, તેને માનનારાઓને, આ લોકના દુખની ચિતા કરતા પરલોકની વિશેષ કિમત છે.** પૈસા શા માટે કમાઓ છો? સુખને માટે કમાતી વખતે આપત્તિ સ્વીકારોને? તમારી આખો અહીં પહોચે તેથી અહીં રમો મહાપુરૂષોની લાબી દૃષ્ટિ તેથી પરલોકને જુએ શ્રી જિનેશ્વર દેવોએ કહેલુ તે શાને માટે? ભવિષ્યમા સુખી થાઓ તે માટે **ભવિષ્યના સુખ માટે વર્તમાનમા તકલીફ પણ થાય,** દુખ પણ થાય, ગમતુ હોય તે મૂકવુ પડે ચોખ્ખુ દીવા જેવુ દેખાય છે કે જ્ઞાની પુરૂષોએ મૂખ્યતયા એકજ ચિતા કરી કે જેને મનુષ્ય ભવ બધી સામગ્રીએ સહિત મળ્યો છે તેનો પરલોક કેમ સુધરી જાય, એ માટેજ મનુષ્યપણાને સફળ કરવા ત્રણ કાર્યો યોજ્યા **મનુષ્યપણુ સફળ કરવુ હોય તો શાસ્ત્રશ્રવણ, શાસ્ત્રશ્રદ્ધા, શાસ્ત્રોનુ સાર વર્તન.** એકલુ, તે ધ્યેય વિનાનુ, શ્રવણ નકામુ એકલી

શ્રદ્ધા આવે તો થોડું ઘણું સફળ, શ્રદ્ધા અને વર્તન બને આવી જાય તો સંપૂર્ણ સફળ ત્રણમાથી એકે ન કરીએ તો મનુષ્ય જીવન તદ્દન નિષ્ફળ ✓

## વ્યાખ્યાન ૪ થું.

### દેવ ગુરૂ પાસે આપણે માગીએ શુ ?

મહાપુરૂષોને આપણા આ લોક કરતા પરલોકની ચિતા ઘણી છે આ લોકના સુખને જોવા કરતા ભવિષ્યના સુખને ભારપૂર્વક જુએ છે કદાચ અહીંની થોડી જીદગી માટે અહીના દેખીતા સુખમા લોભાઇયે તો જરૂર આપણુ ભવિષ્ય ભયકર છે આ જીદગીમા, આપણા આત્માને વળગેલા સયોગો દૂર ન કરીયે, એનાથી નિર્મલ સ્વરૂપ આત્માને છુટો ન પાડીયે તો ભવિષ્યમા ઘણી વિષમ વિપત્તિઓ સહેવીજ પડશે આત્માની શકિત અનત, એનું અનતજ્ઞાન, અનત દર્શન, અનત ચારિત્ર, અનત વીર્ય એ બધુ આજે નકામુ થયુ છે શાથી ? **એ આત્મા ઉપર જડના થર બાઝયા છે, પૌદ્‌ગલિક ભાવોના અત્યત આક્રમણે એની શકિત દબાવી દીધી છે એથી.** એ સયોગોમા તમામ ફેરફાર ન થાય ત્યા સુધી આત્માની શક્તિઓ માત્ર નામનીજ રહેવાની આ મહાપુરૂષોની ભાવના, આપણુને એ જડના સયોગોથી બચાવી, આપણી અનત શક્તિના માલીક બનાવવાની છે એમની પાસે માગીયે શુ ? આ લોકના સુખ, સપત્તિ, સાહ્યબી, લાડી, વાડી, બાગ, બગીચા, બગલા એ બધુ મગાય ? એ મહાત્માઓ તો કહે છે કે આ સપત્તિ, આ સુખ, એ પણ એક રીતિએ આત્માને દાબે છે, આત્મસ્વરૂપને વધુ આચ્છાદિત કરે છે આત્મા એમાને એમા દબાયો રહે તો એને સાચી શાતિ કોઇ કાળે ન મળે તમે જે સાભળવા માગો છો તેના કહેનારને બરાબર ઓળખો આ બધુ કહેનાર કોણ ? શ્રમણ

ભગવાન્ શ્રી મહાવીર દેવ કે જેમના શાસનમા આપણે બધા છીયે, એમની પાસે, એમની ગેરહાજરીમા એમના પ્રતિનિધિ સમા, એમની આજ્ઞામાજ રહેનારા અને એમની આજ્ઞાનાજ પ્રચારક પૂજ્ય આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુ પાસે શુ માગીયે? એ માટે એમને આપણે ઓળખવાજ પડશે ઓળખ્યા વિના સેવા ફળે નહિ મહાવીર દેવ કેવા? એ આપણી પૂજા, ભક્તિથી સતોષ પામી આપી દે એવા દેવ નથી **એ વીતરાગ દેવ ભક્તોની ભક્તિથી પ્રસન્ન થતા નથી, અને દુશ્મનોની નિંદાથી નારાજ થતા નથી માટેજ આપણે એમને વીતરાગ માનીએ છીએ.** એમના સ્વરૂપને પીછાણુય તેજ લાભ મળે નહિ તો કરેલી કારવાઇ વાસ્તવિક રીતે ફળે નહિ એ એક આરીસો છે એમના દર્શનથી આપણા દોષોનુ ભાન થાય છે ભાન થયા પછી દોષો તજવાની પ્રવૃત્તિ કરીયે તેજ એમની સેવા ફળે, નહિ તો નામની સેવા તમે ભગવાન્ શ્રી મહાવીરને કેવી રીતે ઓળખો છો? શુ તેઓ સિધ્ધાર્થ રાજાના પુત્ર હતા, નદિવર્દ્ધનના ભાઇ હતા, ક્ષત્રિય કુડના માલીક હતા, રિધ્ધિ સિધ્ધિના સ્વામી હતા એટલાજ માટે પૂજો છો કે તે અરિહત હતા માટે પૂજો છો? લોકોને તમે કહો છો કે અમારા દેવ વીતરાગ અને ગુરૂ નિર્ગ્રથ વારૂ વીતરાગ દેવ અને નિર્ગ્રથ ગુરૂ તમને આપે શું? ગુરૂ કેવા? નિર્ગ્રથ દેવ પણ મૂકીને નીકળેલા અને ગુરૂ પણ મૂકીને નીકળેલા ભગવાન શ્રી મહાવીરને પણ ઘર નહિ અને એમની આજ્ઞામા વિચરતા સાધુઓને પણ ઘર નહિ જે વસ્તુ એ મહા પુરૂષોએ તજી, ત્યાજ્ય તરીકે જાહેર કરી, તેમની પાસે તેજ વસ્તુની માગણી કરવી એ તે બુધ્ધિમત્તા કે મૂર્ખતા? ડાહ્યા પાસે વાત કરશો તોયે તે તમારી મશ્કરી કરશે, પણ તમે અર્થ કામની લાલસામા એટલા બધા ચકચૂર બન્યા છો કે બીજી વસ્તુઓ સાભળના તમારી પાસે હૃદય નથી, શક્તિ નથી કેટલાકો કહે છે કે 'અર્થ કામ વગર તે ચાલે! એની વગી ના કહે છે' પણ વસ્તુસ્થિતિ કહ્યા વિના છુટકો છે? જો આ પદાર્થો ન મૂકીયે તો આખરે તે મૂકે, ગમે રીતે તે પણ એ પદાર્થો મુકવાનાજ એ પદાર્થોમા આટલો મમત્વ? જો એ પદાર્થો

સાથેજ રહેતા હોત, તો તેના ઉપર મરી પ્રીટત તોયે વ્યાજબી હતું જે અણીને સમયે પણ કામ ન આવે, એ બધા પદાર્થો વિદ્યમાન છતા, ઢગલે બધ છતા આખરે શરણ તો બીજાનુંજ લેવું પડે તો પછી એની આટલી બધી લાલસા શા માટે? એની લાલસામા એટલા બધા લીન બ યા છો કે બીજી વાત સભળાય પણ નહિ એ કમનશીબ નહિ તો બીજુ શુ? **બધાને સુખ ગમે છે, દુખ કોઇને ગમતુ નથી. ચોવીસે કલાક ઝખના સુખની અને મહેનત પણ સુખ માટે, છતા કોઇ કહેશે કે હુ સપૂર્ણ સુખી છુ?** જરૂર કાઈને કાઇ દુખ તો હોયજ છે પૈસા મળ્યા પછી, નહોતા મેળવ્યા તે વખતથી, કઈ ગુણી તકલીફ વધે છે, છતા એ જણાતી નથી, કારણ કે એમા મગ્નતા ઘણી છે, માટે દુખ એ દુખ જણાતું નથી **દુખમાંએ ઝાંઝવાના નીર જેવી સુખની કલ્પના છે.** એ સ્થિતિમા બીજી વસ્તુ કેવળ અપરિચિત, તદ્દન નવી લાગે છે માટે સાભળવી ગમતી નથી જો ગમતી હોત તો તો સાભળતા આનદ થાત **સત્ય અને અસત્યનો વિવેક કરવા માટે તૈયાર થાઓ** સાભળો નહિ, વિચારો નહિ અને વર્તન માટે તૈયારી ન કરો તો માર્ગની પ્રાપ્તિ ક્યાથી થાય? અનત દયાળુ જ્ઞાનીઓએ કહ્યુ કે મનુષ્ય જીવનની સફળતા માટે પ્રથમ શાસ્ત્રનુ શ્રવણુ કરો, શ્રદ્ધા કેળવો અને તદનુસાર વર્તવાની તૈયારી કરો હવે સાભળવાની દૃષ્ટિએ સભળાય તો તો શ્રદ્ધા વધેયે ખરી અને યોગ્ય પ્રવૃત્તિ પણ થાય પણ જો સાભલવામાજ કોઇ જુદી દૃષ્ટિ હોય, સાભળવામા કોઈ જુદોજ ઇરાદો હોય તો લાભ શી રીતિએ થાય? સમ્યગદૃષ્ટિ આત્મા કેવો હોય તે સબધે એક મહાપુરુષ ભાષામા જણાવે છે કે —

(દોહરો.)

**સમકિતવતો જીવડો, કરે કુટુબ પ્રતિપાલ;**
**અતરગત ન્યારો રહે, જેમ ધાવ ખેલાવત બાલ**

થાલે ત્યા સુધી તો સમ્યગ્દૃષ્ટિ સસારમા નજ **રહે. નજ છુટકે રહે તો ચોકમાઇથી, ન્યારાની જેમ રહે.**

જેમ મુસાફર ભયકર અટવીમા ક્યારે જાય? બીજો રસ્તો ન મળે ત્યારે અટવીમાથી જીવતા નીકળ્યા તો ભાગ્યવાન્ એમ સમજનારો, હજાર હાનિ વેઠે પણ ત્યા ન જાય ન છુટકે જાય તોયે ખુબ સાવધગીરીથી, ચોતરફ જોતો જોતો અને ભાગવાનો માર્ગ ખુ લો રાખીનેજ જાય તેમ તમે આ સસારથી બચવાનો માર્ગ ખુલ્લો રાખીને રહ્યા છો કે સસારમા લીનજ થઇ ગયા છો? સમ્યગ્દૃષ્ટિને સસારમા રહેવુ પડે છે માટે રહ્યા છો? જો રહેવુ પડે છે તેજ માટે રહ્યા હો તો અહી રહીને સસારને મજબુત કરવો કે ઢીલો? વધારવો કે ઘટાડવો? વાસનાઓ વધારવાની કે ઘટાડવાની?

## સ્વતત્રતા કે સ્વચ્છદતા

મે સાભળ્યુ છે કે આજના કેટલાક લોકો એમ કહે છે કે સાધુઓ હવે જેમ ત્યાગ માટે વધુ કહે તેમ તેમ અમે વધુને વધુ દૂર ખસવાના, પણ તમે ગમે તેમ કરો તેમા અમારૂ શુ જવાનુ? અમને શી હાનિ છે? તમે ધર્મ અમારા માટે કરતા હો તો ન કરજો તમને એમ લાગે કે આના વિના દુખનો અત નથી, આત્મશ્રેય નથી અને સત્તર વખત ઇચ્છા થાય તો કરજો આ **આગમ સાભળીને આત્મા કોમળ બને કે કઠોર? તમે બધા સ્વતત્ર છો, સ્વામી છો કે ગુલામ? શરીર ઉપર ઇંદ્રિયો ઉપર, વિચારો ઉપર, અને ભાવનાઓ ઉપર તમારી માલીકી નહિ તો તમે સ્વતત્ર કેવી રીતે? મદિરમા મન ન ચોટે, નયનો ન ઠરે અને કોઈ રમણીને જોઈ આંખો ચોટી જાય, આ સ્વતત્રતા છે કે ગુલામી છે?** શરીર તમારૂ કે તમે શરીરના? ઇંદ્રિયો તમારી કે તમે ઇંદ્રિયોના? મન તમારૂ કે તમે તેના? ભાઇઓ તમે બધા સ્વતત્રવાદી છો જરા તો બોલો તમે સ્વતત્ર અને વળી કેવા? વીસમી સદીમા વીજળી વેગે આગળ વધતા, પજાબ મેલની ઝડપે દોડતા, પણ જો જો ભટકાઇ ન પડો હાડકા ન ભાગે છતી આખે આધળા ન બનતા તમે કોની કોની ગુલામી કરી રહ્યા છો? જ્યા જ્યા

તમારી સત્તા છે ત્યા તો ચલાવતા શીખો? **તમે આત્માની અનત શક્તિ ઉપર પાણી ફેરવ્યુ. સ્વાદ ખાતર, રૂપ રગ ખાતર, સુવાસ ખાતર, પાપનો, પ્રપચનો, અન્યાયનો, અનીતિનો ભય ન ધર્યો. મનની મોજ ખાતર તમે શાહુકારી વેચી, પ્રતિષ્ઠાપર પાણી ફેરવ્યુ, જૈનત્વ પર કુચડો ફેરવ્યો.** લુખા રોટલે પેટ ભરાય કે નહિ? અનીતિથી ઘીમા ઝબોળેલ રોટલી સારી એમ તમને કઇ બુદ્ધિના યોગે લાગ્યા કરે છે? હિંસા અને મૃષાના સેવનથી મળેલ મોજ મજામાં મજા છે, એમ માનો છો? કેટલાક કહે છે કે આ જમાનો અહિંસાનો નથી, સત્યનો નથી, અમે પાપ બાપ નહિ ગણીયે, અહીં પાપ, તહીં પાપ, પાપ પાપ કરી નિર્માલ્ય બનાવ્યા વાહ બુદ્ધિમત્તા? પણ જ્ઞાની જેને પાપ કહે તે તમને ન જચે, એમા ગુસ્સો આવે તો ઉદ્ધાર કેમ થાય? ઉદય કઇ રીતે થાય? સુખ કઇ ઝાડીમાથી મળે? **ભાગ્યવાન્! માર્ગ શોધો નહિ શોધો, આત્મહિતના સાધનો ઉચ્ચ નહિ ર્યો, પાપ વાસનાઓ નહિ ઘટાડો, વિષય કષાયો નહિ ઓછા કરો, હૈયુ પરોપકારથી તરબોળ નહિ બનાવો, અને અન્યાય અનીતિથી પાછા નહિ હઠો તો માથુ ફોડીને મરી જવા છતા સુખ તમારી સામુએ ન જુએ** કદાચ કોઇ પૂર્વના પુણ્યોદયે સુખ મળશે તોએ પાપાનુબધી પુણ્યના સુખથી પરિણામે ભવિષ્યમા દુ ખની સગડીમા સળગ્યા કરશો મરચુ મીઠુ ખરીદવાની ને ઝવેરાત ખરીદવાની બુદ્ધિમા ભેદ ખરો કે? ધર્મ ખરીદવામા બુદ્ધિની જરૂર ખરી કે નહિ? મોતી અને પન્નાની પરીક્ષા માટે કેટલો અભ્યાસ કર્યો અને ધર્મની પરીક્ષા માટે કેટલો અભ્યાસ કર્યો? જીવ, અજીવ-પુણ્ય, પાપ, આ બધુ જાણવા કેટલુ કર્યુ? નિશાળે જ્યારે શીખવા જાઓ ત્યારે માસ્તર કહે-એકડો આમ ઘુટાય ત્યારે તમે ના કહો? તમારે ફાવે તેમ ઘુટો અગર એને બગડો કહો? નહિજ એમ કહો તો થપ્પડ મારે રોટલા માટેની થોડી ઘણી વિદ્યા માટે આટલી બધી નિયમિતતા અને આજ્ઞાક્તિપણું? ત્યા તમારી મરજી મુજબ વર્તો તો તમને રજા આપે, દડ કરે,

ડીસમીસ કરે અને એવો શેરો મારે કે બીજી નિશાળે ક્યાઈ દાખલ પણ ન કરે અને એ મુજબ વર્તવાથી આજે બન્યા કેવા? માસ્તરને પણ ભણાવો તેવા. અહીં આગમની વાતોમા આખ કાઢી પૂછે બસ આનો ઉત્તર આપો ગુરૂ કહે કે ભાગ્યશાળી! ધીમા પડો, જરા ઠડા પડો લો આ વાણી જાવ પણ તેઓ કહે કે ના એ બધુ કાંઈ નહિ અમે મહાવિચક્ષણુ છીયે વકીલાતના અભ્યાસ બળે કરેલા તર્ક કયા સુધી? **વસ્તુને જાણ્યા વિનાના કરેલા તરંગી તર્કો તે કુતર્કો છે.** સ્વતત્રવાદના જમાનામા વિહરતા એ બુદ્ધિના નિધાનો કેમ વિચારતા નથી કે તમે કયા સ્વતત્ર છો? ઘરમા, કુટુબમા, બજારમા, રાજ્યમા, શેઠને ત્યા–કોઈપણ સ્થલે છો? નહિજ તમને ઈચ્છા શેની થાય છે? સલામ લેવાની કે ભરવાની? બેસવાની કે ત્યા બેસનાર પાસે ઉભા રહેવાની? છતા કરવુ શુ પડે છે? તમારી આ સ્વતત્રતા ચાલે કયા? માત્ર આગમ પાસે આગમ એ હમ્બગ? અમે એને નહીં માનવાના–મરજીમા આવે એટલુ માનીયે બાકીનુ ફેંકી દઈયે. દેવ–ગુરૂ અને ધર્મ એ બધા બીચારા, રગ છે બહાદુરો તમને બધા દેવ, ગુરૂ, ધર્મને માટે મરજી આવે તેમ, ફાવે તેમ બોલો, લખો, બકો, વર્તો, તેની ચિંતાજ નહિ, એમ? તમે **દેવગુરૂ અને શાસ્ત્રનુ જેટલુ અપમાન કરો છો તેટલુ અપમાન કોઇ પાઘડીવાલાનુ કરો તો તમારી જીદગી પણ જોખમમા આવે. શાસ્ત્રને ખોટુ કહો છો, પણ જરા કોઇ વેપારીના ચોપડાને ખોટો કહી જુઓ–ખબર પડે જે તારક છે એવા દેવ ગુરૂ ને શાસ્ત્ર સામે ચેડા કાઢવા, જરાએ લાગણીપર અકુશ નહિ રાખવો, શાસ્ત્ર કહે છે કે આવુ માનવ જીવન એ માનવરૂપે પશુજીવનથી વધુ ભયકર** છે જ્યા સુધી વિષયવિલાસની લાલસાઓ તોડશો નહિ, ભરાઇ રહેલી માન્યતાઓનો નાશ કરશો નહિ, અર્થ કામમાજ રાચી માચી રહેશો ને તે માટે અન્યાય, અનીતિ, પ્રપચ, પાપ, હિંસા, જીવોની કતલ આ બધુ કરતા કપશો નહિ, ત્યાસુધી શ્રી જિનેશ્વરદેવના ધર્મને માટે તમે નાલાયક છો દુખ લાગે તો ભલે લાગે

આ બધુ તમારામા ન હોય તો હુ રાજી થાઉ, પણ હુ જોઇ રહ્યો છુ કે તમને પાપનો ભય નથી તમારાથી ન બને તો તમે હાથ જોડો પણ પાપને સારૂ ન માનો

## સાધર્મિ ભક્તિ શીખો

કેટલાકો કહે છે કે આજના સાધુઓને શ્રાવકોની ચિંતા નથી શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરનારા વ્રતધારી, દાન, શીલ, તપ અને ભાવના આરાધનારા, યાવત્ પ્રભુશ્રી વીરની આજ્ઞામા વર્તનારા વધે એમા અમે નારાજ? શ્રાવકો બધા ખલાસ થઇ જાય ને નવા ન થાય તો ઠીક, એ અમારી ઇચ્છા? મુબઇમા કે અન્યત્ર શ્રાવક વધે તો અમને વાધો? અમે શ્રાવકને ઘટાડનારા અને તમે બધા ખાઇને પેટ ઉપર હાથ ફેરવનારા તે શ્રાવકને વધારનારા એમ? ખાવા પીવામાથી, રગરાગમાથી, અનીતિમાથી ઉચા આવો નહિ, એવા તમો શ્રાવકને વધારનારા? તમે પોતાની પાસેજ બેસાડી દરરોજ એક સાધર્મિને પણ પુરી ભક્તિથી જમાડવાનુ કદી લક્ષમા લીધુ છે?

તમારા મોજશોખ તરફ નજર કરો બુટ, મોજા, મોમા પાનના ડુચા, સીગારેટના ધુમાડા, નાટક, સીનેમા, આમાથી ઉચા આવો ત્યારે સાધર્મિ યાદ આવેને? પૂર્વના શ્રીમતો જ્યારે શ્રી જિનેશ્વરદેવના દર્શન માટે મદિર જવા નીકળતા, તે સમયે સખ્યાબધ યાચકો પ્રેમભર્યા હૃદયથી બીરૂદાવલી બોલતા તેમની રાહ જોતા, ને તે સતોષાતા આ કારવાઇથી ધર્મની અનુમોદના થતી મદિરથી આવે એટલે પાછળ પણ બસ ધર્મની પ્રશસાજ આજ શ્રીમતોની મોટરની આગળ ભો-ભો-અને પાછળની ગધતો એવી નીકળે કે ક્ષય થાય એ મોટરની ઝડપ એટલી બધી કે અકસ્માતોની, કોઇના પીલાવાની-કચરાવાની પરવા નહિ **મદની પાછળ ઘેલા બનેલાઓને ભાન નથી કે આયુષ્ય ક્ષણભગુર છે પાપધ્વનિથીજ ભરેલા કાનને અત વખતે નવકાર પણ અસર નહિ કરે, માટે જીવનની છેલ્લી ઘડી પહેલા સમજો. અર્થ કામમા જોડનારા તમારા ઉપકારી**

**નથી બીમારને કુપથ્ય ભાવે છે, તેમ સસારના રોગથી પીડાતા આત્માઓને અર્થ કામ મજાના લાગે છે.** હુ કહુ છુ કે ભલે મારી વાત તમને કડવી લાગે પણ જો હુ સાચો ચિકિત્સક હોઉ ને તમારી નાડી મારા હાથમા આવી હોય, તો તમારા રોગ દૂર કરવાને માટે તમને કડવામા કડવા ઉકાળા, તમને ન ગમે તો પણ પાવા જોઇએ પછી એ પીતા ભલે તમારા માથાના વાળ પણ ઉખડી જાય તેની પરવા નહિ હુ એ ઉખેડવા માગુ છુ જેમ મા પોતાના પુત્રને પરાણે, મોઢુ ફાડી, વેલણુ ઘાલી, છાતી ઉપર પગ મૂકી ઔષધ પાય, તેમ હુ પણ તમને કડવા ઉકાળા પાઇશ **અર્થ કામને કહેનારા મીઠા લાગશે પણ એમા લપટાયેલાનુ ભવિષ્ય એકાન્ત દુ ખમય છે.** મારી ઇચ્છા તમારૂ ભવિષ્ય સુધારવાની છે **પથ્ય પાળવાનુ કહેનાર વૈદ્ય ગુન્હેગાર નથીજ** આ જીદગી એવી રીતે આરાધો, ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞાનુસાર એવી રીતિએ વર્તો કે ભવિષ્યમા તમારો આત્મા અનત સુખને પામે આ સમયે જ્ઞાનીઓએ કહેલા ધર્મના રહસ્યને સમજી રોજ એક સાધર્મિને જમાડવા સિવાય જમુ નહિ, એવી પ્રતિજ્ઞા તમે બધા કરો તો એક પણ સાધર્મિ દુ ખી રહે ખરો ? **સભામાથી પ્રશ્ન—એવો** વિચાર કયા યોગે આવે ? જવાબ-એ વિચાર પુણ્યોદયે પણ આવે ગુરૂના સસર્ગથી-ઉપદેશથી પણ આવે લઘુકર્મિપણાથી ગુણ આવે-અનેક રીતિએ આવે લાવવાની ઇચ્છા જોઇએ નય સાર લઘુકર્મિ હતા, માટે આવ્યો શાસ્ત્રાનુસારી સદ્ગુરૂઓના ઉપદેશથી એ ભાવના આવે, પણ કૃપણતાને છોડવી પડશે હીરો, પન્નો, થેલી, ઘર, બજાર, પરિવાર, આ બધાની લીનતામા તમને સાધર્મિ સાભળે કયાથી ? યાદ રાખો **સાધર્મિ દયા પાત્ર નથી પણ પૂજ્ય છે એને ગરીબડો ન માનો, એનુ અપમાન ન કરો, એને હાથ જોડો, ચરણો ધોઇ પાણી પીઓ** એને હીનહીન માની એની આશાતના કરશો નહિ એને ભેટો, છાતી સાથે લગાવો અને કહો કે ભાઈ ! તારા સુખે સુખી અને તારા દુ ખે દુ ખી અનેક પ્રકારના મોજશોખમા થતા લક્ષ્મી

સ કોઈ સાધર્મિની ભક્તિ કરો પણ ઉપેક્ષા ન કરો **સાધર્મિની ઉપેક્ષા એ ભગવાન્ શ્રી મહાવીરદેવની ઉપેક્ષા છે. સાધર્મિનો તીરસ્કાર એ એક રીતિએ ભગવાન્ શ્રી મહાવીરદેવનો તીરસ્કાર છે, અને સાધર્મિની સેવાનો ત્યાગ એ એક રીતે ભગવાન્ શ્રી મહાવીરદેવની સેવાનો ત્યાગ છે.** તમારા સાધર્મિ બધુને નમે હેતાનો હાર બનાવો, તમારા તારક બનાવો સાધર્મિને તમારે કહેવાનું કેતુ અને હું સાચા ભાઇ ! તારા ને મારા પિતા એક ભગવાન શ્રી મહાવીરદેવ ! આપણા બેઉનું સાધ્ય એક મુક્તિ અને તેની સાધના માટે ભગવાન શ્રીમહાવીરદેવે પ્રકાશેલા મોક્ષ માર્ગને આપણે બન્નેએ સાથે રહી ઉપાસવાનો અને પ્રચારવાનો જિન પૂજા, સામાયિકાદિ અનુષ્ઠાનો આપણે હરનિશ સાથે કરવાના આ વગર બીજુ કશુ જ કહેશો નહિ બીજો બદલો કે સેવા માગશો નહિ **સાતે ક્ષેત્ર તારક છે ૧ જિન મૂર્તિ. ૨ જિન મદિર ૩ જિનાગમ આ ત્રણેને માને, સેવે, પૂજે, આરાધે તે ૪ સાધુ ૫ સાધ્વી, ૬ શ્રાવક, ૭. શ્રાવિકા, પ્રથમના ત્રણને ન માને, ન સેવે, ન પૂજે, ન આરાધે, તે ન સાધુ, ન સાધ્વી, ન શ્રાવક, ન શ્રાવિકા.** શ્રી જિનવિજયજી મહારાજ કહે છે કે અત્યારે જિન નથી, કેવળી નથી, અને પચમકાલ એ ફણીધર સમાન છે પણ એ પચમ કાળરૂપ ફણીધરનુ ઝેર નિવારવા માટે મણી સમાન, ફક્ત શ્રી જિનાગમ અને શ્રી જિનબિંબ છે શ્રી જિનમૂર્તિ, જિન મદિર અને શ્રી જિનાગમની મહત્તાને સમજનાર સાધુ સાધ્વી અને શ્રાવક શ્રાવિકાના સમુદાયે પોતાના સાધુ સાધ્વી તરીકેના જીવનને અને શ્રાવક શ્રાવિકા તરીકેના જીવનને અખડિતપણે જીવવા માટે એ ત્રણે સર્વોત્તમ પુણ્ય ક્ષેત્રોને કઇ રીતિએ સેવ્યા છે એ જાણો છો ? એ આરાધ્ય ન હોત તો તમે અને અમે આ રીતના ક્યાથી હોત ? એ ત્રણના આધારેજ બાકીના ચાર છે અને તમારો સાચો સાધર્મિ શ્રાવક પણ તે જ છે કે જે ઉપરના ત્રણે પુણ્ય ક્ષેત્રોની આજ્ઞા મુજબ સેવા કરતો હોય સેવા ન બની શકતી હોય તો પણ તે સેવાની ભાવનાને તો અખડિત પણે સેવતો જ હોય, એજ કારણે એ પણ તમારૂ

તારક ક્ષેત્ર છે એ રીતે તમારે કોઇપણ જાતના બદલાની આશા વિના, સાધર્મિને પોતાનો પૂજ્ય માની, તેની પ્રેમપૂર્વક ભક્તિ કરવાની છે

## અધર્મિની સામે મજબુત બનો

**તમારો કોઇ સાચો સાથી, સાચો મિત્ર અગર સાચો સ્નેહી હોય તો તે સાધર્મિ છે.** આજ તો દોસ્તદાર, મિત્ર એ કોણ? નાટક સીનેમા સાથે જુએ તે ચાહ સાથે પીયે તે સીગારેટના ધુમાડા સાથે કાઢે તે જ્યા ભક્ષ્યાભક્ષ્યનો વિવેક નથી, જ્યા કશોજ નિયમ નથી, એવા હોટલમા તમને ખાણુ પીણુ ગમે છે કેમ? ચાર મિત્રો હોટલમા ચાહપાણી પીતા હોય ને પાચમો આવી એમ કહે કે અહીં શુ બેઠા છો, ચાલો જરા ઉપાશ્રયે ત્યારે ચાર કહેશે કે ત્યા કાંઈ નથી એ વખતે પેલો પાચમો જો મજબુત હોય તો કહે કે આપણા કુળને, જાતિને, ધર્મના નિયમોને અયોગ્ય એવા ચાહપાણી આદિ આ સ્થલે, આ સમયે, રાત્રે, લેતા તમને શરમ નથી આવતી? તમારે ફાવે તેમ કરો, હુ તો નહિ લઉ તો જરૂર પેલા ચારના હ્રદયમા પણ ભાજગડ ચાલશે પણ આ તો પાચમોએ પોલો પેલા ચારને સમજાવી ન શકે, ઉપાશ્રયે લાવી ન શકે, પણ પોતે પોતાનુ ટકાવે તોયે ઠીક પણ એ તો વિચારે કે હુ ના કહીશ તો મને ભગતડો કહેશે, હુ અતડો પડીશ, એટલે એ પણ એમા ભળે. બાકી ખાત્રીથી કહુ છુ કે એ પોલો ન હોય તો જરૂર પેલા ચારને એની પાછળ ઘસડાવુ પડે અને કદાચ ઘસડાય નહિ તોપણ જે એક અસર થવી શકય છે તે તો થાયજ એવીજ રીતે બજારમા ચાર ધર્મિઓ મજબુત હોય તોપણ અનેકને આકર્ષિ શકે **પચીશ માણસના ઘરમા એક ધર્મિ હોય તો બધાને ઠેકાણે લાવી શકે અધર્મિના ઘોઘાટથી ધર્મિએ કદી પણ ભભરાવુ નહિ અધર્મિની સામે મજબુત બનો. વિરોધી સામે સ્થિર બનો તો જરૂર તમે શોભશો પથરાના ઢગલામા એકજ હીરો ઝળકે છે શ્રીમતની**

તથા ક ગાલની તમામની આખો ત્યા ખેચાય છે જેમ પથરા ભેગો રહેલો હીગો પણ પોતાની જાતને પ્રકાશિત રાખી શકે છે. તેમ અધર્મિ સાથે રહેવાનો પ્રસગ આવે અને પોતાની જાતને જેવીને તેવી રાખી શકો તો જૈન તેવામા ભળી જાઓ એટલુ જ નહિ પણ પોતાની જાતને, સાથે સાથે પોતાના ગુરૂઓને અને આગમોને નિંદવાના કામમા સહાયક બની જાઓ તો બાહોશ નહિ પણ બેહોશ ડાહ્યા નહિ પણ દીવાનાજ ગણાઓ, એ તદ્દન શકા વિનાની વાત છે



## વ્યાખ્યાન ૫ મુ

### પોતાનુ શુ અને પારકુ શુ તેનો વિવેક કરો



સૂત્રકાર મહારાજા ફરમાવે છે કે મનુષ્યભવની પ્રાપ્તિ સફળ કરવી હોય તો શાસ્ત્રનુ શ્રવણ કરી, તેના ઉપર શ્રદ્ધાળુ બની, એ શ્રદ્ધાને અનુસરતુ વર્તન કરવા માટે જેટલુ વીર્ય પોતાનામા હોય તેટલુ ઉપયોગમા લેવુ એ જરૂરી છે એ ત્રણ વસ્તુઓનુ સેવન નહિ થાય તો મળેલી ઉત્તમમા ઉત્તમ સામગ્રીઓ નિષ્ફળ થશે, અને પરિણામે પસ્તાવુ પડશે માટે પસ્તાવાનો સમય ન આવે એની સાવચેતી અત્યારથી લેવામા આવે એ જરૂરી છે છેલ્લી વખતે બધા વિચારો સફળ નહિ થઇ શકે પણ આ બધુ ક્યારે રૂચે ? મનુષ્યભવની કિંમત સમજાય ત્યારે જ્ઞાની પુરૂષો જેની પ્રશસા કરે તેમા કોઇ ગુહ્ય કારણ હોયજ. મનુષ્ય જીવન પામ્યા વિના હજી સુધી કોઈ પણ આત્મા અનત સુખનો ભાગીદાર થયો નથી, થતો નથી, થવાનો પણ નથી. જે મનુષ્યપણામા અનત સુખ મેળવી શકાય તે મનુષ્ય

પણ પામીને મેળવવા જેવુ ન મેળવીએ અને ઉલટે રસ્તે પ્રયાણ કરીએ તો? પામ્યા પછી કરવાનુ ન કરીએ તો? તમને એમ લાગે છે કે શાસ્ત્ર કહે છે તે કર્યા વિના માનવજીવન સફળ થાય? તમો જે કરી રહ્યા છો તેનાથી સફળ થશે એમ પણ માનો છો? જ્યારે તમને આ બધી વાતોનો બરાબર નીરધાર થઇ જશે, ત્યાર પછી આ બધી વસ્તુઓ તમને રૂચશે પછી બહુ કહેવાની જરૂર નહિ રહે કહેવત છે કે 'શાણુાને શિખામણુ સાનમા' સાનમા—ઇસારામા કોણ સમજે? શાણા માટે પહેલા શાણા બનો, વિચારક બનો, વસ્તુના પરીક્ષક બનો પછી આ બધી મહેનત લેખે લાગે શાસ્ત્રો મનુષ્યજીવનની સાર્થકતા બીજામા બતાવે અને તમે બીજામા માનો ત્યા શુ થાય? **'સ સારની મથળી વસ્તુઓ મળવા છતા માનવજીવનની સફળતા નથી એમ તમારૂ હૃદય સાક્ષી પૂરે છે? 'ધર્મ અને દુનિયા' એ બે પ્રતિપક્ષી વસ્તુઓ છે, એ બેનો મેળ નથી કારણ કે એક આત્માને લાભદાયી છે અને બીજી નથી** જ્યા સુધી આત્મા આત્મસ્વરૂપને અને બાહ્યને ન પિછાને ત્યા સુધી પોતાની વસ્તુનું રક્ષણ કરી શકશે નહિ હજુ સુધી તમે અને અમે એક ધ્યેયના બની શકતા નથી જેને અમે પોતાનુ માનીએ તેને તમારે પણ પોતાનુ માનવુ જોઇએ જેને અમે પારકુ માનીએ તેને તમારે પારકુ માનવુ જોઇએ આ રીતે સ્વ અને પરનો વિભાગ કર્યા વિના, પોતાની વસ્તુ પોતાના તરીકે ઓળખ્યા વિના, જે વસ્તુ જ્ઞાનીઓ કહે છે, તેના તરફ આત્મા નિશ્ચળ દૃષ્ટિવાળો બનવાનોજ નથી

આચાર્યાદિનુ કર્તવ્ય શુ?

સભામાથી એક ભાઇએ પૂછયુ કે–'આચાર્યો સમાજ વ્યવસ્થા અને વર્ણવ્યવસ્થા સુધારવા પ્રયત્ન કેમ કરતા નથી?' **સવાલ**–સમાજ વ્યવસ્થા એટલે શુ? **સભામાથી જવાબ**– 'દુનિયાનો વ્યવહાર, ખાવાપીવાનો, ઘર બાધવાનો, સ સાર ચલા વવાનો વિગેરે' સ–હુ એમ પૂછુ છુ કે–'આચાર્યો એની ચિ તા ન રાખે તો એ વ્યવહાર ચાલે કે તુટી જાય?' જ–'આચાર્યો,

દુનિયાના વ્યવહારની ચિંતા ન રાખે તો તે ચાલે તો ખરો પણ નબળી રીતે ચાલે' સ- તેનું કારણ?' જ-'લોકોને દાનાદિક વ્યવહારની સમજણ નથી માટે' સ-'દાનને દુનિયાનો વ્યવહાર કહેવો કે ધર્મનો?' જ-'ધર્મનો' બસ તમારાજ ઉત્તરોથી એ વાત સ્પષ્ટ થાય છે કે-'દુનિયાનો વ્યવહાર તો પોતાની મેળેજ ચાલે છે અને દાન વિગેરે માટે ઉપદેશની જરૂર છે સમાજ વ્યવસ્થા કરવી એટલે દાનાદિ કગવવા તે નહિ કે વ્યાપારાદિમા સમાજને યોજવી તે પૈસા કમાવવા, ઘર બધાવવા વિગેરે ચાલેજ જાય છે પણ તેમા અનીતિ વિગેરેનુ જે સેવન થાય છે તેમાથી બચી જાય તો સારૂ' એ ઇચ્છાથી સમાજવ્યવસ્થામા મહા પુરૂષોનો હાથ હોય તો એટલોજ કે દુનિયાના વ્યવહારમા લોકોને અનીતિ, લોભ વિગેરેમાથી પાછા હઠાવવા અને એ ઇચ્છા પણ તોજ સફળ થાય કે લક્ષ્મી આદિની અસારતા, તેની અનિત્યતા આદિને સમજાવવામા આવે એજ કારણે પ્રાય હરેક ઉપદેશની શરૂઆતમા જ્ઞાની પુરૂષોએ સંસારની અસારતા જોરશોરથી સમજાવી છે અને સમ્યગ્દૃષ્ટિ તે સંસારમા ન રમે એમ ખુલી રીતે ફરમાવ્યુ છે આ દુનિયા અનાદિકાળથી અર્થ કામમા ગયેલી છે, તે મેળવવા એટલો બધો પ્રયત્ન કરે છે કે આત્માનુ ભાન ભૂલી ન કરવાનુ કરે છે આ મહા પુરૂષોએ વચાર્યુ કે, બને તેમ હોય તો, યોગ્ય હોય તેને તેમાથી ખસેડવા, કારણ કે એમાજ તેઓનુ શ્રેય છે, પણ જે લોકો ન ખસી શકે તેવા હોય તે પણ અનીતિ આદિથી બચી જાય તોપણ સારૂ, કે જેથી કોઇ પણ વખતે માર્ગની પ્રાપ્તિ કરી શકે એજ એક એ ઉપકારી મહા પુરૂષોની અભિલાષા વારૂ, કહો હવે વર્ણાશ્રમ વ્યવસ્થા એટલે શુ? આ ભાઇ એમ કહે છે કે-'પહેલા બધા જગલી હતા, વાઘ દોડી આ યા કેટલાકે ઘર બાધવાનુ, રાધવાનુ, વિગેરે જુદુ જુદુ કામ કર્યુ, માટે તે અમારે ટકાવી રાખવુ' હુ પૂછુ છુ કે 'વારૂ, આવી વાત તમે કયાથી ઉપાડી લાવ્યા? ખેર, હવે તો વાઘ આદિનો ભય નથીને?' આ પ્રશ્નના ઉત્તરમા એવોજ આશય પ્રકટ કરે છે કે હવે એ ભય નથી રહ્યો છતા પણ એ બધુ તમારે

ટકાવી રાખવું જોઇએ આ વાતમાં કંઇ સાર જણાતો નથી વળી પાછો સભામાંથી એવી જાતનો એક અવાજ થયો કે–'વાઘ ગયા, વરૂ ગયા, પણ હવે મશીનગનો આવી છે' આમાં રાજદ્વારી પ્રશ્નની છાયા છે આ વાતને એક બાજુ ઉપર રાખી એક હુંકી વાત સમજી લેવી જોઇએ દુનિયાના વ્યવહારના હેતુ અને નિદાન બરાબર શોધો મશીનગન કેમ આવી? જ્ઞાનીઓએ જે એક નિદાન શોધ્યું છે, તે માન્ય કરીએ તો બધું પતી જાય **ચિકિત્સક કેવલ બહારના વ્યાધિ ઉપર ધ્યાન નહિ આપતા નિદાન તપાસે** કોટવાલ, જેલ, ફાંસીના લાકડા, આ બધી ચીજો રાજ્યને ઉભી કરવી પડતી હોય તેનું નિદાન શું? ઘરમાં 'તાળાકુંચી, કંપાઉન્ડ, ભૈયા રાખવા પડે છે' એ બધાનું નિદાન કોણ? **જ્ઞાનીઓએ એ બરાબર તપાસ્યું અને જે માર્ગ બતાવ્યો તે દુનિયા અંગીકાર કરે તો મશીનગનોની, પાજરાઓની, પકડનારની અને રક્ષણ કરનારની જરૂર કદી નહિ પડે. મનુષ્યો જો મનુષ્ય બની જાય, મનુષ્યપણાને ભૂલી ન જાય, શું કરવું યોગ્ય છે તેનો નિર્ણય કરી વર્તવા માંડે તો બધી વસ્તુ નાબુદ થઈ જાય.** અર્થ કામની લાલસાને છોડી ન શકે તો 'તે ખોટી છે, તે શાંતિ આપનારી નથી, ચાલતું નથી, તેથીજ તેનો સ્વીકાર કરવો પડે છે, અને એ મારી પામરતા છે, માટે કદાચ તે મેળવવા માટે પ્રયત્ન કરવો પડે તો કરૂં, પણ તે પ્રયત્ન કરવા છતાં પણ તે વસ્તુની પ્રાપ્તિ ન થાય તો હું ભુખ્યા પેટે પડયો રહું, સાધન હીન દશા ભોગવું, પણ અનીતિ આદિનો ઉપાસક તો નજ બનું' આ નિર્ણય જો મનુષ્ય માન્ય કરે તો ઉભી કરવામાં આવેલી બધીએ જેલો બંધ થઇ જાય અને ગોઠવવામાં આવતી મશીનગનો સ્વયમેવ ઉડી જાય આવી ઉત્તમ વ્યવસ્થા મહાપુરૂષોએ ઉપદેશી તેઓ ન તો પડયા રાજદ્વારીમાં કે ન તો પડ્યા દુનિયાદારીમાં જે જાતિની વ્યવસ્થા તેઓએ ઉપદેશી છે તે સિવાય બીજાની જરૂર છે? નહિજ કારણ કે બધીજ ઉપાધિઓના મૂળીયા એમાં સમાઇ જાય છે

શ્રી શ્રેણિકમહારાજ મગધ દેશના રાજા હતા તેમની રાજધાની રાજગૃહીમા શાલિભદ્ર મોટા શ્રીમાન્ તરિકે વસતા હતા એમની શ્રીમંતાઇ આગળ રાજાની ઋદ્ધિ સામાન્ય ભાસતી કારણ શ્રી શાલિભદ્રને પિતાદેવ તુષ્ટમાન હતા રોજ ૯– પેટી ઉતરતી હતી ભોજન, વસ્ત્ર, અલંકારો દેવનાઇ હતા મગધ દેશની અને તેમા આવેલી રાજગૃહીની મહત્તા સાભળી નેપાળ દેશના વહેપારીઓ સવા લાખ સવા લાખ સોનૈયાની કિંમતની ૧૬ રત્ન કબળ લઇને રાજસભામા વેચવા ગયા ગમે તેવી ઠંડીમા પણ રત્નકબળ ઢાકવામા આવે તો પથ્થર જેવા ઠરેલા ઘી પણ પીગળી જાય, ગ્રીષ્મઋતુમા તપેલા ઘી ઉપર ઢાકવામા આવે તો ઠરીને પથ્થર થઇ જાય અને ચોમાસામા ન શરદી કરે કે ન ગરમી કરે, આવી ગુણવાળી રત્નકબળ મેલી થાય ત્યારે અગ્નિમા નાખે તો શુદ્ધ થઇને બહાર આવે પણ રાજાએ કહ્યુ, આટલા ભોગમા સવા લાખના સોનૈયા ખરચીએ તેના કરતા પ્રજાના રક્ષણમા ખરચીએ તો શુ ખોટુ ? વહેપારીઓ સાભળીને ખિન્ન થઇ ગયા અને બોલ્યા કે 'જે માલ મગધ દેશના માલીક ન ખરીદે તે બીજુ કોણ ખરીદ કરે ? નાહકના મહેનત કરીને આવ્યા ' શ્રી શાલિભદ્રની માતાએ આ વહેપારીઓને ઉદાસપણે પોતાના ઘર આગળથી જતા જોયા દાસીને બોલાવવા મોકલી 'જે માલની ખરીદ રાજાએ ન કરી તે તારી શેઠાણી શુ ખરીદ કરવાની હતી ?' દાસીએ કહ્યું 'એક વખત આવો ' આવ્યા શેઠાણીને જોઇ ખુશી થયા 'શુ લાવ્યા છો ?' 'રત્નકબળ ' 'કેટલી છે ?' '૧૬ ' 'બહુ ખોટુ કર્યું મારે ૩૨ જોઇતી હતી કારણ કે મારા શાલિભદ્રની સ્ત્રીઓ ૩૨ છે' કીંમતીમા કીંમતી રત્નકબળ માટે બત્રીસને યાદ કરનાર શાલિભદ્રની માતા પોતાને કેમ ભૂલી જાય છે ? એમ જ જૈન શાસનને પામેલી માતાના મહત્તા છે એ બત્રીસ એ માતાને કેવી રીતે પૂજતી હશે ? **સામાની પાસે જો તમારે ગુણ જોઇતા હોય તો પ્રથમ તમે ગુણવાન બનો** જૈન કુટુબો ગૃહસ્થાવાસમા પણ આ દશાના હતા, કારણ કે તેમને ત્યા ત્યાગની છોળો ઉછળતી હતી હૃદયમા તેવી ભોગની પિપાસા નહોતી એટલે વધૂઓ પ્રત્યે પણ દીકરીઓ જેટલો સદ્ભાવ રહેતો

આજે વહુ માટે ઘી, દુધ તાળામા હોય છે વહુઓ પણ કહે છે કે 'સાસુજી! યાદ રાખજો, હાથમા આવે એટલી વાર છે, નહિ ખવાય તો ઢોળી નાખીશુ' આજની સાસુ વહુ એટલે કોઇ જુદીજ વસ્તુ આ તમારો આજનો સંસાર તમે જે સંસારના સુખોનું વર્ણન કરો છો તે આજ કે બીજા? તમે બહાદુર છો કે બંગલામા રહી શકો છો તમે એવુ પુણ્ય કરીને આવ્યા છો કે સંસારમા સડ્યા સિવાય છુટકો નથી તમારો ગુસ્સો, સંસારનો ત્યાગ કરવાનુ કહે તેના ઉપર તમારી શાંતિ મનની માનેલી, મૂર્ખાઓએ કબુલ રાખેલી (ખરેજ દુ:ખની વાત છે!) શાલિભદ્રની માતાનું હૃદય કેટલુ ઉદાર હશે? જૈન કુટુંબમા રહેલા માબાપ કેવા હોય? આજે એ ઊંધુ ગણુ થઇ રહી છે કે 'દીકરાઓએ માબાપની આજ્ઞા માનવી જોઇએ' એમ શાસ્ત્રે કહ્યુ છે પણ હુ પૂછુ છુ કે-'માબાપ કેવા હોવા જોઇએ' એ શાસ્ત્રમા જોયુ છે? કહો ભાગ્યશાળી! આજ્ઞા શા માટે માનવી? શ્રી જિનેશ્વરદેવે આજ્ઞા માનવાનુ (લઘુએ વડીલની આજ્ઞામા રહેવુ) એ ફરમાન કર્યું એનો હેતુ શો એ વિચાર્યુ છે? જેમ તમે કહો છો કે બાળકોએ માબાપની, નાનાઓએ મોટાની આજ્ઞા માનવી, તેમ શાસ્ત્રો પણ કહે છે, કારણ કે **બાળકમા પોતાનુ હિતાહિત જોવાની તાકાત નથી માટે હિતાહિત જોવાની તાકાતવાળા વડીલની આજ્ઞા માનવી જોઇએ,** પણ ઉપકારના બદલાની ખાતર ગમે તેવી અયોગ્ય આજ્ઞા પણ માનવી, એવુ તે કબુલ રાખીએ તો તો જુલમજ થઇ જાય અને તે ઉપર એક ટુકુ દૃષ્ટાંત આપુ ઉપકારી બાપ પોતાના પુત્રને આજ્ઞા કરે કે 'તું ચોરી કર' તો 'પુત્રે ચોરી કરવી?' આજ્ઞા સારી છે કે ખોટી એ જોવી કે નહિ? સભામાથી અવાજ થયો કે જરૂર જોવી અયોગ્ય આજ્ઞા તો મનાયજ કેમ? હવે કહો કે **માબાપ તે કે જે દીકરાને ખોટી આજ્ઞા કરેજ નહિ** વારૂ ચાલો આગળ શાલિભદ્રજીની માતા કહે છે કે 'સોળના ૩૨ ટુકડા કરો ને પછી મને આપો' પેલા વહેપારી વિચાર કરે છે કે ટુકડા કરીએ પણ ૧૬ ની કિંમત કયા છે? શંકિત થયા શેઠાણી જાણી

ગઈ નોકરને ઝટ હુકમ કર્યો થેલીઓ આગળ ધરી ટુકડા થઇ ગયા માતાએ પોતાની બત્રીસે પુત્રવધુઓને એક એક ટુકડો અર્પણ કર્યો અને તેણીઓએ સ્નાન કરી કરી તે ટુકડાદ્વારા શરીરને સાફ કરી તે ટુકડા ખાળમાયે ફેંકી દીધા રાણીને ખબર મળતા કે મહારાજાએ એક પણ કબળ ખરીદ કરી નહિ એક તો જોઇએ રાજાએ વહેપારીને બોલાવ્યા વહેપારીઓએ બધી હકીકત કહી રાજા વિસ્મય પામ્યા અને વિચાર્યું કે કેવો શ્રીમત હશે ? સવા લાખ સોના મહોર મોકલી એક રત્નકબળ શાલિભદ્રને ત્યાથી રાજાએ મગાવવા માણસ મોકલ્યો માતા ઉત્તર આપે છે કે 'ભાઇ, રાજાને એમ કહેજે કે રત્નકબળ તો શુ ? બધુ એ આપનુ જ છે અમે પણ બધા આપના છીએ રત્નકબળ હોય તો પણ કિમત લઇને આપવાની હોય ? પણ લાચાર કે સોળેના ટુકડા થઇ ગયા અને તે ખાળમા ફેંકાઇ ગયા જુની ઘણી છે પણ સેવકોએ ઓઢેલી હોવાથી માલીકને ન આપી શકાય ' રાજા અને પ્રજા એ ઉભયનુંયે માનસ જોયુ ? શ્રેણિકમહારાજાના કાને નોકરે ઉપરની વાત નાખી 'આ તે કેવો શ્રીમાન્ ! એની સાહ્યબી કેટલી હોવી જોઇએ ' જરૂર મારે એને જોવો જોઇએ ' આ પ્રમાણે વિચારી રાજા અભયકુમારને કહે છે કે 'ખબર આપો કે શાલિભદ્ર રાજસભામા આવે ' માતા કહે છે કે 'આજ્ઞા માથા ઉપર પણ મારા શાલિભદ્રે સૂર્ય કયા ઉગે છે અને આથમે છે તે જોયો નથી સાતમી ભૂમિથી કદી નીચે ઉતર્યો નથી રાજા મારા ઘરને પાવન કરે ' રાજા પણ તે વાત માન્ય રાખે છે રાજા એ સમ્યગ્દૃષ્ટિ અને શાલિભદ્રની માતા પણ સમ્યગ્દૃષ્ટિ બન્નેની નીતિરીતિ જોઇ ? **આ દશામા પ્રજાને આર્તનાદ પણ નથી કરવા પડતા અને રાજાને મશીનગનોની પણ જરૂર નથી પડતી** બન્નેના વિચારમા અને ભાષામા કેટલી સૌમ્યતા અને સુદરતા ઝળકી રહી છે, એને ખુબ વિચારો આ બધો પ્રતાપ શ્રી જિનેશ્વરદેવના શાસનની રસિકતાનો છે અર્થ કામની લાલસા એ એક ભયકર વસ્તુ છે એ લાલસાના **પાપે તો આજે એવા વક્તા નીકળ્યા છે કે એકેક વેણ બોલે ને સામાના કાળજામા હોળી સળગે.** સાભળનાર પણ એવા છે

કે સત્યને બહુકે મારે જેમ જેમ અર્થ કામની લાલસાઓ વધતી જાય છે અને તેને પોષવાની ઇચ્છાને આધીન થઇ પાપને પણ નહિ જૂઓ તો જે દુર્દશા થઇ રહી છે તેથી કઇ ગુણી અધિક થશે, માટે ભાગ્યવાનો' **દુનિયાના પદાર્થોની આસક્તિ રૂપી અગ્નિ સળગી રહેલ છે તેને વૈરાગ્યરૂપ જળથી શાંત** કરો 'નમો અરિહંતાણું'ની નોકારવાળી કેમ ગણવી? શા માટે ગણવી? તે તો તમે બધા ભૂલી ગયા માટે એક નોકારવાળી એવી રોજ ગણો કે 'દુનિયાના પદાર્થોને મારે એક દિવસ છોડયા વિના છુટકો નથી' જેથી તમારો આત્મા દિવસે દિવસે પવિત્ર બને દીક્ષાથી તમે ભડકો છો હુ કહુ છુ કે તેને લીધા વિના તમારો નહિ પણ તમારા બાપનોએ છુટકો નથી તમારા તારકે લીધુ તે તમારે લેવુ જ પડશે તેને હૃદયથી નમો એની ભાવના સસારમા પણ સુખરૂપ નિવડશે **વૈરાગ્યભાવવાળા આત્માનો મસાર પણ** દુખરૂપ નીવડતો નથી

## પાપનો ડર રાખો

**જ્ઞા**નીના કહેવા પ્રમાણે માર્ગાનુસારી પણાનો પહેલો ગુણ **ન્યાય સપન્ન વિભવ.** પૈસા વિના ચાલે, મમતા છુટી જાય તો અહો ભાગ્ય મમતા ન છુટે આત્મા તેટલો શૂરવીર ન બને, તોપણ અનીતિ, અસત્ય, દેવાળીયાપણુ એ બધુ મારે સ્વપ્ને પણ ખપે નહિ આ ભાવનાની ખીનવટ થાય તો મશીનગનો સડી જાય **મશીનગનોને જીવતી રાખનારા સસારરસિકોજ છે, કાળા આદમી ધોળામા ખપવાનો દભ કરે ત્યા ન જોઈતી ઉપાધિઓ ઉભી થાય** એ સહજ છે યાદ રાખજો કે અનીતિ આદિથી બધાયેલ કર્મો જપીને નહિ બેસવા દે **પરભવને ભૂલવા જેવી નાસ્તિકતા ન બતાવો** તે નાસ્તિકતાએ સાધુ કહેવાતાઓને પણ ભૂલાવી દીધા એના યોગે ઉલ્ટુ નિકદન નિકળી જવાનુ **શ્રી મહાવીર દેવના—શ્રી જિનેશ્વર દેવના શાસનમા કોઇનો પક્ષપાત નથી** વર્તન સીધુ નહિ રાખ્યુ, જ્ઞાનીઓની આજ્ઞા પ્રમાણે ન વર્ત્યા, તો નરક નિગોદાદિના ખાડા તૈયાર છે, અમારો ઓઘો અને તમારૂ તિલક તે

વખતે કામ નહિ આવે અમે કહીશુ કે આગમો બહુ ભણ્યા હતા, તમે કહેશો કે અમારા સાહ્યબી બહુ હતી, તે ત્યા નહિ ચાલે તમારે કયા જવું છે, નરકમા કે નિગોદમા? એકેમા નહિ, કારણ કે બેઉ ખોટા છે ત્યા જવુ નથી પણ કારવાઇ જવાની કરવી છે આ બધી મોજમજાહ ઉત્તમ ગતિમા મોકલે એમ હોય તો જુદી વાત છે જેમા સુખની આશા રાખીએ છીએ તે વસ્તુ કઈ? ધર્મગુરૂઓને કોઇબી જાતની પ્રવૃત્તિ કરવા લાયક હોય તો તે કઇ? ખૂબ વિચારો હજુ પણ કહુ છુ કે પરલોકની ચિંતા તેમને કરવા દો આ લોકમા મુઝાયા, લીન થઇ ગયા, દુનિયાના પદાર્થોમા ચોટી ગયા તો પરલોક બગડ્યો સમજો? વાસુદેવો કયા ગયા? નરકે રાજાઓ નરકે કોના અભાવે જાય? ધર્મના તમારે સ્વર્ગમા કોના સદ્ભાવે જવુ છે?

---

## વ્યાખ્યાન ૬ ઠું

**ધર્મ કોણ કરી શકે, શુભના ઉદયવાળો કે અશુભના?**



એકાન્ત ઉપકારની દ્રષ્ટિએ, મનુષ્યજીવન સફલ કેમ થાય તેને માટે માર્ગ નિર્દેશ કરતા જ્ઞાની પુરૂપો કહી ગયા છે કે, ગમે તેવા સયોગોમાથી પણ સમય મેળવી, શ્રી જિનેશ્વરદેવે કહેલા શાસ્ત્રોને કલ્યાણદ્દષ્ટિએ સાભળો, એ સાભળીને એ કહેનારા અનતજ્ઞાની અને વીતરાગ હતા એમ માની તેમને પૂરી શ્રદ્ધાએ માનો અને માન્યા પછી તેમની આજ્ઞાનુસાર વર્તન માટે તમારામા જેટલી શક્તિ હોય તેટલી બધી ખર્ચો, એથી પામવા યોગ્ય વસ્તુ પમાશે જે સુખની ઝખના કર્યા કરો છો તે આવી મળશે, નહિ તો જેમ અનત જન્મ ગયા તેમ આ જન્મ પણ નિષ્ફલ જશે, પાછળથી

કરેલો પસ્તાવો કામ નહિ આવે જે કાઇ વિચાર કરવાનો હોય, જે કાઇ કરવાનુ હોય તે આયુષ્ય બાકી છે એટલામાજ કરી લો **કર્મસત્તા આગળ કોઇનુ ચાલ્યુ નથી, ચાલતુ નથી અને ચાલવાનુ એ નથી.** કર્મના ઉદયની સામે થવા જેટલુ આપણામા કૌવત નથી, નહિ જેવા સયોગો આપણને મૂઝવે છે, નહિ જેવા રાગ ગે આપણને ભાનભૂલા બનાવ્યા છે અને આપણી ધર્મની વાસના લોપાવી છે નહિ જેવા ઉદયની સામે જો આપણે ન ટકી શકીયે, એને ન જીરવી શકીએ તો ભયકર ઉદય સામે શુ થાય? માટે જે કર્મ બધાયા તે બધાઇ ગયા હવે નવા બધ ન પડે, આત્મા અયોગ્ય સ્થિતિમા ન મૂકાય એની કાળજી કરો **અશુભ કર્મબધ અશુભ સયોગો ઉભા કરે, શુભ કર્મબધ શુભ સયોગો ઉભા કરે, એ બેઉને આપણે આધીન ન થઇયે તોજ ધર્મ થઇ શકે** શુભોદયવાળો કહે કે આ સાહ્યબીની વ્યવસ્થામાથી ટાઇમ મળતો નથી અને અશુભોદયવાળો કહે કે મારાથી બનતુ નથી, હુ મારો ખાડો પૂરવા માથી ઉચો આવતો નથી, તો હવે ધર્મ કરવાનો કોને માટે? શુભોદયમા લીનતા, અશુભોદયમા પાપ પાપ કર્યા કરો ત્યારે તમારે માટે બારી કઇ? તમે કયા ઉદયમા ધર્મ કરી શકો? ધર્મ કોણ કરી શકે? શ્રી જિનેશ્વરદેવનો ધર્મ કોણ સેવી શકે? ધર્મની રૂચિવાળો અને દુનિયાની દૃષ્ટિએ આવતા શુભ અશુભ ઉદયની જેને પરવા ન હોય તે ધર્મ કરનાર તો બેઉ ઉદયમા કરે છે એની ના નહિ, પણ એ જે ધર્મ કરે છે તે એ ઉદયને આભારી નથી પણ કોક બીજાને જ આભારી છે શુભના ઉદયવાળા છે કે અમને ફુરસદ નથી, ચાર ચાર પેઢી ચાલે છે, અમને ધર્મ કરવાને ટાઇમ નથી અશુભોદયવાળા કહે છે કે મન તો થાય પણ પેટમા નાખવા જેટલુ મળે ત્યારેને? બેઉ બેઉના ધ્યાનમા લીન–દુનિયામા બેઉ ઉદય સારા અને નરસા સયોગો ચલુ રાખે છે હવે ધર્મ કરે કોણ એ કહો ધર્મનો આરાધક કયો આત્મા બને? કહેવુ જ પડશે કે શુભાશુભ સયોગોને પોતાથી પર માને અને બેઉથી પોતાને અળગો સમજે તે

## પૂર્વ સમયની વાત

સાડાબાર ક્રોડનો માલીક શ્રેષ્ઠી ત્રિકાલ જિનપૂજા અને અનુપમ સામાયિક કરતો અને ત્રણ ખંડના માલીક પણ ત્રિકાલ પૂજા કરના પૂર્વ પુરૂષોને બેઉ ઉદય ભોગવતા આવડતા હતા શ્રેણીક મહારાજા મગધ દેશના માલીક, સમ્યકત્વ થયા પહેલા રાજવાડીમા ફરતા ફરતા, એક ઉદ્યાન પાસે આવ્યા ત્યા તેમણે અનાથી મુનિને જોયા અનાથી મુનિ કેવા? ચઢતી જુવાની, રૂપ કામદેવ જેવુ, દેખાવ મનોહર એ જોઇ શ્રેણિક રાજાને દયા આવી યાદ રાખો કે આ સમય સમ્યકત્વ પહેલાનો છે એમણે વિચાર્યું, 'આ ભોગની વયમા ત્યાગ શો? જરૂર એ બીચારાને ભોગની સામગ્રી નહિ મલી હોય' રાજા વિચારે છે કે 'હુ એને ભોગ સામગ્રી પૂરી પાડુ, બગલા, રમણી વિગેરે સર્વ સાધનો પૂરા પાડુ, એનો નાથ બની રાજા તરીકેનુ શરણ આપુ,' એમ વિચારી ઉદ્યાનમા ગયા વૃક્ષની છાયા નીચે શિલા ઉપર આત્મ ધ્યાનમા મગ્ન મુનિ બેઠા હતા ત્યા આવ્યા એમણે કહ્યુ 'તમારે નાથ ન હોય તો હુ નાથ થાઉ, ભોગ આપુ, પણ આ વયમા આ ધમાલ છોડી દ્યો, ચાલો નાથ થાઉ ' મહાત્માએ મોઢુ મલકાવ્યું એ જોઇ શ્રેણીક ચમકયો કારણ? સમ્યકત્વ ન હતું પણ યોગ્યતા હતી રાજા વિચારે છે કે હુ અનાથનો નાથ થવાની તયારી કરૂ છુ છતા આ હસે છે જરૂર મારી કલ્પનામા-પરીક્ષામા ભૂલ છે કયો એવો આદમી હોય કે મગધનો માલીક માગવાનુ કહે તેને બેપરવાઇથી હસે જેને મારી બેપરવા છે તે મારાથી અજાય? એ ફીક્કુ હસે છે, એમા કાક છે શ્રેણિક વિચારે છે કે 'મારા જેવો આનો નાથ બને છતા એ લોભાય નહિ, ઉઠીને ઉભો ન થાય, મારા પગ ન પકડે, મારો આભાર ન માને એ કેવો મહાત્મા? જરૂર હુ પરીક્ષામા ભૂલ્યો' એણે હાથ જોડયા શ્રેણિક રાજા ઘણા ભોગી હતા, એ એમ કહે કે આ શુ સમજે? એમ માની ચાલ્યા જાય તો કઈ વાંધો હતો? પણ એ સમજ્યા, જે ભોગ આગળ મારાથી ટકાતુ નથી, જે ભોગ મને મુઝવે છે, તે ભોગની જેને અસર નથી જરૂર તે

મહાન આત્મા હવે એ મહાત્મા કહે છે કે 'રાજન્! તમે નાથવાલા બનો પછી નાથ થવા આવજો ' તરત શ્રેણિક પોતાનુ માથુ ઝુકાવે છે પણ એમ નથી માનતા કે મગધ દેશના માલીક એવા મને આમ કહેનાર કોણ? પુણ્યવાન્ આત્માને એવો વિચાર આવેજ નહિ આવુ કોણ કહે? તેજ કે જે તેજમા ન અંજાય અને દુનિયાદારીની સાહ્યબીને કિંમત વગરની ગણે સાધુ તમારી સાહ્યબી ન વખાણે સાધુ તમને સાહ્યબીમા ચોટી જવાનુ કહે કે ઉખડી જવાનુ કહે? સાચાનો અમલ મોડો થાય એની પરવા નહિ પણ સાચા ને સાચુ માન્યા વિના છૂટકો છે? એ માન્યા વિના રહી ગયા તો ભયકર મૂર્ખાઇ કરી ગણાશે **સાચા ને સાચુ સ્વીકારતા શીખો એ સ્વીકાર્યા વિના શ્રેય નથી.** અનાથી મુનિ કહે છે કે-'રાજન્, મારા માથે પણ તારા જેવો બાપ હતો, દેવાગના જેવી સ્ત્રી હતી, કુટુબ કબીલાનો પાર ન હતો, ઋદ્ધિ સિદ્ધિનો તોટો ન હતો' આ સાભળી શ્રેણિક ચમકયો! એ પલટાય છે અનાથી કહે છે કે-'રાજન્! હુ બીમાર પડયો, મને દાહજ્વર થયો, જેમ જેમ ઉપચાર થતા ગયા તેમ તેમ વ્યાધિ વધવા માડી, વૈદો હકીમો સેવામા ચોવીસે કલાક નાડી પકડી બેસી રહેતા, વખતો વખત દવાના પ્રયોગો બદલાતા, આખો ફાડી બધા સામે જોઇ રહ્યા, વૈદો હકીમો નિરાશ થયા, માતા, પિતા, સ્ત્રી, આધે રાધે આખમાથી આસુ સારતા ઉભા રહ્યા મે ઘણીયે દયા માગી, પણ મે જોયુ કે આ એકેમા એ તાકાત નથી મે નિર્ણય કર્યો કે આજ સુધી હુ માનતો હતો કે આ બધા મારા રક્ષક પણ એ ભ્રમણા હતી આ વ્યાધિ શમે તો રક્ષકના શરણે જાઉ ને આ બધુ છોડુ ક્ષણમા વ્યાધિ શમ્યો હે રાજન્! હુ ઉઠયો બધુ મૂકીને નાથને શરણે આ યો નાથવાન્ બન્યો અત્યાર સુધી અનાથ હતો એમ જગતને જણાવવા મે અનાથી નામ રાખ્યુ છે, તારે પણ નાથવાન્ બનવુ હોય તો એ નાથને શરણે જા.' શ્રેણિક સમજ્યો અને બો યો કે-'મહાત્મન્! ભૂલ્યો-ક્ષમા કરો મે આશાતના કરી મે તમારો ત્યાગ ન ઓળખ્યો તમે તર્યા-મને તારો '

**ખાડામા ગબડતા બચો.**

આજે તો સાચુ સાભળવાની પણ શક્તિ રહી નથી સાચુ હૃદયમા સ્થાપવા તમે તૈયાર નથી છોડવા જેવુ સાભળતા તમને ગ્લાનિ થાય છે સાચાની-સાચાની સામે તમારી બગતરા મોટી છે તમારાથી ખોટાને છોડવાનુ ન બને તો ભલે તમે ન છોડી શકો વિષય વાસના ઉપર કાપ મૂકવા માટે નબળા હો તો તે તમે જાણો, પણ 'એ વિષયો ઝારમા છે, એમા વિષમતા છે, સત્યાનાશ કરવાની એમા તાકાત છે,' એમ માની તેને મિત્ર માનવાને બદલે દુશ્મન માનતા શીખો તોજ તમારે માટે તરવાની બારી છે દુશ્મનને મિત્ર માન્યા તો હારવાના-સુખના અર્થી તમે દુ ખના ખાડામા ગપડવાના તમને ખબર નથી પડતી કે તમે ગબડી રહ્યા છો એક ચિત્રકાર પોતાનુ સારૂ ચિત્ર જોવામા એટલો લીન છે, જોતા જોતા પાછે પગે હઠતો જાય છે પણ એ જોવામા લીન થએલા તેને ભાન નથી રહ્યુ કે પાવખને છેડે જવાથી ગબડાશે, એને એ કયા જઇ રહ્યો છે તેનુ પણ ભાન નથી એ પોતાને વિચક્ષણ, ડાહ્યો અને પરીક્ષક માને છે પાછા પગલા ભરતો એ પોતાને એવોજ માની રહ્યો છે એ વખતે એને એ સ્થિતિમા દેખનાર, ઉપકારી શુ કરે? સભામાથી અવાજ થયો કે બૂમ મારે! ઠીક તો હુ પણ તમને બૂમ મારીને કહુ છુ કે તમે પણ ચીતારાની જેમ પાછા પગલા ભરી રહ્યા છો આ મારો બગલો, આ મારા રાણી સાહેબ, આ મારા ડીકાભાઇ, આ મારો હીરો, આ મારો પનો,-આમા ને આમા તમે ગગડી રહ્યા છો હીરાની વીંટીવાળી આગળી તરફ જો જો કરે બધા દેખે તેમ રાખે ને મલકાય, અને દીન હોય તે લમણે હાથ દઇ બેસે, એ બેય ગમાર શુ દુનિયાનુ નાટક છે? આ બેમા સુખી કોણ? પેલો હીરામા એવો લીન છે કે એને બીજુ કશુ ભાન નથી એમા ને એમા દેવ, ગુરૂ, ધર્મ, આગમ આ બધુ ભૂલે પેલો દીન-હીરાની વીંટી જોઇ ઇર્ષ્યાથી બળે-હાય બાપ મને કયારે મળે? જ્ઞાની એ બેઉને શુ કહે છે?

પેલા હીરાવાળાને કહે છે કે મૂર્ખા, આમા ન મુઝા અને પેલા દીનને કહે છે કે આની પૂ ઠે ભીખારી ન બન પેલાને કહે છે કે આને છોડ દીનને કહે છે કે આની લાલચ મૂક અહીં કોણુ આવે? ચક્રવર્તિ પણુ આવે અને ભીખારી પણુ આવે બેઉ પોતાપણુ મૂકીને આવે અહીં ભીખારીપણુ ને ચક્રવર્તીપણુ બેઉ બાધક બેઉ દુર્ગુણુ છે તમે ગગડી રહ્યા છો, પગ ખસે એની વાર છે, છેડે ઉભેલો થરો, ઉભો રહે, રૂકી જાય સલાહ માને, ઈસારે સમજે, કપી ને, અવાજથી કરી શકે તો બચી શકે ને મુઝાય તો નીચે જાય શાણો હોય તો એક પગ ઉપડેલો પણુ યોગ્ય સ્થાને લઈ લે **જે શુભાશુભના ઉદયને આધીન ન બને તે જ ધર્મ આરાધી શકે** ચક્રવર્તીઓએ, રાજા મહા રાજાએ, શેઠ શાહુકારોએ તથા હિમ્મતોએ, ઉત્પાત મચાવનારા ઓએ, યોગીએ, કડીયારાઓએ બધાએ ધર્મ સાધ્યો બેઉ ઉદયવાળા મુક્તિ ગયા આ શોજ રહ્યા શાથી? શુભ અને અશુભના ઉદયને આધીન બન્યા તેથી તમારે કહેવુ છે કે ઉદયમા આવે તો ને? પણુ ઉદયમા આવે ની રીતે?

## સાધર્મિકની ભક્તિ કરવાની ભાવના ખીલવો

નવમારી વાત લઈયે ગ્રીષ્મ ઋતુ, મધ્યાહ્ન કાળ, ભૂખ્યો, થાકેલો, સમ્યક્ત્વ વગુ નથી એવો, શ્રાવક કુવનોએ નહિ—એ અતિથિ માટે વિચારે છે કે કોઇ અતિથિ આવે તો હુ જમાડીને જમુ આ ઉપરથી શુ શ્રાવક પોતાના કર્તવ્યને સમજી શકે તેમ નથી? શ્રાવક જમવા બેસવા પડેલા ચારે દિશાએ જૂએ કે કોઇ મહાત્મા-મહર્ષિ અતિથિ પધારે તો સારૂ કે જેથી મને ભક્તિનો લાભ મળે દરેક શ્રાવક ઓછામા ઓછા એક સાધર્મિને સાથે બેસાડ્યા વિના ન જમે તો એક પણુ સાધર્મી ભૂખે ન રહે સાધર્મી કોને કહેવો? આજ્ઞાવાળાને? હા હાલ એટલુ સામાન્ય, વિશેષ વર્ણુન આગળ આજ્ઞાના વિરોધિને નહિ, આજ્ઞાની મહત્તાને માને અને આ લાવાળાને હાથ જોડે અને વધુમા જ્ઞાનીએ કહેલુ માને-કબૂને તે જૈન મભામાથી ગ્રબ-પેટ ભરવાને આ લાભ કરનારા શુ થાય? પેટ ભરવાને આવેલો

કરનારા શ્રાવક પણ સારાના સહવાસે સાચા શ્રાવક બની જાય એમ સીમા વટીને આવેલ પણ નઠારા વેપારીના સહવાસે ભૂલ કબૂલે, ફરી એવું નહિ કરૂ એવું કહે તમે ધારો તો સુધારી શકો પણ તમારામા ઉદારતા ક્યા છે? સાચો રાગ નથી સાચો સાધર્મી પ્રેમ નથી **શ્રી જિનેશ્વરદેવના શાસનમા શ્રાવક અને શ્રાવિકા એ છઠ્ઠુ ને સાતમુ પુણ્યક્ષેત્ર છે**

## પહેલા બાપ કે પહેલો દીકરો?

**શ્રી** જિનમૂર્તિ-જિનમંદિર-જિનાગમ આ ત્રણ ધર્મદાતા ધર્મરૂપ આ ત્રણ મુખ્ય ક્ષેત્રોને માને તેજ સાધુ, સાધ્વી-શ્રાવક ને શ્રાવિકા અને એજ કારણે તે ભક્તિના ક્ષેત્ર છે એ ત્રણને ન માને ન પૂજે અને 'એમની આજ્ઞામાજ કલ્યાણ છે' એવુ જે ન સ્વીકારે તે ન સાધુ, ન સાધ્વી, ન શ્રાવક, કે ન શ્રાવિકા હવે વિચાર કરો કે શ્રી જિનમૂર્તિ, જિનમંદિર અને જિનાગમને અને એ ત્રણની ઉપાસનામાજ જીવનશ્રેય સમજનાર સાધુ અને સાધ્વી એમ પાચેને તારક તરીકે સમજનાર શ્રાવક અને શ્રાવિકા એ કદીજ એમ માને કે અમે ન હોત તો એ પાચનું શુ થાત? એ પાચની સેવા કોણ કરત? દીકરો કદી એમ માને કે-'હુ ન હોત તો મારા બાપને બાપ કોણ કહેતે?' પણ આ જમાનાની તો બુદ્ધિજ કોઈ જુદા પ્રકારની છે આજ દીકરો કહે કે બાપાજી! હુ છુ તો તમે જીવશો એટલે મોહમા બાપાજી કહે, હા, ભાઈ એમ. સાધુ પણ તમને એમ કહી દે કે તમારા વિના અમને પૂજશે કોણ? પણ ભાગ્યવાન્, એ વિચારો કે તીર્થના ઉત્પાદક કોણ? સ્થાપક કોણ? અને સ્થાપ્ય કોણ? કારણ કાર્ય વિચારો પરસ્પર સકલના હોય પાઘડીમા માથુ ને માથા ઉપર પાઘડી. પણ એથી કાઈ માથુ પાઘડીનુ એમ કહેવાય? પણ આ વીસમી સદીની વિચાર શક્તિજ કોઈ અજબ છે એ વિચારશક્તિએ આજે પુરૂષના પુરૂષાર્થનેજ હરી લીધો છે **આજનો શ્રીમાન્ તો લક્ષ્મીમાજ સર્વસ્વ સમજીને બેઠો છે** તેને એમજ લાગ્યા કરે છે કે લક્ષ્મીથીજ સર્વ કાઈ છે કે ... ી લાલસાના તેજ... સકતા કરે.

ગુજાર્યા કરે લક્ષ્મીથી ઇષ્ટ સાધવુ હોય તો 'મારે તેને આધીન ન બનવુ જોઇએ એટલે કે તેની ખાતર મારે મારૂ પોતાપણુ ન વિસરવુ જોઇએ ' એ વિચાર દૃષ્ટાંત આજે નષ્ટપ્રાય જેવો થઇ ગયો છે

પૂર્વે એક શ્રીમાનને ત્યાં લક્ષ્મીના ભંડાર ભર્યા હતા એક વખત રાત્રે એ શ્રીમાન્ તળાઈમા પોઢેલા છે અચાનક લક્ષ્મીની અધિષ્ઠાત્રી દેવી આવી દેવીએ શેઠને કહ્યુ કે– 'તારો પુણ્યોદય પરવાર્યો છે માટે હુ દસ દિવસ પછી જઇશ ' એમ કહી દેવી ચાલી ગઈ થોડી વાર તે શ્રીમાનને આર્ત્તધ્યાન થયુ મુઝાયો કે શુ થશે ? પણ એનામા જૈન કુળના સસ્કાર હતા તરત વિચાર કર્યો જવાની તો છે ટકાવાની નથી તો એ જાય અને હુ ગરીબ કહેવાઉં તેના કરતા કાઢવી શી ખોટી ? સવારે કુટુંબને ભેળુ કર્યુ બધાએ નિર્ણય કર્યો કે દસ દિવસમા સાતે ક્ષેત્રમા લક્ષ્મીનો વ્યય કરવો દસમા દિવસની રાત્રે માત્ર મકાનજ અગીયારમે દિવસે એ પણ ન'હ આપણે બધા શ્રી જિનચરણે દસ દિવસમા એ શ્રીમાને એમ જ કર્યુ છેલ્લી રાત્રે લક્ષ્મીની અધિષ્ઠાત્રી દેવી આવી જગાડીને કહે છે કે 'શેઠ, પુણ્યોદય વધી ગયો, હવે નહિ જાઉં ' શેઠ કહે છે કે ન જોઇએ દેવી કહે છે જાઉં નહિ, શેઠ કહે છે કે–'તુ આવે તો પણ હુ રાખુ નહિ ' એ અભિગ્રહ છે એ શ્રીમાન્ આખી દુનિયાના પૂજ્ય બન્યા આનુ નામ શ્રીમાન

* * *

જે ધર્મગુરૂ શ્રી જિનમૂર્તિ, જિનમંદિર અને જિનાગમની સેવામા જ પોતાનું શ્રેય માની રહેલ છે તે એમ માને કે તમારા વડે અમે ? ખરેખર એમ માનનાર ધર્મગુરૂ થવાને લાયક નથી ભાગ્યવાનો ! સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારની સેવામા એ જોવાનુ કે તેનામા શ્રી જિનમૂર્તિ, જિનમંદિર અને જિનાગમ આ ત્રણ છે કે નહિ એ ત્રણ જેના હૈયામા ન હોય એ સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકાપદને માટે નાલાયક છે એ ત્રણનો વિરોધિ એ દુનિયાનો વિરોધ એ દુનિયામા દાવાનળ સળગાવનારો જેના હૈયામા એ ત્રણ નહિ તે ન સાધુ, ન સાધ્વી, ન શ્રાવક કે ન શ્રાવિકા તમે ને અમે એ ત્રણના ગુલામ એ

ખડનમા આત્માનું ખડન આ બધુ ગોખો—ભણો, બાળકોને ભણાવો એની પાઠશાળાએ કાઢો આખા જૈન કુળના બાળકોના હૃદયમા એ ભરો કે બાળકો આવા સસ્કારની મૂર્તિ બને એ સસ્કારમા ઓતપ્રોત બને જ્યા એ ત્રણ નહિ ત્યા જ્ઞાન એ જ્ઞાન નહિ અને વિદ્યા એ વિદ્યા નહિ ઘરની મી કતને ઉડાવી દેનાર દીકરાને ઘરમાથી બહાર કાઢી મૂકી નોટીસ દ્વારા ઉઠાવગીર તરીકે જાહેર કરનાર બાપ પોતાનો દીકરો જો પ્રભુના શાસનમા વિરોધી બને તો એમ કહે કે 'શુ કરીયે? એ ભણ્યો ગણ્યો છે, ગ્રેજ્યુએટ છે, અમો લાવે છે એને શુ કહીએ?' આમ કહે એ કેટલુ ભયકર છે? 'પૃથ્વી, પાણી અગ્નિ, વાયુ અને વનસ્પતિમા જીવ છે, કદમૂલાદિ અભક્ષ્ય છે, રાત્રિભોજનાદિ વર્જ્ય છે, અઢારે પાપસ્થાન પાપસ્થાનક તરીકે ત્યાજ્ય છે, સસાર એ ત્યાજ્ય છે અને રત્નત્રયી જ ઉપાદેય છે' વિગેરે વિગેરે વાતોને હબગ માનનારાઓ શ્રી મહાવીરનુ નામ દે એથી આપણે જરાયે મલકાવાનુ નથી વાસ્તવિક રીતિએ એવા તો ભયકર રીતે શાસનનો નાશ કરનારા છે એવાઓનો શભુમેળો કરી સખ્યા બળ વધારવાની અમારી સ્વપ્ને પણ ઇચ્છા નથી આથી તમે સમજી શકયો કે હુ સખ્યાબળ વધે તેનો વિરોધી નથી પણ એ તો ચોક્કસ છે કે ઉપરની જાતના સખ્યાબળની આપણને બીલકુલ જરૂર નથી ભગવાન્ શ્રી હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજા તો ફરમાવે છે કે—શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામા રહેલ એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા એ સઘ છે, પણ આજ્ઞારહિત એ બધો હાડકાનો ઢગલો છે'



## વ્યાખ્યાન ૭ મુ

### ધર્મ ન થવાનુ કારણ પાપોદય કે બેદરકારી?

આ દુનિયાના પ્રાણીઓ ધર્મને ન તો શુભ કર્મના ઉદયમા આરાધે, ન તો અશુભ કર્મના ઉદયમા આરાધે બન્ને પ્રકારના ઉદયમા વાધો શુભ કર્મના ઉદયવાળાઓ સાચવવાનુ કહે છે, અશુભ કર્મના ઉદયવાળાઓ કહે છે કે જરૂર બહુ છે પેલો સાચવવામાથી પરવારતો નથી, આ જરૂરમાથી છૂટતો નથી શુભ કર્મોના ઉદયવાળાઓ સામગ્રીની આળપપાળમા સમય ગુમાવે છે, અશુભ કર્મના ઉદયવાળા આત્માઓ મેળવવામા ગુમાવે છે ત્યારે હવે મનુષ્યભવની સફળતા માટે કહેલ વસ્તુનો અમલ કોણ કરે? 'પુણ્યાનુબધી પુણ્યોદયવાળા હઇશુ તો ધર્મની ભાવના આપોઆપ જાગશે, અને પાપાનુબધી પુણ્યોદયવાળા હઇશુ તો જાગવાની નથી' એમ નિશ્ચયથી માની લઈએ તો પછી ઉપદેશની, શીખામણની કે પ્રેરણાની જરૂર શી? પણ એવુ ન માનતા સમ્યગ્દષ્ટિ આત્માએ ભાગ્યપર આધાર રાખીને બેસી રહેવાનુ નથી સમ્યગ્દષ્ટિ આત્માએ તો અશુભ કર્મના ઉદયને નિષ્ફળ કરવા પૂરતો પ્રયત્ન કરવાનો છે પણ અશુભના ઉદયને નામે ખોટો બચાવ કરવો એ એને માટે શોભારૂપ કે વ્યાજબી નથી વ્યવહારમા પણ આધળો રસ્તે ચાલતા થાભલે ટીચાય તો તેને દેખી દેખનારને દયા આવે, દેખનાર એનુ કાડુ પકડે અને રસ્તે પહોચાડે પણ દેખતાને ભટકાતો જોઈ દેખનાર શુ કહે? એજ કે ભાઈ છતી આખે શું કામ ટીચાય છે? દયા ન આવે પણ ઠપકો દેવાનું મન થાય કે કેવો હૈયા વગરનો આદમી છે! થાભલો તો ત્યાનો ત્યા છે છતા ટીચાનાર બેની વચ્ચે આટલો બધો ફેર કેમ? કારણ એજ કે એ આધળો છે અને બીજો દેખતો છે, તેમ જ્ઞાનીએ પણ સમ્યગ્દષ્ટિને દેખતો માન્યો છે **જ્ઞાની માને છે કે સમ્યગ્દષ્ટિ**

**આત્મા સંસારના સ્વરૂપને સમજનાર છે** આવી 'મારો પાપનો ઉદય છે, નથી બનતુ' એમ કહેનારને પૂછવુ જોઇએ કે–'પ્રયત્ન કર્યો ? ઉદ્યમ કર્યો ? સાધુઓના સહવાસમા આવ્યો ? સાધુનો સહવાસ કેટલો ? અભ્યાસ કર્યો ? મેળવવાની કાળજી કરી ?' આ બધુ કર્યા પછી ન બને તો માની શકાય કે અશુભોદય છે, બાકી કરવુ કાંઇ નહિ ને કહેવુ કે અશુભોદય છે એ કામ ચાલે ? એટલે ગપ્પા મારનાર, ચાહ પાણીના પ્યાલા પીનારાઓ એમ કહે છે કે 'અમારો પાપોદય છે, માટે ધર્મ નથી આરાધી શકાતો' એ ખોટુ છે મુસાફરીમા બીસ્તરો લેવાનુ, દીવાસળી ન ભૂલાય એ બધુ આપો આપ યાદ આવે અને માત્ર ધર્મસામગ્રીજ નહિ એનુ કારણ ? એમા પાપનો ઉદય ? મુસાફરીએ જતા જૈનને બીસ્તરો વિગેરે શરીર માટે જરૂરી ચીજો અને મોજ શોખ વિગેરેની ચીજો લઈ લેવામા ભૂલ ન થાય અને સામાયિકની, જિનપૂજનની અને ધાર્મિક વાચનની સામગ્રી સૂચવવા છતા ઈરાદાપૂર્વક સાથે ન રખાય એ તે પાપના ઉદયે કે બેદરકારીથી ? ઘણા આજના જૈનોમા ન જિનપૂજા, ન સામાયિક, ન પ્રતિક્રમણ, ન પૌષધ, ન તત્ત્વોનો સ્વાધ્યાય, એ તે પાપોદયે કે બેદરકારીથી ? ગામડામા જિનમંદિર નથી સામાયિકાદિ કરાવનારનો જોગ નથી, ભણવાના સાધન નથી, એથી તેઓ કહી શકે કે અમે એવા સંયોગ વાળા છીયે કે કાંઇ બનતુ નથી પણ મુંબઈ શહેર મા બધી સામગ્રી તૈયાર છતા તમે શુ કહો ? જેમ વ્યવહારમા તમે એકવાર પાછા પડો તો બીજીવાર, બીજીવાર પાછા પડો તો ત્રીજીવાર, એમ પ્રવૃત્તિ ચાલુ રાખો છો તેમજ અહી કરો આજ આવો, ભાવના ન થઇ ફરી કાલે આવો, રોજ આવો ભાવના ન થાય તો આત્માને પૂછો ભાવના કેમ નથી થતી ? અભ્યાસ વધારો, પા પા કલાક વધારો એની મેળે ભાવના આવશે, પણ પ્રયત્નજ ન કરો અને ભાવના નથી આવતી એમ કહીને માંડી-વાળો એ તો ન ચાલે એ ભયંકર અજ્ઞાનતાજ કહેવાય છોકરો પહેલેજ દહાડે નિશાળેથી આવીને કહે કે એકડો આવડતો નથી, મારે ભણવુ નથી મને સાન્તરનુ ગોઠુ જેવુ ગમતુ નથી, ત્યારે

'હશે ભાઇ! કઇ નહિ ઘેર જેમ, નાનાવરણીય કર્મનો ઉદય છે, પાપોદય છે, ન જઇશ ' આ પ્રમાણે કહેનાર બાપ જ્ઞાની કહેવાય કે અનાની? (અવાજ થયો કે અનાની) જો એ અનાની તો ધર્મની આરાધના માટે પ્રયત્ન કર્યા વિનાજ પાપોદયની વાતો કરનારા તમે કેવા? એ ખૂબ વિચારો પણ ખોટા બ્હાના કાઢી પ્રમાદને મજબુત ન બનાવો જ્ઞાનીના વચનનું અવલબન લઈ, ઇદ્રિયોની સામે થઇ, વિષયોને લાત મારી, આત્માને ભગવાન બનાવી જેઓ જ્ઞાનીએ ઉપદેશેલા માર્ગે ઝુકયા તેમણે મુક્તિ મેળવી, બીજાએ નહિ સમ્યગદૃષ્ટિએ તો કર્મની સામે સગ્રામ ચલાવવો જોઈએ અતરાયોને તોડવાના પ્રબળ પ્રયત્નો સેવવા જોઇએ પોતાની મુક્તિની સાધનામા અતરાય કરનારાઓને તે પોતાના મિત્ર માનતો નથી **ખરી વાત તો એ છે કે ધર્મમા અતરાય કરનારી માતા તે સાચી માતા નથી, તેવા પિતા તે સાચા પિતા નથી અને તેવા સ્નેહી તે સાચા સ્નેહી નથી**

**આજ્ઞા માનવી પણ કઈ?**

**આજે** જનતાને ભ્રમિત કરવાના ઇરાદે કોઈ પણ જાતના સ્પષ્ટ ખુલાસા વિના એવી જાતનો ઉપદેશ દેવાઇ રહ્યો છે કે જે માબાપની આજ્ઞા ન માને તે શ્રી મહાવીરની આજ્ઞા શુ માનશે? ગુરૂની શુ માનશે? એક દૃષ્ટિએ આ વાત પણ સાચી છે છતા માતા પિતાની ધર્મઘાતક આજ્ઞાને નહિ માનનાર માટે એ આક્ષેપ શુ શકય છે? બીલકુલ નહિ **માબાપની ધર્મઘાતક આજ્ઞાને માનનાર દીકરો ખરી રીતે તો માબાપનો પણ ઘાતક છે.** તે સપુતની કોટિમા નથીજ આવી શકતો

**દ્રષ્ટાત**

રોહિણીયો એક ચોર હતો એનો બાપ મહા ચોર હતો બાપે મરતી વખતે, છેલ્લી ઘડીયે દીકરાને આજ્ઞા કરી કે 'જો, દેવતાઓએ બનાવેલા સમવસરણમા બેસી જે વીર ધર્મની દેશના આપે છે તેના વચનને તુ સાભળતો નહિ ' ભગવાન્ શ્રી મહાવીરદેવ જેવાથી પણ બચવાની સલાહ આપનારા હતા કે એનાથી ચેતતા

રહેશે, તો પછી આજે સાધુઓથી ચેતવનારા હોય એમા નવાઈ શુ? પેલા ચોરે દીકરાને પાઠ ભણાવ્યો અને કબુલાત લીધી કે શ્રી મહાવીરના વચનને ન સાભળવુ હવે આ આજ્ઞા માનવા યોગ્ય ખરી કે નહિ?

"જે માબાપની આજ્ઞા ન માને તે શ્રી મહાવીરદેવની કે ગુરૂની આજ્ઞા શુ માને?' આવી વાતો આજના સંસારરસિક માબાપોને તો ખાસ ગમે, પણ એનો ફોડ કરવામા ન આવે, સ્ફુટતાથી એને ન સમજાવાય, તો હજારો આત્મા ઉન્માર્ગે ચાલ્યા જાય લોકો તો એમ જ માને કે 'સારી યા ખોટી પણ આજ્ઞા માનવી ન માનીયે તો ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞા માટે લાયક નહિ,' અને એમ જો લોકો માનતા થઇ જાય તો ખરેખર જુલમજ થઇ જાય આ શાસનમા તો ન્યાય બધાને માટે સરખો છે ભગવાન્ શ્રી મહાવીરદેવના આત્માએ પણ પૂર્વભવોમા ઉંધે માર્ગે પ્રયાણ કર્યું તો સાતમીએ જવુ પડ્યુ એક તરફી વાત કદી ન કરવી કારણ કે એક તરફી વાત એ આત્માની ઘાતક છે જે વાત કરવી તેનુ ચોમેરનુ વાતાવરણ ફેરવી જોવુ સત્ય બતાવવુ હોય તો એ સત્યની પુઠે આસપાસ આટલુ અસત્ય લાગેલુ છે એ બતાવવુજ જોઇએ વેપારી દીકરાને કહે છે કે, 'આખો ઉઘાડી રાખજે, દુકાન પર આવનાર બધાને શાહુકારજ ન માનતો, ગ્રાહકના મોઢા જોજે, પગલા જોજે, નૂર જોજે, માલ દાર છે કે ભીખારી છે એ જોજે કારણ કે આવનારા બધા શાહુકાર ન હોય, એમા ઉઠાઉગીર પણ આવે' દુકાને જતા બાળકને બાપ આટલુ બધુ કહે એનુ કારણ એજ કે તે ઠગાય નહિ તેમ આ બાબતમા પણ હિતકારીએ બધુ સ્પષ્ટ સ્પષ્ટ કહેવુ જોઇએ અસ્તુ હવે આવો ચાલુ વાત ઉપર અજ્ઞાન હોવાથી પિતાની આજ્ઞા મુજબ રોહિણીઓ 'ભગવાન્ શ્રી મહાવીરદેવની વાણી ન સભળાઈ જાય' એની પૂરતી સાવચેતી રાખે છે પણ એવો સમય આવ્યો કે ભગવાન્ શ્રી મહાવીરદેવનુ સમવસરણ રાજગૃહીમા મડાઇ ગયું અને ત્યા રોજ યોજનગામિની વાણીથી દેશના આરભાઇ આથી બીજો કોઇ રસ્તો નહિ હોવાના કારણે તે હાથ

વડે કાનને બંધ કરીને જતો આવતો હતો પરંતુ એક દિવસ સમવસરણની પાસે પગમાં કાંટો વાગ્યો એવો વાગ્યો કે તે કાઢ્યા શિવાય ચાલી શકાય નહિ આ કારણથી કાંટો કાઢવા માટે હાથ કાનથી ખસેડ્યો એથી દેવતાઓનું સ્વરૂપ સંભળાઇ ગયું જોકે તે પછી અધિક ન સંભળાય એ કારણથી તે એકદમ કાન બંધ કરીને ચાલ્યો ગયો અનીચ્છાએ પણ સંભળાયેલા એ દેવસ્વરૂપના યોગે એ ચોર મરણાંત આપત્તિમાંથી બચ્યો કેમ? લોકોની ફરિયાદથી અને કોટવાળ કંઇ પણ ન કરી શકવાથી શ્રેણિક મહારાજાએ અભયકુમાર તરફ સંકેત કરવાથી અભયકુમારે તે ચોરને પકડવાનો ઉપાય કોટવાળને બતાવ્યો અને તે ઉપાય દ્વારા કોટવાળે તેને પકડીને રાજા પાસે રજુ કર્યો

શ્રેણિક મહારાજા કહે કે 'મારી નાખો'–મંત્રીશ્વર કહે છે કે 'ચોરીના માલ વગર પકડાયેલો આ એકદમ નિગ્રહ કરવા યોગ્ય નથી માટે સાબીત કર્યા પછી નિગ્રહ કરવા યોગ્ય છે' પણ તે એટલો કાચો હતો કે એમ ચોર તરીકે સાબીત થઇ જાય!

અભયકુમાર મંત્રીશ્વરે દેવવિમાન જેવો મહેલ બનાવ્યો અગર દેવવિમાન–ઉત્તમ પ્રકારની સામગ્રી ગોઠવી દીધી–ચોરને પ્રયોગ યોગે પુષ્પની શય્યામાં સુવાડ્યો જાણે વિમાનમાં ન હોય?

આંખો ખુલી–એને લાગ્યું કે આ દેવલોક–શું હું મરીને દેવલોકે આવ્યો દેવ અને દેવીના રૂપવાળા મનુષ્યો 'જય જય નંદા–જય જય ભદ્દા બોલવા લાગ્યા સાક્ષાત્ દેવલોક બનાવ્યો

દેવલોકનો કાયદો છે કે પૂર્વે શું શું કર્યું તે પૂછાય તે કહેવું જોઇએ એમ કહી દેવો પૂછે છે કે 'બોલો તમે પૂર્વે શું કર્યું છે?'

રોહિણીયો વિચારે છે કે શું આ સત્ય છે કે મને ઓળખવાનો આ પ્રપંચ છે? અસ્તુ તેણે નિશ્ચય કર્યો કે જો શ્રી વીર ભગવાને કહેલું દેવનું સ્વરૂપ અહીં જોવાશે તો તો હું સત્ય વાત કહીશ નહિ તો ઘટતીજ વાત કરીશ બરાબર ધારીને જોયું અને તે કળી ગયો કે આ સર્વ કપટ છે એટલે એને કારવાઇ ગણાવા માંડી દેવપૂજા, ગુરૂની સેવા, સાધુઓના સેવા કરી, દાન દીધું, શીલ પાળ્યું, તપ કર્યો, આ બધી કારવાઇ ગણાવી

દેવે પૂછ્યું–હવે ખરાબ કર્યું હોય તે જણાવો

**ચોર**–ખરાબ એકે નહિ ખરાબ કરનાર અહીં આવે?

પેલા સેવકોએ મંત્રીશ્વરને કહ્યું કે 'સાહેબ! એ તો કંઈએ માનતો નથી'

**મંત્રીશ્વરે** કહ્યું, 'એને છોડી મૂકો એને પકડાય નહિ'

ચોર જેવો છૂટ્યો તેવો જ તરત સમવસરણ તરફ દોડ્યો સીધો ભગવાન્ શ્રી મહાવીરદેવ પાસે આવ્યો આવીને કહે છે–'ભગવન્! અનાર્ય એવા મારા પિતાએ પોતાને આપ્ત માની આપના વચનને સાંભળવાનો નિષેધ કરી આજ સુધી આપની સેવાથી વંચિત રાખ્યો મને મારા પિતાએ ઠગ્યો'

ભગવાન્ શ્રી મહાવીરે શું કહ્યું? એમ કહ્યું કે–'બાપની આજ્ઞા ન માને તે મારી શું માને?' તમે તો કહો છો કે–'બાપની આજ્ઞા ન પાળે તે શ્રી મહાવીરદેવની અને ગુરૂની આજ્ઞા શું માને? રોહિણીએ બાપની આજ્ઞા પાળી કે ભાંગી? એ ભગવાન્ શ્રી મહાવીરદેવના શાસનને લાયક કે નાલાયક?

જે લોકો ગોળગોળ લોચાવાળે, સ્ફુટ કર્યા વિના કહે કે બાપની આજ્ઞા ન માને તે ભગવાન્ શ્રીમહાવીરદેવની આજ્ઞા નજ માને, ભગવાન શ્રી મહાવીરદેવના શાસનમાં આવનારે બાપની આજ્ઞા માનવીજ જોઈએ તો એનો શો અર્થ! એનો સ્ફુટ ન થાય તો પરિણામ શું આવે? બાપની આજ્ઞા ગમે તેવી સારી કે ખોટી માનેજ જવી એ પરિણામ આવે કે બીજું?

કહેનાર એમ કહે કે પિતાની આજ્ઞા હિતકારી હોય, કલ્યાણકારિણી હોય, શ્રી મહાવીરદેવની આજ્ઞાને ઠોકરે મારનારી પણ હોય, એવા બાપની આજ્ઞા ન માને તે અહીં આવવાને લાયક નથી, તે શ્રી મહાવીરદેવના શાસનને લાયક નથી, તો એ વાત કબુલ છે ઉંધે માર્ગેથી ખસેડી સન્માર્ગે લઈ જનારી બાપની આજ્ઞા ન માને તે ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞાને લાયક નહિ એ કબુલ પણ કોરઢોડ કહો કે બાપની આજ્ઞા ન માને તે અહીં નકામો એ કાંઈ ચાલે? નહિજ

ભગવાન્ શ્રીમહાવીરદેવના શાસનમા આવવાની ભાવના ભાવનારને માતાપિતાના આદેશ, સેવા, આજ્ઞા એ બધુ જચશે પણ એ કઈ આજ્ઞા, કઈ સેવા, અને કયા આદેશ, તે વિચારવુ જોઈશે

**યોગ્ય કે અયોગ્ય દીક્ષાની પરીક્ષા કઇ દૃષ્ટિએ થાય ?**

દીક્ષાની યોગ્યતા તમારી આખે ન જોવાય પણ આગમની આખે જોવાય એ સમજો છો ? સભામાથી પ્રશ્ન થયો કે, 'પણ દીક્ષા લેવા આવનારની યોગ્યતા તો તપાસવી જોઈએને ?' તપાસવી જોઈએ એ વાત સાચી પણ તે તમારી દૃષ્ટિએ કે આગમની દૃષ્ટિએ ? તમારા કરતા તે તપાસવાની ચિંતા સાધુઓને ઓછી નથી હોતી

**વડીલની આજ્ઞા કયા સુધી માનવી ?**

રોહિણીએ બાપની આજ્ઞા ભાગી એમા તો ઈન્કાર નહિ, એ ખોટી લાગી માટે ભાગી પણ ખરી- એટલી મોટી સભામા બધા વચ્ચે બાપને અનાથ કહ્યો એમ કહેતા રોહિણીયે અચકાતી નથી, ને ભગવાનશ્રી મહાવીરદેવ રોકતા પણ નથી આથી શુ સ્પષ્ટ થાય છે ? એજ કે **પિતાની એટલે કે વડીલની આજ્ઞા માનવી એ શ્રી જિનેશ્વરની આજ્ઞા છે પણ જે હિતકારિણી હોય તે જ** અહિતકારી આજ્ઞાને માનવાની હોય જ નહિ એજ રીતે ગુરૂની આજ્ઞામા પણ સમજી જ લેવાનુ શિષ્ય પણ જો ગુરૂમા કુગુરૂપણુ દેખે તો વિનયપૂર્વક આજીજીથી કહી દે કે જો આજ રીતે ચાલુ રાખવાની ભાવના હોય તો આજથી તમારો અમારો ગુરૂ શિષ્યનો સબધ નહિ સ્ટીમરમા બેઠા પછી પણ જો કાણી દેખાય તો તરત નીચે આવો ત્યા પોલ ન ચલાવાય કપ્તાનને કહેવાનુ કે તારી સ્ટીમર ગમે તેવી મોટી, ગમે તેવી સુખસગવડવાળી હોય તો પણ અમે નહિ આવીયે તારે ભાડુ પાછુ આપવુ હોય તો આપ, નહિ તો આપે તો એ ભલે, ન આપે તો એ ભલે અમે તો પાછા જવાના સભામાથી અવાજ થયો કે 'થાગડ દેતો ?' તો બેસીશુ પણ કાણી સ્ટીમરમા નહિજ બેસીએ

**સભામાથી પ્રશ્ન**-શિષ્ય ગુરૂને વિનવે-સુધરવા કહે ખરો કે ?

જરૂર વિનતિ કરે, પગમા પડે હાથ જોડીને કહે કે તારક !

આમ ન થાય આમ કરવામા પ્રભુ શ્રી મહાવીરદેવની આજ્ઞા નથી પણ પેલા ગુરૂ એવા હઠીલા હોય ને કહે કે 'ચલ, ચલ, હવે મહાવીર ઘેર ગયા' તો શિષ્ય પણ એજ ક્ષણે કહી દે કે સાહેબ! આપ હવે ગમે તેવા સારા હો તો પણ અમારા કામના તો નહિજ

સમ્યગદષ્ટિ આત્મા-જેમ સુદેવને સુગુરૂને અને સુધર્મનેજ માને તેમ માતા પિતાદિને પણ તેવા હોય તોજ માને 'સુ' એટલે સારૂ કુ એટલે ખરાબ, 'સુ'ના ગ્રાહક સમ્યગ દષ્ટિ, 'કુ' ના ગ્રાહક મિથ્યા દષ્ટિ, 'સુ' ના નિંદક એ નિહ્નવ સારા દેવ, સારા ગુરૂ, સારો ધર્મ, સારા બાપ, સારી મા, સારા મિત્ર, અને સારા સ્નેહીને માને એ **સમ્યગ્ દષ્ટિ**, ખોટાને માને એ **મિથ્યા દષ્ટિ.** સાચાની, સારાની સામે આખો કાઢે તે **વિરોધિ** 'દેવ ગુરૂ ધર્મ એ 'સુ' જોવા ને માબાપ જેવા હોય તેવા ચાલે એમ!' એ વાત શ્રી જિનશાસનમા ન ચાલે

## અર્થનો અનર્થ ન કરો

કેટલાક બહાર જઈને કહેશે કે મહારાજે માતાપિતાની આજ્ઞા માનવાની ના પાડી, કારણ કે આજે અર્થના અનર્થ કરનારાઓની ખોટ નથી મે એક વાર એક સ્થળે કહ્યુ કે જે લોકોને જૈન શાસનમા રહેવા છતા શ્રી મહાવીરદેવની આજ્ઞા ન રૂચે, માનવી ન પાલવે તેણે જાહેર કરવુ કે હુ જૈન શાસનમા રહેવા માગતો નથી, એટલે તેણે રાજીનામુ આપવુ જોઈએ સાધુ, સા વી, શ્રાવક, શ્રાવિકા એ ભગવાન્ શ્રી મહાવીરે સ્થાપેલા સઘના અગો એ અગ કયા સુધી? આજ્ઞામા રહે ત્યા સુધી મકાનના ચાર થાભલા એ થાભના ક્યારે? ચાર ખુણા ટકાવે તો એમાનો કોઈ થાભલો ખસીને આઘો જાય તો એ થાભલો ઘરનો કે બહારનો? જતા પહેલા એ કહે તો સારો કે વગર કહે પડે તો સારો! એક ચોલો થાય તો પેલા ત્રણને પોલા કરે આ મે કયા કહ્યુ હતુ? વાપી ગામમા ભગવાન્ શ્રીમહાવીરદેવની જયતિના દિવસે આ વાત થઈ હતી ,એને છાપાવાળાએ ઑમ્બ કહ્યો શાસનના વિરોધી વર્ગે એ ઑમ્બની જાહેરાત કરવા ખુબ પ્રયત્ન કર્યો પણ તેના

મનોરથો ફળ્યા નહિ વિરોધીઓથી લેશ પણ મુઝાવુ જોઈએ નહિ એક રીતે તો તેઓ પોતાના આત્માનુ બગાડીને પણ આપણને જાગૃત રાખે છે ચોમાસાના વર્તારા બહાર પાડનારામા પણ કાંઈ છે? એ વળી અવસરે જોવાશે

## આજ્ઞા ન માનવી હોય તો રાજીનામુ આપવુ કે નહિ?

એક નાની સોસાયટી હોય, ભલે બાળકોની હોય, તો એ પણ પોતાના ઉદ્દેશો ઘડે છે ને લખે છે કે જે કોઈ આ ઉદ્દેશને નહિ માને, યા નિયમોને તોડશે એને ડીસમીસ કરવામા આવશે બાળકોની સોસાયટીમા પણ આ નિયમ ખરો, અને શ્રી જૈનશાસન માટે કોઈ કાયદો જ નહિ કેમ? મારા એ કહેવામા અન્યાય ક્યા હતો? દલીલનો અભાવ ક્યા હતો? ગમે તેવા પ્રસંગે પણ ભગવાન્ શ્રી મહાવીર દેવની આજ્ઞાને શિર ન ઝુકાવીએ તો? એ કેમ ચાલે? બ્રીટીશ ગવર્નમેન્ટમા ગમે તેવો ઉપરી અમલદાર પણ, પોતાથી થયેલ કાયદા વિરૂદ્ધ વર્તનને સુધારી લેવામા આનાકાની નથી કરતો હાઇકોર્ટનો જજ હેરફેર બોલે ને ધારાશાસ્ત્રી કહે કે, "સાહેબ! આપનુ બોલવુ કાયદા બહાર જાય છે," તો તે જો કાયદા બહાર હોય તો શબ્દો પાછા ખેંચી લેવામા જરાયે નાનમ નથી માનતો તેમ અમે કે તમે ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞા આગળ એ પ્રમાણે નમેલા હોઈએ આજ્ઞા ઉઠાવી કે આપણે ઉન્નત? આજ્ઞા ન માનવી હોય ને એમા રહેવુ એ ઠગો ખરો કે નહિ? આજ્ઞાને બાધી મૂકી દુનિયા સારા કહે તેમ વર્તનાર શાસન માટે શા કામના? શાસનનુ કામ ન હોય અને દુનિયાનુ કામ હોય તો તેમ સાફ કહી દેવુ કે જેથી કોઈ આ શાસનના છે એમ માનીને ઠગાય નહિ આમા કાઈ ખોટુ કે દલીલ વગરનુ છે? હુ તો તમને પણ કહુ છુ કે તમે જો ભગવાન શ્રી મહાવીરની આજ્ઞા કરતા તમારા સ્વાર્થને અધિક માનતા હો તો તમારા બાળકને દૂધ પાતી વખતે કહો કે 'આ દુધ અમે મફત નથી પાતા અમારો એ ઇરાદો છે કે આટલુ ગોડુ પીનારો મોટો થયા પછી અમને ઘણુ ઘણુ પાશે તુ એમ ન માનતો કે અમારૂ આ દુધ

પીને મોટો થાય ને પછી ભગવાન્ શ્રી મહાવીરની આજ્ઞા પાળવા માટે ને અમને મૂકી દે, તે નહિ પાલવે તારુ ગમે તેટલુ ભલુ વતુ હશે પણ અમારા સ્વાર્થની હાનિ હશે તો આ દૂધના કીંમતના બદલામા તારાથી નહિ જવાય ગમે તેમ કરીને પણ અમે દૂધની કીંમત વસુલ કરીશુ '

'મારુ વહાલામા વહાલુ બાળક, પુષ્પ ગચ્છામા ઉછેરી મોટુ કરેલુ બાળક, પાપના માર્ગે, અનીતિના માર્ગે ન ઘસડાય, પ્રભુ શ્રી મહાવીરે કહેલા માર્ગથી બીજે ન જાય ' એવી એક પણ દિવસ ભાવના ભાવી છે ? ભાવી હોય તો અહોભાગ્ય ! તમે બચ્ચાના હિતસ્વી કે ? તમે તમારા બાળકને સુખી ઇચ્છો કે દુખી ? સુખી ક્યારે થાય ? ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞાના પાલનમા કે ન પાલનમા તમે શી કહો છો કે 'મારી આજ્ઞા પછી અને ભગવાન શ્રી મહાવીરની આજ્ઞા પહેલી એથી જો હુ ઉલટુ કહુ તો તુ મને બાપ પણ નહિ માનતા ' સમ્યગ્દૃષ્ટિ મહાનુભાવ ! ઓવોને ! તમારી પાપવાસનાઓના નાશ માટે હવે બાઇ રીઓ નકામી છે મોટા મોબજ જોઇશે મધ્યસ્થતાના નામે, શાંતિના નામે સત્યાનાશની પાટી વગી અમારે એ ખોટી શાંતિ, ખોટી સમતા, ખોટી વહુવાળ ન જોઇયે એ મહાને રોપો ચેતનવતાને નહિ આજે તમને આટલી શાંતિથી સાભળતા જોઇ મને ઘણોજ આનદ થાય છે બાકી હુ તો એ વાતને માનતા અને કહેતોજ રહ્યો છુ કે ગમે ત્યા નાનામા નાના ગામમા કે મોટા શહેરમા નાનામા નાનો જૈન પણ, શ્રી જિનેશ્વરદેવની વાત ન સાભળે એ કદી બન્યુ નથી, બનતુ નથી અને બનવાનુ એ નથી આ બાળની એક વાત કરી—હવે એક બીજી વાત, છાપામા હેડીંગ એવુ હતુ કે—

**"સાધુ શ્રાવકને સુખી જોવા ન ઇચ્છે ? "**

વારુ અમે તમને સુખી જોવા ન ઇચ્છીએ એમ ? તમને સુખી દેખી અમારુ હૈયુ બળી જાય એમ? **सर्वेऽपि सुखिना भवन्तु** 'सर्व सुखी थाओ' એ ભાવનાવાળા અમને, વ્રતધારી, પૂજા કરનારા, દશવિરતિ, સામાયિકાદિ કરનારા અને સમ્યગ્દૃષ્ટિ શ્રાવકને સુખી જોવાની ભાવના ન હોય એમ કે ?

## હવે મે શુ કહેલુ તે જાણો છો?

મે કહેલુ કે-તમારી મોટરો, તમારા બગલાઓ જોઇને અમને આનદ થાય નહિ અમે તો જુદુજ જોવા ઇચ્છીએ છીએ અને જે ઇચ્છીએ છીએ તે જોઇએ તો આનદ થાય તમારી મોટર જોઈને સાધુ હસે? બગલાઓ જોઇને તાલી પાડે? તમારા હીરા માણેક જોઇ નાચવા માડે? નહિજ અમને તો એમ થાય છે કે હીરા માણેક પન્નાઓ આ બધી વસ્તુની પુઠેજ દોડયો રહી, શ્રી મહાવીરદેવની આજ્ઞાનુસાર વર્તિ તેની મમતા નહિ છોડે તો આ ગતાશ ને પીગામ એ બધી એ, શ્વાસ નીકળી ગયે નકામી છે, એટલુજ નહિ પણ ભયકર હાનિ કર્તા છે આથી દયા આવે છે અને એના યોગે એમ કહીએ છીએ કે 'ઉત્તમોત્તમ નામશ્રીવાળા આ માનવભવને પામીને પ્રભુની આજ્ઞા વિચારો તમારાથી સર્વ વિરતિ ન બને તો તેની શ્રદ્ધા-પૂર્વકના દાતાર બનો, શીલવત બનો, તપસ્વી બનો અને ઉત્તમ વિચારક બનો આ સિવાય સુખી બનાવના માટે અમે તમને શુ બતાવીએ? કેટલા કમાયા? પેઢી કેવી ચાલે છે? છોકરા છૈયા કેવા છે આ પૂછવુ એ કામ અમારુ છે? જો તમારે જૈન તરીકે જીવવુ હોય, સુખી થવુ હોય તો સાધુને સાધુ તરીકે જીવવા દ્યો, અમને અમારી જગ્યાએજ રહેવા દો એમ ન કહેશો કે અમારા પેટ ભરવા આપ ચાલો

**સભામાંથી** પ્રશ્ન-રોટલો આપવો પડે તો આપવો પણ ઓટલો તો નજ આપવો એમ આપે કહેલુ? હા! કહેલુ ને હજીએ કહુ છુ, પણ કોને? ધર્મના વિરોધીને ધર્મીને હાથ જોડો-અધર્મીની દયા ખાઓ અને ધર્મના વિરોધીને કહો કે આઘા જાઓ વ્યવહારમા પણ છેને? તમનેબનો પાયગો આપ નારને હાથ જોડો છો, સવાઓ ભરો દો દીનહીનને ટુકડો આપો છો પણ લુટવા આવનારને શુ કહો છો? આઘો રહે, નહિ તો ટેલીફોન કરી પોલીસને-કોન્સ્ટેબલને બોલાવવા પડશે ધર્મના લુટારાને આપણે શુ કહીયે? ધર્મીની ભક્તિ કરો, અધર્મીની દયા ખાઓ અને વિરાધીને કહી ટુકડો આપશો પણ શુ કહેશો?

આપણે જેને માનીયે, જેને પૂજીયે જેને તારક માનીયે તેના વિરોધી પ્રત્યે કઈ ભાવના હોય? બેશક! એનું કદીયે બૂરૂં ન ઇચ્છાય પણ તેની ભેળાએ ન ભળાય

## ભક્તિ કરવાના પાત્રોને ઓળખો

શ્રી નવકારના ભક્તની વાતમાં આવો નયસાર અટવીમાં લાકડાં માટે ગયેલા છે, ગ્રીષ્મઋતુ છે, મધ્યાહ્ન કાળ છે, ભોજન તૈયાર છે, એ વખતે એ પુણ્યવાન્ શો વિચાર કરે છે? કોઈ અતિથિ આવે એને હું દઈને પછી જમું તો કૃતાર્થ થાઉં આ ભાવના શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામાં રહેલા શ્રાવકોના હૃદયમાં આવે, એ ભાવના હૃદયમાં ટકે તો આજે એક પણ સાધર્મી દુઃખી, ભૂખ્યો, દીન કે હીન દૃષ્ટિમાં આવે નહિ જમતા પહેલાં જો આ અમલમાં મૂકાય તો ધારેલી બધી ધારણા ફળે શ્રાવકની ને સમ્યગ્દૃષ્ટિની ભક્તિ કેવી રીતે થાય? હાથ જોડીને, માથું નમાવીને, તારક માનીને, પણ 'એના ઉપર મોટો ઉપકાર કરી દઉં છું' એમ માનીને નહિ શ્રાવક એટલે આશ્રિત નથી, સેવક નથી, નોકર નથી, દબાયેલો નથી પણ ભગવાન શ્રી મહાવીર દેવને માનનારો એ સાધર્મિ ભાઈ છે વિચારો તો એની અવજ્ઞામાં ભગવાન શ્રી મહાવીરદેવની અવજ્ઞા એના અપમાનમાં ભગવાન્ શ્રી મહાવીરદેવનું અપમાન છે આજે જાણો છો કે શેઠના કુત્તાનેય નોકરથી મરાય નહિ ખોળામાં બેસાડી રમાડવો પડે, પણ એ કુતરો કેવા? નીમકહલાલ માલીકના મકાનના રક્ષણ માટે પ્રાણ દે તો પછી શ્રાવકે પોતાના માલીક શ્રી જિનેશ્વરદેવના ભક્તની એટલે કે પોતાના સાધર્મિની ભક્તિ કેમ ન કરવી જોઈએ? પણ તે સાધર્મી કોણ? ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞા ખાતર મરવા પણ તૈયાર થાય તે, કદાચ તેટલું સત્ત્વ ન હોય તો કલ્યાણ તો તે આજ્ઞાના પાલનમાંજ માને પણ એમ તો ન કહે કે-'આજ્ઞા બાજુ મૂકો, પણ અમારું પાલન કરો' શ્રાવકોએ પોતાના સંતાનોમાં, બંધુઓમાં કયા વિચારો રેડવાના? ત્યાં કઈ જાતિના સંસ્કારો હોય? શ્રી જિનમૂર્તિ, જિનમંદિર, અને જિનાગમના કરનારાવની વાતો પ્રત્યે સમભાવ જાગે તો એ શ્રાવક ખરો?

નહિજ એ શ્રાવક ગાતે જમનો હોય પાનનો ચ વીને કહે ભાઈ! શ્રાવક વડ ગાતો જમાય? આ પ્રશ્નના ઉત્તરના એ જમનારો શુ કહે? જો એ સાચો શ્રાવક હોય તો તેનુ માથુ નીચુ નમે અને તે કહે કે ભાઈ! તુ કહે છે તે સાચુ પણ હુ પામર છુ રાવણને વાલીના વચ્ચેના યુદ્ધનુ દૃષ્ટાન્ત લઈએ એ યુદ્ધમા શુ? પચેન્દ્રિય જીવોની કતલ એ કતલ ગાઢ થઈ કે વાલી તેના ગીકી વચ્ચે આ યો અને કહે છે કે 'રાવણ, તુ એ શ્રાવક, હુ એ શ્રાવક નાનામા નાના જતુની દયામા આપણને ગેઉને લાગે, આ પચેન્દ્રિય જીવોની કતલ જોવી એ તાગને માન જેવા વિવેકીએ છાજે નહિ, લડવુજ હોય તો તુ ને હુ લડી લઈએ' રાવણ પણ એ કબુલ કરે છે પણ એ એમ નથી કહેતો કે 'જા જા હવે આ યુદ્ધ જેવામા વળી શ્રાવક શા! યુદ્ધશે। એટલે મ બ્યાખવ મનુષ્યોની જ્યા કતલ ચાલી રહી હોય તે, ત્યા કપારીજ ન હોય' ત્યાની ભાવના કઈ હોય?

એ એમ કહે છે કે 'તુ કતલથી ડરતા હતો તો આવ્યો શુ કરવા? અહીં એ બધુ જોવાય નહિ આજે શ્રાવક રાત્રે જમે, પછી એને કોઈ કહે તો એ કહે કે બેસ, બેસ, એમા તુ શુ સમજે? તો એ સાધર્મી ખરો? માનીયે કે રાત્રે ખાવાથી શ્રાવકપણુ ન જાય પણ એને ગેકે, શીખામણ દે એને એ એમ કહે કે 'આ જમાનામા એવી બાયલી વાતો નહિ ચાલે ગમે તે ખાઓ, ગમે તે પીઓ' એ સાધર્મી ગણાય નહિ? બિલકુલ નહિ આજ્ઞાને અનુસરતુ શિક્ષણ, આજ્ઞાનેજ અનુસરતા સન્તાન જૈન કુળના ઘરે ઘેર શરૂ થવા જોઈયે શ્રી જિનેશ્વર ભગવાનની એક એક આજ્ઞા સમજવી જોઈયે આ જૈન કુળના શિક્ષણ માટે, કેળવણી માટે, વિચારો માટે જેટલુ શક્ય હોય તેટલુ થવુ જોઈએ અને ખરી ભક્તિ પણ તેજ છે આજે શ્રી મહાવીરદેવના મદિર માટે, શ્રી મહાવીરદેવની મૂર્તિ માટે, શ્રી મહાવીરદેવના સાધુ માટે, શ્રી મહાવીરદેવના આગમ માટે, અને શ્રી મહાવીરદેવના ધર્મ માટે, કોઈ યદ્વા તદ્વા બોલે તો કહેનારા આવે કે-'એમા શુ? પચમ કાળ છે પડતો કાળ છે એમા વાધા નહિ એમા દુ ખ દુખ થાય નહિ' એ વ્યાજબી છે? ખરેખર સત્યની રક્ષા માટે પ્રયત્નો એ

જણાતા નથી, સત્યનો પ્રચાર કરનારની સંખ્યા થોડી, શ્રદ્ધાળુ ઘણા પણ અમલમાં લાવનાર કેટલા? સત્યની રક્ષા અને પ્રચાર માટે તન, મન ને ધનનો વ્યય કરનારા કેટલા? જેઓમાં શુદ્ધ સંસ્કારો મજબુત હશે, જેઓ આનામાં સ્થિર હશે, તેઓજ સાચી સાધર્મિક ભક્તિ કરી શકશે



## વ્યાખ્યાન ૮ મું

### સત્ય સમજવા માટે પ્રયાસ કરો.



પરમ ઉપકારી શ્રીસૂત્રકાર મહારાજા, અનંત પુણ્યરાશિથી પ્રાપ્ત થયેલ આ મનુષ્યપણાની સફળતા માટે, ભાર પૂર્વક જણાવે છે કે આ જીવન પામીને શાસ્ત્ર શ્રવણ કરો, એની ઉપર શ્રદ્ધા કેળવો અને પછી એને અનુસાર વર્તન કરવા માટે પોતાનું સર્વ સામર્થ્ય ખરચો એ વિના અનેક સામગ્રીવાળું આ માનવ જીવન નિષ્ફળ ચાલ્યું જશે માટે કોઈ પણ રીતિએ, આ દુર્લભ માનવજીવન નિષ્ફળ ન ચાલ્યું જાય એ માટે પૂરતો પ્રયત્ન કરવાની જરૂર છે આપણે જોઈ ગયા કે આ બધી વસ્તુ ક્યારે બને? મનુષ્યપણાની કીંમત સમજાય ત્યારે એની કીંમત જ્ઞાનીએ ગમે એટલી આંકી પણ એ વસ્તુ આપણને ન સમજાય ત્યાં સુધી શું કામની? ખરી વાત તો એ છે કે આપણને પોતાને જીવનની મહત્તાનું ભાન નથી જો એ સમજાય તો આજે જે જાતિની દશા દેખાય છે તે દેખાત નહિ સાધવાનું છે તે સાધ્યા વિનાનું રહી જાય છે કરવાનું કર્યા વિનાનું રહી જાય છે, અને ન કરવાની ક્રિયા જોરશોર, આનંદભેર, ઉલટભેર, આજુબાજુના વિચાર વિના, ભવિષ્યની દરકાર વિના જેમ ને તેમ કર્યે જવાય છે, એ મનુષ્ય તરીકે છાજતું છે? નથીજ નથી શુભ ઉદયવાળાને ભોગવતા આવડતું અને નથી અશુભ ઉદયવાળાને ભોગવતા આવડતું શુભ ઉદયવાળા ધમાચકડી કરે

### તીર્થંકરના ભવમા કર્યું તે કરવાનુ કે પૂર્વના ભવોનુ?

સત્ય દબાય નહિ માટે એ સત્યના કહેનારને ઓળખવા જોઈએ અને એજ કારણે ભગવાન્ શ્રી મહાવીરના પૂર્વ ભવોને આપણે વિચારી રહ્યા છીએ કે એ અરિહંત બન્યા શી રીતે? એમને એમ? એ મહાપુરૂષોએ અરિહંત બનવા માટે જે કાંઈ કર્યું, જે ક્રિયાના યોગે અરિહંત બન્યા તે બધી સમજવી જોઈએ છેલ્લા ભવમા અરિહંત તરીકે શુ કર્યું, શુ કહ્યુ એ બધુ જાણો છો? પૂર્વ ભવમા એમણે અરિહંત બનવા જોગુ શુ કર્યું તે બરાબર જાણવાનુ ને તે તો અમલમા એ મૂકવાનુ પણ મહાવીરના ભવમા તમણે કર્યું શુ એ જાણવાનુ શા માટે? એમના તરફ ભક્તિ જાગે, બહુમાન પેદા થાય, એ વ્યક્તિ પ્રત્યે અખંડ વિશ્વાસ થાય એ માટે કોઈ આવીને કહે કે ભગવાન શ્રીમહાવીરે આ કહ્યુ છે તો તે માથા ઉપર, ત્યા પ્રશ્ન નહિ, કેમકે એમણે જે કહ્યુ તે અમારા કલ્યાણ માટેજ કહ્યુ છે એમના જીવનની કારવાઇ હું સમ્યક્ પ્રકારે જાણુ છુ એ જે કાંઇ કહે, દશાવે તે અમારા કલ્યાણ માટેજ પૂર્વ ભવોની ઘણી ઘણી કરણીઓ આદર્શરૂપ છે પણ બધી તો નહિજ શુ ભગવાન મહાવીરના આત્માએ પણ પૂર્વ ભવોમા નહિ કરવાનુ કર્યું છે ખરૂ? હા પૂર્વ ભવમા એ શ્રીમહાપુરૂષે નહિ કરવા જેવુ ઘણુ કર્યું, કરવા જેવુ ઘણ કર્યું, આ બધુ સમજવા જેવુ છે

### જૈન શાસનમા પક્ષપાત નથી

શ્રીમહાવીર દેવનો આત્મા પૂર્વ ચડયો પણ, પડયો પણ, પતિત પણ થયો પાપી પણ થયો, આરંભી પણ થયો, સમારંભી પણ થયો અને નરકે પણ ગયો માટે એ સમજાવવુ છે કે આત્મા સારો કે ખોટો એ એની કારવાઈ પર આધાર રાખે છે આજે હુ મુનિ કહેવાઉ છુ પણ એ કારવાઇ સુધી દઉં તો કેવો? પતિતજ મારે પતિત ન બનવુ હોય તો એ માર્ગમા સ્થિર બનવુ જોઈએ ભગવાન શ્રીમહાવીર દેવના આત્માને પણ પોતાની કારવાઇના યોગે સાતમી નરકે જવુ પડયુ કયા ભવથી નરકે ગયા? વાસુદેવના ભવથી વાસુદેવપણ પામ્યા શી રીતે? નિયાણુ કરવાથી એ

નિયાણુ કઇ અવસ્થામા ? મુનિ અવસ્થામા નિયાણામા શુ એ યા ? જો આ સયમના ફલ હોય, તો હુ બળવાન થાઉ આ ભાવ નાને, આ વિચારને શાસ્ત્રે કઈ રીતે ઓળખાવ્યો ? સારા તરીકે કે ખરાબ તરીકે ? ખરાબ તરીકે મુનિ કેવા ? તપસ્વી કેવા તપસ્વી ? સમર્થ એવા ઉત્તમ તપસ્વી મુનિના આ હલાજ વિચા ની શાસ્ત્રે નોધ લીધી નોધ કેવી લીધી ? ભાગી ગયાની-જે મ થમ સુખ આપનાર તે નરક આપનાર બન્યુ એ ભાવની આ પૂર્વાચાર્યોએ ખુદ શ્રીમહાવીર દેવ માટે આવુ લખ્યુ શ્રી મહાવીરે પોતાની જાતે પણ એજ કહ્યુ પૂર્વે થએલા તીર્થંકરોએ પણ એજ કહ્યુ ને ભવિષ્યમા થનારા તીર્થંકરો પણ શ્રીમહાવીર દેવના ધ્યાનમા એજ કહેશે આ કયુ શાસન ? જૈન શાસન, એમાજ જૈન શાસનની ખુબી છે

## ખુદ ભગવાનની દેશનામા પણ પાખડીઓ હતા

જો તમે ભગવાન શ્રી મહાવીરદેવના શાસનને સમજવા માગો, એ શાસનને આરાધવાની કામના હોય તો એકવાર થોડા સમય, અદરના ગમે તેવા વિચારોને દાબી રાખવા પડશે એ ભગવાન શ્રીમહાવીરદેવનુ શાસન શુ કહે છે, શુ ફરમાવે છે, આજ્ઞા શી છે તે શાતિથી સાભળવુ પડશે, સમજવુ પડશે આને સાભળવુ ને સમજવુ એ ઘણાને રૂચતુ નથી અત્યાર સુધી હુ બહાર હતો, એટલે મારા માટેની ગપ સાભળી તમે જે કાઇ માન્યુ તે ક્ષન્તવ્ય, આજ આપણે બધા રૂબરૂ છીએ મારા અક્ષર તમારા કાનમા સીધા પેસે તેમ બોલુ છુ, સુધારાના યોગાનમા શુ બને છે તે પણ તમે નરી આખે જૂઓ છો મૂળ વસ્તુનો ખપ હોય તો આવતા વિઘ્નો સામે એટલા બધા શાન્ત બનો કે એ બધા મોજા તમારા શાતિના પહાડપર અથડાઈ પાછા પડે હુ કહુ છુ કે તમે મારા નહિ પણ શાસનના રાગી બનો **શાસનનો રાગી તે છે કે જે સાચી સાધુતાનો પૂજારી હોય** દષ્ટિરાગે આધળા બની નવો ઉત્પાત ન મચાવતા અજ્ઞાનીઓના ભવિષ્યને આપણે ખોટુ પાડવુ છે આ તે શાસન છે કે જે શાસનમાં

નવાણું ક્રોડ સોનૈયાના માલીકોએ પણ એકવાર દેશના સાભળી કે તરત તે છોડી ભિક્ષુપણ અગીકાર કર્યું છ ખડના અધિપતિ ચક્રવર્તીઓ પણ તે ઋદ્ધિ સિદ્ધિ મુકી ચાલી નીકળ્યા ચક્રવર્તીઓ પણ જે દેશનાથી સર્વસ્વ છોડી ચાલી નીકળે એ દેશના કેવીક હશે! ચક્રવર્તી ચક્રવર્તીપણ ભોગને ત્યા સુધી એનુ ચક્રવર્તીપણ અજગ હોય છે તેઓનુ પુણ્ય એવુ હોય છે કે જેના યોગે તેઓ એક રીતે નિરકુશપણે તે ભોગવી શકે છે એવા સુખી અને પુણ્યવાન્ ચક્રવર્તીઓને પણ રાજઋદ્ધિ છોડાવી, ત્યાગ માર્ગે વાળનાર એ મહર્ષિઓની દેશના કેવી હશે ? એ દેશનામા કઇ તાકાત હશે ? એ વખતે પણ પાખડીઓ હતા અને તે પાખડને ફેલાવતા હતા

## સત્ય જણાવવુ નિંદા કહેવાય ?

ગમે તેવી આસ્તિમા સાધ્ય સ્થિતિથી ન ખસે તે સમજદાર, શ્રી જિનેશ્વરદેવના, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામા વિચરતા નિર્ગ્રંથના અને શ્રી જિનેશ્વરે કહેલા ધર્મના અનુયાયી તે કે જે આ દુનિયાના ગમે તેવા સગ્રામ સામે પોતાના સ્વરૂપમા સ્થિર રહી શકે દુનિયા **એટલે આધિ, વ્યાધિ અને ઉપાધિ, જ્યા એ ત્રણ નહિ ત્યા શાતિ આધિ એટલે મનની પીડા, વ્યાધિ એટલે શરીરની પીડા, એ બન્નેની માતા ઉપાધિ** તમારે આધિ વ્યાધિ નથી જોઇતી પણ ઉપાધિ છોડવી નથી આધિ વ્યાધિ ન જોઈએ તે ઉપાધિ છોડ જ ઉપાધિ છોડવી જોઇએ એવુ હુ બોલુ છુ કે તમે ? બહાર એવુ જણાશે તો વધુ મુઝવણ થશે હજી તો હુ બોલુ છુ તેમા આટલી મુઝવણ છે તો પછી તમે બોલશો એમ જણાયે વધુ મુઝવણ થશે બહારના સયોગોનુ ભાન, બહારના ઘોઘાટનો હેતુ, શુ છે એ જાણો અને એ હેતુ એ છે કે તમે સત્ય સમજી જાઓ તો પેલી ચકચારના મૂળમા સડો પેસે છે એ વસ્તુ ધ્યાનમા લાવવા આ વાત કરી કેટલાક કહે છે કે, સત્ય કહેવા અસત્યના ઉન્મૂલનની શી જરૂર છે ? પણ તમે વિચારો કે જમીનમા બીજ ક્યારે વવાય ? બીજને

ફળરૂપ બનાવવા માટે જમીનને શુદ્ધ બનાવવા કેટલો શ્રમ કરવો પડે ? વૈદ્ય પોતા પાસેની ઉંચી માત્રાઓ પણ દરીને કેટલો શુદ્ધ બનાવ્યા પછી આપે ? તેવીજ રીતે **સત્યના કહેનારે કેઇ અસત્યોનુ ઉન્મૂલન કરવુ જોઇએ અસત્યને અસત્ય તરીકે ઓળખાવવુ એ કાંઇ નિંદા નથી** ભગવાને મરીચીના ભવમા ઋષભદેવ ભગવાન્ પાસે દીક્ષા લીધી, થોડો વખત પાળી પછી ન પળવાથી વેષ પલટો કર્યો શાસ્ત્રે તરત લખ્યુ- 'પતિત થયો' પતિત થયા પછી પણ ગુણગાન તો એના જ માર્ગ એજ બતાવે દરેક ધર્મના અર્થીને કહે કે ધર્મ ત્યા છે અહી નથી ત્યા જાઓ ઉપદેશક શક્તિના યોગે જે આવ્યા તેને ઉપદેશ આપી ત્યા મોકલ્યા એ મહાત્માએ કેઈ ને મુક્તિના માર્ગે વાળ્યા ઉપદેશમા કમિના ન રાખતા સામો આત્મા ધર્મની માગણી કરે એટલે કહેતા કે ધર્મ અહી નહિ તહી ત્યા સુધી શાસ્ત્રે કહ્યુ કે મરીચી પડેલો પડયો પણ નહિ પડયા જેવો, પણ પડેલો તો ખરો, એ છુપા શુ નહિ શુ આ નિંદા છે ? નહિજ

## ધર્મના વિરોધી કઇ વસ્તુને યોગ્ય છે ?

ધર્મી તે પૂજાપાત્ર, અધર્મી તે દયાપાત્ર પણ ધર્મવિરોધી એ કોઇ ત્રીજી વસ્તુને યોગ્ય છે તે તમે વિચારો મરીચીએ જ્યા સુધી એમ કહ્યુ કે ધર્મ ત્યા, અહી નહિ ત્યા સુધી પતિત પણ માર્ગમા રહેલો માન્યો પોતે વેષ પલટાના પણ કેવા અર્થ કર્યા છે ? તે જુઓ, અને આજના ઉપાધ્યાયજી મહારાજનુ એક વચન લઈને બોલી રહ્યા છે કે "શુ મુંડે-શુ લોચેરે", તેમને જુઓ ? મરીચી વિચારે છે કે શ્રમણ ભગવાનો ત્રણ દંડોથી વિરામ પામેલા છે અને હુ તે દંડોથી જિતાયેલો છુ માટે મને ત્રિદંડનુ ચિન્હ હો મુનિવરો લોચ કરનારા હોવાથી તે મુંડ છે અને હું અસ્ત્રાથી મુંડાવનાર છુ માટે મને તેના ચિન્હ તરીકે શિખા હો વિગેરે વિગેરે

આ બધી વસ્તુના વર્ણનમા મરીચીએ પોતાની લઘુતાને મુનિવરોની મહત્તા જ કહી ત્યા સુધી પડયો ખરા પણ રહ્યો ત્યા માર્ગમા જ પણ કપિલના યોગે તે માર્ગથી પણ ભ્રષ્ટ થયો ખરેખર દુશ્મનો કરતા ભકતોથી બહુ સાવચેત રહેવા જેવુ છે દુશ્મન કઈ ન કરે કારણ કે તનાથી ચેતતા રહેવાય ભક્ત બધુ વેઢળી નાખે ભય કોનો? ભક્તનો? પણ ભકત ખરાબ ને દુશ્મન સારા એમ ન બોલતા મારે કહેવાનો આશય એ છે કે ભક્ત બની ગયેલા આત્માની સેવા, માનપાન આગળ ટકવુ બહુ કઠીન છે ભક્તોમા કેટલાક એવા ગુણો આવે છે કે ભયકર દોષને પણ ઘોળી પીએ છે અહી તો એ છે કે તારકમા તારકતા હોય ત્યા સુધી ભક્તિ, ને તારકતા ચાલી જાય એટલે નહિ સૂત્ર વિરૂદ્ધ બોલનારથી તો બચવુ જ જોઇએ કપિલ મળ્યો ધર્મ સભળાવ્યો કપિલે કહ્યુ કે ધર્મ આપો આ મહાત્મા કહે અહીં નહિ ધર્મ તહીં છે પણ મરીચીના અતરમા એક વિષ પહેલેથી ઘુમી ગયુ હતુ સેકડો ને હજારોને પ્રતિબોધ કરી કરી ત્યા મોકલેલા તે મુનિવરોની સાથે વિચરતા–મરીચી ત્રિદડી વેષે બીમાર પડે છે પેલા એમનાથી પ્રતિબોધ પામેલા મુનિ છે અને મરીચી ત્રિદડી છે મુનિ નથી પેલા સયમી આ અસયમી છે પેલા સયમી મુનિ આ અસયમીની ચિંતા કરતા નથી આથી મરીચીના અતરમા મુનિઓ માટે ખરાબ વિચાર ઉત્પન્ન થયો, પણ તે ટકયો નહિ ઉલટુ વિચાર્યું કે પોતાના શરીરની પણ પરિચર્યા નહિ કરનારા તે મુનિવરો ભ્રષ્ટ એવા મારી પરિચર્યા શાના જ કરે? વિચારજો સયમી મુનિ પાસે બીમારીમા થોડી સાર સભાળની વાછા માટે અસયમી મરીચીને પશ્ચાત્તાપ થાય છે મરીચીએ નહિ જેવા ખોટા વિચાર માટે પસ્તાવો કર્યો પણ એક ભાવના આવી કે વ્યાધિથી મૂકાયા પછી એક સેવક શિષ્ય આ મારા પોતાના લિંગવાળો જ બનાવીશ ભાગ્ય યોગે એક મળ્યો, ઉપદેશ આપ્યો, ધર્મની માગણી કરતા મહાત્મા મરીચીએ શ્રી જિનેશ્વરદેવનો ધર્મ કહ્યો

કપિલે કહ્યુ કે તે ધર્મ તમે કેમ કરતા નથી? મરીચીએ કહ્યુ કે તે કરવા માટે હુ સમર્થ નથી છતા કપિલ પૂછે છે કે તમારા માર્ગમા ધર્મ નથી? આ પ્રશ્નના ઉત્તરમા શિષ્યના ઈચ્છક મરીચીએ કહ્યુ કે 'જૈન માર્ગમા પણ ધર્મ છે અને મારા માર્ગમા પણ ધર્મ છે' આ જગ્યાએ માર્ગભ્રષ્ટ થયેલા મરીચી માટે શાસ્ત્રે લખ્યુ કે આ મિથ્યા ધર્મના ઉપદેશથી મરીચીએ કોટાકોટિ સાગર પ્રમાણ સસાર ઉપાર્જ્યો

જે શાસન આવા આવા માટે આવુ લખે તે આજના ઉચ્છૃખલ વક્તાઓ માટે શુ ન લખે? 'જૈન માર્ગમા પણ ધર્મ છે અને મારા માર્ગમા પણ ધર્મ છે' આટલા કથનમા આટલુ બધુ, તો આજે ધર્માનુષ્ઠાનો માટે યદ્વા તદ્વા બોલનારાઓનુ શુ એ સમજાય છે? શ્રી જિનશાસનમા કોઈનોય પક્ષપાત નહિ ચાલે? નામના કામ નહિ આવે અગી યાર અગના પાઠી, હજારોને મુક્તિ માર્ગે વાળનાર, મુક્તિમાર્ગના સમર્થ ઉપદેશક મરીચી આટલુ બોલ્યા કે ભ્રષ્ટ કહેવાણા શાસ્ત્રે તેમની પણ શરમ ન રાખી આજના યથેચ્છ બોલનારાઓ ભ્રષ્ટ ખરા કે નહિ! હુ તમને વ્યવહારના દૃષ્ટાત એટલા માટે આપુ છુ કે કહેવાની સત્ય વાતો સુખપૂર્વક તમારી બુદ્ધિમા ઉતરે તમને બનો પાવ ન આપનાર કે તમારી થેલી પૂરનાર કેવો? પૂજવા જેવો, સામે જઈને સલામ ભરવા જેવો, હાથ જોડી શેઠ સાહેબ, ફરમાવો એમ કહેવા જેવો પૈસા પણ મફ્ત નહિ આપનાર, મજુરી કરાવીને આપનાર છતા સલામ કરવા જેવા ખરાને? આ બધુ કઈ પાઠશાળામા ભણ્યા? 'પધારો!" કેવો વિનય! ખરાબ ભાવના હોય તો પણ હાથ જોડીને! આ વિનય! આ પ્રેમ, આ ભક્તિ જો શ્રી જિનેશ્વર દેવ પાસે હોય તો તમારી આ દશા ન હોય પૈસાનો માગનાર આવે કે દયાની દૃષ્ટિએ આપો અમો આજીજી કરે, નમ્રતાથી માગે ત્યા દયા હોય પણ જો કોઈ થેલી સામે આખ નાખી ઉભો હોય, કરડી આખે ઉભો હોય, ક્યારે ટાઈમ મળે ને ઉઠાવી પલાર થાઉ એના વિચારનો તમને લાગે તો શુ કરો?

બોલો ? અહીં નહિ બોલો અને તમારો વિશ્વાસ છે બોધો ક્યાં ? ફાવતું આવે ત્યાં આ દુનિયા માટે ન્યાય આવો તો પછી ધર્મ રક્ષા માટે એવો ન્યાય કેમ નહિ ? હોવો જ જોઈએ ખરી વાત એ છે કે ધર્મી પૂજવા લાયક, ધર્મ નહિ પામેલો દયા ખાવા લાયક કે શું કરે બીચારો પામ્યો નથી, પણ ધર્મની સામે આંખો કાઢે, ધર્મની અવગણના કરે, તે તો દયાપાત્ર નથી રહી શકતો એ વાતને મજબુત બનાવવા માટે શાસ્ત્રે એક એક વાતની નોંધ લીધી છે નિયાણાની નોંધ શી ? હારી ગયો સંયમ હાર્યો, તપ હાર્યો, જ્ઞાન હાર્યો, ધ્યાન હાર્યો, સર્વ હારી ગયો વધુમાં ત્યાંથી મરીને એક વાર વાસુદેવ તો થયો, પણ મળેલી તે ત્રણ ખંડની માહ્યબીમાં એ એવો રોળાયો કે સીધો સાતમીએ ગયો.

## મહાવીરના દૂષણ સંભળાય અને આપણા ?

દૂષણ ભગવાન્ શ્રી મહાવીરદેવના આત્માને ન છોડે, તો તમને ને મને કેમ છોડશે ? એમના દૂષણ કહેવાય અને તમારૂં દૂષણ કોઈ કહે તો માથા બગડી ઉઠો એ કયાનો ન્યાય ? ભગવાન્ શ્રી મહાવીરદેવના આત્માના દૂષણ સાંભળવાની તાકાતવાળા તમે પોતાની જાતના દૂષણો સાંભળવાની તાકાત કેમ કેળવતા નથી ? મહાનુભાવ ! આ નાની જીંદગીમાં આંખો મીંચી મનની સાના મજીમાં આવે તેમ બોલવું, ધમાલ કરવી, શાંતિપર અશાંતિના અંગાના ગોઠવવા એ શું યોગ્ય છે ? આટલી બધી અધમતા, પામરતા નીચતા કયાં સુધી ? કયા સુખ માટે ? આત્માને સુખી જોવા ઈચ્છો છો કે દુઃખી ? સુખી જોવા ઈચ્છો હો તો વિના પ્રયોજન, વિના હેતુ, નાહક, ઉંધે માર્ગે કેમ જાઓ છો, દુરાચારના પૂજારી કેમ બનો છો, પોતાના, પરના આત્માને, અજાણ આત્માને, શું કામ ભડકાવી મારો છો, શું કામ બીજાને પણ વંચિત રાખો છો ? તમારાથી સત્યની ઉદ્‌ઘોષણા ન થાય, સત્યના ટેકીયા ન થવાય તો અસત્યના સંગથી બચો ગપ્પા મારતા બચો સ્વને, પરને અધોગતિના ખાડામાં ન ગબડાવો તમે અસત્ય બોલો, અસત્ય વાત

ફેલાવો એમા અમારૂ શુ જવાનું? હાનિ કોને? તમને કે અમને? અમને તો જ્ઞાની કહે છે, 'આપત્તિ દેવા આવે તોયે આનંદ માનો' અમને તો શીખામણ આપે છે કે, આખ કાઢતો હોય તો વિચારવુ કે હજી તો એ આખોજ કાઢે છે ને કઇ બોલતો તો નથીને? કઇ બોલે તો વિચારવુ કે હજી તો બોલે જ છે ને? કઇ હાથ બાધતો નથી ઉઠાવતોને? હાથ ઉઠાવે તો વિચારવુ કે હજી તો હાથ ઉઠાવે છે લાકડી તો નથી મારતોને? લાકડી મારે ત્યારે વિચારવુ કે હજી તો મારે છે, માથુ તો કાપતો નથીને? ને માથુ કાપે ત્યારે કહેવુ કે માથુ કાપ્યુ છે ને, મારૂ શુ લઇ ગયો? મારૂ માથુ જવાનુ હતુ તે ભલે એ લઈ જાય એ તો પરમ ઉપકારી જે આત્મા પોતાની જાતને પાપનો ભાગીદાર બનાવી આપણને પાપથી છોડાવે તેના ઉપર ગુસ્સો કેમ કરાય? સામો આદમી હિંસાના પાપને સ્વીકારે, પોતાના આત્માને પાપથી મલીન કરે, પોતાના આત્માને દુર્ગતિનો અધિકારી બનાવે, ત્યારે માથુ કાપેને! કોઈ ગમે તેમ વર્તે તોયે અકળાગો નહિ સત્યથી ચલિત થતા નહિ ખાલી પચાતમા ઉતરતા નહિ ઝઘડાનુ, તોફાનનું નાહનુ નિમિત્ત તમે ન આપતા કોઇ બોલવા માગે તો અહીં લાવજો ગમે તેને મનુષ્યપણાની હદમા રહીને બોલવાની છૂટ છે

## પાપ સેવવામા નિર્બળ કોણ છે?

દુનિયાના પાપસ્થાનક સેવવામા કોણ નબળા છે? ત્રણ પૈસાનો આદમી હજારોનુ નીકંદન વાળવામા નબળો નથી. હિંસા-જૂઠુ-અનાચાર આ બધામા કોઇ નબળો નથી એમા નબળા તે હોય કે જે આત્મકલ્યાણના અર્થિ હોય અને એ નબળાઇમાજ સાચુ કલ્યાણ સમાયલુ છે શાસ્ત્ર કહે છે કે ચેત-પાપ ન કર-હિંસા ન કર-જૂઠુ ન બોલ-પારકાની ચીજ ન લે- કોઇનુ ભુડુ ઇચ્છતો ના- વ્યભિચાર ન કર-પરિગ્રહમા રાચતો ના.

હવે પાછી એની એ નયસારની વાત નયસાર વનમાં વડિલે છે મધ્યાન્હકાળ છે ભોજનસામગ્રી મોજુદ છે, છતાં જમતા પહેલા વિચારે છે કે કોઇ અતિથી આવે તો જમાડીને જમું નયસાર સમ્યકૃત્વ પામ્યા વિનાનો, મિથ્યા દ્રષ્ટિ કહીયે તો પણ ચાલે એના, શ્રમિત, અટવીમાં ગયેલો, મધ્યાન્હ વીતી ગયેલ છે, ક્ષુધા લાગી છે, ભોજન સામે છે છતાં અતિથીની રાહ જુએ એ ઓછી મહત્તા છે? દરેકે દરેક શ્રાવક આ રીતે આગળ ઉભો રહે, અભિગ્રહ કરે કે અતિથી-સાધર્મીને જમાડ્યા વિના નહિ જમું તો કોઈ દુખી રહે? એક પણ સાધર્મી દીન હીન રહે?

---

## વ્યાખ્યાન ૯ મું

### ઉત્તમ વસ્તુ પણ બધાને એક સરખી લાભ કરતી નથી

પરમ ઉપકારી સૂત્રકાર મહારાજા દુર્લભ એવા મનુષ્યપણાની સફલતા માટે ફરમાવે છે કે શાસ્ત્ર સાભળી તેના ઉપર મજબુત શ્રદ્ધા કેળવી પોતાની નબળી શક્તિનો ઉપયોગ શ્રદ્ધા નુસાર વર્તન કરવામાં કરનો તોજ આ જીવનની સફલતા એ શાસ્ત્રવચન ઉપર શ્રદ્ધા કેળવવા માટે, શાસ્ત્ર જેનાથી ઉત્પન્ન થયું છે એ મહાપુરૂષોને સમજવા બેઠા છીએ જેમણે એ શાસ્ત્ર નિરૂપણ કર્યું તેમના ઉપર હૃદયની શ્રદ્ધા ન જાગે ત્યાં સુધી તેમના વચનપર શ્રદ્ધા થવાની નથી દરેક **દ્વાદશાંગી અર્થથી નિરૂપણ કરનાર શ્રી તીર્થંકર દેવ હોય છે** જેનું આ આગમ તે નિરૂપણ કરનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ પોતે છે ભગવાન્ શ્રી મહાવીર દેવના ભવની ગણના કયા ભવથી થઇ? નયસારના ભવથી શાથી? તે સમ્યક્ત્વ પામ્યા તેથી સમ્યકત્વ કોના યોગે પામ્યા? મુનિના યોગે આજ શ્રાવક કુળમાં ઉત્પન્ન થયેલાને મુનિ મળે છે, સંભળાવે છે, સમજાવે છે પણ એમને જે મળ્યા

તે કોઈ જુદી ભાવનાના યોગે મળ્યા તે પહેલા એ નયસાગ્ના વિચારો કેવા ઉત્તમ હતા? સયોગો પણ ફળે કોને? બધાને નહિ તીર્થંકરો પણ બધાને નહિ ફળ્યા. એમને પામીને કેટ્લા બોધિબીજ પામ્યા કેટલાક સર્વવિરતિ પણ પામ્યા, કેટલાક કેવળ જ્ઞાન પામીને મુક્તિએ પણ ગયા, અને કેટલાક કષાય પામીને ઉન્માર્ગે ગયા સસા મા ડુબી ગયા ભગવાનની પ્રશ સાથી સગમને ઝેર પેદા થયુ એ ઝેર કયા હતુ? પ્રશસામા હતુ કે જેની પ્રશસા હતી એ વીરમા હતુ ક પ્રશસા કરનાર ઇંદ્રમા હતુ કે એ સગમ મા હતુ? એક વસ્તુ બધાને સરખી લાભ દાયી થતી નથી **જેટલી જેટલી આત્મામા યોગ્યતા તેટલી તેટલી પ્રાપ્તિ** પ્રશસાનું પાત્ર ભગવાન શ્રી મહાવીરદેવ હતા, જે વસ્તુની પ્રશસા હતી તે સાનામા સારી ચીજ-મહાવીરની જ્ઞાન ધ્યાનમા સ્થિરતા-હતી, પ્રશસા કરનાર સમ્યક્ત્વથી રગાયલો હતો, અને અસખ્યાત દેવોનો સ્વામી હતો સગમે વિચાર્યું કે ઇંદ્ર અભિમાનમા આની એક મનુષ્યની પ્રશસા કરતા બધા દેવોનુ અપમાન કરે છે અમાન કરતા એ ભગવાન! સૌધર્મેંદ્ર શુ એમ બોલ્યા હતા કે તમે નબળા એ તો એમ બોલ્યા હતા કે, અત્યારે ભરત ક્ષેત્રમા વિચરતા મહાવીર એવી રીતે ધ્યાન મગ્ન છે, પોતાની ઇંદ્રિયો ઉપર, શરીર ઉપર, મન ઉપર એટલો કાબુ છે કે એમને ચલિત કરવા દુનિયામા કોઈ સમર્થ નથી બધા ઇંદ્રો અને દેવો ભેગા થાય તો પણ તે ચળે નહિ પણ આથી સગમને શુ લાગ્યુ? ઇંદ્ર પોતાના માનીતાની પ્રશસા કરી બધા દેવોનુ અપમાન કરે છે દુનિયામા કોઈ એવી ચીજ નથી કે જેમાથી ઉન્માર્ગગામી ખતરો શોધ્યા વિના રહે એક આદમી હજારો રૂપીઆ ખર્ચી સુંદરમા સુંદર વસ્તુ જમાડે પછી જમના। બહાર શુ જોવે તે નાભગજો દાળમા મરચુ નહોતુ શાકમા તેલ નહોતુ આ જાતની જે જણ વાત કરે, બારનો દાઝી બળે, (ખરી વાત, એ ભીખારી શુ જમાડે?) પાચ પચીસ આત્મા એવા નીકળે અને કહે કે 'મહાનુભાવ! આટલા પૈસા

ખરચી આટલી ભકિત કરનારને તેલ મરચુ ન મળે! ગુન્હો પાડાનો ને ડામ પખાલીને આ કયાનો ન્યાય?' રસોયાએ ઓધુ નાખ્યુ તેમા ગુન્હો એનો! તેથીજ તમે જોશો કે જમણવારમા રસોયાને છૂટ આપેલી હોય છે કે તેલ મરચુ ખુબ નાખવુ, જમણમા તેલ મરચાનો પાર નહિ આવી છુટ શા માટે! ટોણા ન મારે તે માટે નહિ તો જમાડનાર જાણે છે કે તેલ મરચુ બેગવર્ધક છે, પણ મિષ્ટાન્ન જમાડનાર સમજે છે કે આ બીચારા તેલ મરચાના ચાહકો છે, એ નહિ નાખીએ તો ચાંદા પાડશે

**દુનિયાની આરામા આરી વ્યક્તિમા દુર્જન ચાદા પાડયા વિના રહે, એ બનેજ નહિ** એવા આદમીની વાતોથી સારા એ ગભરાવુ નહિ માનવુ કે એવા ન હોત તો અમે અધારામા રહી જાત વાત કરી દુનિયાને વસ્તુની જાણ કરે એનાથી મુઝાવુ નહિ એક પણ વસ્તુ એવી નથી કે જેમા દુર્જન ખોત રણ ન કાઢે એ વખત વસ્તુનો, તત્ત્વનો, વિચાર કરનાર કેટલા? બે વાત કરે, બાવીસ હાજી કહે, અને ચુમાલીસ તાળી પાડે મનુષ્ય પણાનો ગુણ તો એ છે કે વાત સાભળ્યા પછી તે સત્ય અને હિતકર છે એવી ખાત્રી ન થાય ત્યા સુધી અહીથી અહી (હૈયેથી હોઠે) ન લાવવી જો તેમ બને તો વિગ્રહ ન થાય અને ત્યાસુધી એવી વાત સાભળવી નહિ ધુમે કાનના તો મોઢે લાવવી નહિ આ ગુણ ન આવે તો મનુષ્યપણુ એ ભયરૂપ છે મનુષ્યપણુ સાનામા નારૂ, ઉચી ગતીએ લઈ જાય પણ તેનો દુરુપયોગ થાય તો એ મનુષ્યપણુ શુ કામ આવે! આટલોએ ગુણ ન કેળવી શકો તો ભય છે કે આવી સામગ્રી પણ દુર્ગતિમા લઈ જશે

<u>તત્ત્વ જ્ઞાની કોણ?</u>

તત્ત્વ જ્ઞાની કોણ? કોઈ દિવસ એના હૃદયના નકામો વિચાર આવે નહિ અર્થ વિનાનો, પ્રયોજન વિનાનો, લાભ વિનાનો વિચાર આવે જ નહિ એ ઉચામા ઉચો વિદ્વાન, પહેલા નબરનો તત્ત્વજ્ઞાની ક્યારે બને? ચાલીને કલાક ઉત્તમ ભાવના ઓથી વાસિત રહે તો કદાચ ભાવના બને તો ખરાબ વિચાર

આવી જાય પણ કહી મોઢેથી બોલે તો નહિજ ખરાબ વિચાર મનમા નાખનારો સારો કે બહાર કાઢનારો સારો ? જ્ઞાની, ડાહ્યો ને સમજદાર તે કે જે બહાર ન કાઢે જેના મનમાજ ખરાબ વિચાર ન આવે એ તો પહેલા નબરનો આવી જાય તો બહાર ન કાઢે કારણ કે મનમા રહેલો તે એકલાને ખરાબ કરે અને બહાર નીકળે તે ઘણાને ખરાબ કરે

**પ્રશ્ન સભામાથી**–એ વિચારને પોતે સારો માનતો હોય ને બહાર કાઢે તો ?

એ વિચારવાની વાત આ વાત તત્ત્વજ્ઞાનીની ચાલે છે ત્યા આ પ્રશ્ન અસ્થાને છે કેમકે એ ખોટા વિચારને સારા માને જ નહિ અને માને તો એ વાસ્તવિક તત્ત્વજ્ઞાની નથી દુનિયાના બધાએ વિચાર બહાર મકના ઇરાદાપૂર્વક ખરાબ ધારીને મૂકે છે એમ કહેવાનો આશય નથી, પણ આ પ્રશ્ન અસ્થાને છે તત્ત્વજ્ઞાની તો કદાચ અયોગ્ય વિચાર પોતાના મનમા આવે તે પણ તેને બહાર ન કાઢે પ્રમાણિકપણે આ પ્રસગે કહેવુ જોઇએ કે એ ખરાબ વિચારને પોતે હિતકારી માનીને, સ્વપરનુ ભલુ મનને બહાર કહે તો ગુન્હેગાર તો ખરો પણ જેઓ ખોટો વિચાર જાણીને ઇરાદાપૂર્વક દુનિયાના ભૂડા માટે મૂકી રહ્યા છે તેના કરતા તો કમ ગુન્હેગાર છે શાસ્ત્રે કહ્યુ છે કે દરેકને બોલવાનો કે લખવાનો અધિકાર નથી તાત્ત્વિક દૃષ્ટિની વાતમા સર્વ બાને છૂટ નહિ તત્ત્વાતત્ત્વ સમજે, તત્ત્વમા અતત્ત્વ ન ઘુસે તેની કાળજી રાખી શકે તેને છૂટ અધર્મ સારી દુનિયામા ધર્મની જગ્યા થોડી અહિસા પાળનારાએ એ ધ્યાન નાખવુ પડશે કે હિંસા કયા કયા થાય છે, પણ હિંસાવાળાએ અહિંસા કયા કયા થાય છે એ જોવાની જરૂર નથી જૂઠથી બચનારે જાણવુ જોઈએ કે આ જૂઠ–અહીં જૂઠ–તે જૂઠ પણ જૂઠામા મ્હાલનારે આ સાચુ–આ સાચુ જોવાની જરૂર નથી **ધર્મ એ અધર્મના કિલ્લામા છુપાયેલો છે** ધર્મની ચોમેર અધર્મ પડેલો છે ધર્મીને બહુ બહુ સાવચેત રહેવુ પડે છે તત્ત્વજ્ઞાનીને પણ હૃદયમા ખરાબ

ખવાય તેને માટે ભાત-ભાત ન ખવાય તેને માટે કાજી-કાજી ન પચે તેને માટે દૂધ-ભેંસનું દૂધ ન પચે તો ગાયનું એય ન પચે તો બકરીનું આ તો કહે છે કે પહેલા બકરીનુજ દૂધ પાઓ એટલે જીવના સુધી ઉંચા આવીયે જ નહિ શરૂઆત બકરીથી ? એ તો માદા માટે નથી પચતુ એને માટે પહેલી વસ્તુ કઇ? શ્રાવકે ઘરબારી થઇ કલાક બે કલાક ચરવળા શુ કરવા લેવા? ઘરમા કુટુંબ, પરિવાર, પૈસો ટકો મૂકી ચરવળા લેવાનુ પ્રયોજન શુ ? ભગવાન્ પાસે લાંબા સ્વરે સ્તુતિ કરવાનુ પ્રયોજન શુ ? ભગવાન્ પાસે બોલો છો શુ—

**'શી ગતિ થાશે અમારી—ઓ દીનાનાથ**
**શી ગતિ થાશે અમારી—'**

આ 'શી ગતિ થાશે'—બોલનારો બહાર શુ બોલે? એની ગતિ કેવી! ડાગ્વાઇ કેવી? વચનો કેવા હોય? પેલો બહાર જઈ કહે-રાતે ખાવામા, નાટકચેટકમા, મોજમજામા, રંગરાગમા વાંધો શુ ? આ બોલનાર શ્રી જિનેશ્વર દેવની ભક્તિ શુ સમજીને કરે છે? એ કહેશો? 'દીનાનાથ શી ગતિ થાશે અમારી' એ ઉદ્ગાર અહીંથી (મુખમાથી) કે અહીંથી (હૃદયાથી) નીકળે છે? ભાવનાપૂર્વક બોલો છો યા એમને એમ જ? જેની આગળ તમે ઉપરના ઉદ્ગાર કાઢો છો તે જ્ઞાની કે નહિ? જ્ઞાની તે કેવા? તમારા હૈયાને જાણે તેવા કે ન જાણે એવા? એ દેવાધિદેવની આગળ પણ જે છળ અને માયા કરે તે તમને અને મને છોડે? જે અનંત જ્ઞાનીને ન છોડે, એમને ઉઠા ભણાવે તે તમા ! મારા માટે ગમે તેમ બોલે એની ચિંતા શી? જેટલુ ન કરે તેટલુ થોડુ એ તો કહેજ ન કહે તો આશ્ચર્ય ઘરબારીને ચરવળાનુ શુ પ્રયોજન? ચા-લાનુ શુ કારણ? દુમાનદારી છોડી, નાહકનો ટાઇમ આપી અહીં બેસવાનુ કારણ શુ? સામાયક આદિ કરવાનુ પણ શુ કારણ? આ બધુ સમ્યક્ પ્રકારે સમજો

**ભગવાનશ્રી મહાવીર દેવ જેવા થવા માટે કાઇ કરવુ પડશે કે?**

ભગવાન્ શ્રી મહાવીરદેવને ઓળખવા માટે આપણે ભગવાન્ શ્રીમહાવીરદેવનો પહેલો ભવ લીધો છે એ જીવન નકકર છે એ

જીવન પામના ઘણુ ઘણું કરવુ પડશે એક એ ટ્ટ ભાવનાપ અગ્નિ મૂકવી પડશે વિષયની લાલસાઓને કાપવી પડશે હજી વિષય વાસના ઘટતી નથી તેટલી મનુષ્યપણામા ખામી છે એમ કહેવુ પડશે એ વાસના ઘટયા વિના ભોગ્ય વસ્તુઓ ઉપર પણ સાચી માલીકી નથી આવવાની તમે બધા ધનની ચીજના માલીક છો કે ગુલામ? તમે બધા સ્વતત્રવાદીઓ અને ગુલામ? વીસમી સદીના છતા તમે ગુલામ! જાગતા જમાનામા જીવનારા તમે ગુલામ! કહેવાય! તમારી જાગૃતિને કયુ ઉપનામ આપવુ? આ તે જાગૃતિ છે કે ઘોઘાટ મચાવવાની ઘેલછા છે? જાગૃતિ એનું નામ કે જેના શબ્દે શબ્દ જવાહીર ખરે સમજદાર, ભણેલો ગણેલો, પડિત ખપતો પોતાની જબાનમાથી શુ બોલે? એ એમ બોલે ખરો કે શ્રી જિનેશ્વરદેવની પૂજામા શુ પડયુ છે? સામાયિકમા શુ પડયુ છે? પ્રતિક્રમણ પૌષધમા શુ પડયુ છે? એ તો નવરાના ધધા (સભામાથી)-અને પડિત કહે કાણ? ન કહે તો કલ્યાણ

## કર્મસત્તા બહુ ભયકર છે

આજના યથેચ્છ બોલનાર અને લખનાર એમ માને છે કે અમને કોણ પૂછનાર છે? પણ તેઓએ યાદ રાખવુ જોઇએ કે કર્મસત્તા બહુ ભયકર છે આજ્ઞા ખડનના ફળ એના ભયકર છે કે એ અત્યારે ખબર નહિ પડે જે વખતે આજ્ઞા ખડન આદિના યોગે બધાયેલ કર્મ, ઉદયમા આવશે તે વખતે ખોટી દલીલો કામ નહિ આવે આ તો મે કુટુબ માટે કર્યું હતુ, અને આ તો મે અમુક માટે કર્યું હતુ એ નહિ ચાલે તમે જ કહોને કે આ બધુ બાયડી છોકરાના ઉપકાર માટે થાય છે કે મહીં ઃક છે? અગી આર વાગે બધાને ટાઈમસર ખવરાવો તે શા માટે? ઉપકાર માટે? (સભામાથી) સ્વાર્થ માટે આવુ ખુલ્લુ જ બોલોને કે જેથી તમારો કલ્યાણનો રસ્તો સરલ થાય શ્રી જિનેશ્વર દેવની આજ્ઞા વિરૂદ્ધ વર્તનાર, ભલે શ્રીમત, કાયદાના જાણ કે બુદ્ધિના નિધાન હોય પણ તેમની કર્મ સત્તા આગળ નહિ ચાલે તેથી કે ફરિયાદ માટે જ કહેવામા આવે છે કે થોડી જીદગી માટે વિષય કષાયમા મગ્ન

બની આ માનવ જીવન નષ્ટ કરી દેવુ એ કોઈપણ રીતિએ ઉચિત નથી, અને ધર્મ વિરૂદ્ધ વર્તન કરવુ તે પોતાનાજ હસ્તે પોતાનો નાશ કરવા બરાબર છે આ વાત વીસરી જવા જેવી નથી

## પ્રત્યક્ષ વાતોને તો માનો

(સભામાથી) કર્મ સત્તાને માને તેને ? માનતા જ નથી ? તો પછી એક ગોરો અને એક કાળો, રાજા અને પ્રજા એકની પાસે ગીન ગન, તો બીજાની પાસે ફુટડી કોડ સાવકાર, એક ભીખારી, આ બધુ કર્મ સત્તા વગર કોના યોગે બન્યુ ? એવોની છતી બુદ્ધિએ બુદ્ધિનું લીલામ કરે તેનો કાઇ ઉપાય ! દીવા જેવુ હોયને ન માને, ઉહ ઉહ કરે ત્યા શો ઉપાય ! માયકાગલા રાગીવાળાને અગીઆર વાગે ટાઈમસર ઝળભાત મિષ્ટાન્ન મળે ત્યારે અલમસ્ત શરીરવાળાને રોટલો પુરો મળતો નથી એકને એક મિનીટના હજાર મળે, બીજાને બાર કલાકની મહેનત છતા પણ રીતસરનુ ભોજન ન મળે આ બધાનુ કારણ ? બોલશો કાઈ ? નાહકના ધમડી ન બનો જરા ધીમા પડો વ્યવહારમા પણ નોકર જો ઉચા સ્વરે બોલે તો શેઠ કહે કે જરા ધીમો પડ ભીખ માગીશ બી એ એમ કહે કે આમજ કરીશ ઓફીસર કહે કે શેરો મારીશ તા સાડ પણ નહિ મળે, અને ઘેર બેસવુ પડશે, આબરૂ ભેર જીવવુ હોય, ડીગ્રી દીપાવવી હોય, તો ધીમા બોલો, છ કલાક લખે જાઓ, કામ કરો, રીતસર કામ આપશો તા સાઠના પચોતર થશે, તો બાયડી છોકરા દૂધ પીશે વાત આ યા તો એવો શેરો મારીશ કે કોઈ ઉભા નહિ રાખે આમ શાણા ઓફીસરો સમ જાવે છે અને વધુમા કહે છે કે ઓફીસમા તો નવો જન્મ છે અત્યાર સુધી સ્કૂલમા, કોલેજમા, જ્યા ત્યા બધે સ્વચ્છંદી રીતે હર્યા ફર્યા, પણ હવે નવો જન્મ છે આજ રીતે અમે કહીએ છીએ કે ભવિષ્યમા રોવુ ન પડે એવી કેળવણી મેળવીને આ જન્મે એવુ કરો કે પરલોકે સુખી થવાય

## ભગવાન્ પાસે પૈસા માગે એ શ્રાવક?

બેસતે વર્ષે મંદિરમાં વહેલા આંખો મીંચીને શું માગવા જાવ છો? (સભામાંથી અવાજ આવ્યો) પૈસા? કેવું ભયંકર! આટલી પોલ! આવા જૈન? જે ભગવાન પાસે પૈસો, સ્ત્રી કુટુંબ માગવા જાય તે મને માને! હવે હું સમજ્યો કે દીક્ષાથી તમે શું કામ ભડકો છો? એનું આજ કારણ હને ગાળ ખાઈ, નિંદા ખમીને પણ સુધારવા પ્રયત્ન કરવો જોઈએ હવે નહિ લાગે કે શ્રાવક ગાળ દે છે શ્રાવક નહિ એમ માનું? ભગવાન્ પાસે પૈસા માગે એ શ્રાવક? (સભામાંથી) મિથ્યાત્વી કહેવા હોય તો કહો પણ શ્રાવક તો રહેવા દ્યો' પૈસા ન આપીએ તો દેવાળીઆ કહો પણ શાહ લખો એમને? શું આ કથનમાં જરાપણ બુદ્ધિમત્તા લાગે છે? જૈન કુળમાં જન્મીને આખી જીંદગીમાં પણ વિચાર્યું છે કે શ્રીજિનેશ્વર દેવની આજ્ઞા શી છે? અરે જે જીવનમાં અરિહંતને, સિદ્ધને, આચાર્યને, ઉપાધ્યાયને કે સાધુને ન ઓળખ્યા તે શું જૈન જીવન છે? ગોળ અને ખોળ એક? હાથી અને રાસભ સરખા? જરા વિચારો નીચેનું દૃષ્ટાંત

ધનપાળ એ બ્રાહ્મણમાંથી જૈન થયો હતો ભોજની સભામાં ઉંચી કોટિનો પંડિત હતો તિલકમંજરી ગ્રંથ એણે લખ્યો ગ્રંથનું એ નામ પાછળથી પડયું પ્રથમનું નામ એ ન હતું એ ગ્રંથમાં એણે શ્રી આદિનાથ ભગવાનનું જીવન લખેલું જ્યારે ગ્રંથ લખાતો હતો ત્યારે રાજાએ રાજસભામાં ન આવવાનું કારણ પૂછતા કહેલું 'રાજન્, હાલ હું એક ગ્રંથ લખું છું' એક વખતે રાજાને એ બે ભેગા થયા રાજાએ પૂછયું, 'ગ્રંથ પૂરો થયો?' ધનપાળે હા કહી ગ્રંથ મગાવ્યો જોયો વાંચ્યો રાજા કહે છે કે, 'ધનપાળ ગ્રંથ મઝેનો પણ એક વાત જ્યાં જ્યાં અયોધ્યા લખ્યું છે ત્યાં ધારા લખો જ્યાં ભરતનું નામ છે ત્યાં ભોજનું નામ લખો અને જ્યાં ઋષભદેવ છે ત્યાં મારા માનીતા દેવનું નામ લખો' ધનપાળ કહે છે કે 'મહારાજ! કયા

એ અયોધ્યા ને કયા આ ઝુંપડાવાળી વારા ? કયા ભરતને કયા ભોજ ? કયા દયાની મૂર્તિ, શ્રી ઋષભદેવ સ્વામી અને કયા તમે માના તે શુ તમે એમ માનો છો કે ઍરાવણની જગાએ રાપ્રભને ચિંતામણીની જગાએ કાચને અને સુવર્ણ ની જગ્યાએ કથિરને ગોઠવ ય ?'

ભોજ–ોની આગળ બોલો છો ? હુ કોણ ?

ધનપાળ–અન્ન દાતા

ભોજ–કહુ તેમ કરવુ પડશે

ધનપાળ–નહિ બને

ભોજ–પરિણામ ભયકર આવશે

ધનપાળ–હુ ભાટ નથી

ભાટ હાજી હા કરે પૈસા માટે ખોટુ બી લખે પડિત તેમ ન કરે પૈસાને લાત મારે સત્યને સ્વીકારે રાજાએ ગ્રથ બળતી સગડીમા નાખ્યો પુસ્તક આખુ ને આખુ બળી ગયુ ધનપાળ કવિએ કહ્યુ राजन्। विनाश काले विपरीतबुद्धिः।

આ ધર્માભિમાન કયા છે ?

ધનપાળ ઘેર આવ્યો ખાવુ ભાવતુ નથી, ગળે ઉતરતુ નથી છોકરી તિલકમજરીએ પૂછ્યું, 'બાપાજી શુ છે ?'

ધનપાળ–વર્ષાની મહેનત અગ્નિમા, રાજાએ ગ્રથ બાળી નાખ્યો

તિલકમજરી–મારે મોઢે છે

તમને શુ મોઢે છે ? કહોને કે 'અર્થ અને કામ' ભાગ્યવાન ! કહોને કે જૈન ઘરમા શુ હોવુ જોઇએ ? (સભામાથી) પુરા જૈન હોઇએ તોને ? પુરા ભલે ન હો જૈન કુળમા જન્મ્યા તો છો કે નહિ ? દેવગુરૂ ધર્મનુ નહિ ભાન, નહિ સાન ને ચોરે બેસી પચાત કરે કે ફલાણા આવા, ઢીકણા આવા, ને અમે આવા જ્યારે આવી વાતો સાભળીએ ત્યારે લાગે છે કે જૈનકુલમા જન્મ લેનારની વાતો આવી ? ધનપાલે એ ગ્રથનુ નામ ફેરવી તિલકમજરી રાખ્યુ, કારણ ? લખ્યો ધનપાલે પણ સાચવ્યો કોણે ? તમે જાઓ તો તમારી પાઠક ધર્મને સાચવનાર કોઇ છે ? તમે

સાચવો તો કોઇ સાચવેને ! મરતી વખતે તમારા ઘરમા સમાધિ આપનાર કોઇ છે? બધા આના (પૈસાના) પૂજારી ? અ ત વખતે શાતિથી કોઇ એમ કહેનાર છે કે અમારી ચિંતા ન કરો, અ ત વખતે અમારા વિચાર નહિ કરતા શુભ ભાવના ભાવો, છે આવા પુત્રા ? આતો, બાપાજી થેવી કયા ડે? બાપાજી ચોપડામા શુ છે? બાપાજી બેટાજીને કહેતા કહેતા ને વીલ ઘડતા ઘડતા ટપી જાય કેવી દુર્દશા ?

## જૈન શાસ્ત્રોમા પુનર્લગ્ન છે?

**સભામાથી પ્રશ્ન** -આ એનો વારસો દીકરો ભોગવે કે નહિ ? એ શાસ્ત્રે પચાત કરી છે કયા ? શાસ્ત્ર તો ભોગવવાનોજ ઇનકાર કરે છે શાસ્ત્રે તો ભોગની વાતો કરીજ નથી એમાથી બચાવવાની વાતો કરી છે જૈન શાસ્ત્રે લક્ષ્મી ભોગવવાનુ વિધાન કર્યું નથી અને પરણવાનુંએ વિધાન નથી કર્યુ પછી મને પૂછે કે જૈન શાસ્ત્રમા પુનર્લગ્નનુ વિધાન છે કે નહિ? હુ તો કહુ છુ કે લગ્નનુ જ વિધાન નથી, ત્યા પુનર્લગ્ન લાવવુ કયાથી ? શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રમા પુનર્લગ્નનુ વિધાન છે કે નહિ એમ ડાહ્યા ગણાતા પૂછે છે મને દુ ખ થાય છે કે પૈસો, લગ્ન, પુનર્લગ્ન, આ બધુ જૈન શાસ્ત્રમાંથી શોધનારા આવ્યા કયાથી ? એ તે જૈનદુનિયામા જન્મ્યા છે કે બહાર ? શ્રી જિનેશ્વરદેવના વચનમા પુનર્લગ્નના વિધાનની શોધ કરે છે? ગણો અઢાર પાપસ્થાનક નામે આવડે છે ? ચોથુ પાપસ્થાનક કયુ ? મૈથુન પાપ કે પુણ્ય ? **मूल नास्ति कुतः शाखा ?** શ્રી જિનેશ્વરદેવ અને નિગ્રથ ગુરૂના વચનમાથી કેવી શોધ થાય છે! સૂત્રના કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ, ગુથનાર ગણધર ભગવાન્, ખીલવનાર સમર્થ આચાર્યો, ત્યાગીઓ જેમણે ઘરબાર સ્ત્રી બધુ મૂકી દીધુ એમના કહેલામા પુનર્લગ્ન, વ્યભિચાર, હોય ? અને ત્યા તેવુ શોધે એ કેવા ? જો તમારાથી ન રહેવાય, તમે વિષયના ગુલામ હો તો તમારૂ સૂજતુ તમે જાણો પણ આને-આગમને આગળ ન ધરો **બદમાશી ઉપર શાહેન શાહીનો સીક્કો ન મારો** કમજોર છો વિષયમા ફસાયા છો માટે

તમને તેવા ચેડા સૂઝે છે ભગવાન્ શ્રી મહાવીર ભગવાને પાપનો ત્યાગ જ કહ્યો છે એમણે તમને થોડી પણ છુટ આપી છે એવું ન બોલતા આ જમાનો ભયંકર છે હવા એવી ભયંકર છે કે ભલભલા ઝપટામા આવી જાય છે એ ઝપાટામા આવી ન જવાય તેની ઘણીજ કાળજી રાખવાની છે તમને અનુસરતુ નહિ બોલાય અહી તમે આવો એથીજ કંઈ નામના નથી આમાથી (આગમ વાણી) કંઇ લઇ જાઓ તોજ લાભ હુ શુ આપુ ? એવો શક્તિ વગર, તાકાત વગરના કહે શું ! ખરો, તારક લેવા યોગ્ય, પૂજવા યોગ્ય પણ અશક્ત છીએ, કમજોર છીએ, કંઇક બીજુ આપો તો પછી સમ્યકત્વ મૂળ બારવ્રત-બાર નહિ તો અગી આર, દસ, નવ, આઠ, સાત, છ, પાચ, ચાર, ત્રણ, બે, એક એમ નહિ તો એકલુ સમ્યક્ત્વ અને એય નહિ તો માર્ગા નુસારીપણાના ગુણો તેમાટે સસારને તો ખોટો માનવો પડશે અસાર માનવો પડશે એ વિના તો નહિજ ચાલે

---

## વ્યાખ્યાન ૧૦ મુ

### સસાર અસાર છે એ સમજાયા વિના ધર્મ થશે કે ?



રમ ઉપકારી સૂત્રકાર મહારાજાએ આ મનુષ્યપણાની સાર્થકતા માટે, ત્રણ વસ્તુ બતાવી છે એક તો શ્રી જિનેશ્વર દેવના કહેલા શાસ્ત્રોનુ શ્રવણ, બીજુ સાભળીને તેની ઉપર શ્રદ્ધા અને ત્રીજુ શ્રદ્ધાને અનુસરતુ વર્તન કરવામા પોતાની જેટલી શક્તિ હોય તેનો વ્યય કરવો આ મનુષ્યપણાની શક્તિઓ જો આ ત્રણમા કામ ન આવે, ત્રણ શિવાય બીજા કાર્યોમા ખરચાઇ જાય, તો મળેલુ ઉત્તમમા ઉત્તમ જીવન આપણે ગુમાવી નાખ્યુ એમ કહેવાય હવે જ્યા સુધી એ

શાસ્ત્રના પ્રણેતા શ્રી જિનેશ્વર દેવને આપણે એળખીયે નહિ, ત્યા સુધી એના પ્રત્યે આપણી શ્રદ્ધા જાગે નહિ એની વાસ્ત વિક પિછાણ ન થાય ત્યા સુધી એનુ શાસ્ત્ર સાભળવામા જેવા જોઇયે તેવા અનુરાગ થાય નહિ એ માટે શાસ્ત્રકારે સમ્યક્ત્વ પ્રાપ્તિ મુખ્ય ગણી છે જ્યા સુધી દેવને ઓળખીયે નહિ, ગુરૂને ઓળખીયે નહિ ત્યા સુધી ધર્મના તત્ત્વો સમજાય નહિ અને ત્યા સુધી આત્મા આ કારવાઇમા ઉદ્યુક્ત થાય નહિ

એટલા માટે આપણે ભગવાન્ શ્રી મહાવીરદેવના પૂર્વ ભવને લીધા છે ભગવાન્ શ્રી મહાવીરદેવ સમ્યક્ત્વને કેવી રીતે પામ્યા, કોના યોગે પામ્યા, વિગેરે વિચાર કરવા બેઠા છીએ નયસારના ભવમાથી એ બધુએ મળી આવશે નયસાર જૈન કુળમા જન્મેલા ન હતા, સમ્યક્ત્વને પામેલા નહિ હતા અટવીમા, જગલમા લાકડા કપાવવા ગયા હતા, મધ્યાહ્નકાળ વીતી ગયો હતો, તે સમયે તેઓ શ્રમિત હતા, ક્ષુધિત હતા, એવા સયોગોમા પણ એ વિચાર કર્યો કે કોઈ અતિથિ આવે, તો દઈને જમુ કયા એમના વિચારો ને કયા આજના વિચારો? આ કઠીન ક્રિયા છે? જમવા પહેલા અતિથિને દઈને જમુ એ ભાવના ને અતિથિને બોલાવીને જમાડીને જમવુ એ ક્રિયા તમારે માટે કઠીન છે? મને કહો છો કે, 'કઠીન કઠીન કહો છો પણ કઈ હલકુ હલકુ કહો' હલકુ પણ કઠીન વસ્તુની મહત્તા સમજ્યા વિના થવાનુ નથી જેને રૂપીયાની કિમત નથી તે પાઇને ખીસામા નહિ મૂકે એકસો બાણુ પાઇનો રૂપીયો થાય એવુ જે સમજે, તે માને કે પાઇ પાઈ સગ્રહ કરીશ તો રૂપૈયો થશે

**રૂપૈયા પ્રત્યે પ્રેમ હોય તોજ પાઈ પ્રત્યે પ્રેમ થાય.**

**સોનૈયા પ્રત્યે પ્રેમ હોય તોજ રૂપૈયા પ્રત્યે પ્રેમ થાય.**

લાખ પ્રત્યે પ્રેમ હોય તોજ હજાર પ્રત્યે થાય, ક્રોડ પ્રત્યે પ્રેમ હોય તોજ લાખ પ્રત્યે થાય જેને ક્રોડાની કિમત સમજાવી દેવામા આવે એને કહેવુ પડે કે તુ પાઇ લેજે? વેપારી વેપારમા આના પાઈ ગણે છે વ્યાજમા દોકડા બદામ ગણે લાખોની

કિંમત એને છે માટેને? **જો મૂળવસ્તુની કિંમત ન હોય તો તો આજુબાજુની વસ્તુ પર પ્રેમ થવાનો નથી.** આ સંસાર દુઃખમય છે એને છોડવાથી શાંતિ છે એ ભાવના ન આવે ત્યાં સુધી આમાં ટી એકે ભાવના આવે નહિ દુનિયાના મોજશોખ, ઘરબાર, રંગરાગ એ બધું મોજુદ હોય તે મૂકીને ધર્મની ભાવના ક્યારે થાય? જ્યાં સુધી પોતાની પાસે રહેલી વસ્તુમાં સુખનો ભાસ થાય ત્યાં સુધી અપૂર્વ પૂર્વે કદીયે નહિ મળેલી વસ્તુ પર પ્રેમ થાય શી રીતે? **સૌથી પહેલો ગુણ ધર્મને જાણવાની ઈચ્છા.** એ ગુણ કોને આવે? ધર્મની જિજ્ઞાસા કોને પેદા થાય? ઘરને, બારને અને રંગરાગને સારા માને એને? **દુનિયા ને ધર્મ એ બે જુદી ચીજ છે** દુનિયામાં ક્યારથી? જન્મ્યા ત્યારથી નહિ પણ અનાદિ કાળથી ગોઠવાયલા છો કાંઈ દુનિયા નવી નથી હમણા આ ખોળામાં છો તે પહેલા બીજા ખોળામાં હતા ને ભવિષ્યમાં ત્રીજા ખોળામાં ગોઠવાશો અનાદિ કાળથી પરિચિત વસ્તુઓ ઉપની લાલસા છૂટી ધર્મ પર પ્રેમ ક્યારે થાય? જિજ્ઞાસા હોય તો

**૧ જિજ્ઞાસા, ૨ સદ્‌ગુરૂ પાસે જવાની ઇચ્છા, ૩ ગુરૂ પ્રત્યે જોઈતી નમ્રતા, વિનય, વિ અને ૪ સદ્‌ગુરૂના વચનપર શ્રદ્ધા** ઉપરના ચાર ગુણો ન હોય ત્યાં સુધી ધર્મની પ્રાપ્તિ શી રીતે થાય? જેને આ દુનિયાના પદાર્થોમાં, દુનિયાની લહેરમાં અને અમનચમનમાજ આનંદ આવતો હોય તેને એમ થશે કે હુ ધર્મને જાણુ? 'જે સંયોગોમા બેઠો છુ એ સંયોગો મારે માટે હિતકારી નથી, હજી હિતકર સંયોગો બીજા જોઇએ' આ ભાવના જ્યા સુધી પેદા ન થાય ત્યા સુધી ધર્મ પ્રત્યે જિજ્ઞાસા ન થાય જિજ્ઞાસા ન જાગે ત્યા સુધી સદ્‌ગુરૂનીએ કિંમત નહિ, ધર્મનીએ કિંમત નહિ કઇએ કિંમતી નહિ લાગે જો જિજ્ઞાસા એમને એમ પેદા થતી હોત તો સારી દુનિયા એકી સાથે સત્ય ધર્મની ઉપાસક બની જાત, પણ જેને એમજ લાગે કે જે સંયોગોમા હુ છુ એ સંયોગોજ મારે માટે લાભદાયી છે, હુ બધુ સમજદાર છુ, મારામા ઊણપ નથી, એને ધર્મની જિજ્ઞાસાજ

પેદા થતી નથી, તો પછી સદ્ગુરૂ પાસે જવાની ઇચ્છા, નમસ્કાર કરવાની ઇચ્છા, વિનયપૂર્વક સાંભળવાની ઇચ્છાની તો વાતજ શી? નાનામાં નાની ધર્મક્રિયા કરવી હોય તોપણ મૂળ વસ્તુ તરફ વળવું પડશે. હું સૌથી પહેલાં સર્વવિરતિ-ત્યાગ તરફ જાઉં છું, મોક્ષ તરફ તમારૂં ધ્યાન ખેચું છું તેનો એજ મુદ્દો છે કે-જ્યાં સુધી તમારૂં લક્ષ મોક્ષ પ્રત્યે ન ચોંટે, એ મોક્ષ માટે સર્વ વિરતિની જરૂર છે એમ તમને ન લાગે ત્યાં સુધી નાના ધર્મો સમજવાની ભાવના જાગે એ પણ અશક્ય છે. જ્ઞાની પુરૂષોએ કહ્યું કે **જ્યાં સુધી સંસારના સઘળા સંયોગો મારે માટે હિતકર છે એવો ઝાંખો ઝાંખો પણ ખ્યાલ હોય ત્યાં સુધી ધર્મની સાચી જિજ્ઞાસા થતી નથી.** માબાપ આદિ કુટુંબી ગમે તેવા ઉપકારી પણ એ ઉપકાર મર્યાદામાં. માબાપ, કુટુંબી પરિવાર બહુ સારા હોય, ઉંચી ઉંચી ભાવનાવાળા હોય, ભલે રત્નો બનાવવાની પેરવીમાં હોય તોએ પ્રાય પોતાના સ્વાર્થને સાચવીનેજ. આથી ધર્મ જિજ્ઞાસા પેદા થઈ છે તેને સદ્ગુરૂનો સંયોગ કરવાની ભાવના પેદા થાય, કારણ, તે સમજે છે કે 'મને જે જોઈએ તે આ બધા કુટુંબીઓ સ્વાર્થવશ હોવાથી બનાવવા શક્તિવાન્ નથી' અને એ ભાવનાના યોગે, તે સદ્ગુરૂ પાસે જઈ વિનય અને બહુ માનપૂર્વક સદ્ગુરૂ કહે તે સાંભળે સાંભળીને તેનું મનન કરી તેને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરે.

### ધ્યેયને ઓળખો અને હૃદય સન્મુખ રાખો

જ્ઞાની ફરમાવે છે તેને વિચારો નહિ અને મનન ન કરો ત્યાં સુધી જે કરણીઓ કરી છે તેનો મર્મ શી રીતે સમજાય? દુનિયામાં નાના ત્યાગો, નાના ધર્મો બને છે તે કઈ લાલસાથી? શું સમજીને સાધુને અન્ન પાણી આદિ આપો છો? ઉપાશ્રયમાં કલાક બે કલાક શું કરવા આવો છો? સામાયિક પ્રતિક્રમણ અને પૌષધ વિગેરે શા માટે? શીલ શા માટે પાળો છો? મહિનામાં બે ચાર પાંચ ઉપવાસ શા માટે કરો છો? આંબેલ એકાસણાં વિગેરે શા માટે? કઈ ઉમેદથી? કઈ વસ્તુની પ્રાપ્તિ માટે? આ બધું

કયા ધ્યેયની સિદ્ધિ માટે? એ બધુ તમે શા માટે કરો છો? નિર્ણય પર આવીને કહો તો ખરા? મારે તમને શ્રી જિનેશ્વ દેવની પૂજા, ગુરૂવંદન, શાસ્ત્ર શ્રવણ, સામાયિક માટે શુ કા કહેવુ? આ બધુ તમે શુ કામ કહેવરાવવા આવ્યા છો? મ વિચાર એ થાય છે કે જે એમને જોઇએ છે, તે હુ કહુ! છતા કરવુ કેમ પડે છે લોકોની વાતો ઉપરથી જાણવામા આ છે કે હુ કહુ છુ તે કરવુ પડે છે આકરૂ લાગે છે શાથી મને એમ કહેવામ આવે છે કે 'આપ કઠીન કઠીન વસ્તુઓને ઉપદેશ ન કરો પણ શ્રી જિનપૂજા સામાયિકાદિ સામાન્ય વસ્તુ ઓનો ઉપદેશ કરો' હુ પુછુ છુ કે સામાયિકની, જિનપૂજાની શી જરૂર? શા માટે સાધુ પાસે તે વસ્તુઓ કહેવરાવવા માગો છો! સભામાથી અવાજ થયો કે-'આ સસારના બધનથી છુટવા માટે' વારૂ તો હવે એ તો નિશ્ચિત જ છે ને કે તમારી નાનામા નાની ધર્મક્રિયા પણ આ સસારથી મુકત થવા માટેજ છે ને? સભા માથી અવાજ થયો કે 'હા એમા પુછવાનુ જ શુ?' જો એમજ છે તો તમારા એ ધ્યેયને અને તે ધ્યેયના મુખ્ય સાધન તરીકે સર્વ વિરતિને તમારે બરાબર સમજીને હૃદય સન્મુખ રાખવાની જરૂર ખરી કે નહિ? જો ખરી તો રોજ તમને તે વસ્તુ યાદ કરા વનાર સામે ફરિયાદ શેની? સમજો કે એ ફરિયાદ પાયા વિનાની છે, એટલે એ ફરિયાદ સાચા જૈનથી તો થઇજ ન શકે

## બધાને મોક્ષ સારો લાગે તો શુ થાય?

નાનામા નાની ધર્મવાસના પણ મૂળ વસ્તુની રૂચિ વિના નહિ આવે જેને સસારના સારાપણાની અરૂચિ નહિ તેને શ્રી મહાવીર દેવના શાસન પ્રત્યે સાચો પ્રેમ નહિ આ માન્યતા શાસ્ત્રાનુસારિણી છે ફેરવી શકો છો? **હસવુ ને લોટ ફાકવો એ બે નહિ બને સસારને ને મોક્ષને બેયને સારા માનવા એ નહિ બને** તમે પૈસાને સારો માન્યો તો તને આપે તે મોટો ને લઇ જાય તે દુશ્મન, તેમ મોક્ષ સારો તો સસાર ખારો ઝેર ખરો કે

નહિ ?' (સભામાથી) 'બધાને મોક્ષ સારો લાગે તો શુ થાય?' -પો આ ભાઇને મુઝવણ થઇ આવી 'सर्वेपि सुखिन' भवन्तु' આ ભાવનાના યોગે કદાચ સૌ સુખી થાય એટલે કે સસારીની માન્યતા પ્રમાણે બધાએ પાલખીમા બેસનાર થઇ જાય તો ઉપાડે કોણ? એ ચિતાથી ઉપરની ભાવના ન કરવી એમને? પણ ભાગ્યવાન્, બધાએ સુખી ન થાય કોઈ કોઇ પુણ્યવાન્ થાન એ બન્યુ છે કોઈ કાળે કે બધા સુખી થાય? પણ આપણી ની ઇચ્છા? બધા ત્યાગી બને તો, એ ત્યાગના પ્રતાપે બધા મોક્ષે જાય એટલે કે આધિ યાધિ અને ઉપાધિમય આ સસારમાથી છુટી અનત સુખના ભોકતા થાય શ્રીજિનેશ્વર દેવ પણ એજ ભાવનાના યોગે શ્રીજિનેશ્વર થયા છે એમા કાઇ હરકત છે? ધ્યેયનો નિર્ણય થયો નથી એનીજ આ મુઝવણ છે કેટલાક કહે છે કે 'બધા સાધુ થઇ જાય તો રોટલા કોણ આપશે?' પણ એ બીચારાઓને ખબર નથી કે એક સાધુની પુઠે સખ્યાબધ દાતાર થાય એકનો સર્વ ત્યાગ જોઇ કેઈકને એટલુ તો અવશ્ય આવે કે 'કઇક કરીએ' મીલકત તજીને દીક્ષા લેવા નીકળે ત્યારે કેટલાક ભવાભિનદી આત્માઓ એમ પણ બોલનાર નીકળે છે, કેવો ગમાર, છતી મીલકતે ત્યાગી થયો અને સખ્યાબધ આત્માઓ એમ માનનાર અને બોલનાર હોય છે કે ધન્ય છે આ પુન્યવાનને કે જેણે સર્વસ્વને ત્યજી આત્મક યાણની સાધનામા પોતાનુ જીવન સમર્પિ દીધુ **એક ત્યાગી થાય તેની પુઠે કેટલાક ત્યાગનો રસ લેતા થાય, કેટલાક થોડુ પણ તજતા થાય, બહુ રગીલા, મોજશોખીલા પણ વિચારતા થાય કે આખી જીદગી મોજમઝામા તો નજ કાઢવી** તમે સાધુઓના આહારપાણીની ફીકર ન કરતા આટલો આટલો વિરોધ છતા સાધુ બાદશાહીથી ફરી શકે છે, છાપાની કોલમોમા આટઆટલા ગપ્પા આવવા છતા સાધુ બાદશાહીથી જીવે છે, એનુ કારણ? એનુ સયમ એના સયમના પ્રતાપે એના બે પાચ રક્ષક પણ એવા નીકળે કે જે પેલા હજારો દુશ્મનોને શાને ત્યાજ સભાવે,

## આવેશવાળાનું કેટલું સાચું માનવું ?

ધર્મનો પ્રતાપ છે પણ આજે જેઓની આંખે પડળ આવી ગયા છે તેઓનાથી તે જોઇ શકાતો નથી ધર્મનો પ્રભાવ સાંભળવાથી વિરોધીઓની છાતીમાં ધડાકા થાય છે એનાજ યોગે જેમ તેમ બોલવાનો અને લખવાનો તેઓને મેનાઆ થયો છે માણસ માણસાઇ મૂકીને લખે, એનું કારણ હૃદયના ખોટા ઊકળાટ સિવાય બીજું શું હોય? વ્યવહારમાં પણ કહે છે કે આવેશવાળો આદમી જે કાંઇ બોલે તે પોણીસો ટકા ખોટું હોય પોણોસો નહિ પણ પોણીસો અથાત સામ્મર જુઠું આવેશ એ ભાન ભૂલાવે, નહિ બોલવાનું બોલાવે, નહિ લખવાનું લખાવે, એના ઉપર વિચાર ન હોય એક સીધી વાત યાદ રાખો, કે તમને કોઇ મારો આદમી કહે કે તું નાલાયક, તો ચોખ્ખું, ચેતવું ને વિચાર કરવો કારણ કે એમાં જરૂર કાંઇક હેતુ હશે? પણ પાગલ કહે તો કહેવું કે બીચારો અક્કલ વગરનો એની ચિંતા શી? જેનામાં સારામારનો વિવેક કરવાની તાકાત નથી એના કથનમાં વિચાર શો? એક તદ્દન નાગો આદમી, શાહુકારને ગાળો દેતો હતો રસ્તે ચાલ્યો જાય ત્યારે બધા ભેગા થયેલાને પોલીસ પણ કહે કે જવા દો એને, છેડશો નહિ મેંડ છે, પાગલ છે તેમ ક્રોધીઓ, માનીઓ, માયાવીઓ અને લોભીઓ આવેશમાં આવી જુઠું બોલે, એની કિંમત શી? એ બીચારા પોતાના પાપમાં પોતેજ પાયમાલ થવાના છે, માટે ખરેખર દયાપાત્ર છે આજે વિષયકષાયાદિમાં લીન થયેલાઓની દશા ઘણીજ ભયંકર છે તેઓ શાસ્ત્રોની વાતોનો પણ મન ગમતોજ ઉપયોગ કર તેઓ એક વાત યાદ રાખે છે, 'પુત્રે માબાપની એટલે વડિલની આજ્ઞા માનવી' પણ, એ વાત યાદ ન રાખે કે, 'વડિલે આજ્ઞા કેવી કરવી જોઇએ?' પુત્રે આજ્ઞા માનવી એ યાદ રહે પણ એ યાદ ન રહે કે પુત્રની માગણી સારી એટલે શાસ્ત્રાનુસારિણી હોય, તો માતા પિતાદિએ આજ્ઞા આપવી જોઇએ

## માબાપનો ઉપકાર શી રીતે વળે?

સંસારી માબાપ ગમે તેટલા હિતૈષી પણ કોઈ અપવાદ બાદ કરતા તેમનામા મોહના અંશો હોય તે કામ કર્યા વિના, રહેતા નથી જ્ઞાની એકાતે અયોગ્ય આજ્ઞાને પણ માનનીજ એમ કહી દે તો શુ થાય? એ સમજો કે અહીં મુબાઇમા નેવુ પચાણુ ટકા બહારગામના છે ઉત્તર દક્ષિણના ભેગા થય છો ચારે છયે કે બાર મહીને ઘેર જાઓ ત્યારે બાપાજી શુ કહે, અને આવો ત્યારે શુ કહે, એ કહેશો? છોકરો પૈસા કમાવા કે ડીગ્રીધર થવા વિલાયત જવામા દરિયાનો ભય, અજાણ્યો પ્રદેશ, ખાનપાનની પ્રતિકૂલતા, હવાની પણ પ્રતિકૂલતા, આ બધાની પરવા કર્યા વિના તિલક આદિ કરીને રજા આપતા માતા પિતાને, પુત્રનો અને પત્નીને, પતિનો વિયોગ કેમ નથી સાલતો? સભા માથી અવાજ થયો કે 'સાહેબ! એમા સ્વાર્થ છે ને?' વાહ ઘણોજ મજેનો ઉત્તર પોતાના સ્વાર્થ માટે આ રીતનુ વર્તન કરનાર કલ્યાણ માર્ગે જતા અન્તરાય કરે એનુ વજન કેટલુ? એ અંતરાયને આધીન થવુ એ અજ્ઞાનતા સિવાય, બીજુ શુ છે? એ વખતે માતા કે સ્ત્રી કંકુ લાવે-ચાંલ્લો કરે, નાળીએર આપે, આનુ પણ કારણ કહેશો? વેપાર માટે ક્યાઈ જવુ હોય તો ગરમીમા, શીયાળાની ઠંડીમા, ચોમાસામા જવાય ત્યા મા બાપ કહે કે 'શુ કરીયે? એ ન જાય તો ભરીયે કયાથી?' પણ જો છોકરો તીર્થમા જવાનુ કહે તો શિયાળામા શરદી થાય, ઉનાળામા ગરમી લાગે, ચોમાસામા વરસાદની ઝડીયો માટે આ સાલ નહિ બીજી સાલ બીજી સાલે વળી ત્રીજી સાલ, ચોથી પાચમી સાલ ત્યા વળી શોક આવે શોક પણ મોટે ભાગે ધર્મના કામ માટેજ શોક આવે ત્યારે આરંભ સમારંભ બંધ ન થાય પણ આરંભ સમારંભથી છોડાવનાર ધર્મ ક્રિયાઓ બંધ થાય! આ રીતે કેવળ મોહમા પડેલા, સ્વાર્થમા રચેલા પચેલાની આજ્ઞા માનનીજ જોઇએ, એમ શ્રી જિનેશ્વર દેવો કહે? તમે રોહિણીયા ચોરનુ દૃષ્ટાન્ત ભૂલી તો નથી ગયા ને? જે ગણાતા પોતે શ્રી

જિનેશ્વર દેવની આજ્ઞામા રહી, પુત્રને પ્રભુ માર્ગમા જોડે એની આ વાત નથી પણ તે કેવા હોય છે તે માટે જુવો શ્રી આર્ય રક્ષિત સૂરીશ્વર્ની માતાનુ દૃષ્ટાન્ત —

આર્ય રક્ષિત સૂરિએ આપણા પૂર્વધર આચાર્ય થયા છે સહેજ સમથ એનુ આખુ કુટુમ્બ જૈન ધર્મની નામના વગરનુ હતુ માત્ર માતા સમ્યગ દૃષ્ટિ હતી આર્ય રક્ષિત ચાદ વિદ્યાના પારગત થઇ પોતાના નગરે આ યા ત્યારે આખા નગરને આનદ થયો આખુ નગર સામે લેવા ગયુ રાજા પોતે પણ પટ્ટહસ્તી ચામર વિગેરે લઇ સામો ગયો રાજાએ પોતાના પટ્ટહસ્તીપર બેસાડી એના ઉપર છત્ર ધર્યું જે માનો દીકરો ચાદ વિદ્યાનો પારગામી થઇ બારે વરસે ઘેર આવે, નગરથી, રાજાથી આટલુ સન્માન પામે, એ માને કેટલો હર્ષ થાય? ગાડી ઘેલી થઇ જાય કઇ કમીના રહે? પણ અહા શ્રી આર્યરક્ષિતની માતાની શી ભવના હતી, એ જાણો છો? કહુ? આ સમ્યગ્દૃષ્ટિ માતાની વાત છે, મિથ્યાદૃષ્ટિ માતાની વાત નથી ભગવાન્ શ્રી મહાવીર દેવની આજ્ઞાથી વિરૂદ્ધ નહિ ચાલનાર માતાની વાત છે **શ્રી મહાવીર દેવની આજ્ઞા વિરૂદ્ધ જતી વાતનો આગ્રહ કરનાર સાધુ તે સાધુપણાને લાયક નથી, સાધ્વી તે સાધ્વીપણાને લાયક નથી, શ્રાવક તે શ્રાવકપણાને લાયક નથી, શ્રાવિકા તે શ્રાવિકાપણાને લાયક નથી** અમને ઉલટુ કહેવાનો આગ્રહ હોય તો અમે પણ આ સ્થાનને લાયક નથી ભગવાન્ શ્રીમહાવીર દેવની આજ્ઞાને માને એ પૂજ્ય, સે ય, માથાનો મુકુટ, પણ જે ભગવાન શ્રીમહાવીર દેવની આજ્ઞાથી વિરૂધ્ધ ચાલવાનોજ આગ્રહ કરતા હોય તે માથાના મુકુટ સમા હોય તો પણ કહી દેવુ ઘટે કે આપની સાથે અમારો મેળ નહિ રહે માન ાનથી દીકરાને નગરમા પ્રવેશ કરતા જોઇ શ્રી આર્યરક્ષિતની માતા વિચારે છે કે મારો દીકરો પરિતથઇ આવે છે ચાદ વિદ્યા ભણીને આવે છે કઇ વિદ્યા? ઉદરપોષિકા એની સાથે આ માન, બહુમાન, સન્માન, એ મારો ઠોકરો કેટલા મદવાળો થાય? આ બધાના યોગવાળી વિદ્યામા એ લીન થઇ

જાય તો મારો દીકરો મરીને જાય ક્યા? મારો દીકરો દુર્ગતિમા જાય તો આ કુખ લાજે કે શેભે? દીકરો ભવ્ય, રૂડો, રૂપાળો, રાજા જેવો જેને નમસ્કાર કરે, છતા સમ્યદ્ દષ્ટિમાતાના ચિંતામા પડી ગઈ કે 'હુ પણ આ બધાની સાથે એના સામે જાઉ તો મારા દીકરાનો ઉદ્ધાર કોણ કરે? એ મદમા આવે તો એ ભેગ-વેની વિડાના ઉપયોગ શેમા કરે? એ જાય ક્યા? દુર્ગતિમા'

સમ્યદ્ દષ્ટિ માની આવી હિતચિતા હોય, માતા ઉદાસીનપણે રહી એટલા માટે કે આને તો કહી શકુ એમને એમ કહેવા જઉ તો અસર નહિ નહિ જડે, નહિ મળુ, નહિ પ્રસન્નતા બતાવુ તો તેને આઘાત થશે એ આઘાતમા મારે જે કહેવુ હશે તે કહી શકાશે આ વિચારની માતા આજે છે? તમે કહો તમારે ઘેર બને પાયને લઈ આવે તે વખતે એમ પૂછનારી માતા છે કે આમા અનીતિ કેટલી કરી? 'ઘીમા જબોળી રોટલી ખાતા હઈશુ તો લુખી ખાઇશુ, ભૂખ્યા રહીશુ પણ અનીતિ કરતો ના અનીતિથી લાવેલા દ્રવ્યથી અમે તને સારા કહીયે એથી તુ ફુલાઈ ફાલકો થાય પણ ભોગવશે કોણ? અરધો મળે તો અરધો ખાશુ, પણ અનીતિ, પ્રપચ, પાપ આ નાની જીદગી માટે કરતો નહિ' આ પ્રમાણે કહેનારી માતા છે? આજ ન્શિતની માની આ સ્થિતિ ગાને આભારી? કહો કે સમ્યક્ દર્શનને પ્રભુ શ્રી મહાવીરદેવની વાણીની વાસના ન ભરી હોત તો સસારની અસારતાનુ ભાન થાત? મોહની વિકરાળતાનુ ભાન આવત? દીકરો જુએ છે કે મા કેમ દેખાતી નથી? દીકરો પણ માતૃભક્ત હતો એવી માતાનો દીકરો કેવો હોય! આનદ ઉડી ગયો નગરમા બધે ફર્યો પણ આનદ વિના એણે વિચાર્યું કે મારી મા ન આવી તેમા જરૂર હેતુ હોવો જોઇએ આ બધા તો હાજી હા પણ આમા મારૂ ભલુ ચાહ નાર કોણ? (આજના શુ કહે? ડોકરિ નહિ આવી હોય, જુના જમાનાની અક્કલ વગરની જેવા માતા વિચાર તેવા દીકરાના પ્રાય દુધ પાય તેવુ છોકરૂ પાકે) બધે ફરી રહ્યા પછી

# વ્યાખ્યાન ૧૧ મુ

## નયસાર સમ્યકત્વ શાથી પામ્યા ?



પરમ ઉપકારી સૂત્રકાર મહારાજા, અનેક દૃષ્ટાંતે દુર્લભ એવા મનુષ્ય જીવનની સાર્થકતા માટે શુ કરવુ જોઇયે એ બતાવતા ફરમાવી ગયા કે શ્રી જિનેશ્વર દેવે કહેલા આગમોનુ શ્રવણ કરવુ, શ્રવણ કરીને એના ઉપર શ્રદ્ધા કેળવવી, અને પછી શ્રદ્ધાનુસાર વર્તન કરવા માટે શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવો, તો આ મનુષ્ય જીવનની સફળતા થઇ શકે ત્યારે હવે એ શ્રી જિનેશ્વર દેવોના આગમોનુ શ્રવણ આપણને ક્યારે ફળે કે જ્યારે તેમના ઉપર શ્રદ્ધા થાય, અને શ્રદ્ધાને અનુસરતુ વર્તન થાય જ્યા સુધી શ્રી જિનેશ્વર દેવ ઉપર સાચો પ્રેમ ન જાગે, જોઇતી ભક્તિ ન જાગે ત્યા સુધી એમના આગમ ઉપર બહુ માન થાય કયાથી ? અને બહુમાન વિના વર્તનની ભાવના ઘણીજ અશક્ય શ્રી જિનેશ્વર દેવને ઓળખી શકાય એ માટે આપણે ભગવાનના પૂર્વ ભવની વિચારણા કરીયે છીયે એ મહાપુરૂષની ભવની ગણના પણ નયસારના ભવથી થઇ, કારણ કે ત્યા સમ્યકત્વની પ્રાપ્તિ થઇ સમ્યકત્વની પ્રાપ્તિ ન થાય ત્યા સુધી તીર્થંકર દેવના પણ ભવની ગણના થઇ શકતી નથી સમ્યકત્વ એ શુ છે એ સમજાય એ પહેલા એ વિચાર કરવા માંડયો છે કે એ સમ્યકત્વ પ્રાપ્તિ થઇ કોના યોગે? ઉચા આલબન, ઉચા સાધનો, ઉચી ભાવના વિના આ વસ્તુ મલી શકતી નથી નયસાર અટવીમા ગયેલા છે, સમ્યકત્વ વગરના છે, ગ્રીષ્મઋતુ છે, મધ્યાહ્નકાલ છે, શ્રમિત થયેલા છે, ભોજન સામગ્રી તૈયાર છે, એ અવસરે એ ભાવના થઇ કે કોઇ અતિથિ આવે એને દઇને જમુ આએ આત્માની કેટલી ઉત્તમતા ! એ

કાંઈ નાની સુની વાત નથી તમને ઘર બેઠેયે આ વિચાર નથી આવતો તમે જૈન કુળમા જન્મેલા, થોડે ઘણે અશે તેવા સસ્કાર પણ પામેલા, તેમા આ ભવના ન દેખાય તો ઉદ્ધાર કઇ રીતિયે થાય ! જેને આપણે તારક માનીયે છીએ એને એ કરવાનું, આપણને કાંઈ નહિ, એમ માનો છો? આજની ભાવનાઓ તો વિચિત્ર છે 'શ્રી મહાવીર ભગવાને મહાવીર ભવમા જે કર્યું હોય તેજ કરવુ, બાકીનુ કઈ કરવુજ નહિ આ ભાવનાનું પરિણામ એ કે એ બને નહિ અને સસારથી મુક્તિ થાય પણ નહિ શુ ભગવાન્ શ્રી મહાવીર દેવ જે રીતિનું જીવન જીવ્યા એ રીતિનુ જીવન આપણે જીવી શકીયે? સાક્ષાત્ શ્રી જિનેશ્વર દેવોના મૂખ્ય શિષ્ય ગણધર દેવોએ પણ એમણે કર્યું તે કર્યું કે કહ્યુ તે કર્યું? ગણધર દેવ જેનાઓએ પણ કહ્યુ તેજ કર્યું અને તેજ કરવા ફરમાવ્યુ 'आणाए धम्मो' આ પણ એજ સુચવે છે ભગવાન્ શ્રી મહાવીર દેવે કર્યું તે તેજ કરે કે જે એમના જેવા હોય, બીજાની ત કરવાની તાકાત નથી એટલે જે કારવાઈના યોગે તે તીર્થપતિ બન્યા તે કઈ એ ખાસ વિચાર વાનું છે નયસારને જે ભાવનાથી મુનિનો યોગ ફળ્યો, એ ભાવનાથી જે રીતે રગાઈએ તે રીતે આપણે વર્તવાનુ છે અતિથિ આવે તેને દઇને જમાય એ ભાવના હોય તોજ અતિથિ આવે તો બહુ માન પેદા થાય પણ આપણુ ઘર મોટુ છે આવવુ હોય તે આવે ને લેવુ હોય તે લઈ જાય એ ભાવનાથી બહુ માન પેદા થાય નહિ ક્યારે આવે ને ક્યારે દઉ એ ભાવના ન હોય ને આવેબી ને લઇબી જાય, તો પણ નિરર્થક નિવડે, કારણ કે જે ચીજ હૃદય ઇચ્છે નહિ, જેની હૃદયમા ભાવના નહિ, તે સારામા સારી વસ્તુ હોય તો પણ વાસ્તવિક લાભ ન દઇ શકે અતિથિ આવે ને દઉ એ ભાવના હોય ને અતિથિ આવે તો આનદની છોળો ઉછળે નયસારને મુનિનો થોડો સયોગ પણ ફળ્યો નહોતી ઓળખાણ કે કઇ પૂર્વની પીછાણ છતા સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ–એ શાથી? એણે એવા યોગની તૈયારી કરી રાખી હતી

## વગર ક્રિયાએ જૈનપણુ ટકશે?

જે મુનિનો યોગ આવુ ફળ આપી શકે એ મુનિપણાની વાતો તમને કાં ભયરૂપ દેખાય છે એ શાથી? તમને કોઇ જૈન કહે તે વખતે થોડો ઘણો આઘાત થવો જોઇયે જૈનપણાના ન સંસ્કાર, ન ભાવના, ને ન તેવી શુદ્ધિ, છતા જૈન છીયે એમ કહી સંતોષ કેમ પામો છો? જૈન, ન શ્રી જિનેશ્વરદેવને ઓળખે ન તેમની આજ્ઞાને પીછાણે, શુ કરવુ જોઇએ તે ન જાણે ને પોતાને જૈન કહે એ કેટલુ આશ્ચર્ય છે? કાપડીયો કાણુ? ન ગજ પકડતા આવડે, ન કાતર પકડતા આવડે, કાપડ ઓળખતા ન આવડે, કાપડની જાતભાત ન ઓળખે, એ દુકાને બેસીને કમાય? એની દુકાન ચાલે? કાપડીયાની દુકાને નોકરી કરવી હોય તોય આટલુ તો શીખવુ પડે કે એ મગાવે તે જાતનો તાકો લાવી આપવો જોઈએ વેપારની, ખાવાપીવાની, બજારની, ઓફીસની આ બધી કેળવણી લેવી માત્ર જૈનપણાની કેળવણીથી આઘા રહેવુ એ કેટલી બધી દુર્દશા છે! છોકરો દુનિયાનુ ન ભણે, વેપાર ન આવડે, પચાસ પચાસ લાવતા ન આવડે તો બાપ તે છોકરાને અક્કલ વગરનો બેવકૂફ કહે, પણ શ્રી જિનેશ્વરદેવની પૂજા ન કરે, વ્યાખ્યાન ન સાભળે, સાધુ પાસે ન જાય, સામાયિક, પ્રતિક્રમણ વિગેરે ન કરે તો માબાપ કહે કે કામ ઘણું છે, ફુરસદ નથી, બીચારો શી રીતે કરે? અને એ લોક પ્રવાહમા તણાઇને સાધુ પણ એમ કહી દે કે એમા કાઇ વાધો નથી, તો પછી કહેવુજ શુ? તમે તો કહી દીધુ કે હમને ફુરસદ નથી માબાપ પણ એવા મળ્યા છે કે તમારો બચાવ કરે અને પાટે બેસનારા પણ કહી દે કે શ્રી જિનેશ્વરદેવની પૂજા ન બને, વ્યાખ્યાન સાભળવાનુ ન બને, સામાયિક ન થાય તો શુ થઈ ગયુ? એ બધુ ન કરો તેમા કશોજ વાધો નહિ, એમ અમે કહી દઇએ તો કઈ કમીના રહેશે? તીજોરીની થેલીમા હજાર બે હજાર કાયમ રહે ક્યારે? વધવા તો દૂર રહ્યા પણ કાયમ રાખવા માટે પણ કંઈ કરવુ પડે કે નહિ? કે કાઢી કાઢીને

ખાવું? પછી? પછી ભીખ માગવી પડે તેમ જૈનપણાને સાચ વવા કોઈ પણ ક્રિયા જ્ઞાનીએ કહી છે કે નહિ? ને જો કરી હોય તો કઈ રીતે અમે કહીયે કે તમારે એના વગર ચાલે? વેપારી એમ કહે કે હું જાણું છું કે દુકાન ખોલું, બેસું, ગીન મર માલ લાવું ને વેચું તો આવક થાય-એ હું માનું છું, પણ એકે દિવસ એવી મહેનત નહિ કરૂં તો એને અનુભવી માણસ કહી દેશે કે એમ કાંઈ દુકાન ચાલશે નહિ ને પેટ ભરાશે નહિ તેમ અહીં પણ આત્મા છે, પાપ છે, પુન્યપાપના ફલ તરીકે સ્વર્ગ છે, નરક છે, એમ માનું છું પણ કારવાઈ ન કરીયે તો વળ્યું શું? આત્મા, પુન્ય, પાપ, સ્વર્ગ, નર્ક, લાભ, હાનિ, એ બધું માનવું પણ કરવું કારવવું કાંઈ નહિ એટલે આત્માની મુક્તિ થઈ જાય? અમે જૈન છીયે એમ કહ્યા પછી જૈન તરીકે કરવાની કંઈ પણ ફરજ ખરી કે નહિ? જૈન તરીકે જીવવાની કોઈપણ ફરજ જ્ઞાનીએ શ્રી તીર્થંકરદેવે નિયત કરી છે કે મરજી મુજબ ચાલવાની છુટ છે? જો ફરજ નિયત કરી હોય તો એના વિના ચાલે એવું કયો આદમી કહી શકે! મુનિ પણ ત્યારે કે આટલા આચારો હોય, શ્રાવક પણ ત્યારે કે આટલા આટલા આચારો હોય, સમ્યગ્ દૃષ્ટિ પણ ત્યારે કે આટલું તો અવશ્ય કરે માર્ગાનુસારી, સમ્ય ગ્દૃષ્ટિ, દેશવિરતિ, સર્વ વિરતિ માટે કોઈ કારવાઈ હોવી જોઈએ ખરી કે નહિ? મને કોઈ પુછવા આવે કે હું જૈન છું, મને શ્રી જિનેશ્વરદેવના વચન પર શ્રદ્ધા છે, પણ હું પૂજા કરતો નથી, ગુરૂવંદન કરતો નથી, વાણી (વ્યાખ્યાન) સાંભળતો નથી, રાતે ખાઉં છું, અભક્ષ્ય વિગેરે ખાઉં છું, તો મારામાં જૈનત્વ ખરૂં કે નહિ! હું તો તરતજ કહું કે "મને શંકા છે કે તમા રામાં જૈનત્વ છે કે કેમ? તમને શ્રી જિનેશ્વર દેવના વચન ઉપર શ્રદ્ધા છે એમ માનવાને મારૂં હૃદય ના પાડે છે હું જ્ઞાની નથી એટલે નિશ્ચયપૂર્વક નિષેધ નથી કરતો કદાચ હોય પણ નિરંતર આવી રીતે વર્તવાથી તમારૂં જૈનત્વ લાંબો કાળ ટકશે તો નહિજ" કારણ કે એવી વાતમાં એકદમ હા પાડનારા એટલે કે જૈનપણાની ફરજનું ભાન કરાવ્યા વિના 'પૂજાદિ ન કરે તો પણ કંઈ જૈનત્વ ચાલ્યું જતું નથી' એમ કહેનારા નામા આત્માના ઘાતક છે જે વસ્તુઓને પોતે કબૂલ કરે છે તેને

અગેની ક્રિયામા કાયમ માટે ના કહે તે કેમ ચાલે ! હુ
ક્રિયાની ના પાડે એ વાત જુદી પણ પોતાની જે જાતિને ઓળ
માગે છે તે જાતિની ક્રિયા કરવાની ના પાડે તે કેમ ચાલે ? જૈન
ઓળખાવવા શુ જોઇયે ? બગલા, બગીચા, રાજ્યપાટ,
ત્રિદ્ધિ, આ બધુ જૈન તરીકે ઓળખાવશે નહિ આટલા
શરીર આવુ જાડુ, આવુ ઊચુ, પાચ પચાસને મારી
પીટી શકે એવુ, સારી રીતે ગાળો દઈ લડે એવુ, એ
વધુ શીકના દીકરી હોય, મોટા મગખાના હોય તે જૈન
તરીકે ઓળખાવના કઈ કરણી, કઈ ભાવના જોઇયે તે
કઈ જાતના આચાર જોઇયે એ કહો દરેક આદમીએ પો
જાતને શોભતી ક્રિયા કર્યા વગર ચાલવાનુ નથી જેને
બનવુ હોય તેણે જેવી કબુલાતે લા યો હોય તેવી ક
વાયદા મુજબ રૂપૈયા પહોચાડવા જોઇએ તોજ તેનુ શાહુપ
એને ખાતા પીતા પણ એજ વિચાર આવે, તેનીજ તેવડમ
નફામાથી આપે, કોઇના લાવીનેયે આપે, તોજ તેની શા
ટકી શકે વેપારી એ મુજબ વર્તે-નોકર પણ પોતાની
મુજબ જેટલા કલાકની નોકરી હોય તે કરે તેમ તમે
તરીકેના કાનુનમા વર્તો કે નહિ ? જૈનને અમૂક ક્રિયા વિન
નજ ચાલે એવી ક્રિયા જ્ઞાનીએ કોઈ કહી છે કે નહિ ? જે
કહી હોય તેને માટે કોઇ એમ કહે કે 'તે કર્યા વિના પણ ચ
ન કરીએ તેમા થઈ શુ ગયુ' એમ ધૃષ્ટતાપૂર્વક કહે તો કે
કે 'દૂર રહો' એક તો તમે પોલા-ઢીલા હો ને તેમા ત
કોઈ 'ચાલે' એમ કહે તો તમારે તો ફાવતુ થયું ભાવતુ
ને વૈદે કહ્યુ કુપથ્ય ખાવુ હતું ને વૈદે કહ્યુ પછી તમે બ
રહો ? શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશેલા અનુષ્ઠાન આચર્યા (
આડી અવળી વાતોથી આત્માપરના બધનો નહિ ખસે અ
સ્તિના પહાડો નહિ અને આ બધો વિચાર આ જીદગીમા
કરો તો કરશો ક્યારે ? તમે આટલા બધા નિર્ભય, નિ

વિચારો તો ખરા કે આત્મા ઉપર કેટલી નોબત વાગે છે? આત્મા પર કેટલા પ્રમાણમા કર્મ સત્તા લાગુ પડેલી છે? એ કર્મો એક દિવસ જરા પણ શરમ રાખ્યા વિના ઉપાડી જશે મરજી આવે તેવા સ્થાનમા નાખી દેશે તમે તમારી સગી આખે જૂઓ છો કે કેઈ શ્રીમતો, કેઇ રાજા મહારાજાએ બધા કયા ગયા? તેમાયે વીસમી સદીનો ઇતિહાસ તો કાઈ જેવો તેવો નથી ચડતી પડતી ક્ષણે ક્ષણે ધધા મજેના આજે લાભ કાલે કાણુ આજ ક્રોડ કાલે કોડી મોઢાના વેપાર ન લેવુ ન દેવુ ઘડીમા પાચસો તો ઘડીમા સાતસો ને ત્યાના ઉપડયા સવાસો આદમી તરીકે, પુણ્ય પાપને માનનારી વ્યક્તિ તરીકે, પુણ્ય પાપના ફળ તરીકે સ્વર્ગ ને નર્ક માનનારી વ્યક્તિ તરીકે-આવી રીતે કેમ કહી શકે? ઉચિત આચરણ કરવાનુ કેમ ચકે? કદાચ આચરણ શકય ન હોય તો તેના તરફ અરૂચિ કે અસદ્ભાવ તો કેમ જ બતાવી શકે?

## પોતાના દોષો કોઇ બતાવે ત્યારે આનદ માનો

દુખ એ છે કે તમે જેવા હો તેવા તમને કહેવાય નહિ દાનવીર, ધર્મવીર, જે ગુણ ન હોય તે ગુણ કહે તો તે કહેનાર પણ તમને ગમે એક નિયમ તો જરૂર કરો કે '**અમે જેવા હોઇએ તેવા કોઇ કહે તો અમારે આનદ માનવો**' એવો અભિગ્રહ કરો આ નિયમ કાઈ કઠીન નથી આમા કદમૂળ છોડવાની વાત નથી દીક્ષાની વાત નથી માત્ર જેવા હોઇએ તેવા કહે તો આનદ માનવો એમા કાઈ કઠીન વાત નથી અને બીજો નિયમ એવો કરો કે '**કોઈ ખોટી પ્રશ સા કરે તો તેમને કહી દેવુ કે ખોટી પ્રશ સા કરી અમારા આત્માનુ નિકદન ન વાળો**' આ બે અભિગ્રહ કરો તોએ ઘણુ આવે પણ આજે એમ કહેવાય છે કે અમે ગમે તેમ કરીયે, અમે ગમે તેમ વર્તિયે, તેમા ટીકાનો કોઇને અધિકાર નથી 'જો ધર્મગુરૂઓએ અમારા ગુરૂ રહેવુ હોય તો અમારા મોઢા તરફ જોઇને કહેવુ-અમને જે રૂચે તે કહેવુ, ન રૂચે તે ન બોલવુ' વિદ્યાર્થી કહે કે અમે કહીયે તેમ માસ્તરે ચાલવુ તો ચાલે? સાધુ પાસે આવતી વખતે કઈ ભાવનાએ, કયા ઇરાદે

આવો છો? શુ સાભળવા આવો છો? તે પ્રથમ નક્કી કરો. દોષો જીવનમા ઓતપ્રોત થઈ ગયા હોય, જે જાતિની દુર્દશામ આત્મા સડતો હોય તે સર્વની અહીં ઝાટકણી થવી જોઇએ ક નહિ? આ બધુ જૈનપણાની જરૂર શી છે એ હુ તમને સમ જાવી રહ્યો છુ ખાતેપીતે, મોજશોખમા જૈનપણ ટકતુ હોત તે આ પ્રયાસ નહોત કારણ કે ખાવાપીવાનું, મોજશોખનું, દુનિ યાના આત્માને શીખવવુ પડે તેમ નથી એ તો શીખીને આવેલ છે શીખવવાનું જે ત્યા નથી તે આ (આગમમાનું) છે ત્યા શીખવવા અમે બેઠાએ તો તમારા કરતાએ અમે ભૂડા પેલ વસ્તુઓ તજવા યોગ્ય નહોત તો તમારે અહીં આવવાની જરૂર શી હતી? જેને તમે દુઃખરૂપ માનો, ખોટુ માનો, એની એ વસ્તુ તરફ ઉપાદેય કે જરૂરી છે, એ રીતે તમારૂ ધ્યાન ખેચવામ આવે એ કેટલુ બધુ ભયકર છે? તે ખબ વિચારો એ વિચા રના પ્રતાપે તો તમે તદ્દન નિર્ભય બની શકશો પછી કોઈ અવળે માર્ગે લઈ નહિ જઈ શકે પણ તમે વિચારતા નથી, એની આ બધી ખરાબી છે જૈન તરીકે ગણાતો આત્મા ઉઠતાની સાથે કહે શુ? કરે શુ? ઉઠયા પછી કઈ ક્રિયા કરે? એ વળી અવસરે જોવાશે

## સાધર્મિની દયા નજ હોઇ શકે

નવકાર ગણતી વખતે, કઈ ભાવના ભાવે છે મિથ્યાદષ્ટિ આ ભાવના ભાવે તો સમ્યગદષ્ટિ કઈ ભાવના ભાવે? ખૂબ વિચારો અને વિચારીને 'ઓછામા ઓછા એક સાધર્મિને જમાડયા વગર ન જમુ' આવો નિર્ણય કરો તો કેટલો બધો લાભ થાય? ઘણા લાભ થાય એનાથી સાધર્મિ સાથેનો સબધ વધે ધર્મની ભાવના એટલી પ્રભાવતી થાય કે જે સસ્કાર તમારા કુલમા નહિ હોય તે આવશે અને પાચ દશ વરસ પછી જોઈ શકશો કે તમે કેટલે ઉચે પહોચ્યા છો આ ઉચે પહોચવાની ભાવના તોજ ફળે કે સાધર્મિ પ્રત્યે તમારી ભક્તિ હોય કારણ કે સાધર્મિ એ ભક્તિનુ પાત્ર છે, માટે તેના પ્રત્યે

દયાની ભાવના એ કાજે નહિ પણ એ ભક્તિ જાગે ક્યારે ? સાધર્મિ સાધર્મિ તરીકે ઓળખાય ત્યારેને ? પ્રભુની આગળ તો ઘણીએ વાર કહો છો કે 'દાસનો દાસ હું' એનો અર્થ શો ? એજ કે જે તારી સેવા કરે તેની પણ હું સેવા કરૂ હવે વિચારો કે શ્રી જિનેશ્વરદેવના સેવકની સેવા હોય કે દયા હોય ? સેવા ને દયાનો ભેદ શો એ સારી રીતિએ સમજો આ હું સાધર્મિ ભક્તિ વખતની વાત કરૂ છુ અત્યારે હું તમારા વ્યવહારને નથી અડતો ઘેર શેઠ નોકરની વાતમા તમે ગમે વર્તતા હો તે તમે જાણો, પણ અહીં કઇ રીતે વર્તો ? એજ નોકરને શેઠ સાધર્મિ તરીકે બોલાવે કે શ્રાવક તરીકે સન્માન કરે તો તે કઈ રીતે ? **સાધર્મિ ભક્તિમા હૃદયની ભક્તિ જોઇએ, દયા કે અનુકંપા નહિ.** પણ સાધર્મી કોણ ? તો કહેજો કે–જે જિનમૂર્તિ, જિનમંદિર, જિનાગમને અખંડિત માને તે 'જે એમ કહે કે જિન મૂર્તિ અને જિનમંદિરમા શુ ભર્યું છે અને ક્યુ કહ્યુ હવે આગમમા, આગમને આઘા મૂકો, આ જમાનામા 'બાબાવાક્ય પ્રમાણ' એ નહિ ચાલ,' તે સાધર્મિ નહિ

<u>જૈનત્વના સંસ્કારો પાડો</u>

આટલા સંસ્કાર ન આવે તો તમે જૈન કેમ કહેવાઓ ? તમે તમારા સંતાનને નિરંતર કહો છો ને કે 'આપણે જૈન છીએ, શ્રી જિનેશ્વરદેવની સેવા વિના ખવાય નહિ, ગુરૂને વંદન કરી પચ્ચખાણ કરવુજ જોઇએ, સામગ્રી હોય તો શ્રી જિનેશ્વરદેવની વાણી સાભળ્યા વિના ન રહેવાય, તપમા વધારે ન બને તો સવારે નોકારશી ને સાજે દુવીહાર, આ છેલ્લુ પચખ્ખાણ કર્યા વિના ન ચાલે, શીલ એટલે સુંદર આચાર તો આપણા જીવન સાથે જોડાયેલાજ હોવા જોઇએ વિ' આ બધુ તમારા પોતામા તો છેજ ને ? **સભામાથી** અવાજ થયો કે બધા એ વાધા શુ બોલો છો ? આ ઘરડા આદમી કહે છે કે બધા વાધા આમાએ વાધા ? જ્યારે નાનું નાનુ ત્યાગ કરાવવા કહીશ ત્યારે તો ભારે પડશે આમાથી (ઓઘામાથી) છટકો છો નાનામાથી નહિ છટકાય ના

પાડશો તોએ ફજેતી થશે પરસ્ત્રીત્યાગની ના પાડવી એ ફજેતી નથી? આની ના પાડનારની આબરૂ રહે કે જાય? દીક્ષા વિગેરેની બાબતમા 'નથી બની શકતુ, શુ કરીએ?' એમ કહો તો કહી શકો છો, પણ ઉપરની વાતોમા પોલ ચલાવવા ધારો તે શી રીતે ચાલે? વ્યવહારમા કહેવાય છે કે ભણેલો ખરો પણ ગણેલો જોઈએ ધારાશાસ્ત્રી ધારા ભણીને આવે, પછી બે ચાર મહિના સુધી સાભળવાની પ્રેક્ટીસ કરવી જોઈએ, ધારાનો ઉપયોગ અનુભવી કેમ કરે છે તે જાણવુ જોઈએ, પહેલા ભણવુ, પછી ગણવુ, અનુભવ લીધા પછી બેસવા જોગો, અને બોલવા જોગો પણ અહી તો ન ભણવુ, ન ગણવુ ને જૈન કહેવરાવવુ? કેવુ આશ્ચર્ય છે? શુ ભણ્યા તે કહો? શુ ભણ્યાથી જૈન કહેવાય? તમે ધાધલમા તૈયાર, પણ સાચુ બોલવા, ભૂલ સુધારવા તૈયાર નથી જૈનપણુ ખીલવવા હુ જે કહુ છુ તે તમને ગળે ઉતરે છે કે નહિ? આ વાત તમને ન રૂચે તો પાર શી રીતે આવશે? જૈન શાસન કહે છે કે 'ज्ञानक्रियाभ्या मोक्ष'– એકલા જ્ઞાનથી મુક્તિ જૈન શાસને માની નથી કયુ જ્ઞાન, કઈ ક્રિયા હોય તો જૈન કહેવાઓ એ કહો? સાધુ કયારે કહેવાય? સસારને અસાર જાણે, જાણે એટલુજ નહિ પણ જાણીને તજે ત શ્રાવક કોણ? આખાએ સસારને અસાર માને તજવાની ભાવના રાખે, એકદમ સર્વથા ન તજાય તો થોડુ થોડુ તજવાનો પ્રયત્ન કરે તે સમ્યગદૃષ્ટિ કોણ? સસારને અસાર માને ને તજવા માટે તલસ્યા કરે તમે શામા છો? (સભામાથી–મીંડામ) ત્રીજી વાત પણ ન હોય તો તમે જૈન? હુ આટલુએ ન કહુ તો તમને કહુ શુ? જૈન કહેવરાવવુ ને એક પણ ક્રિયા કરવી નહિ ને એક પણ ભાવના હૃદયમા રાખવી નહિ આ કેમ ચાલે? હવે તો જૈનોના આચારનો નાશ થતો જાય છે જૈનકુલથી જૈનોના આચાર વિચારો નાસવા માડ્યા છે પૂર્વના પુરુષોના આત્માની ભાવના કઈ જાતિની હતી? આચારો કયા હતા? જૈન જાતિનો પહેલો ગુણ એ હોવો જોઈએ કે આત્મા શિવાયની

બધી વસ્તુને પર માને, ને પર વસ્તુ માટે આત્માને ખરાબ ન કરે જેમ જેમ પર વસ્તુ આવે તેમ મુઝવણ થાય એને સોનારૂપાની પ્રાપ્તિથી આનદ ન થાય હીરા માણેકના હાર, ભાર રૂપ લાગે મોટા મોટા બગલા જૂએ તેમ આત્મા ધ્રૂજે, કપારી છૂટે આલીશાન મકાનોથી કપારી થાય જેમ જેમ દુનિયાના નમર્ગો વધે તેમ તેમ મુઝાય કે 'છૂટાશે ક્યારે? એ જ્યા જાય ત્યા દુનિયાને જૈનત્વની ઓળખાણ કરાવે દરેક પ્રવૃત્તિમા ડરતો રહે કે રખે હિંસા થઈ જાય, રખે જૂઠુ બોલી જવાય અને રખે અનીતિ વિગેરે થઈ જાય

નિશ્રા યા બધન કોનુ સ્વીકારવુ જોઇએ?

અહા તો પોતાની જાતને સ્વતત્ર માનનારા એમ કહેતા આવે કે સાધુ કહે તે ઠીક પણ કરવા બધાયલા નથી પણ ઘર કહે તે કરવા બધાયલા છીએ જ બહાર નીકળ્યા કે એમ થાય કે ટાઇમ થઇ ગયો શેઠ વઢશે બાઈ સાહેબ વઢશે સમજ છે કે મારૂ જીવન બધાના હાથ નીચે દબાયલુ છે મોડુ થશે તો શેઠ દુકાનપર નહિ ચઢવા દે, અને પછી તો રાતી પાઇ પણ નહિ ધીરે અહીં પેસતા એ ભૂત કે અમે ફાવે તેમ કરીયે, અમે કઈ બધાયલા છીયે? જઈએ છીયે તે એમના ભલા માટે એમની સભા મોટી કહેવાય ને એમની આબરૂ વધે માટે પણ મોટી સભામા આબરૂ માનનારા એ જુદા અહીં આવે, ઉચે માથે, છાતી બહાર રાખીને આવે, પણ તેને ગમ નથી કે મદિરમા ને અહીં તો છાતી નમાવવી જોઇએ, માથુ ઢળે, હાથ જોડીને અવાય, અક્કડપણે નહિ આવતી વખત ભાવના એ હોવી જોઈએ કે કાક આપે, અને લઇયે, ન લેવાય તો હીન ભાગી જ્ઞાની સારામા સારી ચીજ બતાવના હોય ને ન લેવાય તો હૃદયમા પીડા થવી જોઇયે જે ભાવનાના યોગે તીર્થંકર નામ કર્મ નીકાચિત કર્યું તે ભાવના એ કે 'અવિ જીવ કરૂ શાસન રસી' અર્થાત્ બધા જીવો શાસન રસીયા બને, અને મોક્ષ પહોચે એમનો એ ઈરાદો હતો એમના સેવક તરીકે અમારો પણ ઈરાદો એ છે કે તમે બધા સસા

રથી છૂટો, અને મોક્ષ જેવા સ્વતંત્ર સ્થાનમાં પહોંચો તમે તમારી જાતને ગમે તેટલી સ્વતંત્ર માનો પણ એ ભ્રમણા છે મૂર્ખાઓએ એ વળગાડેલ ભૂત છે **શાસ્ત્ર કહે છે કે સંસારમાં રહેવું ને સ્વતંત્રતાની વાતો કરવી એના જેવી મૂર્ખાઈ બીજી કોઈ નથી** વારુ તમે કયા સ્વતંત્ર? ઘરમાં, બજારમાં, દુકાનમાં, શરીરથી, ઇન્દ્રિયોથી, વિષયથી કે કષાયથી? ના એનાથી તો બીલકુલ સ્વતંત્ર નથીજ પણ દેવથી, ગુરૂથી અને તેમની આજ્ઞારૂપ આગમોથી તો પૂરા સ્વતંત્ર છો, કેમ? દેવ આ દુનિયાની બહાર નીકળી ગયેલા આપણી સામે એ શું કરે? પકડવાની તાકાત નહિ, અધિકાર નહિ, એટલે એમનો ભય નહિ, અને એમના સાધુ અરધા બહાર નીકળી ગયેલા એટલે એમનાથી એ કંઈ થાય નહિ, તથા આગમ તો એમણે એટલે કે દુનિયા બહારના એ કહેલું ને! તેની કિમત શી? આ ત્રણમાં સ્વતંત્ર 'ભગવાન ગમે તે કહી ગયા, એમના સાધુ ગમે તે કહી ગયા અને ગમે તેમ કહે, શાસ્ત્રે ગમે તે લખ્યું, પણ અમારે ફાવે તે માનીએ અને કરીએ' આ રીતે માની એ ત્રણથી સ્વતંત્ર બનશો એટલે આત્માનો ઉદ્ધાર થવાનો, કેમ? વીસમી સદીની શીખામણ એવી છે કે આ ત્રણથી સ્વતંત્ર બનવાથી આત્માનો ઉદ્ધાર થશે? વીસમી સદીની સ્વતંત્રતાનો અર્થ આ કે બીજો? જો એ ય હોય તો ખરેખર કપારીજનક છે એના જેવો અધોગતિનો માર્ગ એકપણ નથી દેવ, ગુરૂ અને આગમને આધીન થઈ, આજ્ઞાધીન બની જે જાતિની પરતંત્રતા આત્માપર લદાયલી છે તે ન કાઢો તો તમે કદી પણ પરતંત્ર મટવાના નથી

સમ્યક્ત્વ ટકાવવા કોઇ કરણી જોઇએ કે?

કહો હવે સાચો સાધર્મી કોણ? જે જિનમૂર્તિ, જિનમંદિર અને જિનાગમને માને તે એ ત્રણેને ન માને તે ગમે તેવો હોય તો એ સાધર્મી તરીકે કબૂલ રાખવો એ યોગ્ય નથી હવે ભરત મહારાજાની સાધર્મી ભક્તિનો પ્રસંગ જોવા માટે ભરત મહારાજા કોણ અને એમને આ સાધર્મિભક્તિનો ખ્યાલ

કર્યાથી આવ્યો એ જોઇએ શાસનની સ્થાપના પછી ભગવાન્ શ્રી ઋષભદેવ સ્વામી ૮૪૦૦૦ મુનિવર સાથે પરિવરેલા અયોધ્યામા આવ્યા ગભરાતા નહિ ઉત્તમ કાલ એવો હતો અધમકાલમા સાધુનુ નામ ખટકે છે એ વખતે તો સાધુ આવવાના સમાચાર મળવાથી શ્રાવકો એવા ઉદાર હતા કે હજારોનુ ને કોડોનુ દાન દેતા શ્રેણિક ગત વિરતિ ન હોતા સમ્યગ્દૃષ્ટિ હતા, પણ એ ભગવાનના સમાચાર રોજ મેળવતા અને ત્રિકાળ જિનપૂજા કરતા શ્રેણિક મહારાજ જેવા સમ્યગ્દૃષ્ટિને પૂજા કરવી પડે અને તમારે તો ચાલે! ક્ષાયિક સમકિત તો ટકે કે જિન પૂજા કરે અને ક્ષયોપશમ સમકિત જિન પૂજા ન કરે તો પણ ટકે કેમ? જેનુ સમકિત એવુ હોય કે જે કદી જવાનુજ ન હોય, તે સમકિત ટકાવવા, શુદ્ધ કરવા માટે નિરતર ત્રિકાળ પૂજન કરે, ગુરૂવદન કરે અને જિન વાણી સાભળે અને જેના સમ્યક્ત્વનું ઠેકાણુ નહિ તે ન કરે તે માટે કઈ વાધોજ નહિ કેમ? ભરત મહારાજે સાધર્મિભક્તિ ઘણી કરી એક બે શ્રાવકોની નહિ પણ સર્વ શ્રાવકોની ભ ત મહારાજાને આ વિચાર થયો શી રીતે? પ્રભુની સાથે વિહરતા વિહરતા આવેલા પોતાના બધુ મુનિઓની ભક્તિ માટે ગાડા ભરાવી આહાર મગાવ્યો અને આમત્રણ કર્યું પ્રભુએ કહ્યુ કે, મુનિઓને આધાકર્મી અને આહૃત દોષથી દૂષિત એવો આહારાદિ કલ્પે નહિ ત્યારે પુન ચક્રવર્તિએ નિર્દોષ આહાર માટે આમત્રણ કર્યું પ્રભુએ તેના ઉત્તરમા પણ એજ ફરમાવ્યુ કે, હે રાજેન્દ્ર! મહર્ષિઓને રાજપિડ પણ ન કલ્પે ભરત મહારાજા ઘણા ખિન્ન થયા અને સૌધર્મેન્દ્રને પૂછયુ કે 'આ અન્ન પાનાદિએ કરીને મારે શુ કરવુ?' ઇન્દ્રે કહ્યુ કે 'ગુણથી શ્રેષ્ઠ હોય એનાઓને આપવુ'



## વ્યાખ્યાન ૧૨ મુ

### મજબૂત વિશ્વાસ કેળવો



જે ને સર્વજ્ઞ પ વિશ્વાસ નહિ, શ્રી મહાવીર ભગવાનના વચન પર તે પ્રકારની પ્રતીતિ નહિ એ આત્માઓ ધર્મ કરે તો પણ શુ અને ન કરે તો પણ શુ! તમે સાભળ્યુ હશે કે અભવી સાડાનવ પૂર્વ ભણે, સયમ પણ અજબ પાળે, જ્ઞાન સાડાનવ પૂર્વ સુધી ભણે, દેશના એવી દે કે સાભળનાર પામી જાય, પણ એને, મૂળ વસ્તુની રૂચિ નહિ માટે એના જ્ઞાન, સયમ ને દેશના, એ બધા નકામા કારણ કે અભવીને હૃદયમા તેવા પ્રકારની આસ્થા હોતીજ નથી **મહામાથી**

**પ્રશ્ન**—અભવી દેવલોક માને છે તો એને સમ્યક્ત્વ ખરૂ કે નહિ? નવે તત્વ માને એનેજ સમ્યક્ત્વ હોય નવમાથી આઠ માને તો પણ સમ્યક્ત્વ નહિ જે નવ તત્ત્વ માને તેને સાચી શ્રદ્ધા જાગે એક પણ તત્ત્વ ઓછુ માને, અરે તત્ત્વના એક અશને પણ ન માને તો પણ મિથ્યાત્વ જીવતુ ને જાગતુ જ રહે છે આખો વ્યવહાર શ્રુતના આધારે છે એક સમયમા જેટલો ભૂતકાલ ગયો એ બધો, વર્તમાન તો છેજ, ભવિષ્યકાલ આવવાનો છે એ બધો એની સાથે, સઘળા દ્રવ્યો, સઘળા પર્યાયો એની સાથે જાણે એવા શ્રી સર્વજ્ઞની આજ્ઞા એ છેવટની આજ્ઞા છે જેવુ ભગવાન્ શ્રી મહાવીરદેવ જાણે એવુ ભગવાન્ શ્રી ઋષભ દેવ જાણે જેવુ ભગવાન્ શ્રી ઋષભ દેવે કહ્યુ તેવુ ભગવાન્ શ્રી મહાવીરદેવે કહ્યુ અનતા તીર્થંકરોએ કહ્યુ ને ચોવીસે કહ્યુ તેજ અનતા કહેવાના આટલી બધી માન્યતાવાળા આપણે એમના શાસનમા રહેનાર તેને એમ થાય કે આ બધુ કહેલુ તે આ કાળમા લાભ આપે કે નહિ? જો તેવુ થાય તો એનો અર્થ સર્વજ્ઞ પર શ્રદ્ધાની ખામી છે, એવોજ થાય, અને

જો એ બગાડ હોય તો પછી એવા અધકાણુ હૃદયમાં સમ્યક્ત્વ છે, એમ શી રીતે કહેવાય કે મનાય? માટે જ્ઞાનીના વચનમાં મજબૂત વિશ્વાસને કેળવો.

## જે રૂચે તે કરી લેવું એમાં ધર્મ નથી

જીવોને એમ કહી દેવામાં આવે કે 'જે કાળે જે ભાવના, તમારા હૃદયમાં જન્મ પામે એનું જ નામ ધર્મ' તો પછી પરિણામ શું આવે? વ્યવહારમાં કહે છે કે વાદરાની જાત એટલે કુદવાનું તો કુદરતી જ હોય એને નીસરણી આપે અને દારૂ પાઇને નશાખોર બનાવે, પછી એને વાંછી ચટકાવે તો કઈ કમીના રહે? અનાદિકાળથી વિષયકષાયની ધનમાં ઘૂમતા, વિષયમાં લીન બનેલા અને કષાયથી ભરચક થયેલા આત્માઓને એમ કહેવું કે 'જે સમયે, જે કાળે તમારા હૃદયમાં જે ઇચ્છા થાય તેનો અમલ કરવો એનું નામ ધર્મ' એનો અર્થ તો એજ છે કે ઇરાદાપૂર્વક આ મનાશક ઉચ્છૃંખલતાના તેઓને પૂજારી બનાવવા અને પરિણામે થોડી ઘણી પણ જે મર્યાદા છે કે 'એ શાસ્ત્રવિરુદ્ધ એની ન જવાય' તે પણ ન રહે હું કહું છું કે ઉપર કહ્યા મુજબની કહેવાની વાર્તાના શ્રવણમાં તમે જેટલા રસીઆ બનશો તેટલું તમારા સમ્યક્ત્વને કલંકિત કરશો આ સૂત્રના રચનાર 'મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અને મનપર્યવજ્ઞાન,' આ ચાર જ્ઞાનના ધણી હતા એમના શ્રુતજ્ઞાનનો જગતમાં જોટો ન હતો દ્વાદશાંગીના રચનાર ભગવાન્ ગૌતમસ્વામી પચાસ હજાર કેવળજ્ઞાની શિષ્યોના ગુરૂ હતા, ભગવાન્ ગૌતમસ્વામીએ પણ એમ ન કહ્યું કે 'મને રૂચે તે ધર્મ' પરંતુ એમ કહ્યું કે '**आणाए धम्मो**' ધર્મ શ્રી જિનેશ્વર દેવની આજ્ઞામાં કે મતિકલ્પનામાં? શ્રી જિનેશ્વર દેવની આજ્ઞામાં ધર્મ માને તે જૈન કે મતિકલ્પનામાં માને તે જૈન? આજે આ બધા ઝઘડા છે તે મતિકલ્પનાના છે આત્માની શક્તિ કોના યોગે દબાઈ ગઈ છે? ભાગ્યશાળી! તમે બીલકુલ વિચારતા નથી, બજારની વાતોમાં અટવાઈ જાઓ છો. તમે તમારી જાતે શાંતિમાં બેની

નહિ વિચારો ત્યાં સુધી અંત આવવાનો નથી તમારો આત્મા અનંતી શક્તિનો સ્વામી છે એની ખાત્રી છે કે નથી? એને દબાવનાર જડ છે, કારણ કે ચેતનનું પ્રતિપક્ષી જડ છે એ જડની સોબતમાં તમે ફસાણા છો એની સોબત છોડવાના પ્રયત્નથી નિર્ભય થશો કે એની સોબતમાં લીન થવાથી? વાસણ પર કાટ ચઢે તો તે વધારે દીપે કે એ કાટને ઘસીને આઘો કાઢીયે તો વધારે દીપે? આત્માની સાથે જડના સંયોગો એ જડ વસ્તુપરની મમતા, ને તેને યોગે થયેલી અધમ પ્રવૃત્તિઓને રોકવા તમે પ્રયત્ન કરો છો, કે મજબૂત કરવા? અધમ પ્રવૃત્તિઓને રોકવા પ્રયત્ન કરવો હોય તો **'પૌદ્ગલિક પદાર્થો અમારા નથી, એના ઉપરની મમતા અમારા આત્માને મલિન કરનાર છે'** આ ભાવના કેટલી મજબૂત કરવી જોઇએ? આજે તો એ જડની પાછળ એવા બની ગયા છીએ કે એના યોગે આની (આગમની) આના પણ આપણને સુઝવે છે શ્રી જિનેશ્વરદેવના વચનમાં તો રાગ, દ્વેષ, વિષય કે કષાય વિગેરેને પોષવાની એકે વાત નથી

## કયો ધર્મ મોક્ષનો ઉપાય?

મોક્ષના અર્થિએ કયો ધર્મ સેવવો જોઈએ? તે ધર્મ શિવ સુખનો ઉપાય છે કે જે ધર્મની સેવામાં પ્રથમ તો વિષયનો વિરાગ થાય, આત્મા વિષયથી પાછો હઠે, આત્મા વિષયથી કંપે શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ આ પાંચ વિષય-પ્રકાર ઘણા, પણ આ પાંચ મધ્ય રૂપની પાછળ આજે કેટલા આદમી દીવાના બન્યા છે? શ્રી જિનેશ્વરદેવના માર્ગને અંગીકાર કરે એ એવા બને? એ તો રૂપને અગ્નિની જ્વાળા માને પતંગીયા રૂપના મોહમાં ફસીને જાન ગુમાવે છે, પણ એ બીચારા સંજ્ઞી નથી એમનામાં સમજવાની તાકાત નથી એક એક વિષયને આધીન થનારાની ભયંકર દુર્દશા થાય છે તો પાંચે ઇન્દ્રિયોને આધીન બનનારની કેવી દશા થાય? જે ધર્મની સેવામાં આત્મા આ પાંચે વિષયોથી પાછો ન ખસે, ચસે નહિ, ચોંકે નહિ, એ ધર્મ છે? **વિષયનો વિરાગ એ ધર્મરૂપ પ્રાસાદનો પાયો છે વિષયવિરાગ**

**વિના ધર્મરૂપ મહેલ ટકતો નથી દાન પણ તેજ દેવાય શીલ પણ તેજ પળે, તપ પણ તેજ થાય, અને ઉત્તમ ભાવના પણ તેજ આવે** વીતરાગના ભક્તથી વૈરાગ્યના વેરી બનાય? વીતરાગના ભક્ત રાગી બને કે વિરાગી? વિરાગીને વીતરાગ ઉપર પ્રેમ થાય કે રાગીને? **જે વિષયનો વિરાગી, તેજ વીતરાગનો રાગી થાય** જે આત્મામા વિષયના ત્યાગની ભાવના નથી, વિષય પ્રત્યે અરૂચિ નથી તે આત્મામા ધર્મ ટકે ક્યાથી? પહેલા તો ધર્મ આવે નહિ ને આવે તો ટકે તો નહિજ આત્માને પૂછજો કે તું વિષયનો પૂજારી છે કે પરમાત્માનો? વૈરાગ્ય, જે જીવનનો સાથી જોઇયે, જે જૈન જીવનનો મંત્ર છે, જે જૈન જીવનને ટકાવનાર અને પોષનાર છે તેના પ્રત્યે આટલી બધી અરૂચિ કેમ! કારણ વિષયવાસના સળગ્યા કરે છે માટે, આથીજ જ્ઞાની પુરૂષોએ કહ્યુ કે, **જેમા વિષયનો વિરાગ, કષાયનો ત્યાગ, ગુણાનુરાગ અને ક્રિયામા અપ્રમાદ હોય તેજ ધર્મ શિવસુખનો ઉપાય** છે કઈ ક્રિયા? એજ કે જેનાથી વિષયનો વિરાગ થાય, કષાયનો ત્યાગ થાય ને ગુણનો રાગ થાય તે જ્ઞાનીઓએ જો ક્રિયામા અપ્રમાદ ઉપદેશ્યો નહોત તો તો બધાજ કહી દેત કે—અમારામા વિષયનો વિરાગ બરાબર છે વિષય સેવીયે છીયે તે કમને, કષાય કરીયે છીયે તે સામાના ભલા માટે, અને ગુણનો રાગ તો રોમે રોમ ભર્યો છે, પણ હવે એ ઉપદેશ પ્રમાણે તમારી તે વાતો ત્યારેજ મનાય કે જ્યારે વિષયના વિરાગની, કષાયના ત્યાગની અને ગુણની પરીક્ષાની નિર્દંભ કરણી દેખાય જેને સાચા હૃદયથી વિષય પ્રત્યે વિરાગ થાય, કષાયનો ત્યાગ થાય અને સાચા ગુણો પ્રત્યે અનુરાગ પ્રગટે તેની ક્રિયા કેવી હોય? વિષયનો વિરાગી વેશ્યાના ઘરમા મજેથી જાય, પોતાની કે પારકી જૂએ નહિ, પોતાનીમા પણ કીડા માફક ખદબદ્યો રહે, ન જૂએ રાત કે દિવસ, વાર કે તહેવાર, અને પછી કહે કે હૃદયથી મને વિષય ગમતા નથી! કહો આના જેવા બીજો દંભ કયો હોતા હશે? વેશ્યાને ત્યા જવુ, વિષયની નિંદામા નિંદ્ય ચેષ્ટાઓ કરવી અને

નિરાગી કહેવરાવવુ એ બને નહિ વિષયમા લીન બનેલા બાધ ળાઓની દશા એવી છે કે લખીયે તો લખતા લેખિની કપે, વિચાર કરતા મન કપે, ને વાત કરતા મોઢુ લાજે **વિષયાધીન જીવન એ એક રીતિએ નારકીનુ જીવન છે** વિષયની સેવા પરિણામે નારકગતિને ખેચી લાવે છે એ તો પરભવની વાત-પણ આ લોકમાએ શુ? જાણુવુ છે? પણ એમા શુ જાણુવુ છે જવા દો.

**(સભામાથી** પ્રશ્ન)–એને નારકીની ઉપમા કેમ અપાય? એની આખી ક્રિડાનો ચિતાર રચ્યુ? વિષયના સેવનમા અધ બનારની હાલત, બુદ્ધિ અને વિવેક કેટલા નષ્ટ બને છ, એ શાની શાની કલ્પના કરે છે, એ માલુમ છે ને? વિષય સેવા વગરના ટાઈમમા જે જે ચીજોને હાથ લાગવાથી પાણી લઈને ધોવા પડે, વિષયાધીન અવસ્થામા તેજ ચીજો સાથે કેવી ચેષ્ટા કરે છે? છે ભાન? જ્યા મલિન પદાર્થમા અમૃતની કલ્પના, દુ ખમા સુખની કલ્પના, ત્યા બધી વાતો અગોચર રહે અનુભવીઓ પોતાનો અનુભવ ન કબૂલે તેને સમજાવાય કેમ? વિષયથી દુર્ગતિ તો ખરીજ ને? **વિષયમા બરાબર લીન થઈ જાય તો શાસ્ત્રે નરક નિયત કરી છે** ચક્રવર્તિ ચક્રવર્તિપણામાજ જીવે અને ચક્રવર્તિપણામાજ મરે તો તેને માટે નરક સિવાય બીજી ગતિજ કયા છે? હા! એ છે કે સસારમા પણ વૈરાગ્યથી રગાયેલો છતા કર્મોદય ન છૂટકે, વિષય સેવન કરતો હોય, બચવાની કોશિષવાળો હોય, ન છૂટકે બળતે હૃદયે, આત્મા ઉન્માર્ગે ન જાય એટલા પૂરતુ, વેદના ઉદયના ઔષધ તરીકે વિષયમા પડે તો હજી પણ એ બચે, પણ વિષયમા તન્મય બને, તો ખરેખર એ દુનિયાની વિષ્ટાજ ચુથે છે વિષ્ટાને પણ લોક નરક જ કહે છે ને? શ્રી તીર્થકર દેવને ભોગાવળી કર્મ ન છૂટકે ભોગવવા પડે છે એ ભોગને રોગ માનીને ભોગવે છે ભોગને રાગ માની ભોગ ભોગવનાર ભોગ પામે કેટલો જાય? કયા હૃદયે, કઇ ભાવનાએ જાય? વૃત્તિ શુ રાખે? એણે ભોગ ભોગવ્યા એમ કહેવાય? એ ભોગમા સુખની કલ્પના કરે? કદીજ નહિ પણ

જે ભોગમા સુખ માને, ભોગને જીવન માટે જરૂરી અને સેવવા લાયક વિષય માને, ભોગ એ મજેનુ તત્ત્વ છે એમ માને અને આનદપૂર્વક સેવે તે આત્મા માટે ભોગનુ અતિમ ફલ નરક છે એમા કશી જ શકા નથી જેમ ધર્મથી સ્વર્ગાદિ સદ્ગતિ પણ મળે છતા તેનુ અતિમ ફલ જેમ મોક્ષ છે, તેમ વિષયનુ અતિમ ફલ નરક છે અને એક તે જો કોઈ નિર્વિવેકપણે પશુની માફક ભોગમા લીન બનીને રહે તો ખરેખર અહીં પણ તેની દશા નારકીના જેવીજ હોય છે તે સુખી નહિ પણ ભયકર દુખી હોય છે વિષયાધીન કેવો ? ગદો, વિવેક વગરનો જે બહાર ફેંકી દેવા જેવુ તેને તે અવસરે મોમા ઘાલનારો જે ચીજો નકામી, ગદી ખરાબ મનાય, વિષય પહેલાના સમયમા, જાગૃત અવસ્થામા, હાથપર લાગે તો ? ચુકે તો ? કોણ ચુકે તો ? સમજી જાઓને જે ચીજ અહીં આગળીને ન લગાડાય તેને કયા લગાવાય છે ? ઈસારેથી સમજાય તો સમજો, નહિ તો આ વાતોના પીંજણમા ઉતરાય તો નફટાઇ આવી જાય આ વાત સારી નથી ખોટી છે કરવા જેવી નથી પણ તમને મજેની લાગે છે એને લઈને આત્મી પર્વતિથિ, રાતદિવસ, ભૂલ્યો માગી પારકી ભૂલ્યો, મનુષ્યપણુ, ધર્મ, આજ્ઞા સર્વ ભૂલ્યો આ દુનિયાના આરભ સમારભની જડ કના છે ? જો કામવાસના ખસી જાય તો અર્થ લોભ ખસી જાય અર્થ લોભ ખસે તો ધર્મ ઘુસે ને ધર્મ ઘુસે તો મોક્ષ મળે મોક્ષ કોને મળે ? વિષયમા લીન હોય, વિષયમા આનદ માને, વિષયને જરૂરી માને, એને ? કદીજ નહિ માટે શુદ્ધ ક્રિયા વિનાનો કેવળ મુખથીજ વિષયના વિરાગ આદિની વાતો કરનારો સાચો નથી, પણ દભી છે

## વિષયનો વિરાગ એ સત્ત્વની વૃદ્ધિ કરનાર છે

કેટલાક કહે છે કે લીનતા વગર વિષય ભોગવે તો ! લીનતા વગર કયારે કહેવાય ? જેને કોઇ પકડી રાખે ને ભોગવાવે તો તમને બધાને પકડી રાખીને ભોગવાવે છે ? નગરની કેરીઓ આવી આવીને તમારા મોમા પેસી જતી હશે કેમ ? તમે વિષયની પૂઠે

આ છો કે વિષય તમારી પૂઠે પડયા છે ? વિષયના તમે ગુલામ છો માલીક છો ? જૂઓ, સાભળો હુ તમને એક વાત કહુ પણ વાત કના પહેલા હુ તમને કહી દઉ છુ કે કથા કહેવાય તેમાથીય તમે ૌકિક વાસના ન લઇ લેતા, કારણ કે કથાદ્વારા પણ મારૂ ધ્યેય મને વિષયથી વિરામ પમાડવાનુ છે જ્ઞાનીઓએ એજ એક ૃમ ઇરાદે કથાનુયોગ યોજ્યો છે વારૂ, ચાલો સાભળો એક ાહ્મણી હતી એ વિદુષી હતી એને ત્રણ દીકરીઓ હતી એણે વચાર્યું કે મારી દીકરીઓ સુખી કયારે થાય ? જેવા વિચારનો ણી હોય એને એ અનુસરે તો દીકરીને સુખ કયા ? સાસરે રમા જેટલુ સુખ દ્યો તે ત્યા ભયકર દુ ખ જ્યા મોકલવી હોય તે ઘર જોગી કેળવણી આપવી પડે ત્યા માલીક તો બનશે ત્યારે બનશે પણ જાય ત્યારે તો વહુ તરીકે એમ ન કહેતા કે મહારાજે પરણવાનું કહ્યુ શાસ્ત્ર તો કહે છે કે–તમારાથી ન ચાલે તો આટલુ જોવુ સમાનશીલ, સમાનકુલ, સમાનધર્મ જોઈને કન્યાને **દેવી પડે તો**–હુ શુ કહુ છુ–**દેવી પડે** તો દેવી એ આજ્ઞાનુ પાલન કયારે કરી શકો ? કૃષ્ણજી, શ્રી નેમિનાથ સ્વામિના ભાઇ, અવિરતિ હતા છતા પોતાની દીકરીઓને શુ કહેતા ? જેમ જેમ દીકરી ઉમ્મર લાયક થાય, કૃષ્ણજી પાસે આવે ત્યારે કૃષ્ણજી ખોળામા બેસાડી પૂછતા કે રાણી થવુ છે કે દાસી? રાજાની પુત્રી બીજુ શુ કહે ? કહે કે રાણી થવુ છે તરત કૃષ્ણજી કહેતા કે રાણી થવુ હોય તો શ્રીનેમિનાથસ્વામી પાસે જા અર્થાત્ શ્રીનેમિનાથસ્વામિના શાસનને સ્વીકાર દાસી થવુ હોય તો અહીં રહે દાસીપણાની વિટબણા સમજાવતા એકેએક દીકરીને શ્રીનેમિનાથસ્વામી પાસે મોકલી એટલે કે સયમના માર્ગે યોજી પણ દુનિયામા એવા આત્મા હોય છે કે જેને ઉચી વાત ન ગમે અત પુરમા એક રાણી એવી હતી કે જેણે પોતાની પુત્રીને પાઠ ભણાવ્યો કે **દાસી થવુ** છે એમ કહેજે કૃષ્ણ પાસે એ ગઇ કૃષ્ણજીએ પૂછતા તેણે કહ્યુ કે દાસી થવુ છે એ સાભળતાજ કૃષ્ણના હૃદયમા ચીરા

પડયો એમને એમ થયુ કે મારા ઘરમા ઝેર ઘુસ્યુ ક્યાથી? કૃષ્ણ વિચારે છે કે, જો અત પુરમા ઘુસેલ્લુ આ ઝેર હુ નભાલુ, એનો યોગ્ય પ્રતિકાર ન કરૂ, તો આજથી મારા સતાન સના રમા રૂલી જવાના કૃષ્ણે પછી ઘણુ કર્યું કે ટુકામા એમણે પોતાની એ દીકરીને વીરા સાળવીને પરણાવી ના માટે? એના હૃદયમા ઘાલવામા આવેલા ઝેરને કાઢવા માટે પરિણામે એ ઝેર નીકળ્યું એ કહેતી આવી કે મારે હવે રાણી થવુ છે કૃષ્ણે કહ્યુ, ખુશીથી શ્રી નેમિનાથ સ્વામી પાસે જા, એટલે કે તેમના શાસ નનો સ્વીકાર કરી અખડ સયમની પાલક થા 'આપવી પડે તો' આના ભાવને સમજ્યા? આપની ફરજ છે કે પોતાના સતાનને ઉત્તમ માર્ગે લઇ જવુ ન જાય તો સુયોગ્ય સ્થાને ગોઠવવુ કે જેથી પતિત ન થાય, અનાચાર ન કરે અને અકુશમા, મર્યા દામા રહી ઉત્તમ માર્ગની શક્ય આરાધના કરે પેલી બ્રાહ્મણીએ ત્રણ દીકરીને પાઠ ભણાવ્યો હતો જ્યારે દીકરી પરણીને ઘેર જતી ત્યારે એ પ્રથમ દિવસેજ કહેતી કે, પતિ આવે ત્યારે એક લાત મારવી પછી જે બને તે આવી મને કહેવુ અને પછી હુ કહુ તેમ વર્તિશ તો સુખી થઇશ આ શીખામણ આ પતિની પરીક્ષા કરવા માટે દે છે પહેલી દીકરી પરણી ત્યારે એમ કહ્યુ તે પરણીને પતિના ઘેર ગઈ ત્યારે, પલગમા બેઠી છે પતિ આવ્યો હજી પલગપર બેસે છે ત્યા જ પેલીએ પતિને લાત મારી, પણ પતિ તો વિષયનો અર્થી હતો, કીડો હતો ઉઠીને પેલીના પગ પપાળવા ગયો કે પગે વાગ્યુ તો નથી ને? તે દીકરીએ આવીને સવારે માને હકીકત કહી માએ કહી દીધુ કે દીકરી! તારે ફાવે તેમ વર્તજે, તારા ધણી ઉપર જેટલા હુકમ કાઢવા હોય તેટલા કાઢજે, ડરીશ નહિ બીજી દીકરી વખતે પણ તેવીજ શીખામણ આપી બીજીએ તેમ કર્યું અને, પેલાએ ઘોલ મારી પેલી રોઇ પડી થોડી વાર બાદ પતિએ કહ્યુ, ચાલ હવે આવુ કરતી નહિ, થયું તે થયુ એ દીકરીએ સવાર જઇ માને વાત કરી માએ કહ્યુ કે એની દોરી કાબુમા રહે ત્યા સુધી ખેચવી ગરમ થાય

કે મૂકી દેવી, તો સુખી થઇશ ત્રીજી છોકરી વખતે પણ એજ શીખામણ દેવાઇ એણે લાત મારી પેલો મદ હતો તેજ વખતે પકડીને જેટલી મરાય તેટલી મારી નીકળ ઘર બહાર, કહી ઘર બહાર કાઢી, મારે ખપ નથી, આજથી તારો ત્યાગ, એમ કહી પોતે સૂઈ ગયો પેલી આખી રાત બહાર રહી સવારે રોતી રોતી મા પાસે જઇ કેહેવા લાગી કે આવુ શીખવ્યુ ? માએ કહ્યુ–એ તો તારા સુખને માટે શીખવ્યુ હતુ હવે હુ કહુ તે સાભળ એ જેમ કહે તેમ ચાલજે જરા પણ આડી અવળી ગઇ તો બાર વાગ્યા દીકરી કહે પણ મારે હવે ઘેર જવુ શી રીતે ? માએ કહ્યુ એ બધુ હુ કરીશ પેલી બ્રાહ્મણી ત્યા જઇ કહેવા લાગી કે આવુ ગાડપણુ તમે કેમ કર્યું ? આમ થાય ? એ તો અમારા કુલનો રીવાજ હતો, એટલે વિધિ સાચવી નહિ તો કાઇ તમને મારવાના હોય ? આટલુયે ન સમજ્યા ? સસાર છે, કુલરીવાજ પાસે બધા ઝુકે એણે કહ્યુ કે ભલે ત્યારે, એમ હોય તો મોકલજો એ મર્દ હતો. તમે તમારી જાતને પૂછજો કે ઉપરના દષ્ટાતમાના તમે કયા નબરના છો? પહેલા, બીજા કે ત્રીજા? **મર્દ બનો, વિષયોને આધીન ન બનો**

વિષયોની જગાએ આગરૂ નહિ કોઇ પેસવાએ ન દે એને માટે દરેકને શકા આદમી તે કે જેને માટે શકા ન હોય દેવાગના સામે પણ જેની આખ ફરકે નહિ તો પછી પરરમણીની તો વાતજ શી ? કહો–આમા દિક્ષા છે ? પરરમણી સામે દૃષ્ટિ ન કરવી એમા કાઇ બધુ તજવાનુ ઓછુ જ છે ? છતા એમા પણ આટલી બધી આનાકાની કેમ? બોલોને, કેમ બોલતા નથી ? મહાનુભાવો! આજ કારણે કહેવામા આવે છે કે **બધી નિર્બળતાનુ કારણ એક વિષયોની ગુલામી છે** એની વાસનાને કાપવાની વાતથી તમને ગુસ્સો કેમ આવે છે? **ખરેખર વિષયાધ જીવોનુ જીવન એ ફજેતીના ફાળકારૂપ છે** પણ એ વિષય વાસનારૂપ દુષ્ટ લાલસાના યોગે નફ્ટાઇ આચરતા થઇ ગયેલાઓને એ નફ્ટાઇથી કોણ રોકી શકે ? વ્યવહારમા પણ એક કહેવત છે–"જેણે

મૂકી લાજ, તેને નાનુ મરણુ રાજ" નાનુ સન્ખુ શુ કરવા? મોઢુ જ કહોને! એ ન ખાવાનો, ન પીવાનો વિષયની માત્રા વધી એટલે એ સુખે ખાય નહિ, સુખે પીયે નહિ એના યોગે સખ્યાબધ આત્માની સત્યાનાશની પાટી વળી ગઇ એનુ અતિમ ફળ, નરક આજે જે ધર્મમા વિષયનો વિરાગ એ મુખ્ય ઉપદેશ છે, તે ધર્મમા રહેનારાઓ છયોક વિષયની માગણી કરે, એ કેટલુ ઘૃણાસ્પદ છે, એ શોચો વિષય શબ્દથી અહીં આ પાચે ઇંદ્રિયોના 'રૂપ,રસ, ગધ, સ્પર્શ અને શબ્દ' આ પાચે વિષયો સમજવા ખરેખર વિષયની લાલસાને વેગળી ખસેડવામા નહિ આવે ત્યા સુધી શુદ્ધ ધર્મની આરાધના થવી એ અશક્ય છે એ વિષયની લાલસામાથીજ લોકોત્તર મિથ્યાત્વ ઘુસ્યુ છે કહો હવે, વિષયનો વિરાગી આત્મા પોતાની જાત માટે એમ બોલે ખરો કે વિરક્ત ભાવનાથી વિષયને સેવવામા હરકત શી છે? ખરેખર એમ બોલનારમા વસ્તુત વિષયનો વિરાગજ નથી એ કેવળ જનતાને ઠગવાના ઢોગ છે! એ એક વિષયની ગુલામીનુ ખરેખરૂ લક્ષણુ છે વિષયની અધિકતામા કષાયની વૃદ્ધિ, વાસ્તવિક ગુણાનુરાગનો અભાવ અને શુદ્ધ ક્રિયામા શિથિલતા થવી, એ સહજ છે

## ઉપકાર કે અપકાર!

હવે કહી ગયા તેમ આવા કામનસનાની ઇચ્છાવાળા આત્માને કહેવુ કે 'તારી ઇચ્છામા આવે તેમ વર્તવુ' આ શુ ઉપકાર બુદ્ધિ છે? ભગવાન્ શ્રી ગૌતમસ્વામિજીને ઇચ્છા હતી કે નહિ? હતી, પણ એ મહાપુરૂષે પોતાની ઇચ્છાને વેગળી મૂકી અને ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞાને સ્વીકારી, તો પછી બીજાઓને ઇચ્છા મુજબ વર્તવાનુ કહેવુ એના જેવો ઘોર અપકાર બીજો કયો છે? **ધર્મની આરાધના માટે વિષયનો વિરાગ, કષાયનો ત્યાગ, ગુણનો અનુરાગ અને ક્રિયામા અપ્રમાદ, એ બરાબર ખીલવવાના છે** ગમે ત્યા પણ આચારને વળગી રહેવાનુ છે **વિષયસેવા એ મનુષ્યપણાનો ધર્મ નથી. ધર્મ કયો? રત્નત્રયી-સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્**

**ચારિત્ર અને એ ત્રણની સાધના માટે દાન શીલ, તપ અને ભાવ** લક્ષ્મી મેળવવી, વિષયભોગ કરવો અને ખાવું પીવું એ કંઈ ધર્મ નથી ધર્મ તો દાન, શીલ, તપ અને ભાવ એટલે દાન, શીલ ને તપની વૃદ્ધિ કરનાર ઉત્તમ વિચારો વિષયવાસનાને કે દુનિયાદારીની મારનાપને ધર્મ નહિ માનો ભગવાને ધર્મ બે પ્રકારનો કહ્યા સાધુ ધર્મ અને ગૃહસ્થ ધર્મ **સાધુ ધર્મ** એટલે પંચ મહાવ્રત અને એની રક્ષા માટે ભિક્ષા માત્રથીજ આજીવિકા ચલાવવી, સામાયિકમાજ રહેવુ ને ધર્મનોજ ઉપદેશ દેવો **શ્રાવક ધર્મ**, એટલે સમ્યક્ત્વ મૂલ બાર વ્રત સમકિત અને વ્રતો ભગવાન્ શ્રી મહાવીરદેવે કહ્યા **વિરતિ શ્રી જિનેશ્વરદેવના ઘરની અને અવિરતિ મોહના ઘરની** વેપારમા નીતિ અહીંની એટલે શ્રી જિનેશ્વરદેવના ઘરની અને અનીતિ મોહની સારૂ અહીંનું

ખોટુ તહીંનુ સારૂ એ કરવુ ને ખોટુ એ કરવુ એ કોણ કહે? ઉપકારી તો એ પ્રમાણે કદીજ ન કહે સમજ્યા? કુવે પડતા આને તેને બચી શકે તો બચાવવા, નહિ તો ધક્કો મારીને પાડી નાખવો એ કામ ઉપકારનુ ખરૂ કે? કુવાના કિનારે ઉભેલો માણસ, કુવામા પડનારને જૂએ છે, રખે ગબડી ન જાય એની કાળજી રાખે, કહે કે ન પડ, કાંડુ પકડે, બૂમ મારે, ઘસેડાય એનો ઘમંડ, જોસ કરે, છતા હાથમા ન રહે તો ધક્કો મારે અને કહે કે પડ, તો એ પણ ઉપકારી ખરો કે? તમે જાણો છો કે એ 'પડ' ને 'ન પડ' એ બોલોને જો સમજાવવામા આવે, પુરાવો થાય, તો સરકાર એને શુ કરે? ઉપકારી તો તે કે જે તને રોકે રોકવા બધુ એ કરે, છતા હાથમા ન રહે તો પણ 'ન પડ' એમ તો નજ કહે માહા પાસે જવુ તે બચાવવા માટે, કે ન બચી શકે તો પીસ્તોલથી મારી નાખવા? એ દુઃખ જોવા નહિ, એ મારાથી જોવાતુ નથી, હુ શુ કરૂ? ત્યારે બસ, પીસ્તોલથી મારી નાખવુ, એ ઉપકારીનુ કામ, કેમ? ત્યારે તો હવે ઉપકારીનુ એજ કામ કે દરેક ચાકુ, કાતર, પીસ્તોલ ખીસામા રાખીનેજ ફરવુ જે જતુ મળે તેને બચાવાય તો બચાવવો, તાકાત ન હોય તો

મારી નાખવો એ દયાળુનુ કર્તવ્ય ! જો બધાય આ જાતિનો દયા ધર્મ સ્વીકારે તો દુનિયામા ખૂનામરકી કેવી કચાવે ! આથીજ **જૈન શાસન કહે છે કે શક્તિ પ્રમાણે દુ ખ દૂર કરવાના પ્રયત્નો કરે, ન થાય તો મારી ન નખાય, પણ કર્મના વિપાકને ચિ તવતા ઉદાસીનપણે રહેવ ય** દયાના પાલન માટે ઘણુજ સાવધ રહેવાનુ છે હિ સક લતાઓમા પણ જવાની મના છે કોઇ આદમી કમાઇખાને પહેલીવાર જાય તો ચક્કર આવે, માથુ ફરે, ઉનગી થાય, બધુએ થાય પછી બીજી વાર જાય ત્યારે એથી ઓછુ થાય, ત્રીજે દિવસે એથી ઓછુ, એમ ક્રમસર ઓછુ થતા પછી ટેવાઈ જાય ને કશુ ન થાય, કારણ કે આદમી ફરી ગયો એવી જ રીતે થોડા સ્વાર્થની ખાતર એક જીવ ઉપર છરી ચલાવે, તે વખતે પહેલી વાર હાથ ક પે, બીજી વાર ઓછો ક પે અને પછી કાઇજ નહિ **આવી હિ સક ક્રિયાઓ મનુષ્યને હેવાન બનાવે છે, અને મનુષ્યજીવનની કોમલ તાનુ નિક દન વાળે છે** થોડા લાભ ખાતર થતી એ કિનામ પલોટાયા પછી મનુષ્ય જીવનના ઉધ્ધારની બારી રહેતી નથી

એક પાપમાથી સો પાપ જન્મે છે ચીકણી જગ્યામા ચાલો શી રીતે ? જોઇને, પગ દાબીને પગ ખસ્યો કે આખુ શરીર ખસે, માથુ, હાથ, પગ, છાતી, બધુએ ભાગે એવીજ રીતે પાપનો ગુણ પણ એ છે કે શરૂઆતમા નજીવુ, કિ મત વગરનુ લાગે, પણ પરિણામે ભય કર બને છે વિષયવાસના એવી ભયકર છે કે થોડી પણ સેવી કે કામ વધ્યુ વધતા વધતા માત્રા એટલે ઉચે જાય છે કે ન પૂછો વાત આ બાળકોમા અત્યારે કાઇ વિષયવાસના છે ? ગયોગોથી આવે છે એના હિતૈષીઓ, માબાપો, વડીલો, વાલીઓ વિષયથી અલગા કરે કે વિષયમા વગાડે ? તમારા સતાનોને, બાળકોને, હિ સક કે અહિ સક, સાચા કે જૂઠા, ચોર કે શાહુકાર, વિષયમા લીન કે વિષયથી વિરાગી,—જેવા બનાવવા હોય તેવા બનાવાય તમારે કેવા બના વવા છે? **સભામાથી પ્રશ્ન**—'કુદરતી વાસના ખરીને ?' કુદરતી વાસના

માનવાની ક્યારે? ઠોકવાના પ્રસંગમાં પ્રસંગ પ્રયત્ન કરો છતાંય ન મળે તો દુકાન ખોલો, માલ ગખો, નોકર ચાકર રાખો, મહેનત કરો, પછી કમાણી ન થાય તો કપાળ કુટો, કે દુકાન ખોલ્યા પહેલાજ કપાળ કુટો? બોલોને? તમને તમારો કોઈ કહે કે 'શી ઉતાવળ છે, ભાગ્યમાં હશે તે મળશે' ત્યાં તો કહે વાય છે કે 'લેસ, બેસ, કઈને, નામ લઈયે, વેચીયે, દલાલને ઓળખીયે, મહેનત કરીયે તો મળે?' અને અહીંની વાતમાં તો પહેલેથીજ બહાના બચ્ચામાં ન જૂઠ હોય, ન ચોરી હોય, ને પછી એમનામાં એ ઉત્પન્ન થાય એ કોનો પ્રતાપ? **શાણી સરકાર હોય, ધર્મિ ન્યાયાસન હોય તો બચ્ચાના ગુન્હા માટે, પ્રથમ માબાપને પકડી પાંજરામાં ઉભા કરે.** માબાપને પૂછે કે આ છોકરે ચોરી કરી છે, ચોરી કરવી એમાં પાપ છે એ કદી સમજાવ્યું છે? જો એ ન સમજાવ્યું સિદ્ધ થાય તો એની સજા માબાપને થવી જોઈએ પણ જો માબાપ કહે કે સાહેબ, કહી કહીને જીભના ગોચાએ વળી ગયા, ઘણું કહ્યું, ત્યાં સુધી કહ્યું કે 'ભૂખે મરજે પણ પાપ ન કરતો, છતાંએ એણે માન્યું નહિ' એમ માબાપ પૂરવાર કરે તો પછી ભલે સરકાર બાળકને દંડે દૂધ પાતા, ખવરાવતા, પીવરાવતા, ન્હવરાવતા, પાપ વાસના કાઢો ને ધર્મવાસના વાવો તો બચ્ચા કેવા નીવડે? ઉકતની સરે બાળક સાંભળે શું? ભાઈની ભાષા જુદી, બાઈની ભાષા જુદી શુભ વાસના એ બાળકમાં ક્યાંથી આવે? **શિક્ષણ એવું આપો કે બાળક મરતા મરતા એ આશિર્વાદ દે** ... થય જાય ત્યાંએ એ ઉપકાર માને કે 'ધર્મિ માબાપના પ્રતાપે આ સ્થિતિ મળી' પણ શ્રાપ દે તેવું તો નજ કરતા

## દેવતા શ્રાવકકુળ શાથી ઇચ્છે છે?

દેવ સુખી છે, ઋદ્ધિએ પૂરા છે, છતા તે શ્રાવકકુલમાં જન્મ લેવાની ઇચ્છા રાખે છે, તે શાથી? દેવતાઓને શ્રી જિનેશ્વરદેવની વાણી સાંભળી સર્વ ત્યાગ પ્રત્યે રાગ થાય, પણ ત્યાં (દેવગતિમાં) વિરતિ ઉદય આવી શકે નહિ, અને મનુષ્ય ભવમાં

પણ અનાર્ય દેશ, અનાર્ય કુળમા એ વિરતિ દુ શકર થાય, શ્રાવકકુળમા સહેલાઇથી થઇ શકે, માટે દેવતાઓ શ્રાવકકુળમા જન્મ ઇચ્છે છે ભીખારી બનીને પણ શ્રાવક કુળમા જન્મ ઇચ્છે છે અને મિથ્યાત્વનામનાથી વાસિત એવુ ચક્રવર્તિપણુ પણ નથી ઇચ્છતા ને તમારે તો તમારા બાળકો દેવ, ગુરૂ, પાસે ન જાય એના કિલ્લાઓ બાધવા છે તમારે ત્યા પુણ્યવાન્ જન્મે તેમા તમને આનદ કે પાપી જન્મે તેમા આનદ? કેટલાક કહે છે કે આ સાધુ ભૂરકી નાખવા આ યા છે આવુ ઘણાને ભૂત ભરાણુ છે જો જેવી કહેવાય છે એવી ભૂરકી અમારી પાસે હોય તો આ બધા લાલચોળને અહીં ન બેસાડુ ? તમારા રગરાગ, મોજશોખ, સાહ્યબી પ્રત્યે અમારી આડી દૃષ્ટિ છે? તમારા પુણ્યે મળે તેમા અમારૂ શુ જાય, પણ જ્ઞાનીઓ કહે છે કે જો આ બધા એમા લીન થશે તો ભીખારીના બાદશાહ થશે માટે પહેલેથી ચેતજો ભરત મહારાજા વિચારે છે કે હુ છ ખડનો ધણી ને મારાથી ગુણોત્તર કોણુ? પણ તરતજ ખ્યાલ આવ્યો કે વિરતિને ધરનારા શ્રાવકો મારાથી ગુણોત્તર છે, માટે તેઓની મારે ભક્તિ કરવી જોઇએ વિરતિ શ્રી તીર્થંકર દેવના ઘરની, અને અવિરતિ મોહના ઘરની **દેશવિરતિ એટલે કે સમ્ય ક્ત્વમૂલ બારવ્રત** તો શ્રી જિનેશ્વરદેવે કહ્યા પરતુ બાકી રહેલી અવિરતિ કોના કહેવાથી? ભગવાનના કહેવાથી, મોહરા જાની આજ્ઞાથી કે તમારી ઇચ્છાથી? તમે તમારી ભાવનાથી અવિરતિ સેવો તો દેશવિરતિ પણ નકામી થાય પરણવુ, ઘર ચલાવવા, એ સર્વ મોહની આજ્ઞાથી થાય છે, પરતુ શ્રી જિને શ્વરદેવની આજ્ઞાથી નહેજ વિરતિ શ્રી જિનેશ્વરદેવની, અવિરતિ મોહની ચોથુ ગુણઠાણુ શાથી? અવિરતિને લઇને, કે સમ્યગ્ દર્શનને લઇને? જો અવિરતિને લઇને ચોથુ ગુણસ્થાનક કહ્યુ હોત તો અવિરતિ તો પહેલે ગુણઠાણે પણ છે, માટે ત્યા પણ સમ્યક્ત્વ લાગુ પડવુ જોઇએ, પણ તેમ તો છે નહિ આથી સમ્યક્ત્વ શ્રી જિનેશ્વરદેવના ઘરનુ અને અવિરતિ મોહના ઘરની છે એ નક્કી થાય છે એ અવિરતિ સાથે ભગવાનને, સાધુને કે આગમને કઈપણ લાગે

માનવાની કયારે ? છોડવાના પ્રસંગમાં પ્રગટ પ્રયત્ન કર્યા છતાંય ન છૂટે તો દુકાન ખોલો, માલ રાખો, નોકર ચાકર રાખો, મહેનત કરો, પછી કમાણી ન થાય તો કપાળ કુટો, કે દુકાન ખોલ્યા પહેલાંજ કપાળ કુટો ? ખોલોને ? તમને તમારો કોઇ કહે કે ભાઈ ઉતાવળ છે, ભાગ્યમાં હશે તે મળશે' ત્યાં તો કહે વાય છે કે 'એમ, એમ, જઈને, માલ લઇએ, વેચીએ, દલાલને ઓળખીએ, મહેનત કરીએ તો મળે ?' અને અહીંની વાતમાં તો પહેલેથીજ બહાના બચ્ચામાં ન જૂઠ હોય ન ચોરી હોય, ને પછી એમનામાં એ ઉત્પન્ન થાય એ કોનો પ્રતાપ ? **શાણી સરકાર હોય, ધર્મિ ન્યાયાસન હોય તો બચ્ચાના ગુન્હા માટે, પ્રથમ માબાપને પકડી પાંજરામાં ઉભા કરે** માબાપને પૂછે કે આ છોકરે ચોરી કરી છે, ચોરી કરવી એમાં પાપ છે એ કહી સમજાવ્યું છે ? જો એ ન સમજાવ્યું સિદ્ધ થાય તો એની સજા માબાપને થવી જોઇએ પણ જો માબાપ કહે કે સાહેબ, કહી કહીને જીવના નેવાએ વળી ગયા, ઘણું કહ્યું, ત્યાં સુધી કહ્યું કે 'ભૂખે મરજે પણ પાપ ન કરતો, છતાંએ એણે માન્યું નહિ' એમ માબાપ પૂરવાર કરે તો પછી ભલે સરકાર બાળકને દંડે દૂધ પાતા, ખવરાવતા, પીવરાવતા, ન્હવરાવતા, પાપ વાપરતાં કાન ને ધર્મવાસના ઘાલો તો બચ્ચા કેવા નીવડે ? ઉત્તની નથી બાળક સાંભળે શું ? ભાઈની ભાષા જુદી, બાઇની ભાષા જુદી શુભ વાસના એ બાળકમાં ક્યાથી આવે ? **શિક્ષણ એવું આપો કે બાળક મરતા મરતા એ આશિર્વાદ દે** કે થ જાય ત્યાંએ એ ઉપકાર માને કે 'ધર્મિ માબાપના પ્રતાપે આ સ્થિતિ મળી' પણ શ્રાપ દે તેવું તો નજ કરતા

## દેવતા શ્રાવકકુળ શાથી ઇચ્છે છે ?

દેવતા સુખી છે, ઋદ્ધિએ પૂરા છે, છતાં તે શ્રાવકકુલમાં જન્મ લેવાની ઇચ્છા રાખે છે, તે શાથી ? દેવતાઓને શ્રી જિનેશ્વ દેવની વાણી સાંભળી મન ત્યાગ તરફે રાખ થાય, પણ ત્યાં નિયમ) વિરતિ ઉદય આવી શકે નહિ, અને મનુષ્ય ભવમાં

પણ અનાર્ય દેશ, અનાર્ય કુળમા એ વિરતિ દુ શક્ય થાય, શ્રાવકકુળમા સહેલાઈથી થઇ શકે, માટે દેવતાઓ શ્રાવકકુળમા જન્મ ઇચ્છે છે ભીખારી બનીને પણ શ્રાવક કુળમા જન્મ ઈચ્છે છે અને મિથ્યાવાસનાથી વાસિત એવુ ચક્રવર્તિપણુ પણ નથી ઇચ્છતા ને તમારે તો તમારા બાળકો દેવ, ગુરૂ, પાસે ન જાય એવા કિલ્લાઓ બાધવા છે તમારે ત્યા પુણ્યવાન્ જન્મે તેમા તમને આનદ કે પાપી જન્મે તેમા આનદ? કેટલાક કહે છે કે આ સાધુ ભૂરકી નાખવા આવ્યા છે આવુ ઘણાને ભૂત ભરાણુ છે જો જેવી કહેવાય છે એવી ભૂરકી અમારી પાસે હોય તો આ બધા લાલચોળને અહીં ન બેસાડુ? તમારા રગરાગ, મોજશોખ, સાહ્યબી પ્રત્યે અમારી આડી દૃષ્ટિ છે? તમારા પુણ્યે મળે તેમા અમારૂ શુ જાય, પણ જ્ઞાનીઓ કહે છે કે જો આ બધા એમા લીન થશો તો ભીખારીના બાદશાહ થશો માટે પહેલેથી ચેતજો ભરત મહારાજા વિચારે છે કે હુ છ ખડનો ધણી ને મારાથી ગુણોત્તર કોણ? પણ તરતજ ખ્યાલ આવ્યો કે વિરતિને ધરનારા શ્રાવકો મારાથી ગુણોત્તર છે, માટે તેઓની મારે ભક્તિ કરવી જોઇએ વિરતિ શ્રી તીર્થંકર દેવના ઘરની, અને અવિરતિ મોહના ઘરની **દેશવિરતિ એટલે કે સમ્યક્‌ત્વમૂલ બારવ્રત** તો શ્રી જિનેશ્વરદેવે કહ્યા પરતુ બાકી રહેતી અવિરતિ કોના કહેવાથી? ભગવાનના કહેવાથી, મોહરાજાની આજ્ઞાથી કે તમારી ઇચ્છાથી? તમે તમારી ભાવનાથી અવિરતિ સેવો તો દેશવિરતિ પણ નકામી થાય પરણવુ, ઘર ચલાવવા, એ સર્વ મોહની આજ્ઞાથી થાય છે, પરતુ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી નહિજ વિરતિ શ્રી જિનેશ્વરદેવની, અવિરતિ મોહની. ચોથુ ગુણઠાણુ શાથી? અવિરતિને લઇને, કે સમ્યગ્દર્શનને લઇને? જો અવિરતિને લઇને ચોથુ ગુણસ્થાનક કહ્યુ હોત તો અવિરતિ તો પહેલે ગુણઠાણે પણ છે, માટે ત્યા પણ સમ્યક્‌ત્વ લાગુ પડવુ જોઇએ, પણ તેમ તો છે નહિ આથી સમ્યક્‌ત્વ શ્રી જિનેશ્વરદેવના ઘરનુ અને અવિરતિ મોહના ઘરની છે એ નક્કી થાય છે એ અવિરતિ સાથે ભગવાનને, સાધુને કે આગમને કઈપણ લાગે

ાગે નહિ શ્રી શ્રેણિકમહારાજા અવિરતિ સેવના તે ભગવાન
ી મહાવીરદેવના કહેવાથી કે મોહના ઉદયથી? **અવિરતિમાં ભગવાન્ શ્રી મહાવીરદેવની છાપ મારો તો તો સમ્યક્ત્વ પણ જાય.** ચોથુ અને પાચમુ ગુણઠાણું મટી પહેલુ આવે ને પણુ અધમ કોટિનુ, સારૂ નહિ પાચમા ગુણઠાણે રહેલ આત્માને અવિરતિની ક્રિયા કરવી પડે **અવિરતિની ક્રિયા એટલે છ કાય જીવની વિરાધના, મૃષા ભાષણ, ચોરી, સ્ત્રીસંગ, પૈસો ટકો વિગેરે પરિગ્રહ રાખે** તે હવે સમજો કે તમો બધાએ અવિરતિ ભગવાનના કહેવાથી રાખો છો ? ના કહેવા છતા રાખો એ વસ્તુ ભારી હોય ? એમા સાધુના ઉપદેશની જરૂર ખરી ? સાધુથી એની પ્રશસા કે ઉપદેશ થાય ? એ ખૂબ વિચારજો ચાર ઘડી પહેલા શ્રાવક પથારીમાથી ઉઠે, જાગે, તે જ વખતે શ્રાવકના મોમાથી શુ નીકળે ? 'નમો અરિહંતાણ' (પણ આજ તો રાતે બાર વાગ્યા સુધી પાનનો ડુચો મારીને સૂતા હોય, એ કચરો જ સાફ કરવાનો હોય ?) પછી ઉઠે અશુચિ શરીર હોય તો યત્ના પૂર્વક સાફ કરીને, આવશ્યક કરે પછી ઘરમા રાખેલા શ્રી જિન મંદિરમા ધૂપથી, દીપકથી, વાસક્ષેપથી, અને અક્ષત, ફળ વિગેરેથી ભક્તિ કરે પચ્ચખ્ખાણ કરે પછી ગામમા રહેલા શ્રી જિન મંદિરે જાય ત્યા દર્શનાદિ કરી પચ્ચખ્ખાણ કરે, પછી ગુરૂ પાસે વંદનાદિક કરીને પચ્ચખાણ કરે આ પછી નવકારસી કરવી હોય તો કરે પછી જિનવાણી સાભળવા જાય વાણી સાભળતા સાભળતા આ મા તૈયાર થાય તો ઝૂકી પડે નહિ તો સ્નાનાદિ કરી અષ્ટ પ્રકારી પૂજા કરે પછી કરવુ હોય તો બાર એક વાગે ભોજન કરે પછી કરવી હોય તો (કરો એમ આગમ ન કહે) નીતિ, સત્ય, આદિ સાચવીને અર્થ ચિંતા કરે પછી ચાર ઘડી પહેલા ઘેર આવી જાય ભોજન કરવુ હોય તો કરે પછી બે ઘડી પહેલા પાણી બધ કરે પછી આવશ્યક કરે, પછી સ્વાધ્યાય કર વિગેરે ઉપર્ની કરણીને આચરતા સાધર્મિ બધુ

ઓને ભરત મહારાજા આમ ત્રણ આપે છે 'આપ બધાએ હમ્મેશને માટે મારે ઘેર જમવુ' આમ ત્રણ આપ્યા બાદ સાધર્મિને વિનવે છે કે –

कृष्यादि न विधातव्य, किंतु स्वाध्यायतत्परैं
अपूर्वज्ञानग्रहण, कुर्वाणै स्थेयमन्वहम् ॥१॥

જેમાથી આ ઉપરનો શ્લોક ઉચ્ચાર્યો તે શ્રી આદીશ્વર ચરિત્ર છે અને તે કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચદ્રાચાર્યનુ રચેલુ છે

## આચાર ઉચો મૂકીને ઉપકાર થઈ શકે ?

શ્રી હેમચદ્રાચાર્ય કોણ? 'કુમારપાલ રાજાની રાજ-ખટપટ કરનારા? રાજવહીવટ ચલાવનારા' આવા મહાત્મા ઉપર એવી જાતનો આરોપ મૂકનાર એ શ્રી હેમચદ્ર જેવા સૂરિપુરદરની આશાતના કરનારા છે શ્રી હેમચદ્રસૂરિવરે ધર્મ સિવાય કશુ કર્યુ નથી શ્રી હીરસૂરિજીએ અકબર બાદશાહને ઉપદેશ્યો શી રીતે? આમ રાજા શ્રી બપ્પભટ્ટસૂરિજીને પોતાનો પટ્ટ હસ્તી લઇ લેવા આવે છે ને કહે છે કે 'આપ મારા ગુરૂ, પટ્ટ હસ્તી ઉપર બેસો' શ્રી બપ્પભટ્ટિસૂરિજી ના કહે છે આમ રાજાનુ શિર ઝુકે છે કે જે મહાત્મા આવા સયોગોમા પણ મક્કમ રહી શકે છે, તેજ મારૂ ભલુ કરે આજ તો કહે છે કે અમારા ઉપકાર માટે સાધુપણાના આચારને ચૂલામા મૂકો અને અમે શ્રાવકો એને ફુકીએ. અકબર બાદશાહે શ્રી હીરસૂરિજીને બોલાવવા ફરમાન કાઢયા અને તેના તરફથી હીરસૂરિજીને જે જોઇયે, તે, હીરા, માણેક, હાથી, વિગેરે માનસન્માન સાથે જોઇની સામગ્રી પૂરી પાડવા, દરેક સૂબાને ફરમાવવામા આવ્યુ અમદાવાદનો સૂબો આ બધુ હાજર કરે છે શ્રી હીરસૂરિજી કહે છે કે 'આ બધુ અમારે ન જોઇયે' 'સાહેબ! દીલ્હી બહુ દૂર છે' 'ફીકર નહિ પગે જઈશુ' અમદાવાદના સૂબાએ બાદશાહ અકબરને લખી વાળ્યુ કે આજ સુધી ઘણા ફકીરો જોયા પણ આ કોક નવો ફકીર છે શ્રી હીર

સૂરિજી ની ધી પહોંચે તે પહેલા તો એ ત્યાગમૂર્તિ, અકબરના હૃદયમા કોત રાઇ ગઈ અત્યારે તો કહે છે કે કહેવાતા ઉપકાર માટે ગાડીમા જવાય આજના લોકો પોતાના પાપ છૂપાવવા, આવા મહર્ષિઓ ઉપર કલક મૂકે છે એના જેવા નીચ બીજા કોણુ ? અકબર જેવા મુસલમાન બાદશાહને પ્રતિબોધવા જવાની જવુ સારૂ હતુ ને ? હીરસૂરિએ અવસર ન ઓળખ્યો ? પણુ નહિ આચારમા રહીને થાય તેવુ કરવુ પણુ આચારને છેદીને તો નહિજ અકબરે પણુ હીરસૂરિજીની બહુ પરીક્ષા કરી છે બહુ બહુ કસોટી કરી છે જો ત્યા ઠીક ન લાગત તો અકબર એમને પણુ ફેંકી દે એવો હતો. યૂરોપ જેવા દેશમા ધર્મના પ્રચારના બહાને આજે આચારને મૂકી દેવાની વાતો કરવામા આવે છે **જમાનાના નામે, દેશભક્તિના નામે, આચારને દૂર મૂકવાનુ કહેનારા સાધુ નથી, ને તેમા હા ભણુનારા શ્રાવક નથી** કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચદ્રાચાર્યના માટે ગમે તેમ ગપ્પા મારે, લખે, એમા તમને શુ લાગે વળગે ? એમણે તમને કઇ પૈસા આપ્યા છે ? થેલીઓ થોડી આપી છે ? એ તમારૂ ભલુ કરનારા શાથી ? મોક્ષ સાધવાનુ બતાવી ગયા છે તેથી તમે તમારા બાપને, તારકને, ઓળખતા નથી એમને માટે ગમે તેવા ગપ્પા મારે, લખે, છતા તમને કશુ જ લાગતુ નથી

## પાપ સ્થાનકોના વિરોધી બનો

બીજી એક વાત કહી દઉ મજેની છે ભરત બાહુબલિ કોના દીકરા ? શ્રી ઋષભદેવ ભગવાનના દીકરા ભરતને બાહુબલિનુ યુદ્ધ બહુ મોટુ અને ભયકર થયુ છે એમા બાહુબલિ જીતે છે અને છેલ્લી મુઠીના પ્રયોગ વખતે બાહુબલિ ચોકે છે 'હુ કોણુ ? ઋષભદેવનો પુત્ર જે બાપે રાજ્ય લક્ષ્મીને તરણાની જેમ તજી, તે રાજ્યલક્ષ્મી સેવવા યોગ્ય માની, જેના પરિણામે આ દુર્દશામા આવ્યો મોટાભાઇ, પૂજાનુ પાત્ર, એને મારી નાખવાની દુષ્ટમા દુષ્ટ હદે પહોંચ્યો ' ભાગ્યવાનો ! કહો કે શ્રી ઋષભદેવ ભગવાનની હયાતિનોજ આ કાળ છે કે જૂનો ? બાહુબલિ આગળ વિચાર

છે ‘આ ગજ ત્યાજ ન હોત તો નથુ જ્ઞાનના ધણી પિતા કેમ ત્યજત ? એને મે રાખવા યોગ્ય માન્યુ ત્યારે મોટા બધુનો ઘાત કરવાની હદે પહોચ્યો,’ પણ એ મૂઠીયે ખાલી ન જાય, મૂઠી નકામી ન જાય, ન તો ભાઇ ઉપર ચલાવાય, ન તો કોઇ પ્રાણી ઉપર ચલાવાય, એટલે એજ મુષ્ઠિથી યુદ્ધ-ભૂમિમા લોચ કર્યો આ જોઇ ભરતજી નીતરતી આખે બાહુબલિના પગમા પડે છે બાહુબલિજીની પ્રશસા અને પોતાની નિદા કરતા ભરત મહારાજા બોલે છે કે, ‘**રાજ્ય એ ભવતરૂનુ, સસારરૂપી વૃક્ષનુ બીજ છે, એમ જેઓ નથી જાણતા તેઓ અધમ છે ને જાણતા છતાએ તેનો ત્યાગ નહિ કરનારો હુ તે અધમો કરતાએ અધમ છુ** તુજ તાતનો પુત્ર છો કે જેથી તાતના માર્ગે ગમન કરે છે હુ પણ તારા જેવો થાઉ તોજ તે પિતાનો પુત્ર કહેવાઉ ’ ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા પણ ફરમાવે છે કે **સમ્યગ્દૃષ્ટિ આત્મા ભવસાગરમા ન રમે** (આનદ ન પામે) કદાચ વાપોવ્યે, આમકિતના યોગે રહેવુ પડે તો રહે પણ રમે તો નહિજ તમે બધા રહેલા કે રમતા ? દુખ એ થયુ છે કે **કીચડમા પડેલા કીચડના ગુણગાન ગાય છે પાપની, વિષયની પ્રશસા કરે છે.** પાપને પાપ માનતાએ શુ થાય છે ? બીમારી વખતે ખાટલે સુવુ પડે પણ તેથી કાઇ ખાટલો સારો મનાય ? લોકો જોવા આવે તેથી ખાટલામા પડેલાને સુખ કે દુખ ? ભરત મહારાજા વિચારે છે કે-હુ પ્રભુ શ્રી ઋષભદેવનો પુત્ર, મારા નવાણુ ભાઇઓએ, સખ્યાબધ પુત્રો અને પુત્રોના પુત્રોએ સયમ સ્વીકર્યો અને હુ જાણવા છતા મૂકતો નથી, તેથી અધમમાએ હુ અધમ છુ ’ આરીસાભુવનમા કેવલ જ્ઞાન થાય તે આવી ભાવનાઓના યોગે આ ભરત મહારાજના જીવનમાથી તમે શુ લીધુ ? ભરત મહારાજ પ્રભુની આજ્ઞામા લીન હતા, પ્રભુને તરણ તારણ માનતા, ને જે ગજસિહાસનપર બેસતા તેને સસાર તરૂનુ બીજ માનતા એવા ઓનુ પાપ પણ પતલુ ને પોલુ હોય એવાનાપાપના પરિણામ

એટલા મદ હોર કે છોડતા વાર લાગે નહિ એ ભરત મહારાજા સાધર્મિઓને શુ કહે છે? "**कृष्यादि न विगातव्यम्" इत्यादि** 'કૃષિ આદિ કામો તમે ન કરો અર્થાત્ તમે જે આરાધના કરો છો એમા હુ સહાયક થાઉં, વધુ સમયની સહાય કરી આપુ, વધુ રીતે તમે આરાધી શકો એવી અનુકૂળતા કરી આપુ 'સાધર્મિને કયે માર્ગે જોડીયે તો તે ધર્મમા મજબૂત થાય? ભરત મહારાજા કહે છે કે- **આરભ સમારભના વેપાર બધ કરો અને સ્વાધ્યાયમા લીન બનો**' એ એદીપણું કે ઉદ્યમીપણુ? આગળ ભરત મહારાજા કહે છે-'જ્યારે જ્યારે હુ આવું, તમે મને જૂઓ, ત્યારે ત્યારે જો તમે મારા ઉપકારી, સાચા સાધર્મિ, અને હિતચિંતક હો, તો મને પાપથી ચેતતો રાખજો' ભરત મહારાજા પોતાના પાપ, દોષો કહેવાની વિનતિ કરે છે સાધર્મિને વિનતિ કરે છે **સાધર્મિ એટલે અઢાર પાપસ્થાનકનો વિરોધી** શ્રી જિનેશ્વરદેવનો અનુરાગી અઢારે પાપસ્થાનકનો વિરોધી હોય કે રાગી? તમને અઢારે પાપસ્થાનક ગમે તો તમે શ્રી જિનેશ્વરદેવના માર્ગના પ્રેમી ખરા? ૧ હિંસા, ૨ અસત્ય, ૩ અદત્તાદાન એટલે ચોરી, ૪ અબ્રહ્મ, ૫ પરિગ્રહ, ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલહ આ બધુ તમને ન ગમવુ જોઇએ હજી આગળ -૧૩ અભ્યાખ્યાન-એટલે ખોટુ આળ, ન બનેલી વાતનો કોઇના નામે પ્રચાર કરવો તે ૧૪ પૈશૂન્ય એટલે ચાડી ૧૫ રતિ અરતિ એટલે ઇષ્ટ સયોગોની પ્રાપ્તિમા રતિ અને અનિષ્ટ સયોગની પ્રાપ્તિમા અરતિ ૧ પરપરિવાદ પારકાની નિંદા ૧૭ માયા મૃષાવાદ ને ૧૮ મિથ્યાત્વશલ્ય આ અઢારે પાપસ્થાનક તમને ગમતા ન જોઇએ શ્રી જિનેશ્વરદેવનો રાગી, જે અઢાર પાપસ્થાનક કરવાની સલાહ આપે, તે માબાપને માબાપ, વડીલને વડીલ અને વાલીને વાલી ન માને જે વિદ્યા અઢાર પાપસ્થાનકને સેવવા જેવુ સમજાવે તેને વિદ્યા ન માને અઢાર પાપસ્થાનકને સેવવા જેવા છે એવુ કહે તેને હિતૈષી ન માને 'એની સેવનામા વાંધો નથી' એવુ કહેનારને ગુરૂ પણ

ન માને એટલુજ નહિ પણ તેવા આત્માને સમ્યગ્દૃષ્ટિ પણ ન માને પ્રથમ ગુણસ્થાનકે વર્તતા માર્ગાનુસારિ ની કોટિમા પણ તેને મા ય ન રાખે, અઢારે પાપસ્થાનકના પક્ષકારમા માર્ગાનુસારિના જેટલી યોગ્યતા પણ વાસ્તવિક રીતિએ નથી



## વ્યાખ્યાન ૧૩ મુ

વગર ક્રિયાએ ધર્મી થવાતુ હોય તો ?



શા સ્ત્ર કહે છે કે રત્નત્રયી આરાધે અને એ આરાધનામા જે સપૂર્ણ હદે પહોચે તે મુક્તિપદને પામે એની આરાધના ન થાય, એનાથી ઇતર વસ્તુઓમા લેપાયેલા રહેવાય, તો સસારથી મુક્તિ નથી શાસ્ત્રકાર કહે છે કે **તેજ ધર્મ મોક્ષનો ઉપાય છે કે જેના સેવનમા વિષયનો વિરાગ, કષાયનો ત્યાગ, ગુણો ઉપર અનુરાગ, અને તેને અનુસરતી ક્રિયામા અપ્રમાદ થાય** આ ચારેમાથી એકે વસ્તુ જીવનમા ન ઉતરે, તો જીવન સફળ શી રીતે થાય ? સેવક શ્રી અરિહતદેવના, ભક્ત શ્રી જિનેશ્વરદેવના કહેવરાવવુ છે અને ન ગમે વિષયનો વિરાગ, ન ગમે કષાયનો ત્યાગ, ન હોય ગુણો ઉપર રાગ અને ક્રિયામા તો મીંડુ હોય એ કેમ બને ? શ્રી જિનેશ્વરદેવનો સેવક એમ કહે કે-'માર વિષયનો વિરાગ ન જોઇયે, કષાયનો ત્યાગ ન પાલવે, ગુણના રાગની જરૂર નથી અને ક્રિયા કરવાનુ કામ મારૂ નહિ ?' પહેલા ત્રણ ગુણમા તો દુનિયાની પોલ ચાલી શકે, પણ ચોથામા પોલ નહિ ચાલે વિષયનો વિરાગ, કષાયનો ત્યાગ અને ગુણો ઉપરાગ થઇ જાય તો જોઇયે શુ ? પણ અનતનાની આપણને ઓળખે છે

છે અને બહુમાનપૂર્વક મભામા મ ત્રીમુદ્રા આપે છે ત્યારે વસ્તુપાલ તેજપાલ કહે છે ક રાજન્! સાભળો, અમે જૈન છીયે પહેલા નબરે શ્રી જિનેશ્વરદેવની સેવા કરવાના, બીજા નબરે એની આજ્ઞામા વર્તતા નિર્ગ્રથ ગુરૂઓની અને ત્રીજા નબરે બન્ને મહાપુરૂષોએ કહેલા ફરમાનોની સેવા કરવાના આ ત્રણની સેવામા બાધ ન આવે એવી રીતે ચોથે નબરે આપની સેવા તાત્પર્ય એજ કે આ ત્રણ તો માલીક નિયત થઇ ગયા છે આ ત્રણની સેવા માટે બધુ ઇ ચ્કયા છીયે, એ ત્રણની સપૂર્ણ સેવામા જીવન સમર્પણ કરવાની તાકાત નથી, માટે આપની સેવા લેવી પડે છે, નહિ તો નહિ લેત

## પ્રભાવનાનુ કારણ રાજ્ય કે ધર્મ?

કેટલાક કહે છે કે વસ્તુપાલ મત્રી હતા તો શાસનની પ્રભાવના કરી મ ત્રી તો ઘણાયે થઈ ગયા, રાજ્યના સિંહાસનો ઘણાએ ભોગવ્યા, એ બધાએ કેમ ધર્મની પ્રભાવના ન કરી? રાજ્ય કે સત્તા એ જો પ્રભાવનાના કારણ હોત તો બધા કરત, પણ બધાએ તે કરી નથી ત્યારે વસ્તુપાલ તેજપાલે કરી શાથી? વસ્તુપાલ તેજપાલમા તો આપણે જે કહી રહ્યા છીયે, તે હતુ આજે, ખુરશી, માનપાન અને દુનિયાની સાહ્યબી માટે ધર્મને આઘો મૂકવા તૈયાર થાય, તે શાસનની પ્રભાવના કરશે? રાતી પાઇ માટે મક્કે જાય, ન જૂએ ન્યાય કે અન્યાય, ન જૂએ ધર્મ કે અધર્મ, એ ધર્મની પ્રભાવના કરશે? વસ્તુપાલ તેજપાલે રાજાને એમ કહ્યુ હોત કે પહેલા આપ અને પછી દેવ, ગુરૂ ને ધર્મ, તો પ્રભાવના ગણાત? સમ્યગ્દૃષ્ટિ આત્માને દેવ, ગુરૂ, ધર્મ, પહેલા કે દુનિયાની કારવાઇ પહેલી? શુ સાભળી વીરધવલ ચોકયો? એના આત્માએ સાક્ષી પૂરી કે નોકર તો આવા મળજો જે એના દેવ, ગુરૂ, ધર્મને વફાદાર છે તે મને બેવફા નહિ નીવડે જે એના દેવ, ગુરૂ, ધર્મને વફાદાર નથી તે મારૂ સત્યાનાશ ક્યારે વાળશે તે કહી શકાય નહિ કહોને કે જે દેવ, ગુરૂની અવગણના કરે, ધર્મને ઠોકરે મારે, એ માલીકની સેવા કરશે કે અવસર

આવે તેની તીજોરીમા પણ કાણુ પાડશે? જે જૈન થઈને દેવ, ગુરૂ, ધર્મ, આગમ, આ બધાને ભૂલી જાય, અરે મશ્કરી કરે, અવગણના કરે, એ દુનિયાના કામનો છે? દુનિયાનો નીતિમાન તો કહે કે એવો માણસ ન જોઈએ એ તો એને સાક્ષરે પણ નહિ દુનિયાની આટલી બધી ગરીબી, આ ભીખારીપણાનુ કારણ શુ? આજ કારણ છે શુભોદય ઘટે છે અશુભોદય વધે છે આશામા સારા આદમીનો સમય પણ પલટાય છે ક્યારે ભીખ માગશે તે કહેવાય નહિ કારણ? અન્યાય, અનીતિ, જુઠ, પ્રપચ, આદિ વધ્યા વિષયવાસના એવી વધી છે કે વાતવાતમા ધર્મને લોકો લાત મારે છે, અને કહે છે કે 'સાધુ તો નવરા છે, મદિરમા શુ દાટલુ છે? આગમમા શુ ભર્યું છે?' લગભગ બધે, આ વાસના દેખાય છે પણ આજ વાસના જીદગી સુધી જપના નહિ દે કદાચ પુણ્યોદયે આ જીદગીમા નવા જૂની નહિ થાય તો આવની જીદગી તો ભયકર છે માટે બેહોશ ન બનો, તદ્દન દીવાના બની ન ઘૂમો જીવનદોરી કપાતી ચાલે છે, એને ધ્યાનમા લ્યો તારકની અવગણના ન કરો આત્મા, પુણ્ય, પાપ, એના ફલ તરીકે સ્વર્ગ, નર્ક, સદ્ગતિ, દુર્ગતિ માનના રનુ જીવન આવુ ન હોવુ જોઈએ આ બધી તત્ત્વની વાતો જૈન કુલમા કુદરતી હોય એને ત્યા જીવ, અજીવ, પુણ્ય, પાપના વિચારો સહેજે હોય આવી મજેની સામગ્રી મળ્યા છતા આથરતા રહે, વાત વાતમા ધર્મનુ અપમાન કરે, દેવ, ગુરૂ, ધર્મની અવગણના કરે અને પછી શાસનપ્રભાવનાની વાતો કરે એ કેવુ અજુગતુ છે? વસ્તુ પાલ તેજપાલ મન્ત્રીપદને કેવુ માનતા? 'ધર્મની રક્ષા વતી હોય તો એ મન્ત્રીપદ રહો, ને ધર્મનો નાશ થતો હોય તો ભલે જાઓ મન્ત્રીમુદ્રાના બળે જીવવુ નથી, પણ ધર્મના બળે જીવવુ છે' આ તેઓનુ ધ્યેય હતુ

## જૈન બનવુ હોય તો જૈનત્વને સમજો

જૈન તરીકે જીવવુ હોય તો ઘણુ કહેવાનુ છે સરકારે પણ આદમી માનીને કાયદા બાધ્યા છે, તેમ આગમ પણ જૈન માટે

છે જેન બનવુ હોય તો કાળજીપૂર્વક સાભળો તમે બધા જેન બનવાની અભિલાષાવાળા તો છો, એમા તો ના નથી, પણ કાક છૂપો રૂપો એવો ઇરાદો ખરો કે 'વિષયવિલાસ કરતા રહીયે, મોજમજા મ રતા રહીયે, અને જેનપણુ આવે તો ઠીક' માટે તો કેટલાક મને પૂછે છે કે, 'રાતે ખાઇયે, કુલાણ કરીયે, અમુકતમુક કરીયે, તો જેનપણુ જાય?' આ પ્રશ્નના ઉત્તરમા જો હુ સીધુ જ એમ કહુ કે, 'ન જાય' તો ફાવી જાય, જો કે એમાએ બારી છે, પણ એમને એમ કહી દેવામા આવે તો જૂઓ પછી ફૂદાફૂદ બજારમા જઇને એમજ કહેવા મ ડી પડે કે 'રાત્રે ખાવા વિગેરેમા કશોજ વાધો નથી' પણ મહાનુભાવો! શાસ્ત્રે એમ કહ્યુ છે કે 'એક આદમીથી ન કરવા જોગી ક્રિયા કર્યા વિના ન ચાલે અને એથી કદાચ કરે પણ, તો એટલા માત્રથી જૈનપણુ ચા યુ જતુ નથી પણ એ કરવા લાયક નથી એવુ ન માને, ન બોલે તો, અને પોતાની ખામી તરીકે જાહેર ન કરે તો, જેનપણુ જરૂર ચા યુ જાય છે' રાત્રે ખાનારો જેન માને કે ન ખવાય, એનો સાથી કહે કે કેમ ખાય છે તો કહે કે લાચાર છુ, મારે ચાલતુ નથી, તો જૈનપણુ ટકે આજના તો કહે કે એમા પાપ શુ? વાધો રયો ? એ કઈ ચાલે? જમાનાવાદીઓ કહે છે કે 'આજના વેપાર ધધા એવા છે, શુ કરીયે, આજના ૭ વાગે ગ્રાહક આવે, તેને જવા દેવાય? નહિજ હવે એ કામમા રોકાયલા અમને દિવ અના ટાઈમ મલતો નથી અને રાતના પણ ન ખાઇયે તો માદા પડીયે તો આવા સમયમા રાત્રે ખાવામા કઈ વાધો? જે જમાના મા સત્ય વ્યવહાર ચાલતો હતો તે વખતે સત્ય બોલવુ એ ઠીક, પણ આજે? જૂઠા વગર ચાલે નહિ એવા જમાનામા જૂઠામા વાધો હોય? જમાના મુજબ ચાલવામા વાધા શા? જે કાલમા જન્મીયે તેવી ક્રિયામા વાધો શો?' 'જે દેશમા, જે કાલમા જે ચીજ વિના ન ચાલે, જે ચીજ ઘણા કરતા હોય તે કરીયે તો વાધો નહિ, એમને? હિંદુસ્તાનમા માસ ખવાય તો વાધો વિલા યતમા માસ ખવાય એમા પાપ શુ! એટલે જેને માસ ખાવામા

પાપ ન માનવુ હોય એને સીધા વિલાયત જવુ, એમને ? દેશ કાલનો અર્થ આ કે બીજો ? અનાર્ય દેશમા જન્મે એને માસ મદિરામા દોષ નહિ, કારણ કે બધા ખાય, બધા પીયે, પછી દોષ કેવો ? અનાર્ય દેશમા હિંસા, ચોરી, લુચ્ચાઈ નટ્ટાઈ કરે તો વાધો નહિ, એ જાતનો, એ દેશનો એ સ્વભાવ છે, એ બધુ ત્યા રૂઢ છે, સયોગજ એવા છે ત્યા વાધો શો, એમને ?, આ રીતે જો માનીએ તો તો આર્ય થવામા પાપ જૈન થવામા મહા પાપ, શ્રાવક થવામા એથીએ મહાપાપ અને સાધુ થવામા સૌથી મહાપાપ અમને વનસ્પતિના સઘટ્ટાથી પાપ થાય ને તમે વનસ્પતિને અડો, કાપો, ખૂદો, બાળો, શેકીને ખાઇ જાઓ, તોયે પાપ નહિ, એમને ? અમને સયમીને અડવાની ના અને તમે આ બધુ કરો છો તોયે તમારે માટે જ્ઞાનીએ નિષેધ કર્યો નહિ, એનુ કારણ તમને પાપ ન લાગે તેવી, કેમ ? તમે કાપતાએ હૃદયને શુદ્ધ રાખી શકો અને અમે અડતાએ ન રાખી શકીયે, તેથી ? અમારા કરતા તમારૂ મનોબળ જબરૂ, એથી ? નહિજ, પણ જેમ શેઠ મોટા મુનીમને મોટી જોખમદારીનુ કામ સોંપે, ને ન્હાનાને ન્હાનુ સોંપે, તેમ અહી પણ સમજી લેવુ, પરતુ જે દેશ ને જે કાળમા, જે વસ્તુ અને જે ક્રિયા વિના ન ચાલે એ ઉપરથી એ પાપ હોય તોયે ત્યાજ્ય ન કહેવુ એ કઇ ચાલે ?

## ચમત્કારથી ધર્મ ટકે એ વાત સાચી છે ?

સભામાથી અવાજ–"પહેલા ચમત્કાર બતાવતા હતા, એથી ધર્મ ટકતો હતો' હુ કહું છુ કે કોઈ પણ આચાર્યે, કોઇ પણ મહાપુરૂષે કેવલ ચમત્કાર દ્વારા ધર્મ બતાવ્યો અને ટકાવ્યો હોય એવુ આજ સુધી બન્યુ નથી કેવલ ચમત્કારથીજ ધર્મિ બનેલા ધર્મિ, ધર્મિ તરીકે રહે છે કે કેમ, એ પણ શકિત છે આચાર્યોએ કોઇ કોઇ વાર ચમત્કાર પણ બનાવ્યા છે નથી બતાવ્યા એમ નહિ પણ ક્યારે, અને શુ કહીને ? ભગવાન્ હેમચદ્રસૂરીશ્વરજીનું દૃષ્ટાત લઈએ બહુ નજીકના, પરમ પ્રભાવક, કલિકાળમા સર્વજ્ઞ જેવા કુમારપાલને ધર્મિ બનાવ્યા બાદ એવુ બન્યુ કે

દેવબોધિએ આવીને ચમત્કાર બતાવવા માડયા પછી હેમચદ્ર સૂરિએ પ્રતિપક્ષરૂપે બતાવવા માડયા કમલનાલના દાંડા ઉપર, કેળના પત્તાની કાચા સુતરના તંતુથી પાલખી બનાવી, એમા દેવબોધિ બેઠો ઉપાડનાર આઠ આઠ વરસના ચાર બાલકો એની અદર દેવબોધિ બેગી આખા નગરમા ઘૂમી કુમારપાલની રાજ સભામા આવ્યો સભા ચકિત થઈ ગઈ મહારાજા કુમારપાળ પણ ચોંક્યા પણ ત્યા જૈન મત્રીઓ હાજર હતા એ કુમારપાલના મોઢાના ફેરફાર જોતા હતા જૈન બચ્ચાને આ ચમત્કારની વાતમા મહત્વ લાગેજ નહિ સર્વજ્ઞના દીકરાને આમા મહત્વ લાગે? જરા સુલસાના સમ્યક્ત્વનુ વર્ણન કરીએ સુલસાને ભગવાન્ શ્રી મહાવીરદેવે ધર્મલાભ કહેવરાવ્યો ભગવાન્ શ્રી મહાવીરદેવ કેવા? વીતરાગ અબડ પરિવ્રાજકને નવો ધર્મ બનાવ્યા પછી, નવો શ્રાવક બનાવ્યા પછી, જ્યારે તે રાજગૃહી જાય છે, ત્યારે ભગવાને એને કહ્યુ કે રાજગૃહીમા રહેતી શ્રાવિકા સુલસાને ધર્મલાભ કહેજે સુલસાના પરિચયથી અબડ દૃઢ થાય, એ વસ્તુ સ્થિતિનુ ભગવાનને જ્ઞાન હતુ અબડને વિચાર થયો કે ભગવાન્ શ્રી મહાવીરદેવ, સાક્ષાત્ વીતરાગ, એમણે, આખી રાજગૃહીના આટલા શ્રાવક, આટલા આટલા ધર્મીને બાદ કરી, સુલસાને ધર્મલાભ કહેવરાવ્યા, એ સુલસા કેવીક હશે? પરીક્ષા કરૂ અબડ પોતાના પરિવ્રાજક વેષમા સુલસાને ત્યા ગયો સુલસાએ અનુકપા બુદ્ધિએ, આખો નીચ રાખી દાન દીધુ, પણ બહુમાન કે ભક્તિથી નહિ અબડે જાણ્યુ કે છે તો પકી, પણ કસોટી કરૂ પછી એણે નગર બહાર જઈ દરેકે દરેક દેવના રૂપની વિકુર્વણા કરી આખી નગરી જોવા ગઈ સાક્ષાત્ અમૂક, સાક્ષાત્ અમૂક છે, એવુ આખા નગરમા ચાલ્યુ, પણ સુલસા ન ગઈ છેવટે અબડે સમવસરણ સહિત તીર્થંકરના રૂપની વિકુર્વણા કરી પોતે તીર્થંકરની જગ્યાએ બેઠો ત્યારે પર્ષદા વિકુર્વી દેશના દેવા માડી આખી રાજગૃહી જોવા દોડી પણ સુલસા ન ગઈ કોઈએ કહ્યુ કે સુલસા, તુ કેમ જતી

નથી? તીર્થંકર આવ્યા છે સુલસા–ક્યા તીર્થંકર? જવાબ મળ્યો કે પચીસમા (સભામાથી લાલને કહ્યુ મને છવીસમો ગણાવ્યો હતો મહારાજે કહ્યુ કે ગાડાઓએ) સુલસાએ કહ્યુ કે ન ભૂતો ન ભવિષ્યતિ કોઇએ કહ્યુ કે માનો કે તીર્થંકર નથી પણ જવામા આપણુ શુ જાય છે? જવાથી પ્રભાવના થશે સુલસા–આવા પાપે જવાથી પ્રભાવના થતી નથી અબડે ચારે તરફ આખો ફાડી ફાડીને જોયુ કે બધા આવ્યા પણ ક્યાઈ સુલસા છે? પણ હોય શેની? સુલસા ન જ આવી ભગવાન મહાવીર આને ધર્મ લાભ કેમ ન કહેવરાવે? તરત અબડ પરિવ્રાજક શ્રાવક તરીકે સુલસાને ત્યા ગયો, અને દૂરથી અબડને શ્રાવક તરીકે ઓળખી આવતો જોઈ, સામે ગઈ, હાથ જોડી સન્માન કર્યું પધારો, પાવન કરો એમ કહ્યુ અબડે કહ્યુ–'સુલસા, મારી માગુ છુ મે તમારી પરીક્ષા કરવા આ બધુ કર્યું હતુ માટે મને માફ કરો ભગવાન્ મહાવીરે તમને ધર્મ લાભ કહેરાવ્યા છે, આવા અસ્થિમજ્જા સમ્યક્ત્વના યોગે ભગવાન્ શ્રીમહાવીરદેવે પણ ધર્મલાભ કહેવરાવ્યો

**સર્વજ્ઞના દીકરાને ચમત્કારમા આશ્ચર્ય ન હોય ચમત્કારને નમસ્કાર કરનારા એ બીજા** શ્રી મહાવીરદેવની સર્વજ્ઞતાને સમજનારા, અને સર્વજ્ઞ શ્રી મહાવીરે કહેલ વસ્તુસ્વરૂપને માનનારાને ચમત્કાર શા? એ તો બધી પૌદ્ગલીક લીલા છે આત્માના ગુણોને એ ફાફા શા પણ આજે ભાવનાજ બધી પલટાઈ ગઈ છે ધર્મ ચમત્કારમા કે આજ્ઞામા? **ધર્મ તો આજ્ઞાના પાલનમા છે** મત્રીઓએ શ્રી કુમારપાલના મોઢા ઉપર જોયુ મ્હેજ આશ્ચર્ય થયુ ઝટ હેમચદ્ર મહારાજને સમાચાર દીધા દેવબોધિ એટલેથી અટક્યો નહિ, પણ દેવપૂજા વખતે શ્રી કુમારપાલની સાથે ગયો એ વખતે કુમારપાલ સમ્યગ્દૃષ્ટિ નહોતા એમને ત્યા બધી મૂર્તિ હતી, જેમા શ્રીશાતિનાથ ભગવાનની પણ હતી, એ શ્રી શાતિનાથ ભગવાનની પૂજા પહેલી કરતા પછી બીજા દેવોની કરતા દેવબોધિએ કહ્યુ કે હે રાજન્, તુ ભ્રષ્ટ થયો આ મૂર્તિ અહીં હોય? એ મૂર્તિ કેવી હતી?

प्रशमरस निमग्न, दृष्टियुग्म प्रसन्न,
वदनकमलमंक कामिनीसंगशून्य:
करयुगमपि यत्ते, शस्त्रसम्बन्धवन्ध्य,
तदसि जगति देवो, वीतरागस्त्वमेव ॥ १ ॥

આપીની મૂર્તિ એથી ઉલટી હતી દેવબોધિને આવી મૂર્તિ ખટકી શાથી? જેવી દૃષ્ટિ દેવબોધિએ સાક્ષાત્ અનેક દેવને પ્રગટ કર્યા દેવો કહેવા લાગ્યા કે આ દેવ ખોટા છે હેમચંદ્ર ખોટા છે સાચો દેવબોધિ છે એ કહે તેમ કર કુમારપાલ મુંઝાય છે કે માનવું શું? રાજમંત્રીઓએ એ બધા સમાચાર શ્રી હેમચંદ્રસૂરીશ્વરને આપ્યા સૂરીશ્વર કહે, કાલે વાત કુમારપાળ રાજા બધી ક્રિયામાં અપ્રમત્ત હતા દેશનામાં નિયમિત આવતા શ્રી હેમચંદ્રસૂરીશ્વરે ભીંતથી દૂર પાટો ગોઠવાવી એની ઉપર બેઠા કુમારપાલની સાથે દેવબોધિ પણ આવ્યો હતો, એ ઇરાદાથી કે જોઉં તો ખરો! શિષ્યોને હુકમ હતો કે દેશના વખતે પાટો ખસેડી લેવી એ મુજબ પાટો ખીંચવામાં આવી મધ્યમાં અદ્ધર રહીને હેમચંદ્રસૂરીશ્વરજીએ સાડાચાર કલાક સુધી દેશના દીધી દેવબોધિ મુંઝાયો કે આમની યોગશક્તિ માગથી કઈ ગુણી છે મેં તો વાયુને રૂંધ્યો, પણ બોલ્યો ન હતો પાલખીને પણ કમળના નાળનો, બાલકોનો ટેકો હતો આમણે તો અદ્ધર રહી બોધ ચાલુ કર્યું અહીં કાંઈ આપણું ચાલશે નહિ દેવબોધિ ચાલ્યો ગયો શ્રી હેમચંદ્ર સૂરીશ્વરજી કુમારપાલને અંદર લઈ ગયા મંત્ર ધ્યાન કર્યું સમોવસરણમાં ચાવીને તીર્થંકર બતાવ્યા ને પેલા બીજા દેવો એમને હાથ જોડીને ઉભેલા બતાવ્યા કુમારપાલ રાજાની સાત પેઢી રજુ કરી અને તેની પાસે કહેવરાવ્યું કે 'ધર્મ આમનો સ્વીકાર સત્ય ધર્મ કહેનાર શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી છે' કુમારપાલ વિચારે છે કે 'આ છે શું?' કુમારપાલને શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી કહે છે, 'જોયું? સાંભળ્યું? પણ હું કહું તે સાંભળ તેયે ખોટું ને આએ ખોટું, એય ઇંદ્રજાળ એની પાસે એક છે, તો એવી મારી પાસ

સાત છે' **તત્ત્વ ચમત્કારમા નથી પણ શ્રી જિનેશ્વર-દેવે કહેલા સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રમા છે.** એને આરાધે તે તરે ન આરાધે તે ડૂબે (સભામાથી અવાજ થયો કે 'હિંસા બહુ થાય છે તે ચમત્કાર હોય તો ફેર પડે ને?') હિંસા તો ભગવાન્ શ્રી મહાવીરદેવના વખતમા એ ચાલુ હતી સામે જે જાતિની શક્તિ આવી હોય, તેના મધ્યપણુમા ઉપયોગી હોય, તો એ મહાપુરૂષો, સમય જોઈને હાનિ કરતા લાભ વધારે દેખાય તો, ઉપયોગ કરતા **વસ્તુસ્થિતિનો જાણનાર ચમત્કારને વળગી ન જાય** એવુ પણ બન્યુ છે કે, ચમત્કારી મોજુદ હતા છતા સમય જોઈ તો ઉપયોગ ન થયો શ્રેણિક મહારાજાએ ભગવાન્ શ્રી મહાવીરદેવને પૂછયુ કે 'મારી નરક ક્યારે તરે?' ભગવાને કહ્યુ કે 'જો તારી કપિલા દાસી દાન દે અને કાલસૌકરીક કસાઈ રોજ પાચસે પાડા મારે છે, તે મારતો બધ થાય, તો તારી નરક તૂટે' ભગવાન્ જાણતા હતા કે આએ ન બને, અને તેએ ન બને શ્રેણિક મહારાજા, ભગવાન શ્રી મહાવીરદેવના પરમ ભક્ત હતા શ્રી મહાવીરદેવ અસખ્યાત ઇદ્રોના ગુરૂ હતા **એક ઇદ્ર એટલે આખા ભૂમડલ (જબૂદ્વીપને) ઉધુ ચતુ કરવા સમર્થ** આવા સયોગો છતા પાચસો પાડા મારનાર કાલસૌકરીક કસાઈ કાયમ આતે જીવે એ શુ? કહો ને કે ભગવાન્ શ્રી મહાવીરદેવે બધ કેમ ન કર્યો? અસખ્ય ઇંદ્રોએ પકડી કેમ ન રાખ્યો? શ્રેણિક મહારાજાએ આધળા કુવામા નાખ્યો છતા માટીના પાડા બનાવી પૂરેપૂરા પાચસે માર્યા પાપાત્માઓની દશાજ એવી હોય છે **અયોગ્ય આત્મા પાસે દેખાડેલો ચમત્કાર પણ** ભૂડો એક અવધિજ્ઞાની મુનિ અટવીમા કાયોત્સર્ગમા રહ્યા હતા પૂર્વના સબધવાળો એક આત્મા એમણે જોયો તે બીચારો ચડાળ યોનિમા, કોઢથી દુખિત, લાકડાની ભારી ઉપાડેલ અને પસીનાથી નીતરતો હતો મુનિને જ્ઞાનમા એના પૂર્વભવો દેખાયા મુનિને એમ થયુ કે એને એના પૂર્વભવો કહુ તો ધર્મમા

જોડાય એથી મુનિએ એને એક ગાથા કહી, જે સાભળી એને જાતિસ્મરણ જ્ઞાન થયુ અને એથી પૂર્વભવો દેખ્યા આ ખાધાને પરિણામે એને વિચાર એ થયો કે આ મુંડીયાએ ઈર્ષ્યાથી મને મુઝવવા પ્રયત્ન કર્યો છે લેટો લાકડાની ભારી લઇ મુનને મારવા દોડયો તે પામર આત્માએ જાતિસ્મરણ જ્ઞાનનો પણ આ ઉપયોગ કર્યો હુ તો એમ કહું છુ કે જે ચમત્કાર એ મહાપુરુષો પાસે હતા તે એમની સાથે ગયા તેમાજ અમારૂ ને તમારૂ બેઉનુ કલ્યાણ છે જો આજે એ હોત તો સાધુ ઓઘો ન સાચવત અને શ્રાવક ચાટલો ન સાચવત જરા લાયમત તો તપાનો આજે થોડુ ક માનપાન, થોડી ઘણી સાહ્યબી, આટલા મગરૂર બનાવે છે, તો જો એ શક્તિ મળી હોત તો ધોળે દહાડે લૂટ પાડત જ્ઞાન પણ શાસ્ત્રકારે યોગ્યને આપવા કહ્યુ છે ભગવાન શ્રી સ્થૂલિભદ્ર સ્વામી દશ પૂર્વી બન્યા એક વખત ઉદ્યાનમા ધ્યાનમા બેઠા છે એમની સાતે બ્હેનો સાધ્વી થઈ છે તે વાદના આવી ગુરૂને પૂછે છે કે સ્થૂલિભદ્રસ્વામી કયા છે? ગુરૂ સ્થાન બતાવે છે બેહેનો તે તરફ આવે છે દૂરથી બેનોને આવતી જોઇ શ્રી સ્થલિભદ્રને એમ થયુ કે મારી શક્તિ બેનોને બતાવુ તરત પોતે સિંહનુ રૂપ વિકૂર્વ્યું બહેનો સિંહને જોઈ પાછી વળી ને ગુરૂને પૂછવા લાગી કે ત્યા તો સિંહ છે, સ્થવિભદ્રસ્વામી નથી ગુરૂએ ઉપયોગમા જોયુ ને કહ્યુ કે જાઓ ત્યા સ્થૂલિભદ્ર છે ફરીને બેનો આવી, એમને વાદીને ગઈ ગુરૂએ નક્કી કર્યું કે એ અયોગ્ય હવે એને આધકજ્ઞાન નહિ પચ જેને શાસ્ત્રકાર 'ભગવાન્' લખે છે, એમને માટે લખ્યુ કે ભગવાન્ શ્રી સ્થૂલિભદ્રજીને પણ જ્ઞાન ન પચ્યુ જ્યારે શ્રી સ્થૂલિભદ્રસ્વામી વાચના લેવા ગયા ત્યારે ગુરૂએ વાચના ન આપી અને કહ્યુ કે અયોગ્ય છે સ્થૂલિભદ્રસ્વામી વિચાર કરે છે યાદ આવ્યુ નાલાયકાત સમજાઈ પગમા પડે છે જો તમને ને મને સિંહ બનતા આવડતુ હોત તો? **બુદ્ધિ એજ ચમત્કાર છે બુદ્ધિ આત્માની ખીલવટ છે જેટલી તાકાત, બુદ્ધિ હોય એનો ઉપયોગ અ ગ માનુસારે થાય, તેમાજ કલ્યાણ છે.** વગર ચમત્કારે મુઝાયવા

છો, તો ચમત્કારે શુ થાય ? તમે એમ ન કહેતા કે એ બધા, ચમત્કારો સાથે કેમ લઇ ગયા ? કારણ કે તમારા અને અમારા કલ્યાણ માટેજ લઇ ગયા છે

## સાધર્મિભક્તિ કરો તો શ્રી ભરત મ૦ જેવી કરજો

શ્રી જિનેશ્વરદેવના ધર્મથી રગાયેલા ભરતમહારાજા સાધર્મિઓને ભક્તિ માટે આમ ત્રણ કરતા શુ વિનવે છે તે જોઇએ-

"कृष्यादि न विधातव्यम,"

અત્યાર સુધી આજીવિકા માટે નિરૂપાયે, નહિ ચાલે, કરવા પડતા પાપ, આજથી આરભીને, કૃષિ આદિ વ્યાપારો, આપે હવેથી જીદગી સુધી . વા નહિ શ્રાવક, શ્રાવકનો સહાયક સાધુ, સાધુનો સહાયક સાધુ સાધુને ગ્લાનપણીની સહાય કરે શ્રાવક, શ્રાવકને સમ્યક્ત્વ મૂળ બાર વ્રતના પાલનની સહાય કરે **માતાપિતાઓ, સબધીઓ, આ સસારમા સુલભ છે પણ સાધર્મિ દુર્લભ છે.** બધા ધર્મો એક પલ્લામા મૂકો, અને એક પલ્લામા સાધર્મિભક્તિ મૂકો સાધર્મિ વાત્સલ્યનુ પલ્લુ નીચ નમશે શાથી ? માતા, પિતા, બધુ, જે ભલુ ન કરી શકે તે સાધર્મિ કરે એ સાધર્મિ કેવા ? સાત પુણ્યક્ષેત્રો પૈકીનુ પુણ્યક્ષેત્ર સાત ક્ષેત્ર એમા મુખ્ય ત્રણ જિનમૂર્તિ, જિનમદિર, જિનાગમ આ ત્રણ સેવ્ય શા માટે ? સેવકને સ્વ્ય બનાવવા માટે પાચમા આરાના અત સુધી આ ત્રણ સેવ્ય આ ત્રણને સેવ્ય માને ને તેમની આજ્ઞાને ન માને એ ચાલે ? શ્રી હેમચદ્રસૂરીશ્વરજી કહે છે, ' **આરાધેલ આજ્ઞા, તે મોક્ષ માટે થાય છે અને વિરાધેલ આજ્ઞા ભવને માટે છે વીતરાગની સેવા કરતા એની આજ્ઞા પાળવી, એ મોટી સેવા છે** ' વીતરાગની આજ્ઞા પાળનારો સેવા ન કરે એ બનેજ નહિ **જિનમૂર્તિ, જિનમદિર, જિનાગમ, આ ત્રણને માને, સેવે પૂજે તે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા આત્રણનો પ્રચાર કરે તે સાધુ-સાધ્વી ને એ ત્રણના પ્રચારમા સહાય કરે તે શ્રાવક-શ્રાવિકા** ભરત મહારાજ કહે છે તેમ કૃષિ આદિ કામો ન કરવા તો હવે કરવુ શુ ? એજ કે સ્વાધ્યાયમા અહર્નિશ તત્પર રહી, અપૂર્વ જ્ઞાનને ગ્રહણ કરવુ

## વ્યાખ્યાન ૧૪ મુ

### ક્રિયાની અવગણના કરનારા જ્ઞાની નથી



જે ધર્મના સેવનમા વિષયનો વિરાગ, કષાયનો ત્યાગ, ગુણનો અનુરાગ અને ક્રિયામા અપ્રમત્તપણું હોય, એજ ધર્મ મોક્ષસુખનો ઉપાય છે વિષયમા ચકચૂર રહેવુ, કષાયમા ફરયા રહેવુ, સાચા ગુણો તરફ દૃષ્ટિએ નહિ કરવી, ક્રિયાની તો અવગણનાજ કરવી, ને મોક્ષના અર્થિ કહેવરાવવુ એ કેમ બને? વિષયોમા આનદ માને, કષાયને જરૂરના સમજે, ગુણોનો વિવેક કરવાની ફુરસદ નહિ, ક્રિયાની વાત આવે ત્યાથીજ ગભરામણ થાય, એ આત્મા મોક્ષને તથા મોક્ષના સાધનભૂત ધર્મને ઇચ્છે, એ કેમ મનાય? મોક્ષની ઇચ્છા જન્મતાની સાથેજ આ બધા ગુણોને ફરજીયાત આવવુ પડે છે **મોક્ષની ઇચ્છા એટલે સસારની અનીચ્છા અને સસારની ઇચ્છા એટલે મોક્ષની ઇચ્છાનો અભાવ** જૈન મોક્ષની ઇચ્છા રાખે કે સસારની? જૈનત્વ ત્યા હોઈ શકે કે જ્યા મ્હેજે સસાર ઉપર અરૂચિ હોય ને મોક્ષ ઉપર રૂચિ હોય જ્યા મોક્ષની રૂચિ અને સસારની અરૂચિ નથી ત્યા જૈનપણાની સભાવના નકામી છે શ્રી જિનેશ્વરદેવનો અનુયાયી શ્રી જિનેશ્વરદેવના સ્વરૂપથી માહિતગાર, શ્રી જિનેશ્વરદેવના જીવનને જાણનાર, એને મોક્ષને બદલે સસારની આભનાના રહી જાય તો શ્રી જિનેશ્વરદેવના સ્વરૂપને જાણ્યુ શુ? જેના જીવનમા જરાએ પશ્ચાત્તાપ કે હૃદયના કપ વિના વિષયની વાસનાઓ જાગતી હોય, કષાયાગ્નિ સળગ્યા કરતો હોય, ગુણ અવગુણની દરકાર ન હોય, ગુણ કે ગુણાભાસની પરીક્ષા ન હોય, ક્રિયાની વાતથી ભાગવા માડે, એ જૈન કહેવાય? આજે ક્રિયા ઉપર, ક્રિયાની વાતો ઉપર, બહુ અરૂચિ થઈ છે આજના કેટલાક લોકો વાત વાતમા એમ બોલે છે કે વગર ક્રિયાએ

જ્ઞાનમાત્રથી સિદ્ધિ તો જ્ઞાનીએ ક્રિયા કહી શું કરવા? શ્રી જિનેશ્વરદેવની પૂજા કરી તોયે શું, વ્યાખ્યાન સાંભળ્યું તોયે શું ને ન સાંભળ્યું તોયે શું, સામાયિક કર્યું તો શું ને ન કર્યું તોયે શું' આ પ્રમાણે તેઓ ક્યા હૃદયથી બોલી શકે છે? જે જ્ઞાનથી એ સિદ્ધિ માને છે તે જ્ઞાન પણ ક્રિયા કરતા કરતા થાય કે વગર કર્યે થાય? જે ક્રિયા ઉપર રાગ કર્યો તે ક્રિયા કરતે કરતે આનંદ આવે કે વગર કર્યે? **કોઈપણ વસ્તુ એના સ્થાનમાં ગયા વિના એનો પરિચય કર્યા વિના, એના ઉપર પ્રેમ જાગ્યા વિના સિદ્ધિ આપતી નથી.** જેમકે એક નાના બાળકને સ્લેટ પેન હાથમાં આપી શરૂઆતમાં એકડો ઘુંટાવવો કેટલો મુશ્કેલ છે? એ તો માને કે મોટો પત્થર પડ્યો. એને તો બોજો લાગે. શિક્ષક ભણવાનું કહે તો ગુન્હો કર્યો. માબાપ ઝેર જેવા લાગે, તોપણ એને કાર્યમાં જોડીને, અભ્યાસ કરાવી ટગવીને, એવો બનાવવામાં આવે છે કે પછી તો માબાપ કહે કે ખાઈને જજે, ખાધા વિના ન જવાય, તો બાળક કહે કે સ્કુલનો ટાઈમ થઈ ગયો છે. બાળક ખાવા વિના પણ જાય છે. જો પહેલેથીજ એ બાળકને એમ કહ્યું હોત કે કંઈ નહિ, તારો આત્મા માને ત્યારે જજે' તો એ બાળક જાત? અને એથીજ તમે ગમે તે પ્રકારે પણ નિશાળે જવાનો રસ લેતા બનાવો છો. અહીં ધર્મમાં કહો છો કે રૂચિ વિના શું થાય? આમ કહો એનો અર્થ શું? 'શ્રી જિનેશ્વરદેવની મૂર્તિને પૂજવી, શ્રી જિનેશ્વરદેવની વાણીને સાંભળવી, સામાયિકાદિ ક્રિયામાં આરૂઢ થવું' એમાં આટલી બધી આનાકાની કેમ? શરૂઆતમાંજ આનાકાની કરો તો પામો કેમ?

## જૈન કુળના સંસ્કારો કેવા હોવા જોઈએ?

જૈનપણામાં જે જાતિના ગુણો જોઈએ તે જાતિના ગુણોનો અભાવ હોય ને કહીએ કે અમારામાં જૈનપણું આવ્યું, એ ચાલશે? શાસ્ત્રે વિધિ બાંધી છે કે જૈનકુળમાં જન્મેલાને, જૈન કુળના સંસ્કારથી સમ્યક્ત્વને વિષય તરફ સહેજે ઘૃણા આવેલી હોય પણ અભિરૂચિ ન હોય. જીવાદિ તત્ત્વોનું તો વાત વાતમાં

એને જ્ઞાન થતુ હોય માતા ચૂલા પાસે બેઠી બેઠી એજ ચિંત વતી હોય હુ ાનપર પિતા વેપારમા એજ વિચારતા હોય અને જૈનના નોકર ચાકરની પણ વિચારણા એવીજ વર્તતી હોય આજે જૈન કુળને ઓળખવાની કાંઈ નિશાની રહી છે? (સભા માથી) 'જીવદયા' જીવ શુ ને દયા શુ? પાણીમા જીવ અગ્નિમા જીવ વાયુ વિગેરેમા જીવ, હોય? જ્યા આ રીતે માનવામા શકા ત્યા દયા કઈ રીતે થાય! જૈન કુલના જે આચાર, જે વિચાર હતા તે અખડિત રહ્યા હોત, એનો સીધો પ્રચાર ચાલુ હોત, જન્મે ત્યારથીજ મા બાપે તે સસ્કાર બાળકમા નાખવા શરૂ કર્યા હોત, તો આજે જૈન બચ્ચાને એ ન સમજાવવુ પડત કે, ભાઈ 'આ અભક્ષ્ય ન ખવાય, રાત્રે ન જમાય, શ્રી જિનેશ્વરદેવની પૂજા, સામાયિકાદિ કરવુ જોઈએ' કારણ કે આવી આવી સામાન્ય બાબતો બાળકો સમજેલાજ હોત જૈન કુલમા જન્મેલો શ્રી જિનેશ્વરદેવની પૂજા વગર જમે? એના મુખમા અભક્ષ્ય પેસેજ કેમ? ઉચ્ચ કુલના આદમીઓને જરૂર માસ મદિરા જોતા ઘૃણા ઉપજે જોકે આજે તો ઉચ્ચા કુલનીએ વાતો જૂદી છે, તો પણ **સામાન્ય રીતેય મદ્યમાસ ઉચ્ચ ખાનદાન આત્માઓ માટે જરૂર ઘૃણાકારક છે,** એવીજ રીતે જૈનકુલમા અભક્ષ્ય ભક્ષણ માટે ઘૃણા હોય જ જે શાસનમા વૈ । ગ્યની છોળો ઉછળતી હોય, ત્યા 'પરસ્ત્રી સેવન નહિ કરવુ જોઈએ,' એમ કહેવુ પડે? પરસ્ત્રી સેવનના ત્યાગમા એ વાધા! બધુ મૂકીને જવાની વાતો કરનારા, સારી દુનિયા ઉપર વિરાગની વાતો કરનારા જૈના ઘરમા સવારના પહોરમા **भरहेसर बाहुबली'** એ સતા અને '**सुलसा चदनबाला**' એ સતીઓના સ્મરણ હોય, એ મહા પુરૂષો અને મહા સતીઓના નામોનો ગુજારવ ચાલતો હોય, ત્યા એ, આમા વાધા? કેટલાકો કહે છે કે આવશ્યક ક્રિયા જવાથી ગેરફાયદો શ્યો? એ કહેનારાઓને ક્યા ખબર છે કે એના જવાથી મોટો ગેરફાયદો થયો છે જૈના ઘરમાથી જિનમદિર ગયુ, પૌષધશાળા ગઈ, ઉભયકાળ આવશ્યકના ગુજા

ગ્વની ક્રિયા ગઈ, ત્યા પરિણામે વૈરાગ્યના ભૂમ્કા નીકળી ગયા એટલુજ નહિ પણ તે ઘરો વિષય વાસનાના ધામ બન્યા ન રાત, ન દિન, ન સ્વ ન પર, કશોએ વિવેક નહિ એ બધુ આ ક્રિયાઓના જવાથી થયુ જેના મકાનમા શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ વિરાજમાન હોય, જેની પૌષધશાળામા કોઈને કોઈ જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાયાદિમા લીન હોય, ઉભયકાળ આવશ્યક થતા હોય, પ્રભાતમા મહાસતા અને મહાસતીઓના નામનો ગુંજારવ હોય, એના ઘરમા વિષયની વાસનાના સામ્રાજ્ય ન હોય એ ક્રિયામા શુ ભર્યું છે? એમ કહેનારાઓએ સમજવુ જોઈએ કે એ ક્રિયામા જે મહત્વ, જે શાતિ આપવાની તાકાત છે, તે દુનિયાની બીજી કોઈ ચીજમા નથી

## કયા ઇરાદે સાભળવુ જોઈએ?

ઘણા મહાપુરુષો અહી આવી ગયા તેઓના શ્રીમુખે શ્રી ભગવતીસૂત્ર વિગેરે સાભળી સાભળી તમારા કાન પાવન થઈ ગયા, છતા પરિસ્થિતિ ન સુધરે તેનુ કાઈ કારણ? એમ કહેવુ પડશે કે જે ઈરાદે સાભળવુ જોઈયે, તે ઈરાદે નથી સાભળ્યુ તમે શા માટે સાભળવા આવો છો એ નિર્ણય કરીને કહો જે રીતે સાભળવાનુ તે રીતે ક્યારે સભળાય? અર્થ કામને કુપથ્ય મનાય તો **અર્થ કામ એ, સમાર રોગથી પીડાતા આત્મા માટે વિહિત કરાયેલા ધર્મરૂપી ઓષધની ખાનાખરાબી કરનાર, ભયકર કુપથ્યો છે** જેને અર્થ અને કામ, એ બેની અભિરુચિ જો અહી આવીને વધે, આના ઇરાદે અહી અવાય, અહી ન મળે તો નારાજ થાય, છોડવાની વાતોથી ગભરામણ થાય તો તે ધર્મને સાભળે શી રીતે? ત્યાગીનો ધર્મ ત્યાગની રૂચિ વિના સભળાય નહિ અને સમજાય પણ નહિ રાગની નોબતો વાગતી હોય, ત્યા ત્યાગની પિપુડીના હિસાબ શા? **ત્યાગ એ સુઘોષા છે એ સુઘોષાના અવાજ વિના જૈનત્વ કદી પણ ખીલવાનુ નથી જો કોઈ આત્મા એ અવાજને ગુગળાવી નાખવા માગતા હોય, તો એ જૈન નથી,**

ગાશનહિતેપા નથી એ અવાજ ચોમેર ફેલાય, ઘુમતો થાય, એક એક આત્મા એમા ઓતપ્રોત બની જાય, તેમાજ જૈનશાશનની પ્રભાવના છે જગગ દેખાય ત્યા કહેજો કે ધર્મ નથી અથ કામની વાસનાએ આજે ધર્મને કદરૂપો બનાવ્યો છે એ ધર્મનો મહિમા, એ વાસનાનાજ યોગે બરાબર બહાર આવી શકતો નથી શ્રીઆચા રગ આદિ સૂત્રો અને યાવત્ નાનામા નાની ધર્મકથા એ સાભ ળવી શા માટે? કહો, કે અમારો આત્મા અર્થકામની લાલસામા જે ફસ્યો છે તે છૂટી જાય તે માટે, અને આચારાગાદિ સૂત્રો કે એક નાનામા નાની ધર્મકથા પણ સાભળવાથી અનાદિકાલની અમારી પાપ વાસનાઓ ઘટે, વિષયલાલસાઓ તૂટે, અને અસાર એવા આ સસારનો પ્રેમ સર્વથા ઘટી જાય, એજ એક અમારો ઈરાદો છે

પ્રસગને અનુસરતુ ઉદાહરણ

એક મહાત્માની દેશનાથી એક શ્રીમત પ્રતિબોધ પામ્યો પ્રભુના માર્ગનો અનુયાયી બન્યો કર્ત્તવ્ય સમજી જિનમદિર નવુ બનાવ્યુ એમા શ્રી ૧૦૦ ર્કરદેવની મૂર્તિ પધરાવી, અભિગ્રહ કર્યો કે પૂજન કર્યા વિના અન્ન પાણી લેવુ નહિ એ શેઠ પોતાનો નિયમ પાલન કર્યે જાય છે પૂર્વે કરેલા દુષ્કર્મના વિપાકોદયના યોગે, શુભોદય ચાલતો હતો, તેમા પલટો થયો અશુભકર્મનો વિપાકોદયમા આવ્યો, પરિણામે લક્ષ્મી ચાલવા માડી, કુટુબમા વાકા ફેલાવા માડી જેમ જેમ લક્ષ્મી જવા માડી તેમ તેમ બાળકોએ, દીકરાઓએ, કહ્યુ કે 'પિતાજી' તમને આ ભૂત વળગ્યું છે જ્યારથી તમે આ માર્ગે જોડાણા ત્યારથી આ દશા થઈ, માટે તમે આ છોડો' બાપ ધર્માત્મા હતો, સમજદાર હતો વિચાર્યુ કે 'વીતરાગની સેવા, શ્રી જિનેશ્વ દેવની ભક્તિ અને અખડ ત્યાગીની ઉપાસનાનું આ ફલ હોય નહિ પૂર્વના અશુભકર્મના વિપાકને શાતિથી સહવો જોઇએ લક્ષ્મી જાય તો જવા દો શ્રીજિનેશ્વરદેવના સેવકને તો એમા એ આનદ આવે એમા એ આત્મા સમાધિમા ઝીલે' આ પ્રમાણેના વિચારથી

ર્મમા તે વધુને વધુ દઢ બન્યો કારણ કે એને પ્રભુમાર્ગ ઉપર
ઢ્ઢ ... હતી જ્યારે ઘ મા કાઈ ન રહેવા પામ્યુ ત્યારે
કરા અને દીકરાની માતાએ કહ્યુ ક ... એ છોડો, ક તા
ા ઘર છોડો દીકરા કે જેનુ પાલન કર્યુ છે, દીકરાની માતા
જેને સાહ્યબી ભોગવાવી છે, એ બધા કહે છે કે ઘર છોડો એ
ાવસ્થા અતિશય વૃદ્ધાવસ્થા હતી જેણે આખી જીંદગી દુનિયાના
ાનદમા ગાળેલી એને ઘર છોડવાનો પ્રસગ એ કેવો કટોકટીનો
ાસગ કહેવાય? પેલા શ્રાવકે વિચાર્યુ કે હૃદયની ઈચ્છા
ડતી તેવુ અનુકૂલ થયુ પણ આમ ન ... તો નારીન નગણ એટલે
આવી ભાવના મ્હેજે ન આવત એ નીકળ્યો એક ઝુપડુ રાખ્યુ
પ્રથમની તાકાત નહોતી ઝુપડામા રહી ત્રિકાલ જિન પૂજા, ઉભયકાળ,
આવશ્યક, રોજ એકાસણુ, સ્વાધ્યાય, પર્વતિથિએ પૌષધ અને
ઉપવાસ, આ ક્રમબદ્ધપણે કરે છે બપોરે બેત્રણ કલાક ખભે
કોથળો લઈ આજીવિકા માટે પ્રયત્ન કરે છે, ને તેમાથી જે કાઈ
મળે છે તેમા આનદ પૂર્વક નિર્વાહ કરે ... એક દિવસે પર્વ
તિથિએ પૂજન કરવા પ્રભુના મદિરે આવી રહ્યો છે બહાર દ્વાર
પર અલકારાદિકથી સજેલી એક માલણ કે જે પુષ્પ અને પુષ્પના
હારને લઈ ઉભી છે તે કહે છે કે 'શેઠ, આ હાર સુદરમા સુદર
પુષ્પોથી બનેલો છે, મજેનો છે, લઈ જાઓ અને પ્રભુને ચઢાવો'
એ અરસામા, આ શેઠ જે મુનિરાજથી પ્રતિબોધ પામેલા છે
અને જેમની પાસે નિયમ લીધો છે, તે મુનિરાજ ત્યા આવી
પહોચ્યા છે અને આ બધુ જૂએ છે શેઠે કહ્યુ કે 'હાલ મારી
પાસે એટલા પૈસા નથી કે જેથી હુ હાર લઈ શકુ, તેથી આજે
નહિ લઉ' માલણે કહ્યુ કે 'આ બધુ આપનુ છે અત્યારની આ
શોભા, આ અલકાર આપ પુણ્યશાલિના પ્રતાપે છે પૈસા લઈ
હાર આપવા આવી નથી હાર લઈ જાઓ અને ભક્તિ કરો'
શોચો કે આ શેઠ પૂર્વે કેટલો ઉદાર હશે? **શક્તિ સપન્ન
આત્મા ભક્તિ કરવા જાય ત્યારે ભક્તિના સાધનની
કિંમત કરે નહિ** અત્યારે તો બે આના ને દોઢ આનાની

**શાશનહિતૈષી નથી. એ અવાજ ચોમેર ફેલાય, ઘુમતો થાય, એક એક આત્મા એમા ઓતપ્રોત બની જાય, તેમાજ જૈનશાશનની પ્રભાવના છે** -ગરાગ દેખાય ત્યા કહેજો કે ધર્મ નથી અર્થ કામની વાસનાએ આજે ધર્મને કદરૂપો બનાવ્યો છે એ ધર્મનો મહિમા, એ વાસનાનાજ યોગે બરાબર બહાર આવી શક્તા નથી શ્રીઆચારંગ આદિ સૂત્રો અને યાવત્ નાનામા નાની ધર્મકથા એ સાભળવી શા માટે? કહો, કે અમારો આત્મા અર્થકામની લાલસામા જે ફસ્યો છે તે છુટી જાય તે માટે, અને આચારાગાદિ સૂત્રો કે એક નાનામા નાની ધર્મકથા પણ સાભળવાથી અનાદિકાલની અમારી પાપ વાસનાઓ વધે, વિષયવાસનાઓ તૂટે, અને અસાર એવા આ સસારનો પ્રેમ સર્વથા ઘટી જાય, એજ એક અમારો ઈરાદો છે

<u>પ્રસગને અનુસરતુ ઉદાહરણ</u>

એક મહાત્માની દેશનાથી એક શ્રીમત પ્રતિબોધ પામ્યો પ્રભુના માર્ગનો અનુયાયી બન્યો કર્તવ્ય સમજી જિનમદિર નવુ બનાવ્યું એમા શ્રી તીર્થંકરદેવની મૂર્તિ પધરાવી, અભિગ્રહ કર્યો કે પૂજન કર્યા વિના અન્ન પાણી લેવુ નહિ એ શેઠ પોતાનો નિયમ પાલન કર્યે જાય છે પૂર્વે કરેલા દુષ્કર્મના વિપાકોદયના યોગે, શુભોદય ચાલતો હતો, તેમા પલટો થયો અશુભકર્મનો વિપાક ઉદયમા આવ્યો, પરિણામે લક્ષ્મી જાવવા માડી, કુટુબમા શકા ફેલાવા માડી જેમ જેમ લક્ષ્મી જવા માડી તેમ તેમ બાળકોએ, દીકરાઓએ, કહ્યુ કે 'પિતાજી' તમને આ ભૂત વળગ્યુ છે જ્યારથી તમે આ માર્ગે જોડાણા ત્યારથી આ દશા થઈ, માટે તમે આ છોડો' બાપ ધર્માત્મા હતો, સમજદાર હતો વિચાર્યું કે 'વીતરાગની સેવા, શ્રી જિનેશ્વરદેવની ભક્તિ અને અખડ ત્યાગીની ઉપાસનાનું આ ફલ હોય નહિ પૂર્વના અશુભકર્મના વિપાકને શાતિથી સહવો જોઇએ લક્ષ્મી જાય તો જવા દો શ્રીજિનેશ્વરદેવના સેવકને તો એમા એ આનદ આવે એમા એ આત્મા સમાધિમા ઝીલે' આ પ્રમાણેના વિચારથી

ધર્મમા તે વધુને વધુ દૃઢ બન્યો કારણ કે એને પ્રભુમાર્ગ ઉપર અપૂર્વ શ્રદ્ધા હતી જ્યારે ઘરમા કાઇ ન રહેવા પામ્યુ ત્યારે દીકરા અને દીકરાની માતાએ કહ્યુ કે ... ના એ છોડો, કા તો આ ઘર છોડો દીકરા કે જેનુ પાલન કર્યું છે, દીકરાની માતા કે જેને સાહ્યબી ભોગવાવી છે, એ બધા કહે છે કે ઘર છોડો એ શ્રાવકની અતિશય વૃદ્ધાવસ્થા હતી જેણે આખી જીદગી દુનિયાના આનદમા ગાળેલી એને ઘર છોડવાનો પ્રસગ એ કેવા કટોકટીનો પ્રસગ કહેવાય? પેલા શ્રાવકે વિચાર્યુ કે હૃદયની ઈચ્છા હતી તેવુ અનુકૂલ થયુ પણ આમ ન થાત તો શરીર નબળુ એટલે આવી ભાવના મ્હેજે ન આવત એ નીકળ્યો એક ઝુપડુ રાખ્યુ સયમની તાકાત નહોતી ઝુપડામા રહી ત્રિકાળ જિન પૂજા ઉભયકાળ, આવશ્યક, રોજ એકાસણુ, સ્વાધ્યાય, પર્વતિથિએ પૌષધ અને ઉપવાસ, આ અખડપણે કરે છે બપોરે બે ત્રણ કલાક પાસે કોથળો લઈ આજીવિકા માટે પ્રયત્ન કરે છે, ને તેમાથી જે કાઈ મળે છે તેમા આનદ પૂર્વક નિર્વાહ કરે છે એક દિવસે પર્વ તિથિએ પૂજન કરવા પ્રભુના મદિરે આવી રહ્યો છે બહાર દ્વાર પર અલકારાદિકથી સજેલી એક માલણ કે જે પુષ્પ અને પુષ્પના હારને લઇ ઉભી છે તે કહે છે કે 'શેઠ, આ હાર સુદરમા સુદર પુષ્પોથી બનેલો છે, મજેનો છે, લઈ જાઓ અને પ્રભુને ચઢાવો' એ અરસામા, આ શેઠ જે મુનિરાજથી પ્રતિબોધ પામેલા છે અને જેમની પાસે નિયમ લીધો છે, તે મુનિરાજ ત્યા આવી પહોચ્યા છે અને આ બધુ જૂએ છે શેઠે કહ્યુ કે 'હાલ મારી પાસે એટલા પૈસા નથી કે જેથી હુ હાર લઈ શકુ, તેથી આજે નહિ લઉ' માલણે કહ્યુ કે 'આ બધુ આપનુ છે અગપરની આ શોભા, આ અલકાર આપ પુણ્યશાલિના પ્રતાપે છે પૈસા લઇ હાર આપવા આવી નથી હાર લઈ જાઓ અને ભક્તિ કરો' શોચો કે આ શેઠ પૂર્વે કેટલો ઉદાર હશે? **શક્તિ સપન્ન આત્મા ભક્તિ કરવા જાય ત્યારે ભક્તિના સાધનની કિમત કરે નહિ** અત્યારે તો બે આના ને દોઢ આનાની

પચાત ચાલે એ ભક્તિની ખામી છે ઉત્તમ જાતિની ઉદારતા જોઇયે મૂર્છાનો અભાવ જોઇયે ત્યા ભાવની વાતજ ન હોય માલણના હૃદય અને ભાવના ઉપરથી શોચો કે આ શેઠીયો કેવો ઉદાર હશે ? શ્રી જિનેશ્વરદેવના મદિરની બાંધણીમા મજુરી કરનારો જીદગી સુધી એ મજુરી મળો એવુ ઇચ્છે એ કયારે એવુ ઇચ્છે ? વહીવટદારોનુ એના પ્ર યે કઇ જાતિનું વલણ હોય ? આ બધુ વાતાવરણ વિશુદ્ધ ક્યારે બને ? શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનો અમલ થાય ત્યારે શેઠ ઘેર ગયો ને થોડા દિવસનુ જે કાઇ બચ્યું હતું, તે લઇ આવી માલણને આપ્યું અને હાર લીધો ભલે સ્થિતિ ગઈ પણ ભાવના 'કઈ ઓછીજ ગઇ છે ? પેલા મુનિ વિચારે છે કે આ તે શેઠ કે જેણે આ જિનમદિર બધાવ્યું છે, એમા જેણે લક્ષ્મીનો વ્યય પાણીની જેમ કર્યો છે, તેની આ દશા! મુનિ પૂછે છે કે, 'શેઠ! તમારી આ દશા!' શેઠ કહે છે કે, 'સાહેબ! આપ શી વાત પૂછો છો? મારી દશા તો જ્યારથી આપ મળ્યા ત્યારથી ઉચીજ ચઢતી જાય છે હું નથી માનતો કે મારા ગુરૂ મારી સાસારિક દશા પૂછતા હોય' શ્રીમાન બનીને ભીખારી બનેલો આવી દુર્દશાના સમયમા પણ કેવી વાત કરે છે, એ વિચારજો શેઠ કહે છે-'આપ સાસારિક વાત તો પૂછોજ નહિ અને બીજી જે વાત પૂછો છો તે બધો આપનોજ પ્રતાપ છે આપના ઉપદેશે મને અનત સુખમા ઝીલતો કર્યો છે પાપના ઉદયે મારી લક્ષ્મી ગઈ, માનપાન ગયું, કુટુબને પરિવાર અરૂચિકર થયો, તેની મને જરાયે ચિંતા નથી જે ઝોડલુ હતું તે સ્વત છૂટી ગયુ ' પછી શેઠ મદિરમા ગયો દ્રવ્ય પૂજા કરી ભાવપૂજામા મગ્ન બન્યો તન્મય બન્યો શાસન દેવ આવ્યો દેવતાએ જોયુ કે જે રીતની આ ભક્તિ કરે છે તેવી ભક્તિ કરવાની મારામા તાકાત નથી તો એના ભક્તની ભક્તિ કરૂ તોયે મારૂ કલ્યાણ અર્થ કામની લાલસાવાળાઓ પાસે દેવતા આવે? પ્રભુની પાસે અર્થ કામની વાસનાવાળાને જૂએ તો દેવતા આવ્યો હોય તો પણ નાસી જાય દેવતાએ કહ્યુ-'શેઠ! હું તુષ્ટ થયો

છુ માગો! પણ સાભળે કોણ?, જેને દેરાસરે નિસીહિ કહે તેની સામે પણ શેનું જુએ આજે તો નિસીહિ એ જૂદી અને પૂજાએ જૂદી.

## ધ્યેય ખોટુ હોય તો ગુણો પણ નકામા છે

આવા માણસના અમને માને તેમાયે કાઇક જુદુ એવાઓના સાથથી તો સાધુઓએ પણ દૂર રહેવુ જોઇએ સાચી મળો તો સીધા અને મજબૂત મળો કે જેઓના યોગે પ્રભુના શાસનની ઉન્નતિ સાધી શકાય ભાગ્યવાનો! નમસ્કાર કરો તો હૃદયને પૂછીને કરજો સમ્યગ્દષ્ટિનુ માથુ ક્યા ઝુકે? એકાન્તે વિનયવાદી મતના આપણે ખડન કરનાર છીયે સમ્યગ્દષ્ટિનુ માથુ ક્યા નેજ નમે અસ્થાને તો પહાડની જેમ અક્કડ રહે એનુ નામ માન નહિ, અભિમાન નહિ, પણ ધર્માભિમાન, જેનામા એ હોય નહિ તેનામા પ્રાય ધર્મ હોય નહિ અને હોય તો પણ ચિર કાલ ટકે નહિ સાચુ ભક્તિ હોય ત્યા નમે, ભક્તિ ગુણાતિરેક હોય ત્યા થાય સદ્‌ગુણ ત કહેવાય છે કે જે પરિણામે સુદર હોય અ યથા, જે ક્ષમા ક યાણ કરે તેજ ક્ષમા ખાટે જે શાતિ આ માને તારે તેજ શાતિ દુખાડે, જે તપ આત્માનું ભલુ કરે તેજ તપ આ માનો અનર્થ કરે

## દષ્ટાત તરીકે જુઓ કે

રાવણે એક હજાર વિદ્યા સાધના અટવીમા છ મહિના સુધી તપ કર્યો ભાઇઓ સાથે કાઉસ્સગમા રહેતા એમને ચલાયમાન કરવા જબૂદ્વીપનો અધિપતિ દેવતા પોતાના પરિવાર સાથે આ યો ભયકરમા ભયકર ઉપસર્ગ કર્યા છેવટે માતાપિતાને લાવ્યો પત્નિને લા યો માતાપિતાનુ માથુ કાપવાની તયારી બતાવી, પણ રાવણ ડગ્યો નહિ આ ધ્યાન, આ તપ, જો મુક્તિ માટે હોત તો કેવળ જ્ઞાન માટે થાત સાતો રાજ્યની સાધના માટે જરૂરી વિદ્યાઓની સાધના માટે હતુ છ છ મહિના સુધીનો ઘોર તપ, સહન કરેલા ઘોર ઉપસર્ગ, રાજ્યપુત્ર મટી યોગીપુત્રની જેમ વેઠેલી તકલીફ, ધ્યાનમા રાખેલી મક્કમતા, આ સર્વ જો મોક્ષનો રાગી

આત્મા કરે, મોક્ષાર્થિ આ મા આવી રીતે ધ્યાનમા મશગુલ બને, તો કેવળજ્ઞાન મેળવે પણ સામાન્યની લાલસાના યોગે આ ધ્યાન તો સંસારવર્ધક બન્યુ આ તપ, આ વિદ્યા, આ મૌન, બધુ વ્યર્થ ગયુ ? વ્યર્થ નહિ પણ આ બા માટે તો અહિતકર નીવડ્યુ તપ, ધ્યાન, મનની મક્કમતા, હૃદયની નિર્મળતા, આ બધુ હતું શુ નહોતું ? એક ધ્યેયની શુદ્ધિ નહોતી શુદ્ધ ધ્યેય ન હતુ એમ નહિ, પણ ખોટુ ધ્યેય હતુ **ખોટા ધ્યેયથી કરેલો સાચા સાધનનો સ્વીકાર પણ આત્માની વિટંબણા કરે છે** અને એજ કારણે ઘણું ઘણું કરવા છતા પણ સાતમી નરકે ગયા

## ત્યાગ માટે રાગના અભ્યાસની જરૂર ખરી?

મિથ્યા વિદ્યા કરતા અવિદ્યા સારી અવિદ્યા જશે તો વિદ્યા આવશે પણ મિથ્યા વિદ્યાવાળાને ઠેકાણે લાવવા મુશ્કેલ અહીં તો હિંસક પણ મુક્તિએ ગયા છે, પણ તે કંઈ હિંસાના પ્રતાપે નહિ કુંભારના નીભાડા પકવનારા પણ તરી ગયા છે, પણ તે નીભાડા પકવવાના કારણે નહિ આનંદ કામદેવના દાખલા લઈ કહેનારા કહે છે કે 'આનંદ જેવા શ્રાવક હતા છતા, પાંચસો પાંચસો હળ અને દશ દશ હજાર ગોકુળના સ્વામી હતા અને છતાય, તે એકાવતારી બન્યા,' પણ એ કહેનારને પૂછજો કે આનંદ કામદેવ શ્રાવક શાથી ? પરિગ્રહથી કે મૂર્છાના ત્યાગથી ? શ્રાવકપણું લીધા પછી પરિગ્રહ વધાર્યો કે ઘટાડ્યો ? સકડાલ પુત્ર કુંભાર હતા છતા મુક્તિના માર્ગમા નીભાડાને તેમણે પાપ માન્યુ અને અભિગ્રહ કર્યો કે એ પાપકાર્યમા આગળ નહિ વધુ, પણ ક્રમેક્રમે પાછો વળીશ આ વસ્તુને વિચાર્યા વિના અને સમજ્યા વિના અત્યારના જમાનાવાળા કહે છે કે, 'આ બધા શ્રાવક આટલો આટલો પરિગ્રહ રાખે, આટલુ આટલુ કરે, ને અમે આટલુંજ કરીયે એમા શો વાંધો ?' દૃઢપ્રહારી, અર્જુનમાળી જેવા ભયંકર ઘાતકી આત્માઓ પણ મુક્તિએ ગયા તો પછી અમો થોડી હિંસા કરીએ એમા શું વાંધો ? પણ આવા પ્રલાપકારોએ સમજવું જોઈએ કે તેઓ કંઈ હિંસાના પ્રતાપે મુક્તિએ નથી ગયા પણ હિંસાનો

સંપૂર્ણપણે ત્યાગ કરી પરમ અહિંસક બની અપૂર્વ સંયમની સાધનાદ્વારા મુક્તિને પામ્યા છે આ ઉપરથી એમ કહેવાય છે કે

" जे कम्मे सूरा ते धम्मे सूरा "

પણ એનો અર્થ એવો તો નથીજ કે જેણે ધર્મશૂરા બનવુ હોય તેણે કર્મશૂરા બનવુજ જોઇયે પણ આજના કેટલાક તો કહે છે કે 'વૈરાગ્યના અર્થિએ રાગના અનુભવી થવુ જોઇયે પહેલો સંસાર પછી વૈરાગ્ય' જ્ઞાની પુરુષો કહે છે કે એ ગાડાઓની વાત છે શાસ્ત્ર સાંભળી, હિતૈષીની આજ્ઞાનો સ્વીકાર કરી, જે ખોટુ હોય તે વગર પૂછે, વગર દીઠે, વગર સ્વાદ ચાખ્યે, તજી દે તે મહાપુરૂષ કહે છે કે શાસ્ત્રે કહ્યુ પણ અનુભવ વિના ખબર શી પડે? પણ હુ પૂછુ છુ કે ઝેરનો અનુભવ કર્યો ખરો? હિતૈષીઓ દ્વારા જાણ્યુ કે ઝેર મારે પણ અનુભવ વિના ખબર કેમ પડે? કેટલી ખાઈ કેમ નથી જોતા? પ્રાણનો નાશ કઈ રીતે થાય છે એનો અનુભવ કેમ નથી કરતા? અયોગ્ય ને નાશકારી પદાર્થના અખતરા ન હોય, તો પછી ભવ પતનના અખતરા કેમ હોય? એ અખતરા કરનાર કુવે પડે, હાડકા ભાગે, પાચ પચીસ કાઢનાર ભેગા થાય ત્યારે નીકળે, તે પણ પાણી બહુ હોય તો મુડદુ નીકળે, કદાચ થોડુ પાણી હોય ને નીકળે તોયે એ શરીરમાથી પાણી કાઢતા દમ નીકળી જાય, અને મહિનાઓ સુધી, વરસો સુધી, જીંદગી સુધી કદાચ રીબાઈ રીબાઇ મરવુ પડે, એના અખતરા ન હોય એ તો ડાહ્યાઓના કહેવાથી માનવાનુંજ હોય અમે કયા અખતરા કરીયે? વૈરાગ્યનાજ અમે જો કરીએ તો તો એનાજ કરીયે તમે અમને ઓળખી જાઓ તો, હુ દિક્ષા સબધી બોલુ તો ગભરામણ ન થાય પણ હુ જોઉ છુ કે આટલા દિવસથી આટલુ સ્પષ્ટ કહેવાવા છતા હજી ઘોઘાટ શમતો નથી હજી લોકો કહે છે કે આ સાધુ તો ત્યાગ, વૈરાગ્ય ને દિક્ષાનીજ વાતો કરે છે અમે વૈરાગ્યને સેવનાર, વૈરાગ્યથી જીવનાર, વૈરાગ્યમા તન્મય, વૈરાગ્ય સિવાયના અખતરા શી રીતે કરી શકીએ? વૈરાગ્યના પથે પડેલા, વૈરાગ્યના નામે ઓળખાતા સાધુ, જો

રંગના અખતરામાં લીન થઈ જાય તો તે ભગવાન્ શ્રી મહાવીરદેવના શાસનમાં વિશ્વાસુ તરીકે રહી શકતા નથી. દુર્લભ માનવ જીવન, શ્રી જિનેશ્વરદેવનું સુંદરમાં સુંદર શાસન, એ હારી જાઓ જેની પાસે જે ચીજ હોય તે માગો કાં જ્ઞાની બનો કાં જ્ઞાનીની પૂંઠે ચાલો. ન સમજ પડે તો પૂછો કે આગમમાં શું કહ્યું છે? અને એટલું તો સમજી શકાને કે જે જ્ઞાનીઓએ રાજ્યપાટ છોડી, ઘરબાર મૂકી ત્યાગ સ્વીકાર્યો, એ કોઈ દિવસ દુનિયાના રંગરાગમાં રાચવાનું કહેજ નહિ.

## બધા સાધુ થાય તો રોટલા કોણ આપશે?

બધા મુક્તિમાં જાય તો સંસારની શી સ્થિતિ? આજે આ ચીંતા બહુ થાય છે. જ્ઞાનીની તો એજ ભાવના છે કે "સવીજીવ કરૂં શાસન રસી" બધા જીવો શાસન રસીયા બની મુક્તિએ જાય. જો કે એ બન્યું નથી, અને બનવાનું નથી. શ્રી તિર્થંકરદેવના સમવસરણમાં અનેક આત્માઓએ ત્યાગના ઘોષને વર્ષાવતી દેશનાને સાભળતા છતાં સર્વ ત્યાગી તો પ્રમાણમાં થોડાજ થયા છે. છતાં બધા બને તો એના જેવો સુખનો દહાડો એક પણ નહિ. બધા સુખી થાય એમાં વાંધો શું? તમે બધા અમને રોટલા દેવા રહ્યા છો? અમારા ભલા માટે ઘર માંડીને રહ્યા છો? જો એમ હોય તો હું કહું છું કે અમારા માટે ન રહેશો. સાધુઓ રોટલાના ભીખારી? રોટલાના ભીખારી હોય તે સાધુ નથી. સાધુ ધર્મલાભ સિવાય બીજો આર્શિવાદ આપે નહિ. કોઈ આહારાદિ આપે તો પ્રસન્નતા નહિ, ન આપે તો નારાજી નહિ. ધક્કો મારીને બહાર કાઢે તો યે ધર્મલાભ બોલે અને એજ ભાવનાથી ગોચરીએ નીકળે કે મળશે તો સંયમપુષ્ટિ, નહિ મળે તો તપોવૃદ્ધિ. ભગવાન્ શ્રી મહાવીરદેવના સાધુ એટલે દયાના પાત્ર, એમ? જો તમે એમ માનતા હો તો તમે સાધુઓને ઓળખીજ નથી શક્યા એમ હું કહું છું. વારૂ, તમે જે આહારાદિ આપો છો તે તમારા ભલા માટે કે સાધુઓના ભલા માટે? તે આપવામાં જો તમને તમારો નિસ્તાર ન દેખાતો હોય, તો નહિ આપશો. તમને તેઓ તારક

લાગે, સારીયે દુનીયામા અહિંસાના પ્રચારક દેખાય, વિષય કષાયને ખસેડી ત્યાગ માર્ગમા લીન દેખાય, ઉપકારી જણાય તો આપો અને હાથ જોડીને કહો કે 'કૃપાનાથ! પધારો આ લ્યો અને અમને આપો' શુ, સોનૈયા? દાન દેતા કઇ ભાવના, કઇ ઉર્મિ હોવી જોઇએ? **'વો સાધુ વો શ્રાવિકા, યે વેશ્યા મે ભાડ'** ની વાત જાણો છો? એક મુનિ ભિક્ષા અર્થે નીકળ્યા છે એક સામાન્ય સ્થિતિની શ્રાવિકા, વૃદ્ધ ઉંમરની, ભક્તિપૂર્વક તેમને પોતાને ત્યા લઈ જઈ, પોતાની સ્થિતિ અનુસાર જે કાઇ હતુ તેનું તારકપણાની, મહર્ષિપણાની બુદ્ધિએ દાન દે છે પાત્રમા ઘેસ પડે છે દેવતા **'अहोदान-अहोदान'** કરી સોનૈયાની વૃષ્ટિ વરસાવે છે સામેથી એક વેશ્યાએ જોયુ કે મુનિને દાન દેવાથી સોનૈયા પડે છેટેથી એક ભાડે જોયુ કે આ વેષથી ઇચ્છિત ભોજન મળે પેલો ભાડ ગામ બહાર જઇ વેષ પલટો કરી, દોડાદોડ, ધમપછાડા કરતો, નગરમા ઇચ્છિત ભોજન લેવા આવ્યો એને થોડી ખબર છે કે મુનિથી કેમ ચલાય? વેશ્યાએ એને જોયો પણ વેશ્યાને થોડી ખબર હતી કે મુનિ તો ઇર્યાસમિતિથી ચાલે! કારણ કે ભાડને મુનિપણાની જરૂર ન હતી અને વેશ્યાને કઈ સુપાત્રદાનની જરૂર નહતી વેશ્યાએ કહ્યુ 'પધારો' ભાડ કહે, 'તયાર છુ' તત્તજ તેના મકાનમા ગયો વેશ્યાને ત્યા મોદક વિગેરે તૈયાર હતુ પેલા મુનિ વેષધારી ભાડે બધા પાત્રો કાઢ્યા ને કહ્યુ કે 'ભર, ભરાય એટલુ' પેલી વેશ્યા પાત્રામા એક એક મોદક ગોઠવતી જાય ને ઉચે ભાળતી જાય કઇ સોનૈયા પડે છે! ભાડે વિચાર્યુ કે અહીંએ મારા જેવુ લાગે છે તેણે કહ્યુ 'શુ જૂએ છે?' વેશ્યા બોલી-'મહારાજ! પહેલા સામે પેલી ડોસીના ઘેર તમારા જેવા મુનિ આવ્યા હતા જેને દાન દેતા એને ત્યા સોનૈયા વરસ્યા હતા હુ એ જોઈ રહી છુ' ભડે કહ્યુ કે, **"વો સાધુ વો શ્રાવિકા યે વેશ્યા મે ભાડ, થારા સાગ ભાગ્યથી, પત્થર પડશે ગાડ"** 'તુ ઉચુ ન ભાળતી દેવતા હશે તોયે જતો રહેશે અને કદી કોપશે તો ઉપરથી પત્થર

પડશે !' આવી સમજી રાખો કે મુનિને દાન દેતી વખતે શ્રાવકની દષ્ટિ આત્મકલ્યાણ સિવાયની બીજી નજ હોવી જોઈએ

## સાધર્મિ ભકિતના મર્મને સમજો

હવે પાઠ આવે સાધર્મિભકિતનો ચાલુ વિષય ઉપર સાધર્મિભકિત શા માટે કરવાની ? નામના, ખ્યાતિ મેળવવા કે કોઈ ઉદ્ધાર કરે, એ માટે ? નહિજ એ તો કેવળ આત્માનો આ ભયંકર સંસારસાગરમાથી નિસ્તાર કરવા માટે સાધર્મિ તારક છે **માતા, પિતા, દુનિયાના સ્નેહી, સબંધી, એ સર્વના સબંધ કરતા સાધર્મિનો સબંધ ઉંચો છે** તેનુ સ્થાન ત્રીજે નબરે આવે છે દેવ, ગુરૂ અને પછી સાધર્મિનો સબધ શ્રેત્રની અપેક્ષાયે તેનો નબર છઠ્ઠો સાતમો છે જિનમૂર્તિ,જિનમદિર, જિનાગમ અને આ ત્રણની ઉપાસનામાજ પોતાનું શ્રેય સમજનાર અને વિશ્વમા તેનું મહત્ત્વ ફેલાવનાર પૂજ્ય મુનિવરો અને મહાસતીઓ–સાધ્વીશ્રીઓ એમની ભકિતમાજ પોતાનો નિસ્તાર સમજનાર પોતાના સાધર્મિબધુઓને ભરત મહારાજા પોતાને ત્યા કાયમ માટેનુ ભોજનાદિ નિમત્રણ કરી શુ કહે છે, તે આજે હવે બરાબર સાભળી લ્યો છ ખડના સામ્રાજ્યનો સ્વામિ, બત્રીસ હજાર મુકુટબદ્ધ રાજાઓ જેની સેવામા હાજર રહે છે, તે પોતાના સાધર્મિઓને કહે છે કે

> कृष्यादि न विधातव्य, किंतु स्वाध्यायतत्परै ।
> अपूर्वज्ञानग्रहण, कुर्वाणै. स्थेयमन्वहम् ॥ १ ॥
> भुक्त्वा च मेऽतिकगतै , पठनीयमिद सदा ।
> जितो भवान् वर्द्धते भीस्तस्मान्मा हन मा हन ॥२॥

આપે કૃષિ ખેતી આદિ પાપ વ્યાપારોને ન કરવા પણ હમેશા સ્વાધ્યાયમા તત્પર રહીને અપૂર્વ જ્ઞાનને ગ્રહણ કરતા રહેવુ અને જમીને હમેશા મારી પાસે આવીને કહેવુ કે "તુ જીતાઇ ગયો છે ભય વધતો જાય છે, માટે હણ નહિ, હણ નહિ"

વિચારો, આ છ ખડના સ્વામિના દેનારો ચક્રવર્તિ છતા કેટલા પાપભીરૂ છે પોતાનો આત્મા સમારભક ન થઇ જાય

તેની કેટલી કાળજી રાખે છે અને પોતાના સાધર્મિઓને કયા માર્ગમા યોજે છે? આરીમાભુવનમા કેવલજ્ઞાન એ આ ઉત્તમ ભાવનાઓનુજ પરિણામ છે કહો કે કોઇ વખત તમારે ઘેર લગ્નમહોત્સવ હોય અને તેમા તમે ખૂબ આનંદપૂર્વક મ્હાલતા હો તે વખતે પાસે રહેલો કોઇ સાધર્મિ એમ માને કે, 'આ મારો સાધર્મિ દુનિયાના રંગરાગમા લેવાતો જાય છે, માટે મારે એને એક સાધર્મિ તરીકે ચેતવવો જોઇએ' એમ નક્કી કરી તમારા કાનમા આવીને એમ કહે કે 'તુ જીતાઇ ગયો છે, ભય વધતો જાય છે, માટે હણુ નહિ, હણુ નહિ' તો એ મગલ કે અપમગલ? ભાગ્યશાળીઓ ખૂબ વિચારશો અને સાધર્મિભક્તિના મર્મને સમજશો અને એ રીતે સમજીને સાધર્મિભક્તિ શાસ્ત્રાજ્ઞા મુજબ કરી શકશો, તો સ્વપરના સાચા ઉદ્ધારક બની શકશો

---

## વ્યાખ્યાન ૧૫ મુ

પાપની પ્રશંસા ચાલશે?



જિનશાસનમા સમ્યક્ત્વ એ ધર્મરૂપી પ્રાસાદનો પાયો છે. એના વિના ધર્મપ્રાસાદ ટકી શકે નહિ સમ્યક્ત્વ એ ધર્મ મહેલમા પેસવાનો દરવાજો છે એના વિના ધર્મ મહેલમા પેસી શકાતુ નથી સમ્યક્ત્વ મૂળ ગુણો અને ઉત્તરગુણોનુ નિધાન છે સમ્યક્ત્વ વિના મૂળગુણો અને ઉત્તરગુણો ટકે નહિ મૂળગુણો અને ઉત્તરગુણોને પોષણ કરનાર, શુદ્ધ કરનાર સમ્યક્ત્વ છે સમ્યક્ત્વ ન હોય તો સઘળી ધર્મક્રિયાઓ ધૂળ ઉપર લીપણ સરખી છે. બધી ધર્મક્રિયાને સફળ કરનાર સમ્યગ્દર્શન છે એ સમ્યક્ત્વમાજ

હજી વાધા છે જ્ઞાની ઉપર, જ્ઞાનીના વચન ઉપર અખંડ વિશ્વાસુ બની, જે ચીજ જેવી રીતે છે તેવી રીતે માનવી, એ જરૂરી છે ઉપવાસ ન કરાય એ નિભાવી લેવાય, પણ ખાવાનુ સારૂ છે એમ કહેવુ એ ન નિભાવાય **જૈનશાસનમા કૃપણને સ્થાન છે, પણ દાનની શી જરૂર છે, એમ કહેનારને સ્થાન નથી** મોક્ષના અસખ્યાત યોગ છે તેમાથી એક યોગને સાધે, બીજાને ન સાધે એનો વાધો નહિ, પણ આ એકજ સારૂ છે એમ કહે એ ન ચાલે સેવ્ય તો બધાયે છે એમ માને, સસારમા રહે, ન કરવાનુ કરે, એ નિભાવવા શાસન તૈયાર છે, પણ અયોગ્યને અયોગ્ય તો માનવુજ પડશે દુનિયાની કોઈપણ ચીજ આત્માની નથી, એમ ન માને એ જૈનશાસનને પામ્યો નથી એ દુનિયાની ચીજોમા આત્માનુ કલ્યાણ નથી, એમ ન માને એ જૈન નથી હેયને હેય અને ઉપાદેયને ઉપાદેય ન માને એ જૈન શી રીતે કહેવાય ? હેયને ઉપાદેયની કોટીમા મૂકે ને ઉપાદેયને હેયની કોટીમા મૂકે, એ નભે ? કોઈ અનચારી આવીને કહે કે હુ અતિ પામર છુ, મારાથી આ અનાચાર સેવ્યા વિના રહેવાતુ નથી, ચાલતુ નથી, તો તેના ઉપર દયા આવે, ટેકો પણ આપીયે, વાત સાભળીયે પણ પણ એમ કહે કે બેસો, બેસો, દુનિયામા રહેવુ ને અનાચાર વિના ચાલે ? તો ત્યા દયા આવે ? બધા દોષો સેવે એ જૂની વાત છે પણ તેને સેવવા યોગ્ય માને એ બહુ જુલમ સેવનાર કરતાયે, માનનારો બહુ ભુડો એનો છુટકો ક્યારે ? સમ્યક્ત્વવાન્ એ અસેવ્ય માને, ખોટાને ખોટુ માને મરતા સુધીએ ખોટાને સારૂ ન કહે **કૃપણની કૃપણતા એના આત્માને મારે, પણ કૃપણની કૃપણતાની સ્તુતિ આખી દુનિયાને મારે** આમા તો હુ છોડવાની વાત કરતો નથીને ? ભાગ્યશાલી ! છોડવા યોગ્યને છોડવા યોગ્ય ન માનો, છોડે ત્યા બહુ માન ન હોય, ન છોડીએ એનો પસ્તાવો ન હોય, તો પામ્યા શુ ? સારૂ ન બને એ નિભાવાય પણ સારૂ આખમા ખટકે, એ કેમ ચાલે ? એવા આદમીની ગણના જૈન શાસનમા

નથી એ આદમીજ નથી એ આદમીના આકારના છે, પણ આદમી નથી એવાનો સહવાસ ન મળે ત્યા સુધી અહોભાગ્ય એનો સહવાસ, એની સાથે વાતચીત પણ ભૂડી ખોટુ કરે ને માને સારુ, પાપ કરે ને પુણ્ય માને, ઉધે માર્ગે જાય ને સાચો ગણાવે, ધર્મ કરે નહિ ને કરે એને ગાળો દે, આની જોડે વાત શી રીતે થાય? જેના સિદ્ધાતનુ, વિચારનુ માન્ય તાનુ કાઇ ઠેકાણુ નહિ એને સુધારવા સાક્ષાત શ્રી તીર્થ કરદેવની પણ તાકાત નથી કાતો ડાહ્યો સારો, કાતો મૂર્ખો સારો, પણ વચલા ત્રિશકુનુ શુ? બધા દુર્ગુણોને નિભાવાય પણ દુર્ગુણોને, અનાચારને અયોગ્ય ન માને એ ન નિભાવાય એના ઉદ્ધારનો ઉપાય છે? ઘોર હિસકો પણ મુક્તિ ગયા છે, જેના નામ પણ દેવા યોગ્ય ન હતા તે તરી ગયા છે, તે એમા ને એમા ચોટી રહેવાથી કે એમાથી છુટવાથી? એ પાપાત્માઓ તો કેવલ પોતે પાપ કરતા હતા કોઇએ એને પાપ ના કરો એમ સમજા યા કે તરત છુટી ગયા પણ જે આત્મા ઓ પાપને પુણ્યનુ ઉપનામ આપે એનો શી રીતે છુટકો? અધર્મિ, પાપી, અનાચારી, ઉધે માર્ગે જનારો પણ એને એ સારૂ ન માને ત્યા સુધી એના ઉદ્ધારનો ઉપાય છે પણ જે ખરાબને સારૂ માને તેની પાસે તો ઉપદેશ પણ નકામો

## <u>સમ્યગ્દર્શનની પ્રતીતિ શુ?</u>

સમ્યગ્દષ્ટિ આત્માનુ સ્વરૂપ જણાવતા શ્રીમાન્ હરિભદ્ર સૂરી શ્વરજી મહારાજ કહે છે કે '**સમ્યક્ત્વ પામેલો આત્મા સસારસાગરમા ન રમે**' સમ્યક્ત્વની એજ પ્રતીતિ છે ન રમે એટલે ન વસે એમ નહિ બધા સમ્યગ્દૃષ્ટિ સસારમાથી નીકળી જાય એ ન બને વસવુ હોય તો વસે પણ રમે નહિ તમે રહો છો કે રમો છો? એ જરા આત્માને પૂછો રહેવુ ને રમવુ એ બે વચ્ચેનુ અતર બરાબર સમજી જાઓ એનુ બરા બર નિદાન કરી લો તો લગભગ આખોય સસાર જીત્યા સસા રમા નહિ રમનારની સસાર પ્રત્યેની પ્રવૃત્તિ કઇ જાતની હોય? રમે નહિ તો રહે શુ કામ? રહેવુ પડે છે માટે રહો છો કે

રમતા રહો છો? અહીંથી ઘેર જવું પડે છે માટે જાઓ છો કે જવા માટે જાઓ છો? સામાયિક કરી પારતી વખતે પારવુ પડે છે માટે પારો છો કે ઇરાદાપૂર્વક? સામાયિક લેતી વખતની સ્થિતિ, મન્દિરમા પેસતી વખતની ભાવના ને નીકળતી વખતની ભાવના, શરૂઆતના ને પછીના પરિણામ મેળવો, તપાનો આ બધુ જોવુ પડશે, પરીક્ષા કરવી પડશે

* * * *

જ્યા સુધી આ ન બને ત્યા સુધી ક્રિયામા એકતાનતા ન થાય અને એકતાન ન થવાય ત્યા સુધી મુક્તિ નથી કોઇ એવી ધર્મક્રિયા નથી કે એને સમ્યગ્ ભાવે સેવે તે મુક્તિપદને ન મેળવે શ્રી જિનેશ્વરદેવના તિનક કરતા કરતા, સામાયિક કરતા કરતા, દાન દેતા, શીલ પાળતા, તપશ્ચર્યા સેવતા, ઉત્તમ ભાવનાઓ ભાવતા ભાવતા, એમ જૂદી જૂદી ક્રિય થી કોઇ કેવલ જ્ઞાન પામ્યા કયો યોગ એવો છે કે જેમા લીન થવાથી અનતા મુક્તિ નથી ગયા? એક યોગ રૂચ્યો એને બધાએ રૂચ્યા. એકની સેવા સ્વીકારી એણે બધાએ યોગની સ્વીકારી શીલ, તપ, અને ભાવના પ્રેમ વિના સાચુ દાન થાય? મુક્તિ આપનાર દાનમા શીલ, તપને ભાવના પ્રેમનો યોગ કે વિયોગ? શીલથી મુક્તિ સાધે તેમા દાન, તપ, ને ભાવનો યોગ ખરો કે નહિ? તપથી મુક્તિ મેળવે એમા દાન, શીલ, અને ભાવનો યોગ હોય કે નહિ? ભાવથી મુક્તિ મેળવે એમા દાન, શીલ અને તપની ભાવનાનો યોગ ખરો કે નહિ? જો એમ પરસ્પર યોગ ન હોય તો તે ન દાન, ન શીલ, ન તપ ને ન ભાવ સમ્યક્ત્વ નહિ ત્યા સુધી દેશવિરતિ, સર્વવિરતિ, સાચુ દાન, શીલ, તપ કશુ નહિ **સમ્યક્ત્વ વિનાની કરણી છાર ઉપર લીપણુ જેવી.** ધૂળ ઉપર લીંપણનો હાથ ફેરવે ને આગળ જાય કે પોપડો ઉખડે **શ્રી જિનાગમે કોઇ પણ ક્રિયા સમારમ્ભ રહેવા, સસારને વધારવા, ખીલવવા કે સસારના રગ રાગ માટે વિહિત કરી નથી.** ભળી જાય એ વાત જૂદી છે.

**દુનીયાદારીના પદાર્થો ધર્મયોગે મળે ભલે પણ ધર્મયો ગથી તે પદાર્થો માગે એ ઇચ્છવાનુ નથી** એ નિષ્ઠા થાય ત્યા સુધી મિથ્યાત્વના ઠાગ છગાયાજ કરે છે અને સમ્યકત્વ તેટલુ વેગળુ રહે છે સમ્યક્ત્વની ભાવના પણ તમને જચતી નથી સમ્યકત્વ દૂર રહો પણ માર્ગાનુસારીપણુ પણ એવુ નથી કે જેમા વિરતિ તરફ પ્રેમનો અશ ન હોય **જ્ઞાનનુ ફલ વિરતિ અને વિરતિનુ બીજ જ્ઞાન–બીજમા ફલ હોય કે નહિ?** બીજ હાથમા લઇયે કે ફળ દેખાઇ જાય એક એક અક્ષર વાચવા કે ભણવા માડીયે કે તેમાથી વિરતિના ફુવારા ઉડે એ **સમ્યગજ્ઞાન** અને જે વાચવાથી કે ભણવાથી વિરતિથી કટાળો આવે, વિરતિના અધ્યવસાયથી આત્મા પાછો પડે એ અજ્ઞાન, **મિથ્યાજ્ઞાન**

**<u>રાગ માટે કરેલો ત્યાગ નિષ્ફળ છે</u>**

હજાર વિદ્યાની સાધના માટે શ્રી રાજાઓ પોતાના બધુઓ સાથે, ભયકર અટવીમા, રાજપુત્રો છતા યોગી જેવા બનીને, જટા વધારી, ગળામા માળા ઘાલી, ઘોર તપશ્ચર્યા કરી વિદ્યાની સાધના માટે રાજ્યની સાહ્યબી છોડી અટવીમા આવ્યા એ ત્યાગી ખરા કે નહિ? કેવલ રાગને માટેજ કરેલા ત્યાગને ત્યાગ તરીકે કેમ ઓળખાય! કદાચ ત્યાગને માટે રાગ કરવો પડે તો કરવો પણ રાગને માટે ત્યાગ કરવો નહિ **રાગને માટેનો ત્યાગ એ ખરાબ છે,** ત્યાગ માટે રાગ કરે એને હાથ જોડીયે કારણ કે એ જરૂરી પણ છે જે તજવા જેવો છે તે પણ ત્યાગને માટે કરવો જરૂરી છે કારણ કે તે પ્રશસ્ત છે **તજવા જેવી પણ ચીજ ત્યાગને માટે કરવી પડે તો કરવાની આજ્ઞા** પણ રાગ માટે એ તજાય તો ખોટી આત્માની વિટબણા કરે છે રાવણનો ત્યાગ એ ત્યાગ નહિ કહેવાય હેમચદ્ર સૂરીશ્વરજી રાવણનુ વર્ણન કરતા તેને ઊચી હદે, મોટા ધ્યાનસ્થ યોગીની કોટિમા મૂકી, કહે છે કે–શુ એના ધ્યાન, ક્રિયા ને એકાગ્રતા! ત્રણે ભાઇઓ એકજ સ્થાને કલાકોના કલાકો, દિવસોના દિવસો ને રાત્રિઓની રાત્રિઓ

ધ્યાનમગ્ન અવસ્થામા ઉભા રહ્યા એને ચળાવના જબુદ્વીપનો અધિપતિ દેવતા પોતાના કિન્નર ગણાદિ પરિવાર લઇને આવે છે ભયકરમા ભયકર ઉપસર્ગો કરે છે ચલચિત્ત કરવાના ત્યા સુધી પ્રયત્નો કરે કે રાવણના માતા પિતા કુટુબ પરિવાર યાવત્ એની પત્નીને ત્યા લાવી રુદન કરાવવાનો દેખાવ કરે છે રાવણના માતાપિતાના માથા કાપવાના અવસરનો દેખાવ કરે છે હેમચદ્ર સૂરિજી મહારાજ કહે છે કે કાચો પોચો ન ટકે, પણ રાવણ ન ચળ્યો સાધનામા એકતાન હતો કોઈ પણ ભોગે હજાર વિદ્યા આવવી જોઇયે એ વિદ્યા હોય તો અમે, નહિ તો અમે નહિ આ ધ્યાન, આ તપ, આ એકાગ્રતા, જો મુક્તિ માટે યોજાયા હોય તો કેવલ થાય છતા ધ્યેયની ભિન્નતાના કારણે એ બધુ સસારવર્ધક થયુ 'શુ ત્યાગ પણ નરકમા લઇ જાય? ગમે તે દૃષ્ટિએ પણ ત્યાગ તો ખરોને?' એમ ન કહેતા જે ત્યાગ, સયમ ને ધ્યાન મુક્તિ આપે તેજ ત્યાગ, સયમ ને ધ્યાન રાવણને નરકે મોકલી રહ્યા છે રાવણમા આ વખતે શુ નહોતુ? ત્યાગ, સયમ, ધ્યાન, તપ, એકાગ્રતા, બધુ હતુ પણ ધ્યેય ખોટુ હતુ-સાધ્ય ઊધુ હતુ એ વિદ્યાની સાધના અને પ્રાપ્તિ, ઠકુરાઇ માટે શાસ્ત્રે નરકપ્રદા (નરક આપનારી) કહી એને અગે સેવાયલા ત્યાગ અને તપ આત્માને વિટબણારૂપ છે

## જરૂરી વસ્તુનો અભ્યાસ પ્રથમથી કરો

સસારને માટે થતી ધર્મ ક્રિયાને શી ઉપમા આપવી? સસારની કોઈ પણ સિદ્ધિ માટે તમે ઝુકી ઝુકીને ત્રણ ખમા સમણ ઘો તો એ વદના કે વચના? વચના અમારી નહિ પણ તમારા આત્માની તમે અમને ઠગો એની અમને દરકાર નથી પણ વચના તમારા આત્માની થાય છે એની અમને દરકાર છે તમે બધા ડાહ્યા અને કુશળ છો વસ્તુ ને ક્રિયાનો થોડો પણ વિવેક ન કરી જાણો, સત્ય ને અસત્યથી વેગળુ ન કરી જાણો, તો તમારી કુશળતાને કયુ ઉપનામ આપવુ? ગમે તેવા હોય તમે ધર્મી એમ કહ્યા કરીયે, એમને? તમે ન હોત તો અમારૂ

શુ થાત, એમ માનીયે? તમે ગમે તેવા હો તોયે તમને ધર્મી, દાતાર, શીલવાન, તપસ્વી, કહ્યા કરવા અને તમારી ખામી તમારી પાસે ન ધરવી, એમને? તમે અહીં તમારા વખાણ સાભળવા આવો છો કે દોષ સાભળવા આવો છો? જેને સસારના બધનથી છૂટવુ ગમે, જેને દુનિયાના રગરાગ ગમે, એને અહીં મજા ન આવે છે ની વખતે તમે પુણ્યપ્રકાશનુ સ્તવન સભળાવો છો ને? એમા શુ આવે છે? એમા જે આવે છે એનો પહેલેથી અભ્યાસ કર્યો હોય તો? વ્યવહારમા તમે કહો છોને કે છેલ્લી અવસ્થાના સાધન માટે યુવાવસ્થામા જેટલુ બને તેટલુ કમાઈ લેવું એમજ અહીં મરતી વખતે જેની જરૂર તેનો પહેલા અભ્યાસ ન કરો તો કયાથી મઝા આવે? મરતી વખતે તો પુણ્ય પ્રકાશનુ સ્તવન સાભળવુ પડશે સબધીઓ વ્યવહાર ખાતર એકાદવાર તો સભળાવશે કારણ? કોઈ એમ ન કહે કે મરતી વખતે પણ ન્હોતુ સભળાવ્યુ અને એ એક રીતે ઠીક પણ છે જે મરતી વખતે સાભળવુ છે તે અત્યારે બે પાચ વાર વાચી રાખોને અત્યારે વાચશો, વાચ્યા કરશો તો મરતી વખતે જે ભાવના પેદા થવી જોઈએ તે થશે નહિ તો આ કઠોર હૈયા પર, એની છાપ નહિ પડે અને સાચ નહિ સધાય એ સાભળાવવાનો સભળાવવાનો હેતુ તો એ છે ને કે બધા પાપ ખપી જાય ને માગીએ એથી એ ઉ ચી ગતિ મળી જાય? જીદગી સુધીનુ કરેલુ પાપ એમ ખપે? એ પાપ કયારે ખપે? એ વખતે પાપ સાભળી આખમાથી આસુ આવે, હૃદયમા એમ થાય કે મે આજ દીન સુધી ખોટુ કર્યુ છે અને એ ઉદ્ગાર કુટુબ વગેરે કહેવાય હોશ હોય, હુશીયારી હોય ત્યા સુધી પુણ્યપ્રકાશનો વિચાર પણ ન આવે અને બેહોશ થાય ત્યારે પુણ્યપ્રકાશ સભળાવાય એથી શુ વળે? શ્રી જિનેશ્વરદેવનુ શાસન પામેલ આત્માને હેયને હેય માનવામા જરા પણ આચકો કેમ આવે? પાપથી ભીરૂનુ લક્ષણ શુ? આનદથી અને હસતે હસતે પાપને કરે તે પાપભીરૂ કહેવાય? "भवोद्विग्नो न रमते" અર્થાત્ 'સસાર સાગ

રમા ન રમે' આ પદની નવકારસીની ગણો તમે હવે નમોઅરિ હંતાણુની નવકારવાળીમાં તો નવકારનો અર્થ ભૂલી ગયા છે 'નમો અરિહંતાણ'માથી સંસારમા ન રમાય એ અર્થ નથી કાઢી શકતા, માટે "भवोदधौ न रमते" ની નોકારવાળી ગણો એ પણ શ્રી અરિહંતદેવ નોજ જાપ છે આ જાપ અર્થપૂર્વક થાય તો આત્મા કંપે, પોતાની પામરતા ઓળખે, તો થોડા દિવસમાં સાચો અરિહંતનો ભક્ત થઈ જાય શ્રેણિક મહારાજે એક અરિહંત પદની આરાધનાથી તીર્થંકરનામકર્મની નિકાચના કરી શ્રેણિકમહારાજ નોકારશી પણ કરી શકતા નહોતા કરતા નહોતા એમ નહિ પણ કરી શકતા નહોતા જ્ઞાની કહે છે કે એ આત્માને અવિરતિનો ઘોર ઉદય હતો ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે—

## 'શ્રેણિક સરખા અવિરતિ થોડલા'

એ દૃષ્ટાંતે, 'અમે પણ શ્રેણિક જેવા અવિરતિ છીયે' એવુ ન બોલતા એમના અવિરતિના હૃદયમા પણ વિરતિની સદ્ભાવના હતી વસ્તુનો કેટલો વિવેક હતો ? પ્રભુને ગમ્યા પછી એક દિવસ એવો નહિ કે ભગવાન્ શ્રી મહાવીરદેવ કયા છે, કઈ દિશામા છે એના સમાચાર રોજ પ્રભાતમા ન આવે ચોમેર દૂત રાખ્યા હતા રોજને રોજ સવારે સમાચાર દેવા દૂત આવતા આવનારને ઇનામ અપાય સાભળીને શ્રેણિક મહારાજ સિંહાસન પરથી ઉભા થતા પાદુકાનો ત્યાગ કરી, તે દિશામા પાચ સાત કદમ જઈ વદન સ્તુતિ કરતા પછી આવીને સિંહાસને બેસતા રોજ આ ક્રિયા ચાલુ હતી

## શાલિભદ્ર અને શ્રેણિકનું દૃષ્ટાંત વિચારો

એક વખત શ્રી શાલિભદ્ર કેવોક છે એ જોવા શ્રેણિક મહારાજા એને ત્યા ગયા રત્નકબલાદિનો પૂર્વ વૃત્તાંત કહેવાઈ ગયો છે જે શ્રી શાલિભદ્ર સાતમી ભૂમિકાએ રહેતો હતો, જેને સૂર્ય ઉગવા આથમવાની ખબર ન હતી, તે પણ ત્રિકાલ જિનપૂજન કરતો હતો શ્રી શાલિભદ્રની માતાએ રાજા શ્રેણિકને પોતાને ત્યા આવવા આમંત્રણ આપ્યુ હતુ એથી શ્રી શાલિભદ્રના આપ

ગોભદ્ર શેઠ જે દેવતા થયા છે અને જે દેવતા શ્રી શાલિભદ્રને રોજ નવાણુ પેટી મોકલે છે, તે દેવતાએ આખા નગરને ગણુગારી મૂકયુ રાજા શ્રેણિકે અભયકુમારને જ્યારે પૂછયુ કે આ બધુ શુ છે, ત્યારે મંત્રીશ્વર અભયકુમારે કહ્યુ કે મહારાજ, શાલિભદ્રે કરેલી આપના પ્રવેશ મહોત્સવની તૈયારી છે રાજા મકાન જોઇ આભો બને છે પહેલા ખડમા ઉભરે ઉભા રહેવુ પડે છે સ્વચ્છ સ્ફટિકની જમીન નિર્મલ પાણીના સરોવર જેવી દેખાય છે રાજા મુઝાય છે, પગ મૂકુ ને ડૂબુ તો? અભય કુમાર બુદ્ધિનો નિધાન પાસેજ હતો ઘરમા સરોવર કયાથી એ તરત સમજી ગયા એકદમ કઈક ચીજ કાઢી લોય ઉપર નાખીને ચાલ્યા રાજા પૂછે છે કે શાલિભદ્ર અહીં કેમ દેખાતા નથી? કહે છે, રાજન્! શાલિભદ્ર અહીં હોય? આ તો હાથી ઘોડા વિગેરે પશુઓને રહેવાનુ સ્થાન છે શ્રેણિક મહારાજા આશ્ચર્યપૂર્વક વિચારે છે કે ભગવાન્ શ્રી મહાવીરદેવે કહેલા પુણ્યના અનેક પ્રકારોમાનો આ પણ એક પુણ્યનો પ્રકાર છે આવા મકાનમા અત્યારે કોઇ રાજાને ઘાલીયે તો તરત મજુરને બોલાવી ઉખેડવા માડે, કહે કે ઉપાડ, ઉપાડ, માલીક તેહુ કે આ? આ તો સમ્યગ્દૃષ્ટિ રાજા હતો એટ્લે વિચાર્યુ કે જેવુ મારી પાસે રાજ્યપુણ્ય છે, તેવુ શાલિભદ્ર પાસે ભોગપુણ્ય છે એ રાજાને જરાયે ઇર્ષ્યા ન થઇ **અરિહતના શાસનને પામેલા સમ્યગ્દૃષ્ટિ આત્માને દુનિયાની કોઈ પણ વસ્તુ અનીતિના પથે લઈ જવા સમર્થ નથી** રાજા વિચારે છે કે મારા વિલાસભુવનમા જે નહિ તે એના હાથી ઘોડા માટે કેવુ પુણ્ય! જેમ શ્રેણિક પણ સમ્યગદષ્ટિ અને ભગવાન્ શ્રી મહાવીરદેવનો અનુયાયી હતો તેમ શાલિભદ્ર પણ સમ્યગદષ્ટિ અને ભગવાન્ શ્રી મહાવીરનો અનુયાયી હતો ઉપર ગયા ચોથે માળે માતાએ કહ્યુ, રાજન્! પધારો, અહીંજ બિરાજો પાચમી ભૂમિકાએ હુ રહુ છુ છઠ્ઠી ભૂમિકાએ મારા શાલિભદ્રની બત્રીશ વહુઓ રહે છે અને સાતમી ભૂમિકાએ મારો શાલિભદ્ર રહે છે સ્ત્રીઓના આવાસમા

આપથી ન જઇ શકાય હું શાલિભદ્રને નીચે લાવું છું ઘરનો બધો વહીવટ મા કરે છે છતે દીકરે મા વહીવટ કરે એ માની કેવી ઉદારતા! આજના મા દીકરામાં કેવો વર્તાવ હોય છે? જરા સંસારમાં ગોતજો તો ખરા! અરે જો તમારે સંસારને રમીલો બનાવવો હોય તો સમ્યગ્દૃષ્ટિ બનો **સમ્યગ્દૃષ્ટિ એટલે ત્યાગના પિપાસુ, ત્યાગનો જાપ કરનાર** તમે પણ ત્યાગના પિપાસુ બનજો રાગને ઠોકરે મારજો **રાગના રસીયા બન્યા તો સંસારમાં અગ્નિ ખરશે** માતા ઉપર જાય છે શાલિભદ્ર માતાને વંદન કરે છે માતા! કેમ પધાર્યા? માતા કહે છે, વત્સ! શ્રેણિક આવેલ છે તું ચાલ શાલિભદ્રે કહ્યું માતા! એમાં મને શું પૂછો છો જેમ રોજ તમે તમારી મેળે કરો છો તેમ કરી લ્યો ને નાખો વખારે માતા પણ ખુશ થાય છે કે કેવું પુણ્ય! માતાએ કહ્યું ભાઈ! શ્રેણિક એ કરીયાણું નથી, કે વખારે નખાય આ તો ગામનો રાજા છે મગધ દેશનો માલીક છે, આપણો સ્વામી છે આપણી ફરજ છે કે નીચે આવી એનું માન સન્માન કરવું શાલિભદ્ર વિચારે છે કે સ્વામી અને એ પણ મ્હારો? હું એ મનુષ્ય ને એ પણ મનુષ્ય જરૂર મારા પુણ્યમાં ખામી છે સ્વામી તો ભગવાન મહાવીર એકજ આ નવો સ્વામી કોણ? હવે તો એવી કારવાઇ કરૂં કે સ્વામી રહે નહિ શાલિભદ્રની દશા પલટાઇ એને બધું અસત્ય જણાયું પધારો માજી, આવું છું, એમ શાલિભદ્રે કહ્યું પણ આટલા શબ્દમાત્રથીજ દશા બદલાય અને સ્વને ચાલવા માટે એનું શું કારણ? એની પાસે પ્રલોભન અનેક હતા આ લોકોમાં એ દેવતાઇ ભોગ ભોગવતો હતો ભોજન, વસ્ત્ર, અલંકાર આદિ સર્વ સાહ્યબી દેવલોકની ભોગવતો હતો જો શાલિભદ્ર ધારે તો એમ કહી શકે તેમ હતું કે માજી, જાઓ કહી દ્યો કે મારીક ન જોઇએ એને થાય તે કરી લ્યે પોતાના બાર ગોભદ્રશેઠ દેવ હતા, તેની પાસે લશ્કર મંગાવી લડી શકતે પણ એ વિચાર ન આવે, કારણ કે એ સમ્યગ્દૃષ્ટિ હતા

*  *  *

શ્રીમાન શ્રેણિક મહારાજા પણ અવિરતિના ઉદયવાળા હોવા છતા પણ ભગવાન શ્રી મહાવીરદેવના ચુસ્ત ભક્ત હતા શાલિભદ્ર માતાના કહેવાથી નીચે ઉતર્યા. દેવકુમાર જેવા, સુકોમળ શરીરવાળા, શાલિભદ્રને જોઇ મહારાજા શ્રેણિકને પ્રેમ જાગ્યો દાદરેથી ઉપાડયો પ્રેમથી પોતાના ખોળામા બેસાડયો શ્રેણિકે પૂછ્યુ, કેમ છે? તમારે ઘેર કોઈ રાજા આવે તો નહિ, પણ માનો કે આવે ને તમારૂ સન્માન કરે તો શુ થાય? કોઇ મોટો માણસ શેકહેન્ડ કરે તો? તમારો અરધો ભવ તો ત્યાજ બગડી જાય જરા અમલદારની ઓળખાણ થાય તો જ્યા ત્યા બોલાયા કરે કે પોલીસ કમીશનર મારા હાથમા છે પોલીસ સુપ્રીન્ટેન્ડટ મારા હાથમા છે આમ કરૂ ને તેમ કરૂ પછી? પછી શુ? અન્યાય ને અનર્થ મહારાજા શ્રેણિક, મગધ દેશના માલીક, શાલિભદ્રને પૂછે છે, કેમ છે? શાલિભદ્ર કહે છે કે આનદ છે દેવગુરૂના પસાયથી આપની પણ મહેરબાની જોઇયે. દેવ ગુરૂનુ વચન સાભળી રાજા વિચારે છે કે ખરો, ભોગની આવી અવસ્થામાએ દેવગુરૂને ભૂલતો નથી સમ્યગ્દષ્ટિની ખરી કસોટી આવા પ્રસગેજ થાય છે તમે દેવગુરૂનું સ્મરણ કેટલીકવાર કરો છો? **ઘોર મિથ્યાદૃષ્ટિ આવે તોયે આવા સમ્યગ્દૃષ્ટિની ભાવનાથી સમ્યગ્દષ્ટિ બની જાય** અકબરના હૃદયમા હીર સૂરિ માટે ભક્તિ ઉત્પન્ન કરનાર ચપા હતી ચપાએ પોતે કઠીન તપશ્ચર્યા કરી છે, અકબરે જ્યારે પૂછ્યુ કે આવી તપશ્ચર્યા શાથી થાય છે, ત્યારે ચપાએ કહ્યુ-વીતરાગ દેવ અને શ્રી હીર સૂરિ જેવા ગુરૂના પ્રતાપથી **ધર્મી હૃદયમા દેવગુરૂ રોમે રોમે હોય છે** એને એમ ન થયુ કે તપ હુ કરૂ ને નામના હીરસૂરિની. બાદશાહ ચોકયો જે ગુરૂના પ્રતાપે આ છ છ મહિના સુધી ભૂખે રહી શકે છે, એ ગુરૂ પોતે કેવાક હશે? ગૌતમસ્વામિએ પદરસો તાપસોને કેવલજ્ઞાન આપ્યુ શી રીતે? પેલા તાપસો ઉપવાસને પારણે ઉપવાસ, છઠ્ઠને પારણે છઠ્ઠ, અઠ્ઠ

મને પારણે અઠ્ઠમ કરનારા હતા પારણામા સૂકા પત્તા વિગેરે ખાનારા હતા તાપસો વિચારે છે કે આટલુ છતા અમે અષ્ટાપદ ચઢી શકતા નથી અને આ સીધા ચાલ્યા જાય છે માટે એ આવે કે એમને ગુરૂ કરીયે ભગવાન્ શ્રી ગૌતમસ્વામી આવ્યા એટલે એ પનરસે તાપસો પગમા પડ્યા અને પોતાના ગુરૂ બનવા પ્રાર્થના કરી ગૌતમસ્વામીએ કહ્યુ કે તમારા ને મારા ગુરૂ મોજુદ છે તાપસો ચોકે છે આમના પણ ગુરૂ, એ વળી કેવાક હશે? સમ્યક્ત્વની આવી ભાવના આવી નથી ત્યાસુધી તમારી જાતને સુધારી ન શકો તો પારકાને શુ સુધારો?

શ્રેણિકને બહુ આનદ થાય છે એ વિચારે છે, 'મારા જેવો એના ઘેર આવે, જાતે માન સન્માન કરે, ખોળામા બેસાડે, છતા મારા માન ખાતર કે શરમ ખાતર, એ એના દેવગુરૂને ભૂલતો નથી'–જે શાલિભદ્રના દેવગુરૂ છે તે શ્રેણિકના દેવગુરૂ છે શ્રેણિક ખુશ કેમ ન થાય? શ્રી મહાવીરદેવના શાસનનો અજબ પ્રતાપ વિચારતા રાજા શ્રેણિક વિચારે છે કે આત્મા કેટલો સ્વતત્ર રહી શકે છે તેનો આ શાલિભદ્ર નમુનો છે આવી દેવ તાઈ સાહ્યબી, બત્રીસ દેવાગના જેવી સ્ત્રીઓ વિગેરે વચ્ચે દેવ-ગુરૂને યાદ કરી રહ્યો છે શાલિભદ્રને પસીનો છૂટયો એટલે માએ કહ્યુ–રાજન્! હવે મારા પુષ્પને છોડી દ્યો એ કરમાઈ જશે એણે માણસોનો શ્વાસોશ્વાસ આ રીતે કદી સહન કર્યો નથી શ્રેણિક વિચારે છે, કેટલો સુકોમળ! રાજા ભોજન આદિ કરીને જાય છે થોડાજ દિવસ પછી શાલિભદ્રની માતા રાજા પાસે જઇ કહે છે–'રાજન્! મને આજે આપનો પટ્ટહસ્તિ, છત્ર ચામરાદિ આપવાની કૃપા કરો મ્હારે મ્હારા શાલિભદ્રનો દીક્ષા મહોત્સવ કરવો છે' શ્રેણિક મહારાજા કહે છે–કોણ, શાલિભદ્ર દીક્ષા લે છે? મા કહે છે–રાજન્! એ શાલિભદ્ર આજે બદલાઇ ગયો છે શ્રેણિક વિચારે છે, આ ભોગીને ધ ય છે સસાર કર્દમમાં કીડો હુ છુ આવો સુકોમળ શાલિભદ્ર સયમ લે છે! ખરો ભોગી ખરા ભોગીનુ એ લક્ષણ છે કે મરજી આવે ત્યા સુધી ભોગવે

**પછી લાત મારી ફેંકી દે.** શ્રેણિક મહારાજા માતાને કહે છે કે હવે તમારે કહેવાની જરૂર નથી શાલિભદ્રનો દીક્ષામહોત્સવ હુ કરીશ જે શ્રેણિકે પહેલીવાર આમત્રણ માગ્યુ હતુ તે શ્રેણિક આજે તરત રાજસભા બધ કરી પોતે સ્વય શાલિભદ્રને ઘેર જાય છે શાલિભદ્રને પોતે જાતે સ્નાન કરાવે છે મગધનો માલીક સ્નાન કરાવતા કહે છે કે તુ મહાન્ છે, ધન્ય છે, કૃતપુણ્ય છે, મેરૂનો ભાર ઉપાડવા તૈયાર થયો છે ખરો ભોગી અમે પામર પુણ્યવાન, તુ તરી ગયો અમે રહી ગયા શ્રેણિક પોતે શાલિભદ્રને સ્નાન કરાવી, અલકાર સજાવી, પાલખીમા બેસાડી, પોતે આગળ છડીદાર બને છે એ વિચારે છે કે હુ રાજા પણ આવાનો તો ચોપદાર જે વખતે રાજા શ્રેણિક પોતે શાલિભદ્રનો ચોપદાર બને ત્યારે દુનિયામા કઇ છાયા પડે ! 'मनोदयौ न रमते' એનો જેના હૃદયમા જાપ ચાલતો હોય, તેને કોઈ સસારમાથી નીકળતો હોય ત્યારે તેના આનદની સીમા ન રહે તમને રાજાએ આખા કુટુબ સાથે કેદ પૂર્યા હોય ને થોડા દિવસ પછી એમ હુકમ થાય કે પહેલો તમારા છોકરાને છોડવાનો, ત્યારે તમને શુ થાય ? ભલે દીકરો આજ છૂટે, છૂટશે તો આપણુને પણ એ છોડાવશે ના, ના, તુ અહીજ રહે, બધાને સાથેજ જવાનું, એમ તો ન કહોને ? માબાપે તો એમ કહેવુ જોઈએ કે 'અમે કમભાગી છીયે, મોહ છૂટી શકતો નથી તમે પુણ્યવાન છો હજી અમારો મોહ ભાગ્યો નથી માટે તમે નીકળો અને પછી અમને કાઢવા મથો **સમ્યગ્દષ્ટિની વાત આવે કે સર્વવિરતિ આવેજ. સર્વ વિરતિ એવી છે કે સમ્યગ્દષ્ટિથી અલગી ન રહે. સર્વવિરતિના ભાવ વગર સમ્યગ્દૃષ્ટિ હોય ?** શ્રેણિક મહારાજાએ એક અરિહત પદની આરાધનાવડે તીર્થંકર નામ કર્મ નિકાચિત કર્યું અરિહતની એક એક આજ્ઞા પ્રત્યે, આજ્ઞાના અમલ કરે તેના પ્રત્યે, તેમને રોમ રોમમા આનદ હતો રાજ વિગેરે તેમને નકામા લાગતા ત્યારે રહ્યા કેમ ? રહેવુ પડ્યુ માટે રહ્યા હતા

## ભરત મહારાજા સાધર્મિને શું વિનતિ કરે છે?

ભરત મહારાજાએ સાધર્મીને કેવી મજેની વિનતી કરી છે આજ સુધી ન છૂટકે, ન ચાલ્યે, નિરૂપાયે, આજીવિકા માટે કરવા પડતા આરંભ સમારંભ, કૃષિ આદિ, આજથી યાવજ્જીવ, નહિ કરવા તમારે બધાએ મારે ત્યાં જમવું સદૈવ સ્વાધ્યાયમાં તત્પર રહી અપૂર્વ જ્ઞાન ગ્રહણ કરવું અને જ્યાં જ્યાં જુઓ ત્યાં ત્યાં મને ચેતવવો **जितो भवान् वर्धते भीस्तस्मान्मा हन माहन।** રાજન્, તું તારા આત્માને ગમે તેટલો જીતનારો માન, બળવાન માન પણ રાગાદિ શત્રુથી જીતાયલો તે પામર છે, અને આવી રીતે પડયો રહ્યો તો ભવિષ્યમાં ભય વધતો જાય છે માટે સ્વપરના આત્માને ન હણ, ન હણ તમારો સાધર્મી તમને આવીને ઉપર પ્રમાણે કહે તો તમે મારવાજ ઉઠો, કેમ? આ તો ચક્રવર્તી છ ખંડનો માલીક આવી વિનતી કરે છે શ્રી જિનેશ્વરદેવનો ધર્મ રૂચ્યા વગર આ શબ્દો નીકળે? સંસારથી ભય પામેલો ભરત કહે છે, હું રાજા છું, ચક્રવર્તી છું, જમાડું છું, માટે એમ માનીને મારી દયા ન ખાતા મને જાગતો રાખવા પૂરતો પ્રયત્ન કરજો મને ખાત્રી છે કે જે હિત ન મા, ન બાપ, ન રાજન, ન પરિવાર કરી શકે તે હિત તમે કરી શકો તમે બધા એક બેચારને તો પગે પડીને આ રીતનું કહો, એમનું શ્રાવકપણું ઢીલું હશે તો મજબૂત થશે પગે પડીને કહો કે તમે તારક? શ્રી જિનેશ્વરદેવને માનનારા, સાચા બંધુ, સાચા સહાયક, અહીંજ રહો આ બધું આપનુંજ છે ભગવાનને કહો છો ને કે, 'દાસનો દાસ હું'–'આપ એના દાસ અને આપનો દાસ હું' એવું જેઓને કહી શકાય એવા બે ચાર રાખો કે જેથી મરતાં સમાધિ રહે મરતાં સમાધિ રાખવા માટે આ રસ્તો ઘણોજ સુંદર છે



# વ્યાખ્યાન ૧૬ મુ

## ગૃહસ્થને જોઈ મુનિને શો વિચાર થાય ?



**દાન એ ધર્મનુ પહેલુ પગથીયુ છે** દાતામા દાતારપણું જોઇયે દેવુ માત્ર એ દાન નહિ દેવામા જે જાતની બુદ્ધિ જોઇયે તે ન હોય તો એ દાન, દાન બની શકતુ નથી શ્રી જિનેશ્વરદેવે જે દાન, શીલ, તપ, ભાવને ધર્મ કહ્યા તે સમ્યગ્દષ્ટિના, મિથ્યાદષ્ટિના નહિ તમારા તો દાન, શીલ, તપ, ભાવ બધાએ જૂ । **પૈસા ટકાનુ દાન, આશ્રિત બનાવવા, તાબામા રાખવા, હુ મોટો દાનાર છુ એમ કહેવરાવવા માટે નથી. એમ થાય તો એ દાન નથી** એક પાઈનુ પણ દાન સાચી રીતિએ કયારે દેવાય, દાન દેવુ શા માટે, આ બધુ વિચારવુ પડશે **શીલનો સેવનાર, તપ કરનાર, તથા ભાવના ભાવનાર પોતાનોજ ઉદય કરી શકે છે જ્યારે દાન દેનાર સ્વપર-ઉભયનો ઉદય કરી શકે છે દાતાર, દેવની વસ્તુ અને લેનાર ત્રણે શુદ્ધ જોઈએ એ ત્રણમા ખામી એટલી વસ્તુમા ખામી** નયસારની ભાવના બહુ અનુપમ હતી આવી ભાવનાએ બહુ દુષ્કર સાચી ઉદારતા હોય, પદાર્થ પ્રત્યેની સાચી મમતા ઘટે, ત્યારે આવી ભાવના થાય નયસાર દાતાર પણ છે, વસ્તુ પણ છે અને તે શુદ્ધ નિર્દોષ છે, અને અતિથિ પણ યોગ્ય મળ્યા નયસાર અતિથિને પૂછે છે, આવી ભયકર અટવી, જ્યા શસ્ત્રવાળો પણ એકાકી ન આવી શકે ત્યા આપ કેવી રીતે આવ્યા ? મુનિએ કહ્યુ, અમે સાર્થવાહની સાથે આવેલા, ભિક્ષા લેવા ગયા, યોગ્ય ભિક્ષા ન મળવાથી, મોડુ થવાથી, સાર્થ ચાલ્યો ગયો અને અમે વિખૂટા પડયા ત્યા પણ આહાર પાણી ન મળવાથી

ફરતા ફરતા અહીં આવી ચઢ્યા નયસાર કહે છે કે ધિક્કાર છે એ સાર્થવાહને કે જે આપ જેવા સાધુની પણ સભાળ ન લેતા, ચાલ્યો ગયો પધારો, આહારપાણી કરી મને પાવન કરો મુનિએ આહાર પાણી કર્યા ત્યાર બાદ નયસારે હાથ જોડી કહ્યુ પધારો, આપને આપના સાથ ભેળા કરવા હુ આવુ કહોને કે એ તો નવરો હશે ? એમ નહિ પણ એને મનુષ્યપણાના કર્તવ્યનુ ભાન હતુ અને એની આગળ કામ ધધાની કિમત ન હતી નયસારને જોઇ એમને શુ વિચાર થાય છે? મનુષ્યને જોઇને મુનિને શો વિચાર થાય? **મુનિ એટલે ષટ્જીવનિકાયના પાલક પૃથ્વીકાય, અપ કાય, તેઉકાય, વાયુકાય તથા વનસ્પતિકાયને પણ ન હણે ત્રસને હણવાના તો હોયજ શાના?** શ્રાવક જેમ પૃથ્વીકાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાયને હણે તેમ ત્રસને હણે? **શ્રાવકને જેવી રીતે ત્રસનો નિષેધ છે, તેવી રીતે સાધુને છએ કાયનો નિષેધ.** અધ્યાપક-શિક્ષક જ્યારે જ્યારે વિદ્યાર્થિને જૂએ ત્યારે, ત્યારે એને શુ વિચાર આવે? રમતી યાળ, મોજીલા, શોખીલા થાય એમ, કે ભણવામા હુશીયાર થાય એમ? ષટ્જીવનિકાયપાલક મુનિ જ્યારે જ્યારે ગૃહસ્થને જૂએ ત્યારે ત્યારે એને કઇ ભાવના જાગે? અને તેમાએ કોઇ યોગ્ય આત્માને જુએ ત્યારે એ ભાવના કઇ ગુણી જાગે? **મુનિની દૃષ્ટિ અને દુનિયાના ગૃહસ્થોની દૃષ્ટિ જૂદી** જો દુનિયાના ગૃહસ્થોમા જૈનપણુ આવી જાય તો બેય દૃષ્ટિ એક થઇ જાય તમારા બધામા જૈનપણું તો છે ને? તોએ નક્કી કે આપણા બેઉની દૃષ્ટિ એકજ છે **જૈનપણુ એટલે શ્રી જિનેશ્વરદેવનુ અનુયાયીપણુ જિનેશ્વર એટલે રાગદ્વેષાદિ દોષોને જીતનાર તે જિન અને તેમાએ અધિપતિ એ જિનેશ્વર. દુનિયાના ગૃહસ્થોની પ્રવૃત્તિ ભલે જૂદી હોય, કારનાઈમા ભલે ફેરક હોય, કારણ કે કારવાઈનો આધાર તો કૈનત પર છે પણ**

**ભાવના ઇચ્છા ને દૃષ્ટિ તો એકજ જોઇએ.** આપણે જ્યારે બેઉની ઇચ્છાને એક કરવી છે ત્યારે તમારે અમારી ઇચ્છા લેવી કે અમારે તમારી ઇચ્છા લેવી? કોને કોની ઇચ્છાને આધીન થઇને એક બનવુ છે? દોરડીનો વળ શી રીતે થાય? બે સૂત રના તતુને ભેગા કરવા છે પણ બે છેડાને બે જણા સામસામી દિશા તરફ ખીંચે તો ભેગુ ન થાય, મહેનત નકામી જાય ને તતુ કશા કામ આવે નહિ તમે અને અમે ભેગા ન થઈએ તો કામ થાય નહિ તમારી અને અમારી દિશા એક કરવી એ તો ચોક્કસ પણ એક કરવી કઈ રીતે એ મોટો પ્રશ્ન રહ્યો તમે એનો ઉત્તર બરાબર સમજો, હૃદયમા ઉતરે પછી હા કહો તમારી અને અમારી દૃષ્ટિ એક થાય તોજ જૈનશાસનના ઉદયની ભાવના સિદ્ધ થાય અમારી ઇચ્છા શી હોય એ નક્કી કરજો અમારી ભાવના ધર્મ પમાડવાની હોવી જોઇએ ધર્મ પામ્યાથી આ બધુ મૂકવુ પડે પૂરેપૂરૂ નહિ તો થોડુ થોડુ પણ મૂકવુ પડે **અનાદિકાલથી વળગેલા પૌદ્‌ગલિક સયોગોને મૂકીએ એ ધર્મ પૂરૂ મૂકીયે તે પૂરો ધર્મ અને અધુરૂ મૂકીયે એ અધુરો ધર્મ** મૂકાય તે ધર્મ કે વળગાય તે ધર્મ? અમારે ધર્મ પમાડવો હોય તો, આ બધાને છોડાવવા પ્રયત્ન કરવો જોઇયે અગર આ ખોટુ છે એ ઠસાવવુ જોઈયે એમા શકા તો નથીને? સસારને ખોટો ન કહીયે તો અમે પણ ધર્મી નથી એમ તમને લાગે છે?

## કર્મબધના હેતુઓને સમજો

**આત્મા અનત શકિતનો સ્વામી છે, સ્વચ્છ છે, પણ અનાદિકાલથી લાગેલા કર્મસયોગને લીધે એમા પરિવર્તન થયેલુ છે.** કર્મના કારણ કયા? શાથી કર્મ આવે છે? આત્માને શાથી એ વળગે છે એ વિચારો **મિથ્યાત્વ, અવિરતિ, કષાય, ને યોગ એટલે મન, વચન, કાયાના અશુભ વ્યાપાર આ ચારે કર્મબધના હેતુ છે** આ ચાર દ્વારા આત્માને કર્મ વળગ્યા કરે છે મિથ્યાત્વ કોને કહીયે? શાસ્ત્ર

દેવમા દેવત્વ બુદ્ધિનો અભાવ, શુદ્ધ ગુરૂમા ગુરૂત્વ બુદ્ધિનો અભાવ, શુદ્ધ ધર્મમા ધર્મત્વ બુદ્ધિનો અભાવ તેમજ અશુદ્ધ દેવમા દેવતા બુદ્ધિ, અશુદ્ધ ગુરૂમા ગુરૂત્વ બુદ્ધિ અને અશુદ્ધ ધર્મમા ધર્મત્વ બુદ્ધિ, એ મિથ્યાત્વ કહેવાય છે આ મિથ્યાત્વનો ત્યાગ ન થાય ત્યા સુધી આત્માને કર્મ બ ધન લાગતા રૂકે નહિ અવિરતિ એટલે શુદ્ધ ધર્મ સમજ્યા પછી એનો સ્વીકાર ન કરતા અધર્મમાર્ગે પ્રવૃત્તિ કરે તે કષાય એટલે એ પ્રવૃત્તિ માટે જે ક્રોધ, માન, માયા, લોભને આધીન થાય તે યોગ એટલે મન, વચન, કાયાથી શ્રી જિનેશ્વરદેવે કહેલા માર્ગથી ઉંધે જાય તે (સભામાથી પ્રશ્ન) અને પ્રમાદ? શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી વિરૂદ્ધ મન, વચન, કાયાની પ્રવૃત્તિ એ બધું એ પ્રમાદ આજ્ઞાને અનુસરતી પ્રવૃત્તિ એ અપ્રમાદ અવિહિત વસ્તુમા પ્રવૃત્તિ એ પ્રમાદ, શ્રી જિનેશ્વરદેવે જે વસ્તુનુ વિધાન પણ નથી કર્યું અને નિષેધ પણ નથી કર્યો એમા પ્રવર્તે એ પ્રમાદ મન, વચન, કાયાના વ્યાપારમા પણ એનો (પ્રમાદનો) સમાવેશ થાય છે જ્ઞાનીએ નહિ વિહિત કરેલી વસ્તુ, સામાની લાયકાતના અભાવે નહિ નિષેધ કરેલી વસ્તુ એનું પાપ જે પ્રવર્તન કરવુ, એમા લીન થવુ એ પણ એક જાતિનો પ્રમાદ છે એના યોગે જેટલી પ્રવૃત્તિ એ બધી હિંસાની જનની, અને એ બધી પ્રવૃત્તિ કર્મબ ધના હેતુમા આવે છે મુનિ અને શ્રાવક ભગવાનના શાસનના અ ગ છે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા આ ચારે શાસનના અ ગોને પેદા કરનાર કોણ? શ્રી જિનેશ્વરદેવ શ્રી જિનેશ્વરદેવના ભક્તોને જિનમૂર્તિ, જિનમંદિર અને જિનાગમ, આ ત્રણ વિના કેમ ચાલે? જે તારક, જે સેવ્ય, જે પૂજ્ય, જેના અભાવમા પોતાનો અભાવ, જેના યોગે પોતાનુ જીવન, એની ગૌણતા કરે એ સાધુ સાધુ નહિ, સાધ્વી સાધ્વી નહિ શ્રાવક શ્રાવક નહિ ને શ્રાવિકા એ શ્રાવિકા નહિ ધ્યેય વિનાની કોઈ પણ પ્રવૃત્તિ જ્ઞાનીએ સફલતાની કોટિમા મૂકી નથી શાસ્ત્રે વિધિ બાંધી છે કે

સાધુએ સાધુ બની, પ્રભુ આજ્ઞામા રહી, સૂત્ર ગોખવા, અર્થ ભણવા, તદુભયના અભ્યાસ પછી જે કોઈ એનો અર્થી આવે એને આજ્ઞા અને શક્તિ મુજબ પ્રદાન કરવુ, દેવુ આ ન કરીયે તો અમે સાધુ નહિ શ્રાવક કોણ? રોજ **શ્રી જિનેશ્વરદેવની સેવા કરે, નિર્ગ્રંથ ગુરૂની ઉપાસના કરે, અને શ્રી જિનેશ્વરદેવની વાણીને સાભળે અને તેને યથાશક્તિ અનુસરે.** તમે આમા ન માનો તો શ્રાવક નહિ સસારને તજી, અહીં આવીને આગમને અનુસરીએ તો અમે સાધુ, અને તમે તમારી મરજી મુજબ વર્તો તોએ શ્રાવક, કેમ? અમારામા સાધુપણુ ને તમારામા શ્રાવકપણુ લાવનાર તો આ આજ્ઞા કે બીજુ કાઇ? (સભામાથી) સામાયિક કરીએ છીએ, એ બેઘડી તો આજ્ઞા ખરીને? જો તમે બેઘડી સેવતા હો તો તે માટે તમને ધન્યવાદ, પણ એમા એ જો બીજી ભાવના હોય, કઈ સ્વાર્થ હોય, તો આજ્ઞાનુ આરાધન નથી પણ ઢોંગ છે આપણા બેયની દૃષ્ટિ એક બને નહિ ત્યા સુધી શાસન રૂપી મહેલ સ્થિર બને નહિ

## અર્થી મોક્ષના છો કે બધનના?

કોને કોની તરફ આવવાનુ એ નક્કી કરો (સભામાથી) 'અમારે તમારી તરફ આવવાનુ' એ તો નક્કી કે અમારી પાછળ તમારે આવવાનું છે, નહિ કે તમારી પાછળ અમારે આવવાનુ છે કેટલાક કહે છે કે જમાનાને સુધારવો હોય તો જમાનાની પાછળ ચાલો શાસ્ત્ર કહે છે કે જે જમાનાને તમારે સુધારવો હોય તેને તમારી તરફ ખેંચો કિનારે ઉભેલો ડુબનારને બહાર કી રીતે કાઢે? ઉદ્ધારક બહાર રહીને જેટલી સામગ્રી પૂરી પડાય એ પાડીને એનો ઉદ્ધાર કરે પણ એમ છતાય ઉદ્ધાર ન થાય તો પોતે પણ કાદવમા જઈને એની ભેળો ખુચી જાય, એમ? નયસારને જોઈને મુનિ લોભાયા સાધુ લોભી ગાના હોય? કેટલા કહે છે કે મહારાજ તો રોજ એકની એક દીક્ષાની વાત કહે છે, કહો ભાઈ હુ દીક્ષાની વાત કહુ છુ? હુ તો આજ્ઞાની વાત કરૂ છુ? આજ્ઞામા દીક્ષા આવે એમા મારો શુ ગુન્હો? હુ

તો તમને એમ કહુ છુ કે આ ઓઘો લેવા જેવો છે આ રસ્તો બહુ મઝેનો છે **આ મઆગમા રહીને જે અધોગતિ થવાની તે આજ્ઞાના આરાધનથી નહિ થાય** જીવનમા આનો પણ રસ ચાખવા જેવો છે મનુષ્યભવરૂપ ઝ પતરૂનો સ્વાદ ચાખવો હોય તો આ શિવાય બીજો નથી માટે યો તમે પણ સામાયિકમા કરે મિભતે ઉચ્ચારો છો પણ એ ઙગેમિભતે જરા પોલી છે જેટલી પોની એટલુ દુખ છે ખરો આસ્વાદ અહીં છે, માટે ઘડી ઘડી ઓઘો દેખાડુ છુ પણ આ ન ફાવે તો, એટલે તાકાત નહોય તો બીજુ ઘણુએ છે આ ખાણુ ખાલી નથી સામાન્યમા સામાન્ય માણસ પણ ધર્મથી વચિત ન રહી જાય, એને માટે શ્રી જિનેશ્વરદેવે થોડામા થોડુ પણ બતાવ્યું છે આ ન લેવાય તો સમ્યક્ત્વમૂલ બાર વ્રતલે એ ન બને તો સમ્યક્ત્વધારી બને એ પણ ન બને તો માર્ગાનુસારી બને **માર્ગાનુસારીનો અર્થ સત્યનો અર્થી, સત્ય લેવાની ઇચ્છા-વાળો** આ કઠીન છે? પણ બને કચારે કે જ્યારે બેયનુ ધ્યેય એક થાય અમે મોક્ષના અર્થી ને તમે બધનના, એમ? એમ કહો કે બધનમા પડેલા છીયે, બધનની પ્રવૃત્તિ થઇ જાય છે, પણ બધનના અર્થી નથી અને જો બધનના અર્થી હો તો તમે જૈન નહિ અહીં સસારની વાત કે મુક્તિની? સસાર તરફ ધસતા તમને અહીં ખેંચવા એ કામ અમારૂ અમે તમને અભક્ષ્યનો નિયમ શુ કરવા આપીયે? તપસ્વી બનાવવા દાન દેવાનુ તમને કહીયે તે તમને લક્ષ્મીની મૂર્છારહીત બનાવવા શીલ પાળવાનું કહીએ તે મહાવ્રતધારી બનાવવા સભા માથી પ્રશ્ન-'એકદમ અતિમ હેતુ પર જશો?' ભાગ્યશાળી! સ્ટીમર પર પગ મૂક્યો ત્યારથીજ જ્યા જવુ છે ત્યાનો હેતુ ચાર હાથ કે આઠ હાથ જવા માટે, કે મધ્ય દરીયે જવા માટે તો નહિ ને? મધ્ય દરીયે ઉતારી નાખવાનું કહે તો એ સ્ટીમરમા તમે બેસો? છેલા હેતુ વિના તમે ટીકીટ પામ વિગેરે કયાના કરો છો? વચ્ચે સ્ટેશન આવે, પાણી વિગેરે લેવા માટે ઉતરો,

સાગરમા તો નહિ ને ? જ્યા જગ્યા આવે, કોઈ બદર કે બેટ આવે, ડુબાય નહિ ત્યા ઇના એ એનીએ કિમત નહિ કોઈ પૂછે કે જવાનુ ક્યા ? તો કહો કે આઘે હજી વાર છે તમે કદાચ ત્યા ઉતરો તોયે પૂછીને કે રખે સ્ટીમર ઉપડી તો નહિ જાયને ! જે હેતુ માટે માનવજીવન છે એ હેતુને આખો ને આખો ખાવા પીવામા ડાળી દીધો કોઈ પૂછે કે શુ જોઇયે તો શેઠાઈ જોઇએ, રાજપાટ જોઈએ એમ કહ્યુ પણ મોક્ષ જોઇએ એમ કહેતા નથી ઉલટા પૈસાના પૈગા જાય છે અને બેવકૂફ બનો છો તમને ધર્મ માર્ગે વાળવા છે પણ વચ્ચે મોટી દીવાલો પડી છે એ તોડવી પડશેને ?

## શ્રી હેમચદ્રસૂરિ ઉપર ગભીર આરોપ

સભામાથી લાલને ઉભા થઇ બોલવાની રજા માગી, અને કહ્યુ કે ' હુ સભામા બેઠેલા મારા અસીલોના વકીલ તરીકે બોલુ છુ અને અમુક વાત મારી પોતાની કહુ છુ મહારાજ સાહેબ જે ત્યાગની અને પ્રભુ આજ્ઞાની વાત કરે છે તે બધાને ગમે છે પણ હાલના બારીક સમયમા હૈયે ઉતરતી નથી કારણ કે ઘણા ઓને આજીવિકાના ફાફા હોનાથી આર્ત રૌદ્રધ્યાન નડયા કરે છે તે દુખો દૂર કરવામા આવે તો સામાયિક વિગેરે બધી ધર્મ કરણી કોઈ જૂદીજ થાય મહારાજ તો એમની મર્યાદામા રહીને કહે એમની પાસે એમની મર્યાદા બહારની વાત ન કહેવડાવાય ધનવાન શ્રાવકોએ હાલમા સાધર્મિઓના દુખ દૂર કરવાની પહેલી જરૂર છે આજ માટે હેમચદ્રસૂરિએ કુમારપાળ પાસે પાનકોરાના કપડાની માગણી કરી હતી આજે ક્રિશ્ચિયનોની વસ્તિ ૭ કરોડ છે અને આપણે કયા છીએ તે પણ વિચારવાનુ છે ' દસ મીનીટ સુધી ગળગળા થઇને જુસ્સાદાર ભાષામા લાલન બોલ્યા ત્યાર બાદ મહારાજજીએ કહ્યુ કે કોઈ માણસના આવેશથી, દેખાવથી, ગળગળા ઉદગારોથી લેવાઈ જતા ન શીખો આખી વસ્તુને સમજો ઝેર આપનારો અણઘડ હોય તો સીધુ પડીકામા આપે ને જરા હુશીયાર હોય તો દૂધમા ભેળ

**વીને આપે સત્ય ગ્રહણ કરતા એમા અસત્યનુ વિષ ન ભળે એની ખાત્રી કરે** શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીની વાત એટલી અધુરી અને ઉપજાવી કાઢેલી છે છતા એ વાત મૂકીને સામાન્ય જનતા આખીએ ભીંત ભૂલી જાય એમ વાત કરવામા આવે છે લાલન સાધુની મર્યાદા ઉપર ભાર મૂકે છે પણ એનું સ્પષ્ટીકરણ થતુ નથી **વકીલમા એ ખામી છે કે પોતાનો બચાવ કરવા સારા કે ખોટાના વિચાર વિના અસીલનુ ગાણુ ગાય વકીલનો કાયદો એકે જજ્જને મુઝવણમા** મૂકે ગુન્હેગારને પણ વકીલ એમ ન કહે કે તુ ગુન્હેગાર છે, પણ એમ કહે કે ફીકર નહિ, પૈસા લાવને તુ જોજે તો ખરો કે હુ કેવા જોર શોરથી બોલીને જજ્જને પણ ફેરવી નાખુ છુ જજ્જ બેય પાર્ટીના વકીલોના બચાવ સાભળી સીધો ન્યાય આપે એકજ કાયદાના યોગે વાદી પ્રતિવાદી બેય લઢે પણ એકજ કાયદાથી એક બચાવ માગે અને બીજો શિક્ષા કરાવવા **માગે વકીલ તો એનુ નામ કે જે જજ્જનો રસ્તો સીધો કરે** વડોદરાના એક વકીલના અવસાનથી એના શોકની સભામા ગયેલા ત્યાના જજ્જ જે પ્રમુખ થયા હતા, તેમણે કહ્યુ છે કે-"આવા વકીલ મે કોઈ જોયા નથી એ જ્યારે કોઈપણ કેસ લઈને આવે ત્યારે મને ખાત્રીજ હોય કે એમા માથાફોડ નહિ એ વકીલ, અસીલનો પણ ખોટો બચાવ કરી કેસમા ગુચવાડો ઉભો કરતા નહિ" અત્યારે તો વકીલ કહે છે કે બેરીસ્ટર રહે બે ચાર ખોટા સાક્ષી લાવ હુ જોઈ લઈશ કયો વકીલ એમ કહે છે કે ગુન્હો શા માટે કર્યો? હવે ફરીથી ગુન્હો ન કરવાની કબુલાત ન આપે તો હુ મરતા સુધીએ તારો બચાવ નહિ કરૂ કાયદા સમજવા છતા આમ કરનાર વકીલો તો વધારે ગુન્હેગાર છે વકીલો તો એમ સમજાવે કે આ છદ્મસ્થ જજ્જો તો અમારી વાગ્જાલથી કદાચ તને છોડશે પણ પાપ નહિ છોડે, માટે ગુન્હો ન કરવાનુ કબુલે તોજ વકીલાત પત્ર હાથમા લઉ અમારે ન્યાયવેત્તા, વકીલ,

બચાવ કરનાર બધા જોઇયે છે પણ તે આવા તમારી વકીલાત વાકી છે જેનો બચાવ કરો તે નિર્લજ્જ ને નફટ બને, એવી છે, ગુન્હેગારને છોડાવી વધુ ગુન્હો કરતા બનાવો છો તમે જો જાણતા હો તો આજના ઍટલો બનેલાને ટી લેવાનો પણ અધિકાર નથી અપીલ ફી ન આપે તો એનાથી દાવો નહિ થાય કોર્ટમા તો એમ મનાય કે સામાન્ય માણસો અધિકારી પાસે ન બોલી શકે માટે આ વકીલોએ એમની વકીલોવ્યુ જોઇએ કોર્ટે તો એમને દયાના પયગમ્બરો માન્યા છે એનો આજની દુનિયાના પેટભરાઓ દુરુપયોગ કરી રહ્યા છે, પણ અહીં પ્રભુના શાસનમા એવી દભી વકીલાત નહિ ચાલે તમારા અપીલોમાથી શ્રાવકપણાનો નાશ ન કરો વકીલો કામ આટલુ માત્ર કરે ને પૈસા આટલા બધા લે છે, અને એવી રીતે અપીલો નીચોવાય છે જો વકીલોએ પોતાની પાસે આવતા ગુન્હેગારને સુધારવા પ્રયત્નો કર્યા હોત તો આજે આટલા ગુન્હેગાર હોત ? લાલન કહે છે કે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માથે તો મૂકીએ પણ તે હૈયે નથી ઉતરતી **જે હૈયે ન ઉતરે એને માથે મૂકનારો ઢોંગી છે.** મજૂર પણ માથે ક્યારે મૂકે કે એમા લાભ દેખે ત્યારે સભામાથી— 'બધાએ 'હા' એ 'હા' તો પાડે છે' આ તો હા પાડવાને ટેવાયલા આ ટેવની 'હા' છે તમને જે ન જચે એની હા ન પાડો તમારી 'હા' પાડવાની ટેવે તો કૈકને આગમથી ભૂલા યા તમે સાચી 'હા' પાડતા શીખ્યા હોતતો કૈક મક્કમ બનત એકજ વચન વિપરીત બોલનાર માટે પૂર્વના શ્રાવકોએ કેવા પ્રયત્નો કર્યા છે અને એ કદમ પણ ખસવા દીધા નથી તે વિચારો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માથા ઉપર ધરનાર તો ગમે તેવી આપત્તિમા પણ એમ કહેતા કે અમે સુખી છીયે આર્ત્તરૌદ્ર ધ્યાનનુ સ્વરૂપ બાધો અત્યારે અવસર નથી એના દરેકના ચાર ચાર પાયા વિચારવાના છે પ્રસગે જરૂર કહીશ આર્ત્તધ્યાનમા પડેલાનુ આર્ત્તધ્યાન વધારવાનુ હોયજ નહિ આર્ત્તધ્યાન રૌદ્ર ધ્યાનને ખેચી લાવે છે ભગવાન્ શ્રી મહાવીર દેવના સમવસરણમા કાગરે કાગરે અમૂલ્ય માણેકો હતા એક એક

માણેકથી અનેકોના દારિદ્રય સદાને માટે ફેડાઈ જાય તેમ હતા અસંખ્યાતા દેવો, ઇંદ્રો એમના સેવક હતા એ વખતે બધા દુ:ખીને સુખી કરવા ભગવાન્ શ્રી મહાવીરદેવે માણેકની પ્રભાવના કરી હોત તો? પણ પ્રભુએ તો મોહના કીચડમાં ખૂંચીને હજારોને મોહને લાત મારનાર બનાવ્યા **રૌદ્રની જનની આર્ત્ત છે**

ઉપમિતિભવપ્રપંચા કથાકારે કહ્યું છે એ યાદ છે ને? નિષ્પુણીયાને ઠીકરામાં જેમ જેમ વધુ વસ્તુ પડતી ગઈ તેમ તેમ એનું આર્ત્ત ધ્યાન વધ્યું પરિણામે રૌદ્ર થયું ને ધર્મબોધકર મળ્યા કે ઝટ એ બધું ફરી ગયું શ્રી હેમચંદ્રાચાર્યની અત્રે કહેવામાં આવી એ પાનકોગની વાત સાચી પણ તેને ભિન્ન સ્વરૂપે ગોઠવી દેવામાં આવે છે શ્રી જૈનશાસનમાં મતિક પનાનો એક અક્ષર પણ નહિ ચાલે **જૈનસાધુ કદી પણ એ નહિ કહે કે મારે આ વસ્તુજ જોઇયે** ભક્તની પાસે જે હોય, જે હાજર કરે તે નિર્દોષ, શુદ્ધ હોય તે લઈ લે શ્રીહેમચંદ્રસૂરીશ્વર-કલિકાલસર્વજ્ઞ, કુમારપાલ જેવો અઢાર દેશનો માલીક જેમના ચરણોમાં ઝૂકે, જેમની આજ્ઞા પાળવા માટે પ્રાણાર્પણ કરે, હજારોને મુક્તિને પંથે વાળનાર, એમના મોમાં આવા શબ્દો મૂકવા એ મોઢામાં મોટું લાંછન છે લાલને પૂછ્યું કે 'ત્યારે આ ચાલ્યું ક્યાંથી'? તમે જાણો લાલો જ્યાં હોય ત્યાંથી એ કામ તમારૂં છે આજની દુનિયાના જીવો શ્રી મહાવીરના મોમાં પણ ગમે તેવા શબ્દો મૂકતા અચકાતા નથી હું એ કહું છું કે મુનિને મુનિ તરીકે, ગુરૂને ગુરૂ તરીકે ઓળખો નહિ તો શાસ્ત્રના નામે વાતો નહિ કરો શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી જેવા માટે, શ્રી મહાવીર માટે, આગમ માટે ગપ્પા ન મારો અર્થ કામની લાલસાવાળા આદમી શ્રી મહાવીરદેવના શાસનમાં પણ અર્થ કામ મળે તો તો ઝૂકી પડે સેવસેવા આત્મક થાણું માટે છે, પણ જેટલી ભક્તિ કેસરીયાજીમાં છે એટલી બીજે કેમ નથી? તીર્થો બધા તારક પણ કેસરીયાજી તો છોકરા સારા કરે, પૈસા પણ આપે એમના નામે આવા ચમત્કારોની વાતો કરતા તમને શરમ નથી આવતી? કોઈ પૂછે કે તમારા ભગવાન પાસે કેમ

રના ભૂખ્યા છે ? તમે તો ઠોકરાના ભાગેભાર ચઢાવો છે આ બધુ શાસ્ત્રમા છે ? ક્યાથી આવ્યુ ? આ એવીને એવી વાતો શ્રી હેમચદ્રસૂરીશ્વરજીના નામે થાય છે કુમારપાલ શ્રી હેમચદ્રસૂરીશ્વરજીને કહેતા કે ભગવાન્ ! હુ આપનો સેવક મને આપ રાજા ન માનતા આપ જ્યારે મને રાજા માનશો ત્યારથી મારો અધ પાત થઈ ચકચો મારામા સર્વવિરતિની તાકાત નથી મારી વય વધી ગઇ છે એ શિવાય જેટલી આજ્ઞા કરવી હોય એટલી કરો એ કરવામા મને રાજા ન માનતા અઢાર દેશનો માલીક કુમારપાળ, જેના સમ્યક્ત્વને તોડવા માટે ભયકર પ્રસગો ઉત્પન્ન થયા, એ બધી કસોટીમાથી એ પસાર થયા, એ કુમારપાળ મહારાજા જેના ચરણમા શિર નમાવતા, તે શ્રી હેમચદ્રસૂરીશ્વરજીના ગુરુ દેવા હતા એ જાણુ છે ? અઢાર દેશના માલીક કુમારપાલ રાજાને એવી ભાવના થઇ કે જો સામગ્રી મળી જાય તો જગતનું દારિદ્ર ફેડી નાખુ હેમચદ્રસૂરીશ્વર કહે છે કે ગુરુજી પાસે સુવર્ણ સિદ્ધિ છે કુમારપાળે કહ્યુ કે એ અપાવો તો હુ પરમાર્થમા વાપરૂ મારી જાત માટે, મારા કુટુબ માટે, મારા રાજપાટ માટે હુ જરા પણ નહિ વાપરૂ હેમચદ્ર સૂરીશ્વરજીએ કહ્યુ કે ગુરૂમહારાજને અહીં આવવાની વિનતિ કરો શાસ્ત્રકાર કહે છે મહારાજ હેમચદ્રસૂરીશ્વરજીએ પણ કુમારપાળના પ્રેમને આધીન થઈ 'હાજી' ભણી કુમારપાલે હેમચદ્રસૂરિના ગુરૂને વિનતિ કરી કે હેમચદ્રસૂરિની ઇચ્છા એવી છે કે આપ અહીં પધારો ગુરૂએ વિચાર્યુ કે હેમચદ્ર યાદ કરે છે તો જરૂર કઈ શાસનનું મોટુ કાર્ય હશે દેવચદ્રસૂરીશ્વર ધ્યાનમગ્ન રહેતા શાસનનુ ભ, શાસનસરક્ષક શિષ્ય મળ્યા પછી ગુરૂ મહારાજાઓ આત્મધ્યાનમાજ મગ્ન રહેતા હતા દેવચદ્ર સૂરીશ્વરજી આવ્યા કુમારપાળ પ્રવેશમહોત્સવની તૈયારી કરે તે પહેલા તો પોશ્રયમા પણ આવી ગયા ગુરૂને હેમચદ્ર સૂરીશ્વરજીએ તથા કુમારપાળ, બેય જણાએ, પગમા પડી વદના કરી પછી હેમચદ્રસૂરિએ ગુરૂને કુમારપાળની ભાવના કહીને કહ્યુ કે આપ સુવર્ણસિ [illegible] આપવાની ઉદારતા કરો ગ્રથકાર કહે છે

કે આ સાભળીને ગુરૂના હૃદયમા જે પીડા થઈ તે અનિર્વચનીય છે ગુરૂએ કુમારપાળની પીઠ ઉપર હાથ મૂકયો પીઠ થાબડી કહ્યુ કે, સુજ્ઞ! તારી ભાવના ઉત્તમ છે, ઘણી ઉચી છે પણ હાલ તો તુ તારા સ્થાનપર જા પછી હેમચદ્રસૂરીશ્વરજીને શું કહ્યુ? તુ એ ભૂ યો! આ દશા! જો સુવર્ણસિદ્ધિથી દારિદ્રય ફેડાતા હોત તો ભગવાન શ્રી મહાવીરદેવ પાસે કયા કમીના હતી? દુનિયાના પત્થરોથી જો ધર્મ વતા હોત તો તીર્થકરદેવ કે જેમની સેવામા અસખ્ય ઇદ્રો હતા તેઓ રાજપાટ મૂકી, સયમ સ્વીકારી, ઘોર ઉપસર્ગ પરિષહ સહન કરી કેવલજ્ઞાન ઉપાર્જવાની શુ કામ માથાફોડ કરત? કુમારપાળ તો ગૃહસ્થ, એ ગમે તેવો ધર્મિ હતા એ એની નજર ઘર પર પણ હેમચદ્ર તુ તારી આ વાસના! ગ્રથ કાર કહે છે કે હેમચદ્રસૂરિ ત્યા બાળકની પેઠે રોવે છે, કહે છે કે ભૂ યો, હુ ભૂ યો, મુંઝાયો, ક્ષમા કરો આ કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરીશ્વરજીના મોમા આવા ન છાજતા શબ્દો મૂકવા અને એની હાડી પીઝ્યા કરવી, એના જેવો એક પણ અનર્થ નથી અનત જ્ઞાનીના વચનોના મર્મને સમજો હુ એમ નથી કહેતો કે સાધર્મિને સહાય ન કરો હુ તો કહુ છુ કે સાધર્મિ ખાતર તારાજ થઈ જાઓ, ઘરબાર વેચો, અપાય એટલુ આપો, બધુ એ ધરી દો પણ સાથે સાથે સાધુની મર્યાદા, શ્રી જિને શ્વરદેવની આજ્ઞા-આગમના ફરમાન, શ્રાવકની કરણી આ બધુ સમજો **સભામાંથી** કોઇએ કનૈયાલાલ મુનશીના પુસ્તકોમાથી હેમચદ્રસૂરિ પ્રત્યેના અનુચિત લખાણની અને એ પાઠો ચુનીજ ચીંટીમા હોય તો કેવી અસર કરે વિગેરે સબધી વાત કહી—અને એ સબધી કઈ હીલચાલ કરવા પ્રાર્થના કરી જવાબમા આ માટે વરસોથી હીલચાલ ચાલે છે પ્રયત્નો કરનારા કરે પણ છે, પણ શ્રી હેમચદ્રસૂરિને માનનારાઓનુ હૃદય હજી શ્રી હેમચદ્ર સૂરિ પ્રત્યે ઢળેલુ નથી જે જે બનાવો બન્યા છે એનો જો ઇતિહાસ કહેવા બેસુ તો તમે સાભળતા જ કકળી જશો મુન શીના ઇતિહાસમા કયા કયા આત્માઓ કઇ કઈ રીતે સડોનાયા

છે, સમાજના ઉદ્ધારક કહેવાતાઓએ આ હીલચાલને કેવી રીતે ઠેઠ થીજ ભાગી નાખી છે એ બધુ જાણવા જેવુ છે ચોકી ઉંડી એવુ છે પણ એ કહેવાનો હજી વખત આવ્યો નથી મુબઈની પ્રજા, મુબઈના યુવકો, મુબઈની સમાજ, એટલી મોજમજામા પડેલ છે કે આ સભળાવવાનો હજી અવસર નથી જરૂર એ લખાણથી શાસનને ઘણો ધોકો પહોંચ્યો છે આજથી સો વર્ષ બાદ એ સાહિત્ય, તમારા ધર્મગુરૂ માટે, તમારા ધર્મ માટે કેવી અસર કરે! જ્યારે મને યોગ્ય લાગશે, અવસર જોઈશ ત્યારે હુ જરૂર કહીશ તમે હજી સાભળવા તો તૈયાર થાઓ અરે એની વાત તો દૂર નાખો તમારા કુલદીપક કહેવાતા શુ લખે છે? એ લખાણને તમે આનદપૂર્વક વાચો છો? સમજો આપણામા દેવગુરૂ ધર્મના રક્ષણ માટે હજી પ્રાણાર્પણની તકાત નથી હુ શરીરબળની વાત નથી કરતો શ્રદ્ધાબળ ક્યા છે? તે હોય તો એના રક્ષણ, એની ભક્તિ, એની સેવા માટે ધારીએ એટલુ કરી શકીએ એ બધુ કહેવાથી લાભ દેખાશે ત્યારે જરૂર કહીશ હજી વાર છે હજી તો લાવનના પ્રશ્નનો ખુલાસો ચાલે છે અહીં પાચ મીનીટ બોલનારે પચાસ મીનીટ સાભળવા તયાર રહેવુ જોઈએ, છતાએ સમાધાન ન થાય તો ફેર પૂછવાની છૂટ છે

શ્રી જિનેશ્વરદેવનું શાસન જૂદુ છે તેની માન્યતા જૂદી છે તેના સિદ્ધાતો અલૌકિક છે એ ન સમજાય ત્યા સુધી આવી જાતની આર્ત્તરૌદ્રથી બચાવવાની વાતો એ અર્થ વિનાની છે દેવચદ્રસૂરી શ્વરજીએ આપેલી શીખ શ્રી હેમચદ્રસૂરીશ્વરજીએ ઝીલી, ભૂલ કબુલ કરી કુમારપાળ પણ સમજી ગયા **ભગવાન્ શ્રી મહાવીરદેવનો એ મૌલિક સિદ્ધાત છે કે, છતી વસ્તુનો સદુપયોગ કરવો એ ધર્મ, પણ સદુપયોગ માટે વસ્તુ પેદા કરવી એ પાપ** આ સિદ્ધાત ગોખો, અને એનો પ્રચાર દુનિયાભરમા કરો, તો આજે પણ પરમ શાતિ અનુભવશો, નહિ તો ઉધી પ્રવૃત્તિએ ભેગા થવામા પડ્યા તો, ક્રોધ માન માયા અને લોભમા ભસ્મીભૂત થઈ જશો અને આટલુ એ રહ્યુ સહ્યુ જૈનત્વ નાશ પામશે હોય **તે વસ્તુના સદુપયોગનો**

ઉપદેશ હોય, પણ આવી વસ્તુની જરૂર છે માટે પેદા કરો એ કહેવુ એ શ્રાવકને પણ પાપ તો અમને તો મહા પાપ આજની વાતોમા ભગવાન્ શ્રી મહાવીરદેવના મૌલિક સિદ્ધાતનો નાશ થઇ રહ્યા છે જૈનશાસનનુ હાથે કરી લીલામ થાય છે આજે સમયના નામે, જમાનાના નામે, શ્રી મહાવીરદેવની આજ્ઞાના નામે, જેઓ શાસન ઉપર હુમલાઓ કરી રહ્યા છે તે બધા પોતાની જાતપરના હુમલા છે અત્યારના કરતા કેઈ ગુણા વિદ્વાનોએ નિહ્નવ બનીને શાસન વિરૂદ્ધ પ્રયત્નો કર્યા એ બધા પ્રયત્નો નાશ થયા, પ્રયત્નો કરનારા નાશ થયા, પણ શાસન જયવત છે એકવીસ હજાર વરસ સુધી જયવત રહેવાનુ છે એમા અમને જરાએ શકા નથી 'હવે મખ્યાણવની વાતપર' આવો ઘણા હોય ત્યા ધર્મ એ માન્યતા ખોટી છે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામા રહેનાર એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક, એક શ્રાવિકા એ સઘ, પણ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને ન માનનારા સઘને સર્પની ઉપમા આપી માત્ર શ્રી મહાવીરદેવના નામ દેનારાથી ખુશી થવાનુ નથી શ્રી મહાવીરદેવના નામ દેનારમાથી કેટલાએ આજે શાસનની હાસી કરી રહ્યા છે, જૈનેતરોમા જે જૈન શાસનની છાપ સારી હતી તે હલકી કરનાર તમે જે મખ્યાનુ કહો છો તે મહાવીરનું નામ દેનારમાથીજ છે ઈતર પાસ એજ તમારા મહાવીરનુ નામ દેનારા ડાહ્યા ગણાતા, વિદ્વાનમા ખપતા, કહે છે કે-"અમારા ધર્મમા કાઈ નહિ અમારા આગમમા કાઈ નહિ જ્યા જુઓ ત્યા પાપ, પાપ, ને પાપ, આ ન ખવાય તે ન ખવાય, રાતે ન ખવાય, કોડલીવર ઓઇલ ન પીવાય, આ ન થાય, તે ન થાય, આવીજ સધી વાતો છે" બહેતર છે કે આવા મહાવીરનું નામ દેનારા ન હોય તો વધુ સારૂ અમને પણ શાસ્રકાર કહે છે, ઘર ચૂકીને ઉપકાર કરવા ન જજો મર્યાદા મૂકી ઉપદેશ ન આપજો અમને મુધાદાયી, મુધાજીવી કહ્યા છે તમારા અન્નપાણી માટે અમારે ઉપદેશ દેવો, એમ ? જો એ ભાવના અમારામા આવે તો હુ કહુ છુ કે અમારાથી આગમ નહિ વચાય અમને જરૂર એ

## વ્યાખ્યાન ૧૭ મુ

### સમ્યગ્દૃષ્ટિનુ બધુ વિલક્ષણ હોય છે

સમ્યગ્દૃષ્ટિ આત્માને તો સપત્તિ એ આપત્તિ ને આપત્તિ એ સપત્તિ લાગે આપત્તિ વખતમા સમ્યગ્દૃષ્ટિ મજબુત રહો ન્હે સપત્તિના સમયમા બેદરકાર રહે હેમચદ્રસૂરીશ્વ જી પણ વીતરાગનો વૈરાગ્ય વખાણ્યો ત્યા કહે છે કે-હે ભગવન્ ! તને જેટલો વૈરાગ્ય સુખના હેતુમા હતો એટલો દુખના હેતુમા ન હતો યાદ રાખો, આ સુખદુખ પૌદ્ગલિક સમજવાના આત્મિક સુખનો વૈરાગ્ય નહિ માટેજ એ કેવલજ્ઞાન પામ્યા સુખના હેતુ રાજ્ય, રિદ્ધિસિદ્ધિ ધનધાન્ય, પરિવારાદિ પરિગ્રહ, દુખના હેતુ એથી ઉલટા બેમા ભૂડા કોણુ ? સમ્યગ દૃષ્ટિ વિચારે કે દુખના હેતુ તો, જો મજબુત રહુ તો, કર્મક્ષય કરાવે છે, પણ સુખના હેતુમા કર્મક્ષય સાધવો કઠીન, ભયકર છે

**નિંદા સહન કરવી એ સહેલી છે પ્રશસા સહન કરવી કઠણુ**

ચાર ગાળ કોઈ દે એ સહન કરવામા કઠિનતા નથી પણુ ચાર વાર કોઈ એની પ્રશસા ન થાય એવો કોઈકજ હોય પામશે માટે તો નિંદા સહન કરવી પણુ કઠીન છે એમાએ એક વાત સમજવા જેવી છે ખોટી વસ્તુને પ્રચારનારને નિંદા સહેવાનો ગુણ મહેનાઈથી આવે છે, એ પણુ શાસ્ત્રે કહી દીધુ છે એ સહન ન કરે તો પોતે ધાર છે એનો પ્રચાર કરી શકેજ નહિ વેપારીને પૂછો, ગ્રાહક ગમે તેવો ગરમ થાય, તુ કેમ ગરમ થતો નથી ? એ ગ્રાહક સાથે કરીયે બગાડે? દુકાન વેપારીની છે કઈ ગ્રાહકની નથી દુકાને ગાદી ઉપર બેઠેલા વેપારીને ગ્રાહક કઈ બોલી પણુ જાય તો એ વાણીયો સુઠમા હવે પણુ આકરો ન થાય એ સમજે છે કે ગરમ થયો તો ગ્રાહક ઉઠયો ને તો મારૂ

ગયુ જેને સ્વાર્થ સાધવો છે એમા નિંદા સહન કરવાનો ગુણ સહેજે આવી જાય છે એમા સુશીલત નહિ અનાદિકાલનો એ અભ્યાસ છે તમે ઊંચુ નીચુ બોલો તે અહીંજ, આગમ પાનેજ બીજે નહિ, બજારમા નહિ ત્યા તમને ગમ ખાતા આવડે છે નોકર શેઠની સામે નથી બોલતો બે ગાળ પણ સાભળી લે છે એ સમજે છે કે બોલ્યા તો ઘેર જવુ પડશે આ કોડી ભરાશે નહિ એ ગમ ખાતા કોણે શીખવાડી? એ તો શીખીને જ આવ્યા હતા સ્વાર્થી આદમીઓ પોતાનો સ્વાર્થ સાધના ક્ષમા સ્વય શીખેલા છે આપણે જે પ્રસગ ચાલે છે ત્યા એથી ઉલટુ છે સ્વાર્થને બાજુ મુકી કેવળ આત્માના ઉદયને લક્ષ્યમા રાખે એ સમ્યક્દષ્ટિ આત્મા ન દેખાય એવો આત્માના ગુણો કદી ન અનુભવેલા એના ઉપર પ્રેમ જાગે ત્યારે એ ગુણો આવે શાસ્ત્ર કહે છે, સમ્યગ્દષ્ટિની ક્ષમા, સમતા, શાતિ, મોટાઇ, લઘુતા બધુએ જુદુ સમ્યગ્દષ્ટિ એવો લઘુ ન બને કે જ્યા ત્યા શિર ઝુકાવે જ્યા ત્યા હાજી ભણે સમ્યગ્દષ્ટિ બધે સારા કહેવરાવવાની ભાવનાવાલો હોય નહિ સમ્યગ્દષ્ટિ એમ વિચારે છે કે-'અયોગ્ય આત્માની દૃષ્ટિએ હુ અયોગ્ય ન દેખાઉ તો સમ્યગ્દષ્ટિ નહિ, ગાડાની દૃષ્ટિએ હુ ગાડો ન ગણાઉ તો હુ ડાહ્યો શાનો! ગાડાઓ જો મને પોતાનો સાથી ગણે તો તો હુ મહા ગાડો સમ્યગ્દષ્ટિના ગુણો, ભાવના, વિચારો, બધાએ અનુપમ કોટિના જોઇએ આજે લઘુતાના નામે કેટલી વસ્તુનો નાશ થઈ ગયો છે તે વિચારો વાલી શુ અભિમાની હતા? શુ એમને રાજ્યલોભ હતો? વાલીએ જે વખતે સદ્ગુરૂ પાસે અભિગ્રહ લીધો કે-'નમુ તો અરિહતદેવને, નિર્ગ્રંથ ગુરૂને, શિવાય ક્યાંઈ નમુ નહિ' ગુરૂએ એ અભિગ્રહ આપ્યો, એ વખતે શુ વાલીએ એ અભિગ્રહ અભિમાનથી લીધો હતો? ગુરૂએ શુ અભિમાનને પુષ્ટિ આપી હતી? 'અરિહત દેવ, નિર્ગ્રંથ ગુરૂ, અને એ બે જેના હૈયામા, હોય ત્યા સિવાય બીજે માથુ ઝૂકે નહિ' આ વાલીની પ્રતિજ્ઞામા અભિમાન ખરૂ? **સ્વભાવથી.-**

'સાહેબ, એ તો ધર્માભિમાન, એ તો જોઈએ' હવે સમજ્યા ખરા પણ સર્વ દેવ, સર્વ ગુરૂ, સર્વ ધર્મ, સરખા, એમ બોલાય ? એ પણ મિથ્યાત્વનો એક પ્રકાર છે શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ એજ કહે છે કે 'બ્રહ્મા, હરિ, વિષ્ણુ, શંકર, કે જિન ગમે તે હો, અમારે નામનું કામ નથી, પણ સંસારના અંકુરાને વધારનાર બીજ, રાગદ્વેષાદિ દોષો જેના નાશ પામ્યા છે તેને અમે વંદના કરીયે છીયે જ્યાં જઈએ ત્યાં તેવા થઈએ તો સમ્યક્ત્વ ન રહે સાહુકાર ચોરટા પાસે ઉભા રહે ખરા ? કદાચ એમ ઉભા રહેવાથી માનીયે કે એ ચોર ન થાય તોપણ એની ખ્યાતિ ચોરની થાય એ ચોરનો સાથી તો ગણાય સાહુકારને દેવાળીયા સાથે વાત કરતાએ સુઅવણુ થાય આજે કોઈએ દેવાળુ કાઢયુ હોય ને એ શાહુકાર પાસે વાત કરવા જાય તો શાહુકાર કહે કે-'ભાઈ એકાંતે ઘેર મળીશુ બજારમાં તું મળીશ તો મારી પેઢી પણ આજને આજ લુટાશે' આ નિયમમાં વાણીની મહત્તા હતી આ અભિમાન ન જોઈયે એમ બોલનાર જૈન બનવાને લાયક નથી આતો કહેવામાં આવે છે કે મધ્યસ્થ રહેવું પણ મધ્યસ્થ કયાં રહેવું ? **સાચા ને ખોટા, બેયમાં મધ્યસ્થ રહે એ તો મૂર્ખો** હીરા અને પથરો, બેય હોય અને જોઈને ઝવેરી બેયને સારા કહે, તો એ કેવો ? અજ્ઞ નગરનો આ હીરો, ને આ પથરો, એમ કહેવામાં એને કાંઈ નાદ્વેષ નથી **સાચા અને ખોટામાં મધ્યસ્થ રહેનાર તો દુનિયામાં પહેલા નંબરનો બેવકૂફ છે** વસ્તુ ન સમજાય ત્યાં સુધી મધ્યસ્થ રહેવુ એ ઠીક પણ 'આ સત્ય અને આ અસત્ય,' આ નક્કી થઈ ગયા બાદ મધ્યસ્થ શી રીતે રહેવાય ?

અપેક્ષાઓનો દુરૂપયોગ ન કરો

આજ એવી પરિસ્થિતિ ઉભી થઈ છે કે બોલનારા અપેક્ષાના નામે ભયંકર અનર્થો કરી રહ્યા છે જૈન શાસન અપેક્ષાથી ભરેલુ છે એ અપેક્ષાનો દુરૂપયોગ કરવો એમાં મોટું જોખમ છે સાચી તથા ખોટી બન્ને ચીજને અપેક્ષાથી સાચી અને

ખોટી બેઉ ઠરાવવામા ભયકર જોખમ છે શ્રુતધરો પણ આ બાલગોપાલ પાસે એજ પદ્ધતિએ વર્ણન કરે કે કોઇ પણ અપેક્ષાએ અસત્યનો સત્ય તરીકે આભાસ ન થાય આ શ્રી જિનેશ્વર દેવની મૂર્તિ, વરસોથી આપણે પૂજેલી, વીતરાગના આકારમા રહેલી, એજ મૂર્તિ એવા સ્થાનમા જઇ પડે કે જે સ્થાન મિથ્યાત્વથી મલીન હોય, તો ત્યા આ મૂર્તિને સમ્યગ્દૃષ્ટિ આત્મા ન પૂજે ત્યા કોઈ કહે કે મારી અપેક્ષા જૂદી છે તો તે નચાલે મહાનુભાવ! અપેક્ષા તો તુ સમજે, પણ તારી પાછળના ગાડરો શુ સમજે? આજના અપેક્ષાવાદી તો એમ પણ કહે છે કે વસ્તુ માત્રમા અમુક સમયે ભક્ષ્યતા આવે વિષને કોઇપણ જ્ઞાનીએ, કોઈ પણ દર્શનકારે, કોઈ પણ ચિકિત્સકે, ભક્ષ્ય લખ્યું નથી વૈદકશાસ્ત્ર કહે છે કે એ વિષ ચિકિત્સકના હાથમા આવે તો પ્રાણનાશક મટી પ્રાણપોષક બને, એ વિષમા પ્રાણપોષક બનવાની યોગ્યતા ખરી યોગ્ય આદમી એને પ્રાણપોષક બનાવી શકે પણ એ વિષ, શાસ્ત્રના, વૈદકશાસ્ત્રના, કોઇ પણ પાનામા, કે કોઇ પણ શિષ્ટ જનોના મોએ ભક્ષ્ય તરીકે લખાયુ કે બોલાયુ નહિ અપેક્ષાનો દુરુપયોગ ન થાય બધે અપેક્ષા લાવી લાવીને વિષને ભક્ષ્ય ઠરાવવુ છે? સત્યને પણ અસત્ય ઠરાવવુ છે? જેમનો વાયરો વાયો એમના હાવે એ સ્યાદ્વાદ? એમ કહેવામા આવે કે હુ અમુક સ્થળે જઉ, અમુક વ્યક્તિને નમુ, એમા મારો ઇરાદો તો આમ હતો પણ એ કામ ન આવે એ ઇરાદો સમજે કોણ? સ્પષ્ટતાથી ઇરાદો સમજાવાતો કેમ નથી?

ભરત ચક્રવર્તિને આરીસા ભુવનમા, મુદ્રિકા નીકળી જવાથી, અનિત્યાદિ ભાવનાએ ચઢી, ક્ષપકશ્રેણિએ ચઢવાથી, સર્વ વિરતિનો સ્પર્શ થયો, અપ્રમત્ત દશા આવી, ઘાતી કર્મ બળીને ભસ્મીભૂત થઇ ગયા અને કેવલજ્ઞાન થયુ આ વખતે એમનામા જરાએ, દોષ ન હતો કેવલજ્ઞાન થયુ હતુ, પછી ખામી કયા રહી? ઇદ્ર, દેવોની સાથે ભક્તિ કરવા આવ્યા એ વખતે શ્રી ભરત કેવલજ્ઞાની છતા ગૃહસ્થ વેષમા હતા સુધર્મા

ઇંદ્ર હાથ જોડીને કહેછે–'ભગવન્! પહેલા આ વેષ ગ્રહણ કરો પછી વંદના કરી નિષ્ક્રમણ મહોત્સવ કરૂં ' ઘાતીકર્મ ગયા હતા ભાવથી સર્વવિરતિ આવી ગઈ હતી કેવલજ્ઞાન હતુ આ મહર્ષિ સર્વગુણસંપન્ન હતા, સારી દુનિયાને પૂજાપાત્ર હતા, પણ વેષ ન હતો સુધર્મા ઇંદ્ર કહે છે, વિચારે છે કે જો આ વેષે હું વંદન કરૂં તો દુનિયાના ઢોંગીઓ બધા આ વેષમાં પણ વગર કેવલે કેવલી થઈને ફરે. સુધર્માઇંદ્ર તો જાણતા હતા કે જો આમ વંદન કરૂં તો તો ઠગ લોકોને માર્ગ માર્ગ ખૂલો થાય બધા ઠગવા લાગી જાય કે અમે તો કેવલજ્ઞાની, અમે મહાત્મા, અમારે રોમે રોમે વૈરાગ્યના ઝરણા અને આવી રીતે એમની પૂંઠે જગત્ ફરે તો પરિણામ શું આવે? કૂર્માપુત્રને કેવલજ્ઞાન થયું એ વાત ખરી પણ એ કેવલજ્ઞાની તરીકે, ગૃહસ્થવેષમાં પૂજાયા નથી ગૃહસ્થવેષમાં કેવલજ્ઞાની તરીકે પૂજાવા જોઇયે નહિ ઉપાધ્યાયજી મહારાજ કહે છે, "અન્યલિંગમાં, અન્ય અવસ્થામાં કેવલજ્ઞાન થાય, જ્ઞાન ચક્ષુ ખુલે, વિચારો ફરે, શુદ્ધનો પૂજારી બને તો કેવલજ્ઞાન થાય, તો પણ જો આયુષ્ય બાકી હોય તો નિયમા મુનિલિંગમાં આવે" વ્યવહાર સંરક્ષણ કરવા તથા પાખંડીઓથી જગતને બચાવવા, કેવલજ્ઞાનીને આ ઓઢાની જરૂર છે પાખંડીઓ ખોટી રીતે પૂજાય, મનાય એની એમને ઇર્ષ્યા નથી પણ એ પાખંડીઓના યોગે હજારો આત્માઓ ઉન્માર્ગે ન જાય એની એમને ફીકર છે સ્ટીમરનો કપ્તાન મૂર્ખ હોય, સ્ટીમર ડૂબાડી દે તેવો હોય, એ વખતે કોઇ કહે કે આ સ્ટીમરમાં બેસવું નહિ, એનો કપ્તાન મૂર્ખ છે, તો એ કપ્તાન પર એને ઇર્ષ્યા નથી, પણ સેંકડો બેસનારાઓ ડૂબી ન જાય, માટે કપ્તાન મૂર્ખ છે એમ કહેવું પડે છે અપેક્ષાનો ઉપયોગ પણ ત્યાં થાય કે જ્યાં નિર્વિવાદ સત્ય હોય અને તે પણ હૃદયમાં, અમલમાં કે આચારમાં તો નહિ દ્રવ્ય અરિહંતને નમાય પણ અહીં હૃદયથી પણ એની કદરૂપી પ્રતિમ, હથીયાર વાળી પ્રતિમા પામે, એ ભાવનાથી, એ અપેક્ષાથી ન નમાય અને એ મૂર્તિ પાને નમો તો ભન્ન મહારાજાની જેમ મોઢેથી

સ્પષ્ટ બોલીને નમો શ્રી ઋષભદેવસ્વામિને ભરત મહારાજાએ પૂછયુ, 'ભગવન્ આ સભામા કોઇ ભાવિ તીર્થંકરનો જીવ છે?' શ્રી ઋષભદેવભગવાને કહ્યુ, 'મરિચી, આ ચોવીશીમા છેલ્લા ચોવીસમા તીર્થંકર થશે' ભરત મહારાજાએ જો એમને એમ વંદન કર્યું હોત તો બધાએ શ્રાવક ત્યા જઇ ઝુકી પડત પણ ભરત મહારાજાએ સ્પષ્ટ બોલીને વંદના કરી કે 'મરિચી! હુ તને નથી વાદતો, તારા વેષને પણ નથી વાદતો આ કુલિંગ છે તુ કુલિંગી છે એને વંદના નથી પણ તુ ભવિષ્યનો ચોવીસમો તીર્થંકર છો, એમ શ્રી ઋષભદેવ ભગવાન્ કહે છે, માટે એ વિશિષ્ટ આત્માને કલ્પી વંદના કરૂ છુ' તમે પણ જો કોઇ અન્ય એવી મૂર્તિને વંદન કરવા જાઓ તો હજારો માણસ વચ્ચે સ્પષ્ટ રીતે બોલીને વંદના કરજો કે હુ તને, તારા આ દેહારને, ગજદ્વેષાદિના ચિન્હોવાલી આ મૂર્તિને નથી પગે લાગતો, પણ મારા શાસ્ત્રમા કહ્યુ છે કે ભવિષ્યમા તુ તીર્થંકર થવાનો છે માટે પગે લાગુ છુ પણ એવુ બોલવાની તાકાત ન હોય તો તમારા મનમા રહેલુ જાણનાર આ જગતમા મનપર્યવજ્ઞાની લાવવા કયાથી? દ્રવ્યજિનને વાદવાની વિધિ ખરી પણ હૃદયમા કલ્પીને કે ભવિષ્યમા જિન થવાના છે માટે અને જો ખુલ્લી રીતે વંદન કરો તો આ વીતરાગની મૂર્તિ નથી, પણ ભવિષ્યમા વીતરાગ થનાર છે, એમ કહી, ઢોડી પીટવાની તાકાત હોય તો વંદન કરજો પણ બાયલા બનવુ હોય, ત્યાએ સારા બનવુ હોય તો મિથ્યાત્વ લાગે

વાલીની ભાવના શુ હતી? એજ ભાવના હતી કે મારૂ આ ઉત્તમાંગ બીજે ગબડી ન જાય માથુ એ કાઇ ગોળોગોળો છે કે ગબડે ત્યા ગબડાવાય એ સમજતા? હના સમ્યક્ત્વની વિશુદ્ધ ભાવના હતી સમ્યક્ત્વની ભાવના વાલીને ત્યાગ તો રોમેરોમે હોય આ સમાચાર રાવણને મળ્યા રાવણે વિચાર્યું કે હુ પ્રતિવાસુદેવ, ત્રણ ખંડનો માલીક, એ મારા હાથ તળેનો રાજા, છતા મને પણ ન નમે જો રાવણ સાધર્મિ તરીકે કહે તો વાલી પગે લાગે, એને ભેટે, પગ ધોઇને

પીએ, પણ માત્ર રાજા તરીકે ન નમે વાલીની પ્રતિજ્ઞા એ હતી કે સંસારતારકને નમું રાવણે દૂત મોકલી કહેવરાવ્યું કે મને નમ વાલીએ જવાબ વાળ્યો કે તારો અને મારો મિત્રતાનો સંબંધ ચાલ્યો આવે છે, છતાં તને દુરાગ્રહ હોય અને સામે આવીશ તો પ્રતિજ્ઞાપાલનના બચાવ માટે તૈયાર છુ રાવણ સામે ચઢયો, યુદ્ધ થયું આ યુદ્ધ પ્રતિજ્ઞાપાલન માટે હતું વાલી યુદ્ધમાં વચ્ચે આવી રાવણને કહે છે–આપણે બેય શ્રાવક, નાનામાં નાના જંતુને મારવા યોગ્ય નહિ, તો આ પંચેંદ્રિય જીવોની કતલ તારા મારા દેખતા થાય, એ શોભે? આપણે બેય સામસામે લઢી સમાધાન કરી લઇએ રાવણે તરત કબૂલ કર્યું વાલીને પ્રતિજ્ઞાપાલન શિવાય બીજી ભાવના ન હતી રાવણ વીર હતો પણ ધીર ન હતો વાલી ધીર હતો વાલી પાસે બહુ વિદ્યાઓ હતી રાવણ તલવાર ખીંચીને દોડયો આવે છે, એ વાલી હસતો હસતો જોઇ રહ્યો છે, અને જ્યારે એ નજીક આવ્યો કે ઝટ, તલવાર પડાવી રાવણને બગલમાં મારી આકાશગામિની વિદ્યાના યોગે આખા જબૂદ્વિપને ફરતી પ્રદક્ષિણા કરી પાછો ત્યાં આવીને ઉભો રહ્યો. વાલી પોતાને પ્રાપ્ત થયેલી આકાશગામિની વિદ્યાનો શો ઉપયોગ કરતો હતો? હમેશા જબૂદ્વિપ ફરીને સર્વ જિનચૈત્યોના દર્શન કરી આવતો. તમને આકાશગામિની વિદ્યા મળે તો હમણાં મુબઇના નાટક જોતા હો તો અમેરિકાના જોઇ આવો, ખરૂં ને? તમને ગાડી કે મોટર મળે તો રોજ ચોપાટી જાઓ પણ એનાથી અહીં આવવાનો કે મદિરોનો લાભ લો એ ન બને! રાવણ અરધા મૂઆ જેવો થઇ ગયો હતો રાવણ સમજ્યો કે બળવાન સાથે બાથ ન ભીડવી જોઇએ વાલીએ રાવણને કહ્યું કે, રાજન્! તને જે રાજ્યલોભ છે તેવો મને હોત તો તને ઉભા રહેવાની જગ્યા ન મળત પણ મને હવે રાજ્યનું પ્રયોજન નથી તું તારૂં એ રાજ્ય ભોગવ અને આ પણ જોઇએ તો લે ત્યાર વાલીએ પ્રવ્રજ્યા અંગીકાર કરી સમ્યગ્દૃષ્ટિ આત્મા યુદ્ધભૂમિને ધર્મભૂમિ આમ બનાવે છે પ્રતિજ્ઞાપાલન માટે જે શક્તિ બતાવવાની હતી તે

બતાવી. રાજ્યભોગને લાત મારી મુકુટને ત્યાજ ફેંકી દઈ, વાલી મુનિ થયા **મહામાથી પ્રશ્ન**–'ગવણુ પ્રતિવાસુદેવ કરતા વાલીનુ બળ વધારે ?' કોઇ કોઇ ચરમ શરીરને વધુ બળ હોય એવા દાખલા થોડા ભરત કરતા જેમ બાહુબલિનું બળ વધારે પણ એ, એ બળનો સામાના નાશમા ઉપયોગ ન કરે શ્રી તીર્થંકર દેવમા અનતબળ, એવુ બળ બીજા કોઇમા નહિ ત્યારે એમનામા ક્ષમા પણ લોકોત્તર

<u>પાચ પ્રકારના કલ્પવૃક્ષ</u>

જ્ઞાનીએ જગતમા પાચ કલ્પવૃક્ષ કહ્યા છે ૧ જ્ઞાની, ૨ રૂપવાન, ૩ સત્તાવાન, ૪ બળવાન, અને ૫ લક્ષ્મીવાન પણ આ પાચે કલ્પતરૂ ક્યારે ? જો જ્ઞાની વિનીત હોય, રૂપવાન સદાચારી હોય, સત્તાવાન નીતિનો સેવનાર હોય, લક્ષ્મીવાન ઉદાર હોય અને બળવાન શાતિનો સાગર હોય તો આ પાચે કલ્પતરૂ અને ઉલટા હોય તો કટકતરૂ જ્ઞાનનો પ્રચાર કરનો પણ વિનય સાથે રહે તો જ્ઞાનનુ ફલ વિરતિ કે અખતરા ? જ્ઞાનનુ ફલ અખતરા, આરભ સમારભ, કપનીઓ તો નહિને ! વિનય સાથે આવ્યુ હોય તો એ જ્ઞાન, પણ વિનય વેચીને, ઉદ્ધતાઇની મૂર્તિ બનીને, દેવગુરૂને હમ્બગ કહીને મેળવેલુ જ્ઞાન આ જગતને મોટામા મોટા શ્રાપરૂપ છે જ્ઞાન તેજ કે જેના પરિણામે વિરતિ આવે જે જ્ઞાનથી દુનિયાદારીની ભવાઇ વધે, આત્મા પોતાનુ સ્વરૂપ ભૂલી જઇ દુનિયાના રાગરગમા લેપાય, એ જ્ઞાન જ્ઞાન નથી એ જ્ઞાનના પ્રચારમા સ્વપરનો ઉદય નથી રૂપવાન સદાચારી હોય તો કલ્પતરૂ, નહિ તો દુનિયાને પણ અનર્થ કરે અને પોતાનુ સત્યાનાશ વાળે નીતિ વિનાની સત્તા ભયકર બળ કયા યથી ધમધમતુ હોય તો ઉત્પાત કરે બળ, નિર્બળની રક્ષા માટે કે મારવા માટે ? કૃપણના ઘરની લક્ષ્મી નકામી શ્રીમતોની શ્રીમતાઇ શેમા ? આગળ હો–હો થાય, ઘરમા ફરનીચર ખડકાય, પણ પાચ આદમી ન સમાય, ગરીબની દાદ નહિ, હાજીયાથી વીટાયલો, એમા શ્રીમતાઇ ? પ્રભુના શાસનને પામે

તે આ બધાને ખોટુ માને લક્ષ્મીને ખોટી ન માને ત્યા સુધી ઓઠી કરાય કયાથી? અપાય શી રીતે? લક્ષ્મી હોય તોજ જીવાય એમ માને એને તો સન્નિપાત થાય મરનાએ એ નવકાર ન સાભળે એને નવકાર ન સાભરે ત્યારે પણ લાવો મીત્ર, વીલ લાવો, વકીલ લાવો, સહી કરૂ કહે (સભામાથી) સાથે લઇ જવાતુ હોય તો વીલ પણ ન કરે જૈનશાસનમા રહેવુ હોય તો લક્ષ્મી ખોટી પાપકારી, તજવા યોગ્ય છે એમ માનવુજ પડશે મરી મરીને ઘણાએ તીજોરી પર ફણીધર થયા આજે પણ ફણીધર તો થતા હશે પણ એમ લાગે છે કે લક્ષ્મી કયા મૂકાઈ એ ભૂલી જતા હશે એટલે દેખાતા નથી જૈન શાસનમા લક્ષ્મી વાનની તથા દરિદ્રીની ભાવના કઇ? જૈનશાસનમા શ્રીમત એ શ્રીમત નથી, દરિદ્રી એ દરિદ્રી નથી જૈન શાસનમા રહેલો શ્રીમત એમ કહે કે આ લક્ષ્મી અનર્થકારી છે જો લક્ષ્મી જાય તો એમ કહે કે પચાત ઓછી મમતા અને મોહ ઓછા ઉદ્ધાર જલ્દી થશે બેમાથી એકે દુખી નહિ આજે લાલસાએ માણસોને અધમૂઆ કરી નાખ્યા છે દરિદ્રીને સાધનોના અભાવે પૂરૂ મળી શકતુ નથી શ્રીમતો શ્રીમતાઇના કારણે પૂરૂ ખાઇ શકતા નથી વીસમી સદીમા બેય કગાલ એકને મલતુ નથી એકને ખાવાની ફુરસદ નથી જૈનશાસન ઘરમાથી ચાલવા માડયુ તમે જૈનશાસનને ઘરમા સ્થાન ન આપ્યુ એનુ આ પરિણામ આજનો શ્રીમત સુખે ખાઇ પણ ન શકે ભુગળુ (ટેલીફોનનુ) કાનેજ હોય દોડધામ દોડધામ લાગી પડી હોય મોટરમા જતો હોય તો એનુ મોઢુ જોવા ન મળે એની ગાડીની ઝડપ એટલી હોય કે વચ્ચે આવનાર કચડાઇ મરે પચાસ કદમ દૂરથીજ લોકો એનાથી ભાગે આ આજની શ્રીમ-તાઇ! પૂર્વના શ્રીમાનો પાલખીમા નીકળતા પાછળ સખ્યાબધ ગરીબો ચાલતા શ્રીમતો તરફથી તેઓને દાન દેવાતા કહેતા કે તમારા વડે અમે યો, સર્વ સુખી થાઓ આજે કઇ ભાવના છે? કહે છે કે ગરીબોને દાન કરનારા નિરૂદ્યમીને

વધારનારા છે' આજે ભારતવર્ષમા એવુ કહેનારા, કમ અકકલના પાપીઓ પાકયા છે **જે દાનના યોગે અપૂર્વ સુખ મળે, એ દાનમા અગ્નિ મૂકનારા હવે આર્ય દેશમા પણ પાકયા છે** વધારે શુ કહુ, આવુ કહેનારાઓને શાની પાઈ છોડવી નથી એના આ બધા ચાળા છે વાતાવરણુમા મલિનતાને ભરનારા આવાઓની કઈ ગતિ થશે એ સમજાતુ નથી પુણ્યવાનની લક્ષ્મીનો લેનારો પણ સદાચારી બને પુણ્યવાનના અન્ન પાણી લેનાર અને મોઢુ જોનાર પણ પુણ્યવાન બને અને પાપી પણ પુણ્યવાન બને

## તરકડી કરતા વટલેલી બ્રાહ્મણી ભુડી!

ભાગ્યશાલી! જૈન શાસનને ઓળખો તમને આજે આ ઓઘો, અને આ આગમ જોઇને બળતરા કેમ થાય છે? અમે તો નવરા, અને તમે બધા કામગરા, એમ ને? તમે વીતરાગ દેવને, મુનિને, સાધુને, ઓળખો આ તમારા બેય બાપ દેવ અને ગુરૂ ઘરબાર વગરના છે, અને આ બને તમારા અઢારે પાપસ્થાનકોને મૂકાવનારા છે તમારા એકે પાપને થાબડે તેવા નથી એકે પાપની પ્રશસા કરે તેમ નથી અહી બેસીને એમની આજ્ઞા વિરૂદ્ધ, પાપને પણ પપાળે એના જેવો નરાધમ કોટિનો બીજો કોણુ? અર્થ કામની વાસનામા તો તમે પડેલા છોજ, અને અહી આવો ત્યાએ અમે અર્થ કામની વાતો કરીએ, એ અગ્નિમા ઘી હોમવા જેવુ છે તમે ગૃહસ્થ છો, અમુક ચીજની જરૂરત હોય, એને માટે આડુ અવળુ કરવુયે પડતુ હોય, તોયે તમારી ભાવના શુ હોવી જોઈએ?

सम्मद्दीट्ठी जीवो, जइवि हु पाव समायरइ किंचि ।
अप्पोसि होइ बधो, जेण न निद्धधस कुणइ ॥

સમ્યગ્દૃષ્ટિ પાપ કરે તો થોડો બધ, મિથ્યાદૃષ્ટિ પાપ કરે તો બહુબધ કારણ સમ્યગ્દૃષ્ટિ પાપ કરે નહિ અને કદાચ સયોગ વશાત્, નિર્બલતાના યોગે, આસક્તિના પ્રતાપે, અશક્તિના જોરે પાપ કરવુ પડે તો કિંચિત્ પાશેર પાણીની જરૂરત હોય તો

સવા પાશેર ન વાપરે પણ આજે તો નગ્ન થઈ ગયા હીસાબ નહિ જો બાઈ સાહેબને લાવવુ પડતુ હોય, પૈસા દઈને નોકર પાસ મગાવવુ પડતુ હોય તો કેવુ વપરાય એ ખબર પડે! **આજના બધા સાધન આત્માનુ નિકદન કાઢનારા છે જે પાપની ક્રિયા કમ હતી તે કોલેરા, પ્લેગ, મરકીની જેમ ફાટી નીકળી છે** પેલી મરકીમા તો લોકો ભાગે પણ ખરા આ મરકીમા તો લોકો રાચીમાચીને રહે છે વગર પ્રયોજનની, પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાયની હિંસા વધતી જાય છે અને હવે તો ત્રસની હિંસા પણ થવા માડી છે જ્યા મનુષ્ય, દુનિયાના ઉત્તમ પ્રાણી મનુષ્ય વસે, ત્યા ઇતર જતુની દયા હોય કે ભયકર કતલ હોય? પણ સ્વાર્થિ પેટભરાઓ, સ્વાર્થની ખાતર, આ પણ કરે, અને વળી એમા પાછો ધર્મ માને, એવા નરાધમોની વાત શી કરવી? નિર્દયપણે કતલ ચાલે, એમા કપારીએ નહિ, એ માણસાઇ કઇ જાતની? મનુષ્ય ઇતર પ્રાણીની રક્ષા કરે કે સહાર? તમે લોકો જો તમારી જરૂર માટે હિંસાને ધર્મ ગણો તો આર્ય અને અનાર્યમા ભેદ શો? આજે પલટો થયો છે આર્ય દેશની વાસના ત્યા ગઇ છે અનાર્ય દેશમા આજે હિંસા સામે પોકાર થઇ રહ્યો છે, પ્રોટેસ્ટ થઇ રહ્યા છે, અને હિંસા કમી કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે જ્યારે આર્ય દેશમા પાકેલા હિંસાને વધારવા પ્રયત્નો કરે છે અહીંથી ત્યા જઈ આવી, નકલી બની, પાપની ક્રિયાઓનો પ્રચાર કરે છે આજે સારા ઘરે પણ અભક્ષ્ય અપેયનો વિચાર નથી જૈનોના ઘેર પણ [1] દારૂના શીશા અને ઇડા, ચગણીની જેમ ખવાય છે આવુ બધુ ખાઇને બળવાન થઇશુ એમ એ માને છે આવાઓ બળવાન

---

૧ કેવળ હિતબુદ્ધિથી ઉપદેશરૂપે કહેવાયેલા આ વાક્યને પકડીને કેટલીક દ્વેષી ખોર વ્યક્તિઓએ સમાજમા ખળભળાટ મચાવવા વ્યર્થ પ્રયાસ સેવ્યો હતો તે પ્રસગે ગુજરાતી ભાષાના જાણીતા સાક્ષરોએ તે સબધમા જણાવેલા પોતાના અભિપ્રાયો તથા પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનદસૂરિજીએ એ વિષયમા આપેલ વ્યાખ્યાન ખાસ વિચારણીય છે અને તે પાછળ પરિશિષ્ટમા પ્રગટ કરવામા આવેલ છે તે ઉપર વાચકોનુ લક્ષ્ય ખેચવામા આવે છે

થઈને ઉકાળવાના શુ ? બહુ કરે તો દેવ, ગુરૂ, અને ધર્મને ધક્કા મારવાના અનાર્ય તો અનાર્ય છેજ પણ આર્યો, અનાર્યોનુ અનુકરણ કરે, તો એ અનાર્યોથીએ ભુડા કહે છે ને કે તરકડી કરતા વટલેલી બ્રાહ્મણી ભુડી

<u>શાસ્ત્રના દૃષ્ટાંતોમાંથી તમે માગ્યુ શુ ?</u>

ધના શાલિભદ્રની ઋદ્ધિ, અભયકુમારની બુદ્ધિ, બાહુ બલજીનુ બલ અને કયવન્ના શેઠનુ સૌભાગ્ય તમારા ચોપડે આ ચારની માગણી, પણ જે ભાવનાએ, જે ક્રિયાએ ધનાશાલિભદ્ર પણુ થયુ તે હોજો, એ માગ્યુ ? શાલિભદ્રના નામ પહેલા દાન, અને પછી સયમ, અને સાધુતા છે **દાનનુ ફલ જો લક્ષ્મીની લાલસા હોય, તો એ દાન નહિ પણ સટ્ટો** કહોને કે હમણા દરેક ચીજનો સટ્ટો ચાલે છે તો ધર્મનો સટ્ટો બાકી શુ કામ રાખવો! **દાન એ ત્યાગની શરૂઆત છે ત્યાગ તો ઉંચી વસ્તુ છે આ દાન, શીલ, તપશ્ચર્યા એ બધુ તમને મહાત્યાગી બનાવવા માટે છે જો દાન એ તમને મહાત્યાગી અગર ત્યાગી થવાની ભાવનાવાળા ન બનાવી શકે, તો એ દાન ધર્મની કોટિમા નથી.** દ્રવ્યદાનથી સામાને સુખ થવાની ભજના, સુખ થાય પણ અને ન પણ થાય ભાવદાનથી સામાને નિયમા (નક્કી) સુખજ થાય કદી સુખ ન થાય તોપણ દુ ખ તો નજ થાય ભાવદાનથી મિશ્રિત દ્રવ્યદાન એજ કિંમતી છે મુનિને કઈ ભાવનાએ દાન દેવુ, શ્રાવકને કઇ ભાવનાએ જમાડવુ, સમ્યગ્દૃષ્ટિની કઈ ભાવનાએ ઉપાસના કરવી, અને દીનહીનની અનુકપા કઈ ભાવનાએ કરવી, આ બધા પ્રસગે ઉર્મિ કઈ હોય, એ બધુજ વાસ્તવિક ધર્મના આર્થિએ સમજવુ જોઇએ



## વ્યાખ્યાન ૧૮ મું

### આજ્ઞાના પાલન માટે પ્રાણ પણ પાથરો



રમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ, દુર્લભ એવા માનવ જીવનની સફળતા માટે એમ ફરમાવે છે કે 'શ્રી જિનેશ્વર દેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ, શ્રવણ કરી એના ઉપર શ્રદ્ધા કેળવવી, અને પછી શ્રદ્ધાને અનુસરીને પોતાની શક્તિનો સયમસાધનામા વ્યય કરવો' આ ફરમાનનો જે અમલ થશે તોજ આ દુર્લભ જીવન સફળ થશે, નહિ તો જે રીતિએ દુનિયાના બીજા પ્રાણીઓ જીવન વીતાવે છે અને આપણે પણ ઘણી વખત વીતાવ્યા હો તેજ રીતિએ આ જીવન પણ નિષ્ફળપણે વીતી જશે પાછળથી પશ્ચાતાપ કરે વળશે નહિ પાણી – થી પામી, જ્ઞાની પુરૂષોના કહેવા મુજબ આજ્ઞાનિષ્ઠ બની આ વસ્તુનુ સેવન કરાય એજ હિતાવહ છે, પણ આ જમાનામા આ ત્રણ વસ્તુઓ સેવવી એ ઘણી દુષ્કર છે કારણ કે હજી શાસ્ત્રના કહેનાર પ્રત્યે જેવો જોઈએ તેવો વિશ્વાસ જાગ્યો નથી અનાદિ કાલનો અભ્યાસ જુદો છે, અને આ કહે છે જૂદુ એ જૂદુ કહેનારા પ્રત્યે જ્યા સુધી વિશ્વાસ ન થાય ત્યા સુધી અમલ થવો દુષ્કર આ શાસ્ત્રને કહેનાર આ કહેવાની યોગ્યતા કઈ રીતે પામ્યા? વર્તમાન શાસ્ત્રોના કહેનાર, વર્તમાન શાસનના અધિપતિ ભગવાન શ્રી મહાવીરદેવ છે એ કાઈ પહેલેથી મહાવીર નહોતા આરાધના કરી કરીને, જે જાતિની યોગ્યતા મેળવવી જોઇયે તે મેળવીને એ મહાવીર ભગવાન બન્યા એમણે પોતે અનુભવેલો માર્ગ આપણે માટે મૂક્યો એમા વાકાનુ કારણ હોયજ નહિ જીવન ટુકુ છે જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ જવાની

તૈયારી થાય છે અહીંથી છૂટ્યા પછી કયા જવાનુ એનો આધાર અહીંની કારવાઈ ઉપર છે જ્યા ત્યા, વાત વાતમા, વિચાર્યા વિના, સમજ્યા વિના, વસ્તુના વિવેક વિના, હરેક જગ્યાએ 'હા'–ને–'હા' કહે જવુ, કોઈ ગાવે તેમ ગૂંકે જવુ એમા હાનિ કોને? પોતાને જો આપણે શ્રી જિનેશ્વરદેવની પૂજા ન કરીએ તો એમને કાઈ હાનિ છે? એમની મહત્તા કઇ ઘટી જવાની છે? જો એમના ભલા માટે તમે પૂજન કરતા હો તો બહેતર છે કે ન કરતા એમનુ તો ભલુ થઈ ગયેલુ છે 'સાધુને અમે માનીએ તો ઠીક' એવુ જો માનતા હો તો ન માનતા જૈનકુલમા જન્મ્યા છતા, દેવને ન પૂજો, સાધુને, આગમને, દાન, શીલ, તપ, ભાવ વિગેરેને ન માનો, ન સેવો તો એ બધાને કઈ વાંધો આવવાનો છે? નહિ જ તમને એમ લાગે કે આમની આજ્ઞાના પાલનમા અમારૂ કલ્યાણ મનાયુ છે તો પાળો, નહિ તો પાળવાની જરૂર શી છે? તમે એવી ચિંતા ન કરતા કે અમે નહિ માનીએ તો આ દેવગુરૂનું શુ થશે? એ તો તમારા ઉપર દયા કરવા જોગા છે કઇ તમારી દયાના અધિકારી નથી એક (દેવ) સિદ્ધિ પદને પામેલા છે, એક (ગુરૂ) સિદ્ધિપદના સર્વોત્તમ માર્ગને પામેલા છે એમને કોઈની દયા ઉપર જીવવાનું નથી, છતાય તમે તો દેવગુરૂને માનો છો તે પણ એમ સમજીને, કે અમે એમના પર ઉપકાર કરીએ છીએ એમ ન હોય તો આજે તમારી આગળ દેવ, ગુરૂ અને આગમથી વિપરીત બોલનારા ઉભા ન રહેત ઘરનો માલીક તે કે જેના ઘરમા સ્નેહીને આવતા આનદ થાય, અને દુશ્મનને તો ઓટલો ચઢતાએ કપારી થાય જો તમને દેવગુરૂ ઉપર શ્રદ્ધા હોત, એમને તમે આત્મકલ્યાણ માટે માનતા હોત, આગમને તારક માનતા હોત, તો દેવગુરૂ અને આગમ માટે જેમ તેમ, વિરૂદ્ધ, બોલનારા બોલી ન શકત આને હજી સમજી શક્યા હો તેમ લાગતુ નથી આ જીવનનું સાર્થક કરવુ હોય તોજ આમને પૂજવાના આ દેવ વીતરાગ છે, પણ એમના પૂજનમા, એમની આજ્ઞાના પાલનમા આપણુ આત્મકલ્યાણ સમા

ચેલુ છે, માટે આપણે એમને પૂજવાના છે પણ એમના ભલા માટે નહિ ચક્રવર્તિ એમની સેનાના બલે જીવતા નહોતા શ્રી કુમારપાલ મહારાજાના જેટલા ઘોડા, એ દરેકના પલાણપર પુંજણી રેહતી જેનાથી જંતુ પુંજીને દૂર કરાય તે પુંજણી શ્રી કુમારપાલ મહારાજાનુ એકે પશુ અણગળ પાણી પીતુ નહોતુ દરેકે દરેક કુવા તળાવે પાણી ગળનાર માણસો રહેતા હતા અને પશુને ગળેલુ પાણી પવાતુ શ્રી કુમારપાલ જેવુ કોઈ રાજ્ય થયુ નથી આમા એના રાજ્યની પ્રશંસા નથી પણ એ રાજ્યમા થઈ રહેલા જૈનત્વના ચમકારની પ્રશંસા છે આજે કેટલાક શ્રાવકના ઘેર પાણી અણગળ પીવાય છે, જ્યારે શ્રી કુમારપાળના ઢોર ગળેલુ પાણી પીતા હતા શિક્ષણ, બુદ્ધિ, વિજ્ઞાન એ બધુ વધ્યુ એનુ તો આ પરિણામ નથીને? શ્રી કુમારપાલ મહારાજાને એક વખત પશાણને પુંજતા ભાળી, એમના એક સેનાપતિને વિચાર આવે છે કે, 'જે નાનામા નાના જંતુને પુંજ્યા કરે છે, તે યુદ્ધમા શુ કરશે?' આ વાત એણે બીજાને કહી કુમારપાળે તે સાભળી તરત સેનાપતિને પોતાની પાસે બોલાવી પોતાનુ બલ બતાવ્યુ, અને પછી કહ્યુ કે, 'આ બલ નિરપરાધી જંતુઓના સહાર માટે નથી' બલવાન તે કે જે નબળાની જેટલી બને તેટલી રક્ષા કરે અપરાધીને પણ શિક્ષા કર્યા વિના સુધરતો હોય તો શિક્ષા ન કરે શ્રી તીર્થંકરો એ તમારી પૂજાથી તીર્થંકરો નથી તમે પૂજા નહિ કરો તો તેમનું તીર્થંકરપણુ ભુસાઈ જવાનુ નથી તમારે એમના જેવા પૂજ્ય બનવુ હોય, આધિ, વ્યાધિ, ઉપાધિથી છૂટવુ હોય તો એમની પૂજા કરજો એની પૂજા કરનારો તે એની આજ્ઞાના પાલન માટે પ્રાણ પાથરવા તૈયાર હોય આજ્ઞાનુ પાલન ન થાય તો આખમાથી લોહીના આસુ નીકળવા જોઈએ અર્થાત્ આજ્ઞા એ એને મન જીવનનુ સર્વસ્વ હોવુ જોઈએ

## પહેલો ધર્મ ને પછી બધુ

જ્યા એક પણ ભગ્ન ન હોય ત્યા પણ એ પૂર્વના પ્રભાવકો એવુ ઇચ્છતા કે ઓછામા ઓછુ એક જિનમદિર,

એક જિનમૂર્તિ હોવી જોઇએ અને એની પાછળ લાખોનો વ્યય કરતા આજે તો આ છે એ જિનમૂર્તિ અને જિનમંદિર જોઇને પણ કેટલાકની આંખમાં ખટાશ થાય છે પેથડશાનું વૃત્તાંત જાણો છો? પેથડશાના વખતમાં, કોઇ એક પ્રદેશ એવો હતો કે જ્યાં કોઈ પણ જૈન ન હતો જૈનધર્મથી વાસિત એકે ન હતો એ રાજ્ય મોટું હતું, આબાદી મોટી હતી, પણ કોઇને જૈન ધર્મનું ભાન ન હતું પેથડશાએ વિચાર્યું કે મારા જેવો મંત્રીપદે હોય છતાં એ પ્રદેશ આ વસ્તુ વિના ખાલી કેમ રહે કે જેમાં અનાયાને પણ કોઇના મોમાં જિન શબ્દ ન ઘુસે માટે એ રાજ્યની મોટામાં મોટી, મૂખ્ય રાજ્યધાનીમાં, ભર ચોગાનમાં, ગજનચુંબી જિનાલય બાંધવું તે નગરમાં પેસતા, અને ત્યાંથી નીકળતા, લોકો ઓળખે કે જિનાલયવાળું આ નગર પણ એ બને શી રીતે? ત્યાં જૈન કોઈ નહિ, રાજા પણ બીજો, આખરે પેથડશાએ તે અન્ય રાજાના તે રાજ્યમાં, રાજાના મોટા મંત્રી હેમડના નામની દાનશાળા ખોલી પૈસો પોતાનો નામ હેમડનું પ્રાય રોજનો એક હજાર સોનૈયાનો ખર્ચ જે કોઇ આવે તેની એવી તો આગતાસ્વાગતા થતી કે એક વાર ત્યાં આવે તેને જીંદગી સુધી એ યાદ રહે નોકરચાકર બધાય હેમડનું નામ દેતા, ભૂલેચૂકે પણ પેથડનું નામ ન દે એ નામના ઘૂમતી ઘૂમતી હેમડને કાને ગઇ હેમડે વિચાર્યું કે દાનશાળા મારી ચાલે છે, આ વાત શી? એણે ખબ તપાસ કરી, જેને પૂછે તે હેમડનીજ ધર્મશાળા કહે માણસો મોકલ્યા માણસોએ પણ ત્યાં જઈ ખૂબ તપાસ કરી, પણ કોઇ હેમડ શિવાય બીજું નામ દે નહિ હેમડ ખુદ આવ્યો જ્યાં જાય ત્યાં હેમડ શિવાય બીજું કોઇ નામ ન દે આખરે દાનશાળાના વ્યવસ્થાપકને મળ્યો એણે પણ હેમડનીજ દાનશાળા કહી, હેમડે કહ્યું કે, 'પણ હેમડ તો હું પોતે છું માટે સાચું બોલો' મર્યાદાહકે તક જોઈ અને સત્ય કહ્યું હેમડ સમજ્યો કે જે મંત્રીએ મારી નામના માટે આટલો ધનવ્યય કર્યો, એના જેવો સાચો સ્નેહી કોણ?

હેમડ પેથડને ત્યા ગયો, પેથડનો મ્હેમાન થયો પેથડે હેમડની ખૂબ આગતા સ્વાગતા કરી હેમડે કહ્યુ-મંત્રીશ્વર ! આ કેમ કર્યુ ! મારી નામનામો પાર રહ્યો નથી હુ તુષ્ટમાન છુ, અને સાચુ રહસ્ય કહો પેથડ-સહેજ હેમડ-નહિ એ નહિ ચાલે, મંત્રીશ્વર ! કહો પેથડ-હેતુ ગમે તેવો હોય, પણ એ જેમ તેમ કહી દેવાનો ન હોય હેમડ- વચન આપુ છુ ફરમાવો પ્રાણ જતાએ પાળીશ પેથડે કહ્યુ કે-તમારી રાજ્યધાનીમા, એ મોટી નગરીના મધ્ય ભાગમા, આટલા પ્રમાણમા જગ્યા આપો કે જ્યા જિનમંદિર બધાય હેમડ-કહે મત્રી ! તમે એવી ભયકર માગણી કરી છે કે ન પૂછો વાત, રાજા વિરોધી, પ્રજા વિરોધી, ત્યા એ શી રીતે બને ! પેથડ-કહે કઈ હરકત નહિ આગ્રહ નથી વચન પાળવુ ન પાળવુ તમારી ખુશીની વાત છે શ્રી જિનેશ્વરદેવના ધર્મનો અનુયાયી શ્રી જિનેશ્વરદેવના ધર્મના પ્રચારની આગળ ધનની કિંમત ગણતો ન હતો એટલા માટેજ વરસો સુધી જમીનની ખાતર હજારો સોનૈયા ખરચ્યા જિનમંદિર બધાવવાનુ, એ તો હજી બાકી છે એ એમ સમજતા હતા કે એની પ્રભાવનામા, એની પ્રસિદ્ધિમા, એની સેવામા મારૂ ને દુનિયાનું કલ્યાણ સમા યેલુ છે અમારા વડે એ નહિ પણ એના વડે અમે છીએ એવી મજબૂત માન્યતા હતી જે જે રાજાઓએ, મંત્રીઓએ, પ્રભાવના કરી તે ક્યારે ? રાજપદ, મંત્રીપદ પહેલુ અને ધર્મ પછી માનેલો એમ ? હરગીજ નહિ **પહેલો ધર્મ અને પછી બધુ** તમારે પહેલુ શુ ? આ ખોખુ, શરીર એ ખોખામા ખામી ન આવે, દુનિયાના રગરાગ, અને મોજશોખમા ખામી ન આવે તો તમા રાથી ધર્મ બને પહેલો ધર્મ કે પહેલુ ખોખુ ?

<u>હક્ક કે હડકના !</u>

સત્યની સામે અસત્યનો પ્રઘોષ કોઈ કાળે નહોતો એ ભૂલી જાઓ **સત્ય અસત્યનો યોગ સનાતન છે** અસત્યથી બચી સત્યનુ રક્ષણ કરે એ ભાગ્યવાન્ જો શક્તિ હોય તો, અસત્યની સામે, જેટલી શક્તિ હોય તેટલી સામગ્રી યોજ્યા વિના સત્યના

પૂજારીથી રહેવાયજ નહિ પૂર્વના વાદી એવા હતા કે સામે આવતા, પક્ષ માંડતા, હેતુ કહેતા, દૃષ્ટાંત આપતા અને નિરુત્તર થઈ હારી જાય તો મૂગા મૂગા ચાલ્યા જતા આજના તો વાદી પણ જબરા બસ કહી દે કે મહાવીર ખોટા અમે પૂછીયે કે શી રીતે? તો કહે કે 'સાચા તમે સાબીત કરો અમને તો ફાવે તેમ બોલવાનો હક્ક છે' અરે આવી જાતના હકની મારામારી છે એમને હક્ક અને સામાને હક્ક નહિ? એમને ખોટી વાત કરવાનો હક્ક અને એ ખોટાને ખોટા કહેવાનો પણ સાચાને હક્ક નહિ? આખા મહાવીરના શાસનને ખોટુ કહેવાનો તેમને હક્ક અને એ શાસનને ખોટુ કહેનારો મહા ખોટો છે એમ કહેવાનો હક્ક સાચાને ખરો કે નહિ? આ તો કહે છે કે અમારે ફાવે તેમ બોલીએ પણ અમને કોઈ પૂછી શકે નહિ આજ તો કોઇને એમ લાગે અને કહી દે કે-'મહાવીરમા કેવલજ્ઞાન નહોતુ' તો ચાલે, એમને? કોઈના ઘર માટે વાકુ કહેવાનો અધિકાર ખરો કે નહિ? કાયદો એ છૂટ આપે કે નહિ? ગમે તેને માટે ગમે તેમ કહી ઘો એમ? તમને બોલવાનો હક્ક છે ને! **તેમને લાગે તે બોલે એ હક્ક કે હડકવા?** પણ પૈમાની અક્કલનો ધણી, શાસ્ત્રમા કાઇ જાણે નહિ અને કહી દે કે મહાવીરનું આગમ ખોટુ છે' આ હક્ક નહિ, પણ ભયકર ચેપી રોગ છે એના પનામા જે ફસ્યા, તે બીચારા બધા ઉગાડા થઈ ગયા આવા ખોટા હકકના પરિણામે શુ થયુ એ જાણો છો? બૂમ મારો છો ને કે હિંદુસ્તાનની લક્ષ્મી ગઈ? હજી થોડી ઘણી રહી છે તે કોઇ ॥ પુણ્ય। આવો ને આવો પાપનો પોષ જો ચાલુ રહશે તો દેવ, ગુરુ, ધર્મ, આગમ, શાસન વિગેરે માટે ગમે તેમ વિરુદ્ધ બોલ્યા કર્યા તો રહી છે એટલીએ જશે પછી? પછી શુ? ચપ્પણીયુ લઈ ભીખ માગતાય પેટ નહિ ભરાય પછી કહેજો કે પાપના ઉદય આવ્યો ઉદય આવ્યો નહિ, ખીચી લાવ્યા સયમ પાળવાની તમારામા તાકાત ન હોય તો પાળનારાપર દાતીઆ શુ કામ કરો છો? જગતપર દયા બહુ આવતી હોય તો, ઘણુએ

લૂટારા લૂટી ગ્યા છે, ધોળે દહાડે પેઢીપર લૂટ ચાલી રહી છે, જુગારીઓ, ચોરટાઓ બહુ છે, એનાથી જગતને બચાવવા નીકળો ત્યા તો જૂતું પડે છે દુનિયાના ગમે તેની સામે આગળી ચીંધો તો આગળી કાપી નાખે માત્ર આગમ માટે 'यथेच्छम्' ફાવે તેમ વર્તવુ છે કેમ? ખરેખર દુનિયાને તારનારી, ઉદ્ધાર નારી વસ્તુ સામે વિરૂદ્ધ બોલનારા આ જીંદગીમાજ પાયમાલ થાય છે કદાચ પાપાનુબધી પુણ્યના યોગે આ જીંદગીમા બચ્યા તો પણ આગામી જીંદગીમા તો ભયકર દશા થવાનીજ છે

## શાતિ અને સહિષ્ણુતાનો અર્થ શુ?

આજે શાતિ અને ક્ષમાની બહુ વાતો થાય છે તમે જૈન શાસ્ત્રો કેટલા વરસથી સાભળો છો? શાતિ અને ક્ષમા શાના માટે તે જાણો છો? 'સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્‌ચારિત્ર,' આ ત્રણની આરાધના માટે શાતિ ક્ષમા કેળવવાની છે આ ત્રણ જેનાથી મળ્યા, જેના યોગે આ ત્રણની પ્રાપ્તિ થઇ, જે આ ત્રણ વસ્તુના દાતાર, તેમના ઉપર આક્ષેપો થાય તે વખતે, આ ત્રણને છિન્ન ભિન્ન કરી નાખે તે વખતે પણ એના સેવકે શાતિ રાખવી, એ ધર્મ છે? **ઉપસર્ગ સહેવા એ સાધુનો ધર્મ** અને ઉપસર્ગ ન થતા હોય તો સાધુને ઉપસર્ગ કરવા એ તમારો ધર્મ એમ? કારણ કે ઉપસર્ગ સહે તો કર્મ ખપે અને કર્મ ખપે તો કેવલજ્ઞાન થાય, મુક્તિ મળે માટે જો ઉપસર્ગ ન આવે તો તમારે કરવા, એમને? નયસારને મુનિ મળ્યા મુનિ ક્ષુધા, પિપાસા, અને ચર્યાના પરિષહથી પીડાતા હતા શ્રમિત, ભૂખ્યા અને તરસ્યા હતા નયસારે એમ કહ્યુ કે–મહારાજ! સહન કરો, એ તો ધર્મ છે એમ? નહિજ શ્રી નયસારે તો એમ કહ્યુ કે–મહર્ષિ! જે અટવીમા શસ્ત્રધારી પણ એકાકી ન આવે એવી ભયકર અટવીમા આપ શાથી આવી ચઢયા? મુનિ કહે છે જે સાર્થની સાથે અમે હતા તે ચાલ્યો ગયો ભિક્ષા માટે નીકળેલા અમે ભૂલા પડી અહિ આવી ચઢયા નયસાર કહે છે કે ધીક્કાર છે એ સાર્થને કે જેણે સાથેના મુનિની સભાળ ન લીધી નયસાર આ વખતે

મિથ્યાદષ્ટિ હતા પણ એમ ન બોલ્યા કે ભવો સાર્થવાહ, રખડના મૂકયા કે જેથી કર્મક્ષય થાય શ્રી નયસારે આહારપાણી કરાવ્યા આહારપાણી કર્યા બાદ વળાવવા સાથે ચાલ્યો મુનિ નયસારને જોઇ શું ચિંતવે છે? મુનિ જાણે છે કે–સસારમા સુખી અને દુ:ખી, રોગી અને નિરોગી, રાજા અને રક, દાતાર અને યાચક એ અનાદિથી છે. એ કઇ આજ નવુ નથી મુનિસુદરસૂરિજીએ ઉપકારીની વ્યાખ્યા કરી છે 'દુનિયામા મધગા ઉપકારી કહેરાવવા માગે છે, પણ ઉપકાર કરનારા આગગીના વેઢે આવે એટલાજ હોય છે' જે ઉપકારી ઉપકારનુ સ્વરૂપ ન જાણે એ ઉપકાર કરે શી રીતે? મુનિ વિચારે છે કે–આપત્તિ કે સપત્તિ વખને દુર્ધ્યાન ન આવે એવી કોઇ ચીજ આપુ આપત્તિ અને સપત્તિ બન્ને અશુભ ધ્યાનના કારણ છે ધ્યાન ચાર જાતના આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુકલધ્યાન પ્રથમના બે ખરાબ, પાછળના બે સારા આપત્તિ અને સપત્તિ એ બને આર્ત્તરૌદ્રનુ કારણ છે. જે આ આગમને હૈયામા રાખે તે એ બેયના પજામાથી બચે

સપત્તિ વખતનુ દષ્ટાત મમ્મણ શેઠનુ, જેના બળદના શિંગડા પૂરા કરવા, રાજા શ્રેણિક પાસે મિલકત નથી એ મમ્મણ શેઠની મિલકત કેટલી? છતા તે ખાતો તેલ ને ચોળા બે એટલી મિલકતનો માલીક આર્ત્તરૌદ્ર સેવી સાતમી નરકે ગયો જ્યા તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે સપત્તિ હતી કે નહિ? આપત્તિ સમયને માટે કાલસૌકરિક કસાઇનુ દષ્ટાત રોજ નિયમિત પાચસે પાડા મારનારો પાચસે પાડા ન મારે ત્યા સુધી ખાવુ ન ભાવે છેલ્લી ઘડીએ તેને ધાતુવિપર્યયનો રોગ થયો ભયકર પીડા થઈ એને કડવુ મીઠુ લાગે, મીઠુ કડવુ લાગે સુગધમા દુર્ગધ લાગે, દુર્ગધમા સુગધ લાગે એનો છોકરો સુલસ એ શ્રી અભયકુમારનો મિત્ર હતો પિતાની શાતિ માટે સુલસ પુષ્પની શય્યા બિછાવે છે, સુખડના લેપ કરે છે અને મિષ્ટાન્નાદિ લાવે છે, તેમ તેમ તે વધુ બૂમ મારે છે સુલસ જઇને અભયકુમારને ઉપાય પૂછે છે અભય

કુમાર કહે છે–સુનસ! રોજ પાચસે પાડા મારનારાની નરકે જવા પહેલાની આ દશા છે તુ પુષ્પશય્યાને બદલે બાવળની શૂળોની શય્યા કરી આપ, સુખડના લેપને બદલે વિષ્ટાના લેપ કર, મીઠાઇને બદલે લીંબડા વિગેરે પાદડાઓ ખવરાવ, તો કાંઈક શાતિ થશે સુલસે જ્યારે આમ કર્યું ત્યારે આરામ થયો જરા જપીને હાશ કર્યું સભળાય છે કે–મરતા મરતાએ એ કમાઇ સુલસને કહે છે કે મારો જીવ ગતે જાય તેમ નથી તુ એક વાત કબુલ કરે તો મારો જીવ ગતે જાય આપણા કુલધર્મનો રિવાજ છે કે પાચસે પાડા રોજ મારવા. આપત્તિ વખતની પણ આ ભાવના જોઈ? સુલસે બાપની આજ્ઞા માની? જે બાપે પાળી પોષી દૂધ પાઇને મોટો કર્યો, એના કહેવા પ્રમાણે એનો જીવ ગતે નથી જતો, વચ્ચે લટકી રહે છે, એ વખતે આ દીકરો 'હા'–કહે કે 'ના'? સુલસે કહ્યુ, 'પિતાજી! હિંસાનુ ફળ પ્રત્યક્ષ હુ જોઇ રહ્યો છુ એ સહેવાની મારામા તાકાત નથી આપનો જીવ ગતે જાય કે ન જાય પણ મારાથી એ પાપ થઇ શકે તેમ નથી' આ દીકરો આજ્ઞાભજક છે કે પાલક?

આર્યદેશના વ્યવહાર જ્યા ધર્મને બાધ થાય એવા હોય ત્યા આર્યત્વનુ ખડન થાય છે **ધર્મ અને વ્યવહાર એ વસ્તુ જૂદી છે** ધર્મીએ વ્યવહાર એવો સેવવો કે ધર્મને બાધ ન આવે ધર્મમા રહેનારો વ્યવહારને ન જૂએ તો ચાલે, પણ વ્યવહારમા રહેનારે જો ધર્મિ થવુ હોય તો ધર્મને ચોવીસે કલાક દૃષ્ટિમા રાખવો જોઇએ શ્રી જિનેશ્વરદેવનો ધર્મ લેવાવી રે અપાય ખરો? સર્વવિરતિ એટલે આ ઓઘો–પચ મહાવ્રતનો સ્વીકાર–દેશવિરતિ એટલે સમ્યક્ત્વમૂલ બાર વ્રત સમ્યગ્દૃષ્ટિ એટલે ભગવાને કહ્યુ તે સાચુ માને અને માર્ગાનુસારીના ૩૫ ગુણ જેમા તમને માત્ર ત્રણજ ગુણ કહુ પહેલો, **મધ્યનો અને** છેલ્લો ગુણ કહુ છુ પહેલો ગુણ 'ન્યાયસંપન્નવિભવ,' મધ્યનો ગુણ 'પાપભીરુતા' અને છેલ્લો ગુણ 'જિતેંદ્રિયપણુ' 'ન્યાયસપન્ન વિભવ' એટલે પૈસા ન મળે તો પણ નીતિ નહિ મૂકવી પૈસા

માટે નીતિ ન વેચવી એ પહેલો ગુણ 'પાપભીરૂતા'એ મધ્યનો ગુણ અને અંતિમ ગુણ 'જિતેંદ્રિય'–આ હોય તો ધર્મ સારી રીતે થાય આમા કયો ધર્મ ફોસલાવીને થાય એવો છે? આજે એમ બોલાય છે કે 'ઓઘો ફોસલાવીને અપાય છે' 'અહીં આવે એને, જૈન સાધુ થાય એને, બે પાંચ લાખનો વારસો મળવાનો છે, પાંચ મણ રૂની તળાઇમા સુવાનુ છે, મોટરોમા ફરવાનું છે, હવાઇ વિમાનોમા ઉડવાનુ છે, રેલ્વેમા મફત ફરવાની છે, ચોવીસે કલાક ખાવાનુ છે, ઉંઘતા સુધી બીડીઓ ફૂંકવાની છે એમ? કે જેથી ફોસલાવીને અપાય?' મહાનુભાવો! જરા સમજો સાધુ ધર્મ, શ્રાવક ધર્મ, સમ્યગ્દૃષ્ટિ અને માર્ગાનુસારીપણાનું વર્ણન પકડે પાયે જાણો આ ધર્મમા પોલ નથી તમે આટલા આટલા અનુભવી, કૈક સાધુઓના પરિચયમા આવેલા, શાસ્ત્રો સાભળેલા છતા એક આદમી જેમ તેમ કહી જાય, અને તમે હા હા કરો? તમે કમનસીબે આ વસ્તુને પામી ન શકો, પણ એને કોઇ ખોટા રૂપમા ચીતર તો પૂછાય પણ નહિ? તમે જાણો છો કે-**જેટલા આશ્રવના સ્થાન તેટલા સવરના સ્થાન અને જેટલા સવરના સ્થાન એટલા આશ્રવના સ્થાન.** પૂર્વે જે સાધનથી અનતા મુક્તિ ગયા તેજ સાધનથી અનતા ડૂબી ગયા આજે જે સાધનથી સખ્યાબધ આત્મા પોતાના આત્માને પવિત્ર કરે છે, એજ સાધનથી સખ્યાબધ આત્મા, પોતાના આત્માને મલીન કરે છે ભવિષ્યમા આજ દ્વાદશાગીથી અનતા આત્મા તરી જશે અને આજ દ્વાદશાગીથી અનતા આત્મા ડૂબી જશે જૈનશાસન ખોટુ છે એમ એની નિંદા સાભળવા પહેલા કોઇ તો બોલો કે 'ભાઇ! જરા થોભો, પ્રમાણ લાવો અમુક ચીજ સાચી કે ખોટી એ કહેવાનો અધિકાર **એને** સમજ્યા બાદ છે પ્રભુના શાસનને સમજો **શ્રી જિનેશ્વરદેવને ઓળખો'** ભગવાન્ શ્રી મહાવીર સયમ લીધા પછી છદ્મસ્થકાળમા સાડાબાર વર્ષ રહ્યા **'સાડા બાર વર્ષ જિન ઉત્તમ, વીરજી ભૂમિ ન ઠાયા'** સાડાબાર વર્ષમા કદી બેઠા નથી કદી બેઠા તો ઉભે

પગે, ચપટ તો એક સેકંડ પણ નહિ સુવાની વાત તો નહિજ નિદ્રા અંતર મુહૂર્તની, તે પણ લીધેલી નહિ, આવી ગયેલી ખાધુ કેટલા દિવસ ? ત્રણસોને ઓગણપચાસ દિવસ તે પણ એકજવાર, ઉભે ઉભે, જ્યા આહાર ત્યાજ પાણી, પછી કાઇ નહિ બાકીનો બધો તપ ચોવિહારો એમની જોડે ઉભો રહે એવો કોઇ થયો ? એની જોડીમા કોઇ આદમીને કોઇ આદમી ધ્રુગાવે ને આપણે તાની પાડીએ તો આત્માની શી હાલત થાય એ વિચારો એ વખતે કહીએ કે 'જરા ભગવાન્ શ્રી મહાવીરદેવને ઓળખો' શ્રી મહાવીરદેવની જેની તેની સાથે સરખામણી કરનારને કહીએ, કે-ઓ શ્રીમાન્ ધીમાન્, ઉભો રહે, તુ ભગવાન્ શ્રી મહાવીરને ઓળખે છે ? હાથ જોડુ, પગે પડુ શ્રી મહાવીરને ઓળખ્યા વિના એ તારકની સરખામણીમા સામાન્ય આદમીને ન મૂક એને નામે દુનિયાને ઉંધે માર્ગે ન લઇ જા શ્રી મહાવીરદેવની સેવા ઉપાસનાથી તો આત્મા પાવન થાય તે તો ત્રણ જગતના નાથ, એમની શકિત, દાન શીલ, તપ, સયમ, એનો અંશ માત્ર પણ જ્યા ન હોય એની સરખામણીએ એ ત્રણ લોકના પૂજ્ય સાથે ? જે મરજીમા આવે તે ખાય, પીએ, હરેફરે, હાંકયે રાખે, તેની સરખામણી કોઇ શ્રી મહાવીરદેવની સાથે કરે ને ટીલાના કરનારા તાળીઓ પાડે તો હુ કહુ કે તે મૂર્ખાઓનુ ટોળુ છે પંડિત ધનપાલે રાજા ભોજને શુ કહ્યુ હતુ, યાદ છે ? ધનપાલ તો નવો જૈન, અને તમે તો જન્મના જૈન ધનપાલે બનાવેલુ પુસ્તક ભોજે જોયુ પ્રસન્ન થયો ભોજ કહે છે કે પંડિતજી ! મારા ગુણથી પોષાયા છો મારી તમને ભલામણ છે કે આ પુસ્તકમા જ્યા 'વિનીતા' લખેલ છે તે કાઢી નાખી ત્યા 'ધારા' શબ્દ લખો, જ્યા 'ભરત' છે ત્યા 'ભોજ' અને જ્યા 'ઋષભદેવ' છે ત્યા મારા 'ઇષ્ટ દેવ'ને મૂકો ધનપાલે કહ્યુ-રાજન્ ! અન્નદાતા ખરા, પાલક ખરા, પણ હુ એવો મૂર્ખ નથી કે એ અન્નને માટે, ઐરાવણની સાથે રાસભને ઉભો રાખુ, કંચનની સાથે કથીરને ગોઠવુ અને ચિંતામણિ સાથે કાચના ટુકડાને મૂકુ ક્યા એ

વિનતા ને કયા તારી ગ્રુપડાવાલી ધારા કયા એ ભરત અને કયા તુ ભોજ! કયા એ વીતરાગ ઋષભદેવ ને કયા તમારા ઇષ્ટ દેવ! **અન્નની ખાતર ધર્મ વેચનારા, સ્વાર્થની ખાતર ધર્મને ઠોકરે મારનારા, એના જેવા નામર્દો દુનિયામા કોઈ નથી** ભોજે કહ્યુ-જયકર થશે ધનપાલે એની પરવા ન કરી દેવ, ગુરૂ ને ધર્મની આવી નિંદા સાભળનારાને પણ પાપનો ઉદય વેરે છે પુણ્ય પાપના વિપાકને સમજો ચાર દિવસની ચાદનીમા ભૂલી ન જાઓ પામ્યા છો એમાથી માનવુ હોય તો, પૂજા ન બને તોએ વિરોધની પડખે તો ઉભા ન રહો, ભગવાન્ શ્રી મહાવીરદેવના ત્યાગના ગુણગાન કરના ન આવડે તો, તમારી જીભ ગુણગાન ગાવામા ન ચાલતી હોય તો, વિરોધ સાભળતા પહેલા કાનમા આગળી ઘાલો તમે એવા ખીલે બધાઓ કે કોઇની તાકાત નહિ કે તમને એક કદમ પણ ખસેડે ભગવાન્ શ્રી મહાવીરે આવી તાકાત કોના બળે મેળવી હતી? એ શક્તિ કૂદીને આવી હતી? સાડાબાર વર્ષમા બેઠા નહિ, ઊંઘ્યા નહિ, એ બધુ મેળવ્યુ શાથી? દુનિયાના વ્યવહારૂ સાધનોથી અમૂક શક્તિ મળે પણ એ બનાવટી, આજ છે, કાલે નથી અમારે તો તે શક્તિ જોઇએ કે જે યાવત્ મોક્ષપ્રાપ્તિ સુધી ટકે મારવાની શક્તિ કેળવી પણ માર ખાનાએ મુઝવણ ન થાય તેવી શક્તિ કેળવી? ખરી શક્તિ તો તે છે કે જે અપરાધી પ્રત્યે પણ આત્માને શાંત રાખી શકે બહાદુરી મારવામા કે ગમ ખાવામા? બળવાનને નિર્બલની દયા કઇ? વધુ ગુસ્સો કોને આવે? **'કમજોરને ગુસ્સા બહોત'** એ કહેવત યાદ છે ને? આજ ભગવાનનું જીવન લખનારા શુ લખે છે? એ લખે છે કે ભગવાન્ ચાલતા ત્યારે ધરણી ધ્રૂજતી ભગવાન એમ ચાલે ખરા? ઇર્યાસમિતિ પાળતા, મલપતા હાથીની જેમ એવી રીતે પગ મૂકે કે કોઇ પ્રાણીને પીડા ન થાય તમને ત્રીજી ખબર છે? કહે છે કે 'ભગવાન મહાવીરે ચદનબાલા પાસે માફી માગી હતી!' લખનારા આ બધુ લખે છે, શાસ્ત્રમા વાતો બધી છે મહાવીર

પણ છે, ચંદનબાળા પણ છે, અભિગ્રહ પણ છે, પણ એને ઉધા રૂપમા લઇ જવામા આવે છે વાતો જે રૂપમા છે તે રૂપને પલટીને કહે છે એનો અહીંયા નિષેધ છે ભગવાન્ શ્રી મહાવીરદેવને અભિગ્રહ હતો કે 'રાજપુત્રી હોય, માથુ મુડાવેલુ હોય, બેડીઓ ઘાલેલી હોય, ઉમરા વચ્ચે બેઠેલી હોય ને રોતી હોય અને તે ભિક્ષા આપે તો લેવી' શ્રી મહાવીર ભગવાન્ આવ્યા ત્યારે બીજુ બધુ હતુ પણ રોતી નહોતી શ્રી મહાવીરદેવ પાછા ફર્યા ચદનબાલા રોઇ લખનાર લખે છે કે "ભગવાન્ પાછા આવી હાથ જોડે છે, માફી માગે છે, કહે છે કે ભૂલી ગયો, માફ કર, મને તારૂ જીવન, તરૂ દુખ મલુમ નાવ" ભગવાન્ આમ ચદનબાલાને કહે છે, સમજ્યાને? ભગવાનને આ વખતે ચાર જ્ઞાન, મતિ, શ્રુત અવધિ ને મનપર્યવજ્ઞાન અવધિજ્ઞાન અસખ્યાત પૂર્વના ભવો જાણે એટલુ આવા જ્ઞાની ચદનબાલાને આમ પૂછે? આવુ લખે એ ભગવાન્ શ્રી મહાવીરદેવના શાસનની પ્રભાવના કરે છે? આવા સાહિત્યથી જગતને ભગવાન્ શ્રીમહાવીરદેવ ઉપર બહુમાન પેદા થાય એમ? હુ પૂછુ છુ કે આવુ વિપરીત લખનારાનુ લખેલુ વાચે, સાભળે એ પાપના ભાગીદાર ખરા કે નહિ? સભામાથી-'નરકે જાય' ભાઇ! નરકની વાત જવા દો લોકો તો કહેશે કે અમે સાધુઓએ સ્વર્ગનો ને નરકનો ઇજારો લીધો છે, પણ અમારે એ પાપ નથી કાઢવા અમે નવરા નથી ભગવાને તો અમને કહ્યુ છે કે બે રસ્તા બતાવી દેવા એક નરકનો, એક સ્વર્ગનો જેને જ્યા જવુ હશે ત્યા જશે એની મેળે પાપ કાઢશે આવી નિંદાનો સુમાર નથી જન્મના જૈનો પણ આનદપૂર્વક વાચે છે ઉપસર્ગ પરિષહ સહેવા એ સાધુનો ધર્મ છે, પણ સાધુને સાધુ તરીકે માનનારાની ભાવના કઇ હોવી જોઇએ? સપ્રતિ રાજા, જૈન શાસનના એક મહાન્ રાજા હતા એમણે સવા કરોડ જિનબિંબ ભરાવ્યા ભડકતા નહિ સવા કરોડ જિનબિબ તમારી પાસે જિનબિબની વાત કરવામા એ ચિંતા 'દશકા પછી દેરાસરો મટી જવાના છે, ઉપાશ્રયોમા ઘાસ ભરા

વાના છે' એમ બોલનારને ખબર નથી કે ભગવાન્ શ્રી મહા વીરદેવના શાસનની પૂઠે પ્રાણુ સમર્પનારા, કઇના જડબાને ડાચા પકડે તેવા છે **અજાણુ પામે જેમ તેમ લવરી કરે જવી, એમા મહત્તા, કે જ્ઞાનીપણુ નથી, પણુ મૂર્ખાઈ છે** જ્ઞાના પાસે, મધ્ય બનીને, પ્રમાણ માન્ર રાખીને, આવો તો બધાએ દ્રવવા થઇ જાય બધુ મેદાન થવાની તો હજી સાડા અઢાર હજાર વરસની વાર છે તમે રૂઓ, માથુ કુટો, ચીસો પાડો, તેએ એ થનાદ્ધ નવી બરાબર ભગવાન્ શ્રી મહાવીરદેવનુ શાસન એકવીસ હજાર વર્ષ ચાલવાનુ છે, એ અમને તો નક્કી છે પાપના ઉદયે કેઇ ગગડી જવાના પણુ શાસન તો રહેવાનુ

શ્રી સપ્રતિ મહારાજાએ સવા લાખ જિનમદિર કરાવ્યા એમને એવો અભિગ્રહ હતો કે-રોજ સવારમા, એક નવા જિન મદિરના ખાત મુહૂર્ત્તના સમાચાર ન આવે ત્યા સુધી અન્નપાણી ન લેવુ છત્રીસ હજાર મદિરોનો જિર્ણો-દ્ધાર કર્યો એ સપ્રતિ મહારાજા, એક રાત્રે જાગી ગયા એ વિચારે છે કે **'મે હજી કઇ ન કર્યું'** આટલુ આટલુ કરનાર કહે છે કે 'મે હજી કઇ ન કર્યું' તમે શુ વિચારો ? મે **ઓહોહો** ઓહોહો બહુ તો સાધુને એકાદ નાનુ પુસ્તક લાવી આપ્યુ હોય તેમા તો હ-હ-અમે ન હોઈએ તો મુનિ જીવે ! આજનો શ્રાવક આટલુ (થોડુ) કરે ને આટલુ (ઘણુ) બોલે હા આ શ મારી વાત સોળ સોએ જાણુી સપ્રતિ રાજા વિચારે છે કે 'આ આર્ય દેશમા તો ધર્મની સ્થાપના કરી, પણ મારા જેવો રાજા છતા અનાર્ય દેશમા હુ કેમ ન કરૂ !' સપ્રતિ રાજાએ એ અનાર્ય ભૂમિને એવી યોગ્ય કરી નાખી કે મુનિઓ ત્યા જઇ શકે શ્રી આર્ય સુહસ્તિસૂરિએ કહ્યુ-**'ભગવાન મહાવીરની એવી આજ્ઞા છે કે પ્રથમ નિર્વાહ થાય ત્યા મુનિએ વિચરવુ.'** આર્ય સુહસ્તિસૂરિ દશ પૂર્વધર, એમની પાસે આવી સપ્રતિ રાજા કહેવા લાગ્યા કે-'સાહેબ, આપ અમુક દેશમા પધારો બહુ ઉપકાર છે' શ્રી આર્યસુહસ્તિ, અને શ્રી આર્યમહાગિરી બેય સમતાના સાગર હતા,

બેય ગુરૂભાઇ હતા જ્યારે સંપ્રતિ રાજા નવો ધર્મ પામ્યા અને એ વખતે શ્રી આર્યસુહસ્તિસૂરિ અને તેમના શિષ્યો ત્યાં આવ્યા ત્યારે બધાની ખૂબ ભક્તિ કરવી એ ભાવનાએ સંપ્રતિ રાજાએ ગામમાં દરેકને કહી દીધું કે 'મુનિને જે ચીજ જોઇએ તે વહોરાવજો અને કીંમત મારી પાસેથી લઇ જજો' એ પ્રમાણે કામ ચાલ્યું, શિષ્યોને ખબર પડી તોયે લેવા માંડ્યું, શ્રી આર્યસુહસ્તિસૂરિને માલુમ પડ્યું તો યે ચાલ્યું, શ્રી આર્યમહાગિરિ, આવી પહોંચ્યા એ પણ દશપૂર્વધર, એ મોટા ગુરૂભાઇ, એમણે પૂછ્યું, 'આર્યસુહસ્તિ, આ શું ચાલે છે?' આર્યસુહસ્તિએ કહ્યું '**यथा राजा तथा प्रजा**' તરત આર્યમહાગિરિજી કહે છે, 'આજથી તારે અને મારે સંબંધ નહિ' આ ગુસ્સો, કલેશ, શું? ઝટ આર્યસુહસ્તિ ઉભા થઈ પગમાં પડ્યા, બોલ્યા કે, 'ભૂલ્યો, પ્રાયશ્ચિત્ત આપો' આ શ્રી આર્યસુહસ્તિસૂરિને સંપ્રતિ કહે છે કે 'મહારાજ પધારો, સાધુઓ મોકલો, સગવડ કરી ત્યાંના લોકને સુયોગ્ય બનાવ્યા છે' પ્રથમ સાધુઓ ગયા એમણે સમાચાર કહેવરાવ્યા કે, અહીં તો આર્ય કરતા એ સુંદર બની ગયું છે શ્રી સંપ્રતિ રાજા પોતાને કરવા યોગ્ય કારવાઈ કર્યા વિના આર્યસુહસ્તિ સૂરિને કહેવા નહોતા ગયા

**ઉપકારની ઇચ્છાવાલા ગૃહસ્થની ફરજ છે કે સંયમના નિર્વાહની સગવડ કાયમની કરી આપવી** જ્યારે હીરસૂરિજીને અકબર બાદશાહનું આમંત્રણ આવ્યું, ત્યારે આમેગામના સંઘો વિચારમાં પડ્યા કે હવે કરવું શું? ગુરૂને બાદશાહ પાસે મોકલાય કેમ? આમંત્રણ છૂપાવી રાખ્યા ગુરૂને આમંત્રણ ન પહોંચાડ્યા શાથી? બાદશાહ ગમે એવા પણ મુસ્લીમ વખતે કંઇ કરે તો? જો કે સંઘ જાણે છે કે શ્રી હીરસૂરિજી સમર્થ છે, શક્તિસંપન્ન છે, પ્રભાવક છે, પણ એ બાદશાહનું ભલું કરવા જતાં, એમને કંઇ થાય તો સંઘનું શું થાય? સંઘનો તારક જાય એ કેમ પાલવે? પછી તો એ ગયા છે એ બધું જાણો છો એમની બીજી વાત છે કે તેઓ એક નગરમાં આવ્યા છે

મરણ સમય નિકટ્નો છે બિમારી વધતી ચાલી, અને હીરસૂરિજીએ એમ નક્કી કર્યું કે 'હવે ઔષધની જરૂર ન હોય માટે આજથી ઔષધ બધ ' એ વખતે આખો સઘ પુરૂષ, સ્ત્રી, બાલ બચ્ચા તમામ આવીને સૂરિજીને વિનતી કરી કહેવા લાગ્યા, 'મહારાજ, તમારે શરીરનો ખપ નથી એ અમે જાણીએ છીએ, પણ અમારા ભલા ખાતર કૃપા કરીને ઔષધ લ્યો' સૂરિજીએ કહ્યુ કે, 'એ નહિ બને' સઘે કહ્યુ કે 'તો આજથી અમારે અન્નપાણી બધ છે' સ્ત્રીઓએ કહ્યુ કે, 'અમારે બાલબચ્ચાને ધવરાવના એ બધ છે અમે અહીંથી ઉઠવાના પણ ત્યારે કે જ્યારે આપ ઔષધ લ્યો ' આખરે શ્રી હીરસૂરિજીને ઔષધ લેવુ પડયુ ભગવાન્ શ્રી મહાવીરદેવ તો સર્વજ્ઞ હતા, વીતરાગ હતા ને! જ્યારે ભગવાન્ ઉપર ગોશાળાએ તેજોલેશ્યા મૂકી, ત્યારે છ મહીના સુધી ભગવાનને દસ્તમા લોહી પડયુ, છતા ભગવાન્ ઔષધ લેતા નથી એક સિંહમુની નામના મુનિ રોજ કહે છે કે, 'ભગવાન્! ઔષધ લ્યો' પણ ભગવાન્ લેતા નથી ભગવાન્ પાસે ન ચાલ્યુ એટલે સિંહમુનિ જગલમા જઈને રૂએ છે કે ભગવાન્ ઔષધ લેતા નથી 'સહન કરવુ એ ધર્મ નથી?' એમ આ બધા ન બોલ્યા તમે બધા જ્ઞાનના નિધિઓ, વિદ્વાનો, બોલોને! ભગવાન્ સિંહમુનિને કહે છે, 'આમા કાઇ નથી, છતા જા, અમુક સ્થળેથી અમૂક ઔષધ નિર્દોષ છે તે લઈ આવ' સિંહમુનિની ખાતર ભગવાને પણ ઔષધ લીધુ તમારી શુ ઈચ્છા! સાધુ મરે તો વાધો શુ એમ? ખરેખર એવી ભાવનાઓમા જૈનપણુ નથી



## વ્યાખ્યાન ૧૯ મું

**કહ્યુ તે કરવાનુ કે કર્યું તે?**



દુનિયા જે રીતે મનુષ્ય જીવનની સફળતા કલ્પે છે, તે જાતિની સફળતા જ્ઞાનીઓ કલ્પતા નથી દુનિયાએ એમા સફળતા કલ્પી છે કે રિદ્ધિસિદ્ધિ મળે, મોજ શોખ મળે, અને શાહ તરીકે રહી નામનાથી જઈએ આ મહાપુરૂષો સફળતા જૂદા પ્રકારની કહે છે આ જીવન, આ માનવ જીવન, આ જ્ઞાનીઓએ ભોગનુ સાધન કલ્પ્યુ નથી **ભોગનો વિપાક ભોગવવાનુ સ્થાન નરક છે અને ભોગનો ઉદય ભોગવવાનુ સ્થાન સ્વર્ગ છે** હવે આ મનુષ્ય ગતિની મહત્તા શા માટે? ભોગને અગે જો હોય તો તો દેવગતિમા વધારે ભોગ છે મનુષ્ય લોકની તો દુર્ગંધ ચારસોથી પાચસો જોજન ઉછળે છે દેવલોકની દૃષ્ટિએ આ લોક એટલો ગદો છે, ભોગનીજ મહત્તા રાખવાની હોય તો તો સસારમા ચાર ગતિમા પહેલે નબરે દેવગતિ છે ત્યારે સાબીત થાય છે કે આ ગતિ ભોગને માટે તો નથી એની સાથકના માટે શુ કરવુ જોઇએ? આ જીવનની સાર્થકતા માટે શ્રી તીર્થંકરદેવે કહ્યુ તે કરવાનુ કે કર્યું તે? શ્રી તીર્થંકરદેવ તો લોકોત્તર મનુષ્ય યોનીમા રહ્યા માટે મનુષ્ય પણ એ લોકોત્તર મનુષ્ય એમણે કર્યું તે કરવાની વાત ન થાય એમણે કહ્યુ તે કરવાની વાત હોય આપણે થોડુ જે કરીયે છીયે તે એમની આજ્ઞામા આવી જાય એ જીવન જે રીતે જીવ્યા એ ધર્મ હોય તો આપણે ન ચાલે ભગવાન્ ઘર બારમા રહ્યા તે તમારે કરવુ, અને એમનો ત્યાગ ન કરવો, એમ? શ્રી તીર્થંકરદેવ ચવીને માતાના ગર્ભમા ત્રણ જ્ઞાન સાથે લઇને આવ્યા આપણે શુ લઇને આવ્યા? સભામાથી-'એ' એ પણ કેવા-જેની કિંમત નહિ ખાવુ કેવી રીતે અને

મૂતરવુ કેવી રીતે એ પણ માતાને શીખવાડવુ પડે એ જ્ઞાન, જ્ઞાનની ઢોગીમા છે? આત્માના સાહજીક ગુણ તરીકે એટલુ પણ ચૈતન્ય ન હોય એ કેમ બને? શ્રી તીર્થંકરદેવ ત્રણ જ્ઞાન લઇને આવ્યા, ગર્ભમા રહ્યા, એ બધુએ જુદુ **શ્રી જિનેશ્વરદેવનુ જીવન તો શ્રી જિનેશ્વરજ જીવે. સાગરની ઉપમા સાગર સાથે થાય, તળાવડા સાથે ન થાય** સાગર કેવો તો સાગર જેવો, ભગવાન શ્રી મહાવીરદેવ કેવા, એનો જવાબ ભગવાન શ્રી ઋષભદેવ જેવા ભગવાન્ શ્રી ઋષભદેવ કેવા એનો જવાબ ભગવાન્ શ્રી મહાવીર જેવા અથવા કહો કે ભગવાન્ શ્રી સીમધર સ્વામી જેવા એનુ સામર્થ્ય, એની અપ્રમત્તાવસ્થા, એનુ સયમ એ બધુયે નિરાળુ આપણે માટે તો એની આજ્ઞા એજ આદર્શ જો આપણી સામે એકલુ જીવન ધરવામા આવ્યું હોત તો આજે આપણે ધર્મિજ ન હોત આ દ્વાદશાગીમા ભગવાન્ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ન આપી હોત ને માત્ર શ્રી જિનેશ્વરદેવના જીવનરૂપી આરીસો ધર્યો હોત અને એમ લખ્યુ હોત કે આમ વર્તો એજ મુક્તિએ જાય તો એ જોખનેજ આપણે મુઝાઇ ગયા હોત એનો સયમ, એના દાન, શીલ, તપ, ભાવ, બધુ વિલક્ષણ હોય છે શ્રી મહાવીરે જે દાન, શીલ, તપ, ભાવ કર્યા એને અમુક અશે તમે કરો તે મહાવીરે કર્યું તે કર્યું એમ ન કહેવાય કહ્યુ તે કર્યું એમ કહેવાય જે રીતે પોતે સયમ પાળ્યો તેજ રીતે સયમ પાળવાનુ કહે એ એમ કહે કે 'જેને કેવલજ્ઞાની થવુ હોય-તેણે કેવલજ્ઞાન થાય ત્યા સુધી ભૂમિ ઉપર બેસવુજ નહિ,' તો કોઈ સયમી તથા કેવલજ્ઞાની થતે? ભગવાન્ કરેમિભતે ઉચરે છે ભતે શબ્દ શિવાય બધુ બોલે આજના સાધુપણ એજ કરેમિભતે ઉચ્ચરે છે પણ ભગવાનની જેમ આપણે પણ કરેમિસામાઇય કહીયે તો? એમને માટે પ્રત્યક્ષપણે હવે કોઇ ઉપદેશકની ગરજ નથી તમારે અમારે ગરજ છે જેને જરૂર ન હોય તે તો સ્વયસબુદ્ધ તરીકે વર્તો આપણે તો આજ્ઞા મુજબ વર્તવાનુ આપણે માટે તો આજ્ઞા એજ ધર્મ એમને

ગર્ભથીજ ત્રણ જ્ઞાન હતા અને જાણતા હતા કે આટલા વર્ષ ગૃહસ્થપણુ આટલામે વર્ષે સયમ, આટલામે વર્ષે કેવલ અને આટલામે વર્ષે મોક્ષ એ રીતે એ પરમજ્ઞાનીનુ દષ્ટાંત લઇ આપણે પણ આપણી મુન્છા મૂજબ વર્તવા જઇએ તો ? શ્રી જિનેશ્વર-દેવનુ જીવન એટલુ બધુ અનુપમ છે કે જેની સરખામણી આ દુનિયામા કોઈની સાથે થઇ શકે તેમ નથી મુક્તિ સાધવી હોય તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામા રહેવુ જોઇએ એક પૈસાનુ દાન દેવુ અને લાખોના દેનાર સાથે ઉભા રહેવુ, એ બને ? શ્રી ગણધરદેવ કહે છે તે પણ નિશક સત્ય છે, છતા તેઓએ એમ ન કહ્યુ કે અમે કહીએ છીએ, પણ શ્રી જિનેશ્વરદેવનુ કહેલુ કહીએ છીએ એમજ કહ્યુ ગણધર દેવો, કે સામાન્ય કેવલીઓ કહે પણ કહેલુ તો શ્રી જિનેશ્વરદેવનુ જે ભગવાન્ શ્રી મહાવીરે કહ્યુ તેજ વસ્તુ અનતાજ્ઞાનીએ કહી લાલને પૃચ્છુ-પુણીયા શ્રાવકનુ દાન ભગ-વાન જેવુ ખરૂ ? પુણીયાનુ દાન ભગવાન જેવું નહિ બાકી વિધિ પૂર્વક થાય તો પુણીયાનુ, તમારૂ અને નાના બાળકનુ એ દાન ભગવાનની આજ્ઞા મુજબનુ ખરૂ એ દાન ભગવાન મહાવીરના દાનને ન પહોચે આપણે તો આજ્ઞા એજ આદશ, એજ અવ લબન **મોટા કરે તે કરવુ એવી ઘેલછાનો પ્રચાર કરશો તો પાયમાલી થશે**

એક ખેડુત હતો એણે એક નોકર રાખ્યો નોકરે પૂછ્યુ કે 'મારે કરવુ શુ ?' ખેડુત કહે કે 'હુ કરૂ એમ તારે કરવુ ' નોકરે ગાઠ વાળી કે એ કરે તેમ કરવુ બન્ને જણા માથે પાણીનો ઘડો મૂકી ખેતી કરવા ચા લ્યા આગળ જતા અચાનક કઇ કબરાવાથી ખેડુતના માથેથી ઘડો નીચે પડી ગયો નોકરે પણ ફેકી દીધો, કારણ કે કરે એમ કરવુ રહ્યુ ખેડુતે પૂછ્યુ, 'તે ઘડો કેમ ફેકયો ?' નોકરે તો નિર્ણય કર્યો હતો કે કરે તેમજ કરવાનુ અને બોલે તેમજ બોલવાનુ, એટલે નોકરે પણ પૂછ્યુ, 'તે કેમ ફેકયો ?' ખેડુતે ગાળ દીધી નોકરે ગાળ દીધી ખેડુતે માર્યો, નોકરે માર્યો, થઇ ઝપાઝપી. ખેડુત તો ગભરાયો કે આ અલમસ્ત મારો પ્રાણ લેશે

ગમાર છે પેલો મોટો માણસ બોલે ત્યારે થાય, કે જરૂર, એણે મારામા કાઇક ખામી જોઈ હશે, નહિ તો એ બોલે નહિ દુનિયાના અર્થકામના સેવકોને પણ આ રીતિ અંગીકાર કરવી પડે છે ઓફીસમા પરસ્પર ગમે તેટલુ બોલે, કે કેમ કામ કરતો નથી, તો એની અસર ન થાય પણ ઓફીસર આવે, એ બોલે પણ નહિ, જરા આંખજ ફેરવે કે ટપ નીચી મુંડીએ કામ કરવા મંડી પડે સમજે છે કે ગોદો મારવો ઓફીસરના હાથમા છે **વચન પરથી વ્યક્તિની કિંમત આંકવાની જૈનશાસનમા નથી કહી** પારધિની ક્રિયા કેવી? પારધિ શરૂઆતમા તો ઉદાર બની જાય, જાળ બીછાવી, અનાજ નાખી, પક્ષીઓને ભોજન કરવા આમંત્રે એવુ અનાજ નાખે કે પક્ષીઓ ખાવા ચાહે એક પછી એક, પછી એક, એમ આવી આવીને બેસેજ જાય એની સાવચેતી એટલી બધી કે જરા અવાજ ન થાય ઉમદા ઇર્યાસમિતિ પાળે સામેથી કોઇને આવતો જૂએ તોએ એ બોલે નહિ આડા હાથ ધરે જાણે મહાદયાળુ, પક્ષીને ત્રાસ ન થાય, ભોજનમા અંતરાય ન થાય પેલો આવનારો પૂછે કે આ છે કોણ, જે ધીમે ધીમે ચાલે છે, બોલતો પણ નથી, હાથના ઇસારાથીજ વાતો કરે છે? એ વખતે જો કોઈ એને એમ કહે કે એ શાહુકાર છે તો તો ઠીક પણ કોઇ એમ કહે કે પારધિ છે, તો એ શુ કરે? એવો મોટો અવાજ કરે કે એકે એક પક્ષી ઉડી જાય અનાજ નાખીને દયાળુ પણ ન કરે એટલા પ્રમાણમા પશુરક્ષા, આ પારધિ કરતો હતો દયાળુ તો અનાજ નાખી ચાલ્યો જાય, પણ આ પારધિ તો આગળ વધે કારણ કે એને તો થોડુ અનાજ નાખી તમામ પક્ષી ખાઇ જવા છે આ ક્રિયા સારી કે નરસી? અહીં મધ્યસ્થ બનો? ગમે તોયે અનાજ નાખવાની ઉદારતા કરીને? એની દેખાતી ઉદારતા, દેખાતી રક્ષાની પ્રવૃત્તિ એ બધી હિંસાની પ્રવૃત્તિ છે ક્રિયા કે વચનના આધારે ભૂલ્યા તો પરિણામ ખરાબ આવશે **પહેલી પરીક્ષા વ્યક્તિની –પુરૂષની, પછી એની ક્રિયાનો આદર** શાહુકારની પેઢીનો

સામાન્યમા સામાન્ય દસ રૂપીઆનો નોકર તમારે ત્યા આવે અને એ શેઠની ચીઠ્ઠી આપે તો પચાસ હજારનો ચેક ફાડી આપો, પણ શાખ વગરની પેઢીનો માલીક પોતે આવે તોયે પ્રથમ તો ચોખ્ખી નાજ કહો કદાચ એની શરમ પડે, એ માણસ કઇંક કામનો હોય તો તમે કહી ઘો કે આજે તીજોરીમા રૂપીયા નથી **વ્યવહાર પણ વચનના નામે નથી ચાલતો પણ વ્યક્તિના નામે ચાલે છે 'पुरुष विश्वासे वचनविश्वास.'** ગખનારો કદી ભૂલો પડે નહિ સજ્જનના કરતા દુર્જનના વચનો વધારે મીઠા હોય છે દુર્જનની જીભમા મધુ, અને હૃદયમા હળાહળ ઝેર હોય છે સજ્જનને જ્યારે હૃદયમા મધુ અને કદાચ જીભમા કઠીનતા લાવવી પડે છે છોકરૂ ગમે તેવું તરફડે, રોતુ કકળતુ હોય તોયે મા, છાતી ઉપર પગ મૂકી દવા પાય પાડોશણો આવીને કહે, કે બાઇ, આ શું કરે છે? 'આમ તે દવા પવાતી હશે?' મા કહે છે કે, 'તમે તમારે ઘેર જાઓ એની મા હુ છુ' એ વખતે ચાર ડાહ્યા ઉભા હોય તે કહે કે એ એની મા છે મા બીજુ કઇ પાય નહિ એ પાતી હશે એમા બાળકનુ હિત હશે વચનના વિશ્વાસે ઠગાવાની નીતિ બાધવી નહિ શ્રી અભયકુમાર વેશ્યાથી ઠગાયા, એ કેવી રીતે? વેશ્યા, શ્રાવિકા બનીને આવી હતી, એટલે એ ઠગાયા કહેવાયજ નહિ વેશ્યાએ એમ કહ્યુ હતું કે, 'હુ જિનેશ્વરદેવની શ્રાવિકા છુ, સયમની ભાવનાવાળી છુ, તીર્થ યાત્રાએ હાલ ફરૂ છુ' શ્રી અભયકુમાર આ ધર્મના નામે ઠગાયા હતા જે રાજાએ વેશ્યાને આ આજ્ઞા કરી હતી એણે પણ જ્યારે આ વાત જાણી ત્યારે કહ્યુ કે, 'આ સુકૃત નથી' વેશ્યાને કહ્યુ કે, 'તારા બુધ્ધિબળથી નથી લાવી, પણ તે ધર્મના બ્હાને ઠગ્યો છે' આ આદમી આવું બોલે છે માટે આવોજ હોવો જોઇએ એમ એકાત નથી સારૂ બોલનારો ખોટો પણ હોય સ્નેહી આવીને લાત મારે તોય મારી લાગે પણ દુશ્મન 'પધારો' કહે તોય સમજવાનુ કે ત્યા ખાડો તો નહિ હોય! શ્રી જિનેશ્વરદેવ રાગાદિ શત્રુ ઉપર જય મેળવી ચૂકયા છે, એટલે આપણે માટે તો એમણે જે

કહ્યુ તે ધર્મ **પુરૂષની પ્રમાણિકતા પર વચનની પ્રામાણિકતા છે.** આપણે તો દરેક ક્રિયામા એમની આના જોવાની શ્રી જિનેશ્વરદેવે તીર્થસ્થાપનાની સ્થિતિ કયારે રાખી? કેવળ જ્ઞાન પછી પણ પહેલા નહિ કેવળજ્ઞાન ન પામ્યા હોય ત્યા સુધી, મહાસમર્થ, જ્ઞાની ખરા, પણ જ્ઞાન કેટલુ? કેવલજ્ઞાનની અપેક્ષાએ ચાર જ્ઞાન બિંદુ જેવા છે તીર્થ સ્થાપના કેવલજ્ઞાન બાદ, પણ પહેલા નહિ તીર્થકરનામકર્મનો સાચો વિપાક પણ કેવલજ્ઞાન પછી, પહેલા નહિ પહેલા પણ ઈંદ્રો આવે, સેવા, મહોત્સવ કરી જાય, પણ પછી જે જાતના ઠરે તે જાતના નહિ, કેવલજ્ઞાન પછી તો દેવતાઓ, ભગવાનને જમીન પર પગ પણ માડવા ન દે આગળ સુવર્ણકમળ ગોઠવેજ જાય એ સાહ્યબી વીતરાગ થયા વિના પચે નહિ તીર્થકર નામ કર્મના વિપાકનો ઉદય કેવલજ્ઞાન પછી કેવલજ્ઞાન પછીના રૂપ, રગ, સાહ્યબી બધાએ નિરાળા શ્રી હેમચદ્રસૂરીશ્વરજી કહે છે, 'ભગવાન્ તારી નિર્ગ્રથતા, અને તારી ચક્રવર્તિતા બેય જબરી આ બેયના યોગ શી રીતે? આ બેયને પચાવવા જેટલી તારામા યોગ્યતા છે આ બધી વસ્તુ કેવલ જનતાના લાભને માટે નીવડવાની છે'

## આલબન વિનાનો ધર્મ કેટલો?

શાસ્ત્રના પાચ પ્રકારની ક્ષમા કહી છે ૧ અપકાર ક્ષમા ૨ ઉપકાર ક્ષમા ૪ વચન ક્ષમા ૫ લોકોત્તર ક્ષમા ૧ અપકાર ક્ષમા–પોલીસના અમલદારે કે કોઈ મોટા માણસે, ઠોસો માર્યો અગર તમારૂ અપમાન કર્યું, એ વખતે તમને વિચાર થાય છે કે, 'જો ગુસ્સો કર્યો તો બીજી બે પડશે, માટે ક્ષમા રાખવી અહી જો કાણુ ગુમાવીશ તો ફજેતી થશે' આ ક્ષમા એ અપકારની ભીતિથી ક્ષમા છે આ સ્થિતિમા આત્માએ કષાયને રોકયો, અને ક્ષમા આવી આ ક્ષમા તો તમે જન્મથીજ શીખીને

આ ક્ષમા તો તમે જન્મથીજ શીખીને આવ્યા છો જો તમારી બુદ્ધિ બહેર મારી ગઈ હોય, અને આગળ પાછળ જોયા વગર વાણુ ગુમાવો તે વાત જૂદી બાકી આ ક્ષમા શીખવવી પડે તેવી નથી ૨ ઉપકાર ક્ષમા-કોઈએ તમારો ઉપકાર કર્યો હોય, એણે તમને કોઈ વખત ચાર શબ્દ કડ્વા કહ્યા, તે વખતે ગમ ખાઓ કે 'ગમે તેવો તોયે એ ઉપકારી છે' આ ક્ષમા વધી ગઇ આની માત્રા ખૂબ વધી અપકાર ક્ષમામા કેવળ સ્વાર્થ અહી ઉપકારી પ્રત્યે કૃતજ્ઞતા ૩ વિપાક ક્ષમા-કષાય કરીએ તો પરલોક બગડે શાસ્ત્ર કહે છે કે કષાયથી દુર્ગતિ થાય માટે ગમે તે પ્રસગે કષાયને રોકવો તે વિપાકક્ષમા ૪ વચનક્ષમા-શ્રી જીનેશ્વરદેવ કહી ગયા છે કે કષાય કરવો જોઇએ નહિ ગમે તેમ થાય પણ અપ્રશસ્ત કષાય કરવો નહિ વિપાકક્ષમામા પણ આજ્ઞા ખરી, આજ્ઞા ખપે, છતા અહી તેની માત્રા વધી ગઈ ૫ લોકોત્તર ક્ષમા-વિચાર કર્યા વગર સહજપણે ક્ષમા એમની એમ બનીજ રહે એ લોકોત્તરક્ષમા ગુસ્સાના પ્રસગે પણ ગુસ્સો ન આવે કોઈ કહે કે-શાસ્ત્રનો વિચાર કર્યા વિના હુ લોકોત્ત ક્ષમા રાખુ તો? જ્ઞાની કહે કે તુ ગાડો છે લોકોત્તરક્ષમામા તો આત્માનો એવો અભ્યાસજ હોય કે એ આત્માને કષાય સ્પર્શે પણ નહિ શ્રી જિનેશ્વરદેવ કહે છે કે આલબન વિના ન ચાલે શાસ્ત્રે વિધિ બાધી છે કે ગુરૂ અહી કોશ દૂર હોય તો પણ શકિત સપન્ન શ્રાવકે આવશ્યક કરવા ત્યા જવુ જોઇએ એકાતની મજા ઓર છે, છતા આમ કેમ છે? તો કે એકાતે બેસવાની હજી વાર છે, જ્યા સુધી આ મા આલબનના આધારે જીવી શકે છે, ત્યા સુધી આલબન મૂકી દેવુ એ આત્માને ખાડામા ગબડાવવા જેવુ છે સાતમે ગુણુઠાણે આલબન નહિ પણ ત્યા સમય કેટલો? આલબન વગરનું જીવન વધારે નહિ, ફકત અતર્મુહૂર્તજ હોય માટે આલબનને આગળ કરીને ચાલવુ એજ ધર્મ છે

<u>બગીચા સાથે બાથ ન ભીડો.</u>

તમે વર્ષો સુધી પુસ્તકો ઘણા વાચ્યા, લાબી, ચોડી, ડાહી

ડાહી વાતો કરી, છતાંયે આત્મા, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામાં સ્થિર ન થાય તો મહેનત નિષ્ફળ આડા અવળા ફાંફાં મારવાનું રહેવા દઈ, જ્યાં ત્યાં સમજીએ છીએ, એ દેખાડવાનું કાઢી નાખો 'અમે પણ કાંઈ' એ ભૂલી જાઓ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા આગળ મસ્તક નમાવતા શરમ કેમ થાય છે? વર્તાય એટલું વર્તો, ન વર્તાય તો વર્તે એને હાથ જોડો, અને ભવિષ્યમાં વર્ત વાની ઉમેદ રાખો તોએ આ જીવનમાં ઘણું પામ્યા એમ મનાય આજ્ઞાનો અમલ કરવાની તો તાકાત નથી, તે પહેલાં કર્યું એમ કરવાની વાતો કરો છો? **બળીયા સાથે બાથ ભીડીએ તો મરીએ નહિ તો માંદા તો જરૂર પડીએ**, તો કરતાં હોઈએ તેમાંથી પણ ખસી જઈએ! માટે હવે હાથ જોડીને કહો કે મારે તો તારૂં વચન પ્રમાણ તું કહે તે ખરૂં તમારી જેટલી બુદ્ધિ, તર્ક શક્તિ હોય એટલી ત્યાં વાપરજો એની વિરૂદ્ધમાં એક અંશ પણ વાપરતા નહિ આનું નામ તે સમ્યક્ત્વ જયરાજાની પરીક્ષા કરવા મુનિવેષે દેવ આવ્યો છે રાજા મુનિને મહાજ્ઞાની સમજે છે નિગોદાદિ વસ્તુનું સ્વરૂપ આવ્યું ત્યારે પેલા દેવમુનિએ કહ્યું કે, 'ભગવાને બધાં તત્ત્વો તો સાચાં કહ્યાં છે, પણ કેટલીક વાત બુદ્ધિમાં ઉતરે એમ નથી જેવી કે નિગોદ વિગેરે' એ વખતે જયરાજાએ તમામ દલીલો કરી છતાં જ્યારે મુનિએ ન માન્યું, ત્યારે જયરાજાએ કહી દીધું કે, 'હવે આપણો મેળ નહિ મળે' ગુરૂ તારક ખરા, ઉદ્ધારક ખરા, પણ ક્યાં સુધી? આજ્ઞામાં હોય ત્યાં સુધી મતિકલ્પના આવી એટલે નહિ એમણે કર્યું એ કરવાની તાકાત આપણામાં નથી આપણે તો એમણે બતાવ્યું એ કરવાનું એમણે એમ કહ્યું હોત કે જે રીતિએ મે કર્યું એમ કરે તો જ મુક્તિ મળે, તો શું થાત? શ્રી જિનેશ્વરદેવનું જીવન તો જે જિનેશ્વર થાય તેજ જીવી શકે શ્રી જિનેશ્વરદેવના સમવસરણમાં કેવલજ્ઞાની હોય પણ એ કહે શું? શ્રી જિનેશ્વરે કહ્યું તે જ્ઞાન સરખું છે છતાં એ માને કે અમે એની નિશ્રાએ કેવલજ્ઞાન પામ્યા, માટે એમણે કહ્યું તેજ અમે કહીએ. એ કેવલજ્ઞાનીઓ પણ શ્રી તીર્થંકરની દેશના વખતે બાર પર્ષદા

માની એક એમની પર્ષદામા બેસે કેવલજ્ઞાનીને હવે સાભળવાનુ શુ ? છતા જાય ને બેને અરે ગણધર, એ તો છદ્મસ્થ, એ બેસે ત્યારે પણ પર્ષદામાથી કેવલજ્ઞાની ઉઠે નહિ આવો કલ્પ છે

## હુ અને અમે ભૂલી જાઓ

શાસનના સસ્થાપક કોણ ? શ્રી તીર્થ કર દેવ આપણે કોણ ? એમની આજ્ઞામા રહી તેના આરાધનદ્વારા મુક્તિના અર્થી જેની નિશ્રામા રહે, જેના શાસનમા રહે એની આજ્ઞામા રહેવામા વાધો ? મત્રી બધુ કરે, ભલે કુલ સત્તા એની, રાજાના નામના લખાણુ પણ એ કરે, પણ મ્હોર છાપ કોની ? હુકમ કોનો ? ફરમાન કોનું ? નાનામા નાના આદમીને પકડવો હોય તોય હુકમ રાજાનો મરેલાના નામની પેઢીમા પણ જમા ઉધાર કોનુ ? નોકર એમ કહે કે હુ શેઠ અને રકમ પોતાના નામપર જમા ઉધાર કરે તો બેડી કે બીજુ કાઈ ! આપણે તો એમની આજ્ઞાના નામ નીચે રહેવાનું એ રીતે આજ્ઞાની તન્મયતા ન હોત તો જૈનશાસનની પણ ઈતરદર્શન જેવી દશા થઈ હોત જૈનશાસનના પરમ પ્રભાવક શ્રી હરિભદ્રસૂરિ જો ધારે તો પોતાના વિચાર દર્શાવી શકે છદ્મસ્થબુદ્ધિને લીધે વિચાર ભેદ તો થાય એક વખત શ્રી હરિભદ્રસૂરિને પણ કોઇ એક બાબતમા વિચારભેદ થયો એમના ગુરૂ પણ એમના વિચારને સમ્મત વયા છતા હરિભદ્રસૂરિ લખે છે કે, 'અમને આ વિચાર થયો, એમા અમારા ગુરૂ સમ્મત છે પણ ગભીર બુદ્ધિને ધરનારા ભાષ્યકાર મહર્ષિ સાથે એ વિચારમા વિરોધ હોવાથી અમે મૌન રહીયે છીયે ક્યા તે અને ક્યા અમે ! આજ તો 'અમે પત્રુ કાક' છીએ એવુ કહેનાર પાકયા છે 'હુ' અને 'અમે' માનનારાને શ્રી જિનેશ્વરદેવના શાસનમા સ્થાન નથી 'હુ' અને 'અમે' ભૂલી જાઓ જમાલિ, ભગવાનની પરિષદમા પોતાની વાત સાબિત કરવા આવે છે હજી ભગવાન તો બોલ્યાએ નથી ત્યાજ ગણધર દેવ ગૌતમસ્વામીએ એમને પૂછયું અને બોલતા બધ કર્યા, તોય બહાર નીકળી 'હુ સર્વજ્ઞ, હુ સર્વજ્ઞ'ની કાંડી પીટવા લાગ્યા તેજ વખતે ભગવાનના સાધુ સમુદાયે અને શ્રાવક સમુદાયે નક્કી કર્યું કે 'આ સઘ બહાર'

જમાલિ કોણ? ભગવાન મહાવીરનો ભાણેજ, જમાઇ, અને પાચસે ગીતાર્થ શિષ્યોનો ગુરુ પાચસેને સયમમા ઝીલાવનારો, મુક્તિના માર્ગે વાળનારો એ પાચસેએ કહ્યુ કે 'હવે તમે ગુરુ નહિ ઉપકાર ખરો પણ હૈયામા, હવે બહાર નહિ' આ શાસનમા 'હુ' ને 'અમે' એ નહિ ચાલે 'તમે' અને 'હુ' કોણ? અમે બોલતા શીખ્યા એ કોના પ્રતાપે? આ આગમ ન હોત તો અમે શુ બોલત? આ પામ્યા આગમથી અને એમા એ 'અમે'? તમને આગલનુ દેખાય નહિ, પાછળનુ દેખાય નહિ, તમે ક્યાથી આવ્યા? કઈ દુનિયાથી? **તમે જો શ્રી મહાવીરદેવના સાચા દીકરા બનવા માગતા હો તો કબૂલાત કરો કે આજથી એમની આજ્ઞા પ્રમાણ** અમારી બુદ્ધિમા ન ઉતરે તોએ એ તો સત્યજ આ શિર બીજે ન ઝૂકે યુદ્ધમા બધાય સૈનિકને સેનાધિપતિનો હુકમ માનવોજ પડે પાછળ હઠવાનુ કહે તો હઠવુજ પડે સૈનિકને વ્યાજબી ન લાગે તોયે હઠવુ જ પડે સૈનિકની બુદ્ધિ ત્યા ન ચાલે વિશ્વાસ નહોતો તો સેનાધિપતિ કબૂલ કરવો નહોતો પણ નક્કી થઈ ગયા પછી તો એનોજ હુકમ માનવો પડે માટેજ રાજાઓ જય મેળવે છે જો બધાય સૈનિકો સેનાધિપતિ બની જાય તો નાશ થાય તમારે ને અમારે જ્યા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા આવે ત્યા 'અમારા વિચાર' એ વાત આઘી મૂકી જૈન બનવા માટે આટલી યોગ્યતા તો જોઈએજ **આજ્ઞા એટલે અનત જ્ઞાનીની દૃષ્ટિનો નિષ્કર્ષ અને એજ ધર્મ** 'સ્વામિને માનીયે છીયે' એમ કહેવુ અને વર્તવુ મરજી મૂજબ એ ન ચાલે

## સયમ બતાવનાર નિર્દય કે દયાળુ?

મનુષ્ય જીવનની સફળતા માટે, શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રને અપૂર્વ પ્રેમથી સાભળો, સાભળીને એક એક વચન ઉપર તન્મય બનો અને પછી આત્માને સયમમા જતતો કરો તમે જૈન છો ને? કહો, તમે સફળતા શામા માની? આની સાથે વિરોધ હોય તો વ્યક્ત કરો આ વસ્તુ મનાય, જચી જાય, હૈયામા ઓતપ્રોત

થાય તો કોઈની તાકાત નથી કે પરિવર્તન કરી શકે 'હાજીયા' ન બનો, વિચારો, એકાંતમા આત્માની સાથે ધર્મચર્ચા કરો તોજ જૈનશાસનનો લાભ ઉઠાવી શકશો 'મારા ઘર અને મારા બાર' એમા ને એમા રોકાઇ રહ્યે આ લાભ નહિ મળે શ્રી મહાવીરદેવના શાસનનો લાભ ત્યો મહાપુણ્યશાળીતે પામ્યા છો તે સાર્થક કરો, નહિ તો પામેલ તે નહિ પામ્યા જેવુ બનશે શ્રી જિનેશ્વરદેવને તમારૂ જીવન બગડવાની ભાવના નથી એ તો તમારી દયા માટે કહે છે સયમ કહેનારને નિર્દયતા નહોતી સયમ એ નિર્દયનો ઉપદેશ શેલો ધર્મ કે દયાળુનો? તમે નાના છોકરાને નિશાળે મૂકો, નાના સાત વરસના બાળકને નિશાળે મૂકો એ દયાથી કે નિર્દયતાથી? છોકરો મનમા ગાળો દે, તીરસ્કાર આપે, એને ત્રાસ થાય, એ માને કે મારી જીદગીનો આનદ લુટી લે છે મારી સામે મોટો રાક્ષસ બેસાડયો માસ્તર એ રાક્ષસ લાગે એકડો ઘુટતાએ માસ્તરને ગાળો દે, પાટીમા રમકડા કાઢે અને વળી માસ્તર જૂએ ત્યારે ગાળો દઈ રમકડા ભૂસી એકડો કાઢે આ માબાપના હૃદયમા દયા ખરી કે નહિ? ત્યા કેમ દયા નથી આવતી? મા બાપ શુ કહે? કેમ કોઈ બોલતુ નથી? બોલો તો ફસી જાઓને! ભાગ્યશાળી! જૈન શાસનમા ફસી જવાય એ દુર્બુદ્ધિ કોણે જગાડી? શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના અમલને ફસી જવાનુ ઉપનામ કોણે આપ્યુ? જૈનકુલમા જન્મેલા, જૈન સાધુના આચાર, વિચાર, ક્રિયા જાણવા છતા, ફસી જવાય, એવુ શાથી લાગે છે? એમ કેમ કહો છો, કે અહીં ભોળાઓ હોય તે ફસે? શોધો કે ભોળાએ ફસે કયા? લાડુ, પૈસો, મોજશોખ હોય ત્યાને? અહીં ફસવાની સામગ્રી કઇ? જ્યા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના મૂળમાજ ત્યાગ ત્યા ફસવાની વાત શી રીતે માની?

## મારાપણુ શેમા માન્યુ?

તમે ફલાણા, અમૂકજ બાપના દીકરા છો એ તમે કયા જ્ઞાનથી જાણ્યું? તમે કહો છો ને કે અમે અમૂકજ બાપના દીકરા? તમે અમૂકજ બાપથી ઉત્પન્ન થયા છો એવુ કયા જ્ઞા

નથી જાણ્યું ? સભામાંથી ઉત્તર મળ્યો કે કહેવાથી અગમર કહેવાથીને ? જોવાથી તો નહિને ? અહીં આગમને કહેવા ઉપરથી ન માનો જાતપર વિશ્વાસ, દુનિયાના સ્વાર્થી સંબંધીઓ ઉપર વિશ્વાસ, એટલોએ અહીં વિશ્વાસ નહિ ? મા, બાપ, અને બેન, વિગેરે સંબંધી ઉપર કોઈ આક્ષેપ કરે, તમને લાગે કે એ આક્ષેપ સંભવિત છે તોએ લડવા ઉભા થઇ જાઓ કહી દ્યો 'કે જા, જા, ગમાર' અને તમારા સાધુ ઉપર ગમે તેવા આક્ષેપ કરે તો તમે કહી દ્યો કે 'કાંક હશે' ધન્ય તમારા જૈનપણાને ! ધન્ય તમારી ધર્મિપણાની ભાવનાને ! ! ધન્ય તમારી બુદ્ધિને ! ! ! શ્રેણિક મહારાજાને દેવતાએ માછલાં મારતો મુનિ બતાવ્યો શ્રેણિકને એ જોઇ આઘાત થાય છે વિચારે છે કે, આ લિંગને લજાવે છે શ્રેણિક કહે છે-'આ શું ? પેલો કહે છે કે-'મહાવીરના બધાએ મુનિઓ આવા છે' શ્રેણિક કહે છે કે-'જે મહાવીરનો શ્રાવક ન હોય એની પાસે એવી વાતો કરજે તારા જેવા કોઈ પતિતોને જોઉં તો પણ મહાવીરના બધા મુનિને આવા માનું નહિ વેષ મૂકી દે' તમને આ છે ? તમને મારાપણું છે ? મારા પ્રભુ ! મારા ગુરૂ ! મારૂં શાસન ! આ કાંઇ છે ? તમને તો, બંગલો, બગીચો, બાયડી, છોકરા, પેઢી, હવેલી, આ બધા મારા, એમાં કાંકરો પડે તો ધમપછાડા કરો અહીંનો કશોયે વાંધો નહિ અહીં તો એમ કહો કે, 'ઠીક થાય છે ! તોજ ઠેકાણે આવશે !' આજે દુનિયાના ચોગાનપર જેટલી મશ્કરી આ દેવ, ગુરૂ, ધર્મ, આગમની, તમારે જોતે જોતે થઈ રહી છે, એટલી મશ્કરી તમારી જાતની થાય તો શું કરો ? જ્યાં મહેવાનું, ત્યાં ધમાધમ અને જ્યાં ફરજ, નહિ સહેવાનું ત્યાં ઉપેક્ષા ? દુનિઆમાં હજારો આદમીઓ હિંસા કરી રહ્યા છે, ચોર, લુચ્ચાઓનો તોટો નથી, આ બધાની તમને દયા નથી આવતી ? માત્ર પાંચ મહાવ્રતધારીનીજ દયા આવે છે ! તમારી દયા જૂદી ? કોઈ દાન દે ત્યાં દયા કે બીચારાની કોથળી ખાલી થઈ જાય છે કોઈ શીલ પાળે તો કહે કે આ યુવાની, આ ભોગ સામગ્રી એમાં વળી

ત્યાગ શા? વીસમી સદીમા ઓઘા કેવા? વીસમી સદીમા તો હવાઈ વિમાનમા ઉડવાનુ! ઓઘા લેવા એ તો ભયકર ગુન્હો! હુ કહુ છુ કે હવાઈ વિમાન તો એવા ભયકર છે કે બેઠા પછી જીવતા આવ્યા તો ભાગ્યવાન્ એવા જીવનના સોદા ન ખેલો. ચાર મિનીટની મોજ ખાતર જીવનના સોદા ન ખેલાય જો તમને ટાઈમ મળે, સમય હોય તો આ આજ્ઞા આગળ મૂકો ન મૂકાય તો પ્રપચજાળમા ન મૂકો શાતિ કયે સમયે? દુન્યવી પદાર્થોના નાશ સમયે, શરીરના નાશ સમયે કે ધર્મના નાશ સમયે? સાસારિક હાનિ વખતે એ શાતિ નહિ, માત્ર શાસન માટે ગમે તે થાય ત્યા શાતિ!!! શ્રી જિનેશ્વરદેવના શાસનમા મુક્તિ કોણે મેળવી? આવી શાતિ રાખનારાઓએ એમ? કદીજ નહિ

## ધર્મ સામે ઝેર ન વરસાવો

**ભગવાન્ શ્રી મહાવીરદેવનુ શાસન છે ત્યા સુધી મદિરો અને ઉપાશ્રયો પણ જીવતા રહેવાના છે** જે પાપાત્માઓ આ બે ચીજને બરબાદ કરવા માગે છે તેમની પોતાની જીદગીઓ બરબાદ કરે છે એમને વધાવનારાઓ પણ પોતાના જીવનને પાયમાલ કરે છે સસારસાગરને તરવાના આ તો બદરો છે આખે ઘી અમી વરને તો વરસાવો અને ઝેર વરને તો બહાર જઈને કાઢો આધિ, વ્યાધિ અને ઉપાધિથી ઠરવાના આ તો મોઘા સરોવરો છે પીવાય તો પીઓ, ન પીવાય તો પાડાની જેમ ન ડહોળો બીજાને પીવા દ્યો ન છાજતા ઉદ્ગારો કાઢી જૈનત્વને, માનવજીવનને વેડરી ન નાખો આ બે સ્થાનો તો તેવાજ રહેવાના છે આ બે સ્થાનોમા જે પવિત્રતા છે તે બીજે ક્યાઈ નથી શ્રી જિનેશ્વરદેવની વાણીનો પ્રભાવ અજબ છે ધમાલ કરવાના ઈરાદે આવેલા પણ પ્રભુની વાણીના પ્રતાપે શાત થઈ સાભળે છે ગમે તેવા ઈરાદે આવે પણ આ વાણીના પ્રભાવે તેમનો અતરાત્મા પોકારે છે કે ધમાલ ન થાય શ્રી જિનેશ્વર દેવની દેશનામા પાખડી પણ ડોલતા હતા શ્રી જિનેશ્વરદેવની વાણીનો બોલનાર નિર્ભય છે એના પરના અનેકાનેક આક્રમણો

એની મેળેજ નાશ પામે છે અનેકાનેક ભયના વાદળ આપોઆપ વીખરાઈ જાય છે, અને કદાચ અમે ભયમા સપડાઈએ તો એ પરવા નથી વિરોધીઓ, અહીં આવનારાઓ, અમારે માટે, અમારી જાતને માટે, એમને ફાવે તેવા ગપ્પા ઉડાવે, કલંકો મૂકે, ગાળો દે, એની અમને પરવા નથી અમે શુદ્ધ હઈશુ તો અમારી જીવનનૌકા મજેથી તરી જશે સંસારસાગર તરી સહેલાઈથી મોક્ષે પહોચીશુ અમારે તો એ કર્મક્ષયમા સહાયક છે, પણ જો અમા રામા મહી પોલ હશે તો દુનિયા પૂજે તોય ખાડો તૈયાર છે **જે પાપાત્માઓ સંયમની સામે કાદવ ઉછાળે છે તેઓ નેજ કાદવ ચોટવાનો છે** હવે મારે મર્મ ખોલીને બોલવું પડે છે રસ્તાના લેભાગુ મરજીમા આવે તેમ બોલી જાય ત્યા તમે ન ઓકો અહીં પણ આજ્ઞા ન દેખાય તો મને મૂકી ચાલતા થજો તમને લાગે કે ભગવાનના શાસનને ઘટતુ છે તો સાભળજો નહિ તો કહી દેજો કે અમે સાભળવા તૈયાર નથી જૈન શાસનના કુળદીપકો! જરા સમજો

## બાહ્ય સંયોગો શુ કામ કરે છે?

શ્રી શ્રેણિક મહારાજ શ્રી અરિહંતદેવના, અરિહંતપદના આરાધક, અરિહંતના ગુણને જ્યા દેખે ત્યાથી લેતા એ રાજા ભગવાન્ શ્રી મહાવીરને ચતુરંગી સેના સાથે વંદન કરવા જાય છે રસ્તામા પ્રસન્નચંદ્રરાજર્ષિને ધ્યાનસ્થ ઉભેલા જોયા પ્રસન્નચંદ્રરાજર્ષિ સૂર્ય સામે દૃષ્ટિ કરી ઉભા છે એક પગ ઉંચો છે, એક પગ નીચે છે, ગ્રીષ્મ ઋતુ છે, મધ્યાહ્નકાળ છે, પરસેવો નીતરી રહ્યો છે, ધ્યાનમગ્ન છે ચતુરંગી સેના આગળ બે ચોપદાર છે શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી ગુણ પ્રમાણે એમને નામ આપે છે સુમુખ અને દુર્મુખ જૈન શાસનમા વસ્તુને જેવી હોય તેવીજ ઓળખાવાય છે એ શાસન એવુ અનુપમ છે જો તમે મનન કરશો તો અત્યારે દુનિયામા જેટલી વાતો ચર્ચાઈ રહી છે એટલી આ કથામાથી નીકળશે સુમુખ ખોટામા ન ઉભો રહે બોલવુ પડે તો સાચુ, સારૂ ને કલ્યાણકારી બોલે દુર્મુખથી રહેવાય? એ

ઓ યો, 'મુનિને જોયા ?' સુમુખે કહ્યુ, 'ધન્ય છે ! કેવુ તપ ! કેવો ત્યાગ ! કેવુ ધ્યાન !' દુર્મુખ ઉચ્ચર્યો કે 'ધિક્કાર છે એને ! ધૂળમા પડ્યુ એનુ તપ ! આની પ્રશંસા શી ? દૂધ પીતા બાળકને ગાદી પર મૂકી આ ભાગ્યબંધ ચાલી નીકળ્યા, અને એના મંત્રીશ્વરો પેલા નાના બાળકની ઘાત કરવાની તૈયારીમા છે આ તો વંશનો નાશક !' તમે જાણો છો ? આમને દીક્ષા આપનાર કોણ ? ભગવાન્ શ્રી મહાવીરદેવ, શ્રી મહાવીરે જેને દીક્ષા આપી એની પરીક્ષા કરનાર ઉભો થયો ખરો ! કોણ ? દુર્મુખ દુર્મુખે ભાંગરો વાટ્યો પરિણામ વિપરીત આવ્યુ સુમુખ કહેવા લાગ્યો પણ દુર્મુખ સાંભળે શાનો ? આજના આત્માઓ પણ સાંભળે જ નહિ દુર્મુખના શબ્દો પ્રસન્નચંદ્ર રાજર્ષિના કાનમા ગયા બહારનુ આલંબન પણ કેવુ પરિણામ લાવે છે એનુ આ દૃષ્ટાંત છે પ્રસન્નચંદ્ર રાજર્ષિ, દુર્મુખના વચનોથી શુ વિચારે છે ? વીરના હાથે દીક્ષિત, તદ્ભવ મુક્તિગામી, એમની પણ દશા, બહારના શબ્દોથી પલટાઈ ગઈ તો તમારી ને મારી શી દશા ? માટે તમે ઉત્તમ પ્રકારના સંયોગોનું સેવન કરો મુનિ વિચારે છે જેનુ મે ભરણપોષણ કર્યું, જેને મે માન આપ્યા, એ મારા નિમકહરામ મંત્રીઓ, મારા દીકરાના પ્રાણ લેવા તૈયાર થયા છે ? આવી જાઓ સામે હવે મુનિ મનોવૃત્તિએ મુનિપણાથી ખસ્યા સામે મંત્રીઓ ખડા થઈ ગયા કલ્પનાજ સાચા મંત્રીઓ આવ્યા નહોતા સામસામા મનથી યુદ્ધ ચાલ્યુ હથીયારો ફેંકાયા કોઈને માર્યા, કોઈને કાપ્યા બધા હથીયાર ખૂટી ગયા એટલે વિચાર્યું કે માથાનો મુકુટ મારૂ કે તરત માથે હાથ મૂકયો, પણ માથુ બોડુ હતું તરત મુનિને ભાન થયુ મુંડે માથે ભાન કરાવ્યુ આજે તો ઉપાધ્યાયજી મહારાજનુ એક પદ ગોખી રાખ્યુ છે કે 'શુ મુંડે શુ લોચે ?' પણ આગળ પાછળનું કયા જાણવુ છે ! મુનિ તરત ચોંકયા હું કોણ ? કોનુ રાજ્ય, કોનો પુત્ર, કોના મંત્રી, મારે ને એમને શુ ? આ બધુ બોડા માથે કર્યું શ્રેણિક મહારાજા આ મહર્ષિને જોઇ હાથી પરથી જાતે ઉતરી વંદન કરી, તેમના ચરણની રજ માથે લગાવી, આગળ

આ યા એ વખતે તો પ્રસન્નચંદ્ર રાજર્ષિ મનથી લડી રહ્યા હતા શ્રી શ્રેણિક મહારાજા અનુમોદના કરતા જાય છે આ મુનિ આવા ધ્યાનમા અત્યારે મરી જાય તો કઈ ગતિમા જાય એ ભગવાનને પૃછુ, એવુ વિચારતા રાજા શ્રેણિક ભગવાન પાસે આવ્યા ભગવાનને વંદના કરી બેસ, પછી પૂછ્યુ, 'ભગવન્! મ્હે આવતા ધ્યાનસ્થ જે મુનિને મે જોયા તે અત્યારે મરી જાય તો કયા જાય?' ભગવાને કહ્યુ 'સાતમીએ જાય' થોડીવાર પછી ફેર એજ પૂછ્યુ કે 'ભગવન્! હવે મરે તો કયા જાય?' 'સર્વાર્થસિદ્ધ વિમાનમા!' રાજા મુઝાય છે, આ શુ! ત્યા તો દુંદુભી વાગી શ્રેણિકે પૂછતા ભગવાને જણાવ્યું કે, એ પ્રસન્નચંદ્ર મુનિને કેવલજ્ઞાન થયું એની દુંદુભી વાગી શ્રેણિક પૂછે છે, ભગવાન્! આ શુ! ઘડીકમા સાતમી, રગી સર્વાર્થસિદ્ધ અને હવે કેવલજ્ઞાન થયુ ' ભગવાને બધી વાત કહી આ મુંડેલા માથે, આ વેષ પ્રભાવે, આ દશા થઈ **મન મચ્યા તો મળ મચ્યા ના કરતા બાહ્ય આલંબન વિના આત્માની શુદ્ધિ ઘણી કઠીન છે માનસિક શુદ્ધિ પણ બાહ્ય આલંબનને અવલંબે છે** એ મુનિએ પણ માનસિક યુદ્ધ કરી સાતમી યોગ્ય દળીયા મેળવ્યા, વિચાર પલટાની સાથે સર્વાર્થસિદ્ધમા જવા જેટલી યોગ્યતા મેળવી એ મુનિ ઉમદા ભાવનાએ ચડ્યા ચારે ઘાતી કર્મ ખપાવી કેવલજ્ઞાન પામ્યા મુનિવેષનો આ પ્રભાવ આ કથાપર ખૂબ વિચાર કરજો

## છાબડે કંઈ સૂર્ય ઢંકાય?

સભામાથી કોઈએ દીક્ષાનુ કહેતા જણાવ્યુ કે શ્રી ભગવાન મહાવીર દેવના શાસનમા દીક્ષા કાઈ રૂપી છે? દીક્ષા રૂપી રહે? **દીક્ષા પામ્યા વિના કોઈપણ મુક્તિ ગયુ નથી, જતુ નથી અને જશે પણ નહિ અનાદિકાળથી અનંતાકાળ સુધી સદૈવ દીક્ષાજ દીક્ષા છે કદાચ કોઈ પાપી દીક્ષાને ઢાંકવા માગે તોય નહિ ઢંકાય છાબડે સૂર્ય ઢંકાય તો જિનાગમમા દીક્ષા ઢંકાય જિનાગમમા તો દીક્ષાની નોબતો વાગે છે દીક્ષાની નોબતો, દીક્ષાના જાપ, અને દીક્ષાથીજ**

**તમામ શાસ્ત્રો ભર્યા છે** છ ખંડના માલીક ચક્રવર્તિઓ સુખો છોડી ચાલી નીકળ્યા, એ આ દીક્ષા માટે તમારાથી રૂપકડા નથી રૂટતા ચક્રવર્તિઓ છ ખંડની સાહ્યબી છોડી દે છે અરે ઇદ્રો તમારી ઇર્ષ્યા કરે છે વિચારે છે કે આ બધા એવા ભાગ્યશાળી છે કે ઝટ આ ઓઘો પામી જાય છે અમારા સાગરોપમના આયુષ્ય ક્યે પૂરા થાય ને શ્રાવકનો અવતાર મળે કે ઝટ ઓઘો હાથ આવે! પણ હવે તમે વાયરલેસથી ઇદ્રને કહેવરાવજો કે તમે અહિં આવના ઇચ્છતા હો તો ન આવજો, અને જો આવશો તો અમે તમારા માર્ગની સામે આડી દીવાલો ઉભી કર્યા સિવાય રહેવાના નથી! મુંબઇની વીસ હજારની જૈન વસ્તી ત્યાં જૈનત્વ કેમ ન ઝળકે? ત્યાં ત્યાગના પૂજારી કેમ ન હોય? ત્યાં ત્યાગ માર્ગના ઉપદેશના ધોધ કેમ ન વહે?



## વ્યાખ્યાન ૨૦ મુ

<u>જૈન ધર્મનો પાયો શુ?</u>



**મા**નવ જીવન એ કંઇ ભોગનું સાધન નથી જો ભોગના સાધન તરીકે જ્ઞાની વર્ણન કરવા બેઠા હોત તો માનવ જીવનનો નંબર પહેલો ન આવત, પહેલા નંબરે તો દેવલોક બેઠો છે માનવ જીવનનો નંબર પહેલો આવે છે એનું કારણ કંઇ જુદું જ છે માનવજીવનની મહત્તા ન સમજાય ત્યાં સુધી એની સફળતાનો હેતુ ન સમજાય રોગીને રોગ ભયંકર ન લાગે, આ રોગ હાનિ કરનાર છે એવું ન દેખાય ત્યાં સુધી એ, વૈદ્યની સલાહ સીધી રીતે માને નહિ એ રીતિએ

આ માનવજીવન, આત્મસિદ્ધિ માટે, ઉચામા ઉચુ આલબન નહિ સમજાય ત્યાસુધી જ્ઞાનીએ બતાવેલ સફળતાના કારણો નહિ સમ જાય આ માનવજીવનને સફળ કરવા માટે ત્રણ વસ્તુ આવશ્યક છે શ્રી જિનેશ્વરદેવના આગમને રૂચિપૂર્વક સાભળવુ, સાભળ્યા પછી એક એક વાત પર શ્રદ્ધાને મજબૂત બનાવવી, પછી શકિત પ્રમાણે સયમમા પ્રવર્તન કરવુ જ્ઞાની આ રીતે સફળતા કહે છે આ કબૂલ કરનારે, આનાથી વિપરીત વસ્તુ જીવનની સાધના માટે જરૂરી નથી એમ હૃદયમા ઠસાવવુ પડશે **સમ્યક્ત્વ તથા વિરતિ સારા કહેવા હોય તો મિથ્યાત્વ તથા અવિરતિને ખોટા કહેવા પડશે.** કષાયના અભાવને જરૂરી કહેવો હશે તો કષાયો નકામા છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી આ ત્રણ વસ્તુમા સફળતા ત્યારેજ મનાય, કે જ્યારે બીજી વાસનાઓ આપણામાથી નીકળી જાય એ વાસનાઓ જ્યા સુધી ન નીકળે ત્યા સુધી આ ત્રણ વાત અતરમા ન જચે આજ તો એ પ્રશ્ન છે કે શાસ્ત્ર સાભળવુ શુ કામ? એથી ફાયદો શો? સયમથી તો મળેલી સામગ્રીનો લાભ ચૂકી જવો એ કે બીજુ કાઈ? આ ત્રણ ચીજ તો એવી છે કે દુનિયાની પ્રવૃત્તિમાથી ખસેડી આત્માને નવી પ્રવૃત્તિમા મૂકે માનવજીવન એ ભોગનુ સાધન નથી માનવજીવનની ભોગના સાધન તરીકે જ્ઞાનીએ પ્રશસા કરી નથી જો ભોગના સાધનની પ્રશસા કરવી હોત તો તો દેવલોકની કરત દેવતાનો જીવ ચવે નહિ ત્યા સુધી ભોગ તેમનાથી એક ઈંચ પણ દૂર ખસે નહિ એ ભોગ આત્માને વિંટીનેજ રહે છે એમના શરીર એજ ભોગરૂપ છે બધી સામગ્રી ભોગની ભલે કલ્યાણક મહોત્સવો કરવા જાય, જિનબિંબ પૂજવા જાય પણ સામગ્રી ભોગની તો ચાલુ હોય દેવતાઓ કાઈ વિવેકી ઓછા નથી તમારાથી કેઈ ગુણો વિવેક કરે છે, માટે તો વિબુધ કહેવાય છે તમારી પાસે કઈ નથી એમની પાસે અવધિજ્ઞાન છે એ નજરે જૂએ છે તમને જ્ઞાનીનો વિરહ છે એ જ્ઞાનીના યોગે સમાધાન કરી શકે છે એવી એવી ભૂમિને સ્પર્શે છે કે સ્હેજે ભાવના આવી જાય સામગ્રી

તો ઘણી છે લાલન-'ત્યારે વાંધો ક્યા ?' એજ મુદ્દો છે કે એનામા ભોગના ત્યાગની તાકાત નથી, એ તાકાત માનવજીવનમા છે તમારામા છે માટે આ જીવનની મહત્તા છે **ભોગના ત્યાગની ભાવના અને તાકાત એજ માનવજીવનની મહત્તા** આવા માનવ જીવનથી ત્યાગને આઘો કરવો પાલવે ? આ જમાનામા લોકો કહે છે કે તમે બધુ કહો, બધુ માનીએ પણ ત્યાગની વાત ન કહો ત્યાગની છાયા પણ ન જોઇએ દેવતામાજ જે ખામી છે તે આ એકજ એ ખામી વગરના મનુષ્યો દેવોમા વિવેક વધ્યો પણ વિવેકનો અમલ મનુષ્યોમા વધ્યો કેઈ દેવતાઓ પદ્રવ્યના ચિતવનમા એવા મશગુલ રહે છે કે ન પૂછો વાત એનુ જીવન એવુ બધાયલુ છે કે ફક્ત એક ત્યાગની વાતમા વિવેકનો અમલ કરી શકે નહિ બીજે તો તમારા કરતા કેઇ ગુણો ઉચો વિવેક કરે છે એના જેવી ભોગસામગ્રી તમને મળે તો તમે એક પણ ધર્મ ક્રિયા ન કરો એ દેવતાઓ તો આટલી આટલી સામગ્રીમા એકેએક મહોત્સવ સારી રીતે ઉજવે છે દરેક ઇંદ્ર શ્રી જિનેશ્વર ભગવાનના પાચે કલ્યાણક સારી રીતે ઉજવે છે ગમે તેવી ભાવનાવાળા, ગમે એવા સમ્યગ્દષ્ટિ, ગમે એવા વિરાગી પણ દેવો અહીં મનુષ્યયોનિમા આવ્યા વિના મુક્તિ જઈ શકતા નથી સર્વાર્થસિદ્ધ વિમાનવાળા દેવો, વીતરાગ જેવા, ઉચામા ઉચી કોટિના, જેનાથી સિદ્ધશિલા માત્ર બાર જોજન ઉચે છે, એમને પણ મુક્તિ જવા માટે જે જીવન મેળવવુ પડે, તે તમને મળ્યુ એ જીવનમા તમારે શુ સાભળવુ જોઇએ, હૃદયમા શુ ઠસાવવુ જોઇએ, અને પછી શુ કરવુ જોઈએ, એ સમજો સર્વજ્ઞ ભગવાનનું કહેલુ શાસ્ત્ર સાભળવુ, એ શાસ્ત્રના એક એક વચન પર દઢ શ્રદ્ધાને કેળવવી, અને પછી સયમમા પ્રવર્તન કરવુ, એમાજ જીવનની સફલતા છે એજ એકની એક વાત, એજ પદો, જુદા શબ્દોના રૂપાતરથી કહુ છુ, તમારી આગળ મૂકુ છુ છતા આટલા દિવસથી તમે આ વસ્તુનો નિષેધ કરી શકતા નથી જ્ઞાની આમા સફલતા કહે છે બીજામા હોય તો તમે કહો,

ન કહો તો બરાબર માનો માનો તો અમલ કરવા માટે શક્તિ મુજબ પ્રવૃત્તિ કરો અહીં ના કહેવી નહિ, હૃદયમા માનવુ નહિ, અને બહાર જઈ આડુ બો યા વિના રહેવુ નહિ તમારી સાથે આવી રીતે ધધો ચાલે શી રીતે? હુ પૂછ પૂછ કરૂ છુ તે તમને ઓળખવા માટે, આ વિચારો તમને પસદ છે ક નહિ તે જાણવા માટે તમારી અને અમારી બેયની પસદગી વગર આ માગની સ્વા ચાઇ ચાળે થઈ નથી, થતી નથી, અને થશે પણ નહિ દુનિયાની બધી પ્રવૃત્તિઓ અનિચ્છાએ પણ થાય છે પણ અહીં તો ઈચ્છા વગર ફળ આપે નહિ વગર ઇચ્છાએ કરેલી ધમ ક્રિયા કરી સ્વર્ગાદિ ફળ આપે પણ તેથી ફાયદો શુ? ઇચ્છાનો અર્થ માગવુ નથી સ્વર્ગ માગના નહિ માગ્યુ તો માયા ગયા ધર્મ પ્રતાપે એક વાર સ્વર્ગ મલી પણ જાય પણ મ મારમા રૂલી જનાય મોક્ષની ઇચ્છાએ આગ ધતા કુદરતી રીતે સ્વર્ગાદિ મળે તે ભલે, પણ માગ્યુ તો મૂળ ગયુ પણ અહીના તુચ્છ સુખોની વાસના ન મટે, ચાવીને કલાક અહીની વાસનાઓથી રીગાતા હોય, એક પણ વિષયમા ખામી ન હોય, એનુજ રટણ હોય અને કહુ કે સ્વર્ગની વાસના ન કરો, દેવાગનાઓને તથા દેવતાના સુખોને ન ઈચ્છો, અને માત્ર મોક્ષ ઈચ્છો, તો એ બને ' દેવતાના વર્ણન આવે ત્યારે કઇ કઇ થાય ક આવુ ક્યાર મળે? જે સુખોને દુ ખરૂપ લેખે તેને એ ન થાય જૈન ધર્મનો મૂળ પાયો અહીં સમાયેલો છે

નિહાર બે પ્રકારના કહ્યા છે

**આપણે માટે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામાજ ધર્મ એમણે કર્યુ તે કરવુ એમ નહિ, પણ કહ્યુ તે કરવુ એમા ધર્મ એમણે કરેલુ તો એજ કરે અગર એમના જેવાજ કરે** આ અવસર્પિણીમા અમ ખ્યાતા આત્મા મુક્તિ ગયા, તે, જે રીતિએ અને જે જાતિના અનુષ્ઠાનથી ચોવીસ તીર્થંકરો મુક્તિ ગયા તે રીતિએ ગયા કે બીજી? એ રીતિએ બીજા કોઇ મુક્તિ ગયા? એ અમ ખ્યાતા ચોવીસની આજ્ઞામા રહીને ગયા કે ચોવીસની જેમ પોતાની

મરજી મુજબ ચાલીને ગયા? કે પસૂત્ર તો દર વર્ષે સાંભળો છો ને? ભગવાન્ દીક્ષા લેવા જાય છે ત્યારે કુલવૃદ્ધાઓ શુ કહે છે? જો કે શ્રી જિનેશ્વરદેવની જાતને ઉપદેશની જરૂર નથી સ્વય જ્ઞાની છે, છતા એમને પણ કુલ વૃદ્ધાઓ શ્રી જિનોપદિષ્ટ માર્ગનો ઉપદેશ આપે છે **ધર્મ એ શ્રી જિનેશ્વરદેવનુ જીવન નહિ પણ આજ્ઞા આજ્ઞા મુજબ ચાલવુ એજ ધર્મ** શ્રી જિનેશ્વર જીવ્યુ એ જીવવાની તાકાત બીજામા નથી અધિક પાલન એ એનુ જીવન ન કહેવાય એ તો આજ્ઞામા આવી જાય જ્યારે તમે શ્રી જિનેશ્વરદેવ થાઓ ત્યારે કહેજો કે મહાવીરના જેવુ જીવન જીવ્યા શાસ્ત્રમા ઠામઠામ એજ લખ્યુ કે આજ્ઞા એ ધર્મ પ્રભુના શાસનમા કેવલજ્ઞાની પણ દેશનામા એમ કહે કે 'શ્રીભગવાન્ મહાવીરદેવ કહે છે કે'-કેવલ જ્ઞાનીને મહાવીરના દાખલાની શી જરૂર? શાસનની એ મર્યાદા છે 'અમે કેવલજ્ઞાની કોની નિશ્રાએ થયા? જે કાઈ જાણ્યુ, મેળવ્યુ, પામ્યા, એ બધુ નિશ્રાએ' શ્રી તીર્થંકરદેવે તો '**उपन्नेइ वा, धुवेइ वा, विगमेइ वा**' કહ્યુ એના ઉપર શ્રી ગણધર દેવે આખી દ્વાદશાગી રચી શ્રી ગણધરદેવે એમ ન લખ્યુ કે અમે કહી લખી એમણે પણ બતાવી કોણે? માટે જે કાઈ કરીએ તે એની આજ્ઞાને અનુસરીને, આજ્ઞામાજ ધર્મ કયા એમના દાન, શીલ, તપ, ભાવ, દયા, સ્થિતિ, જ્ઞાન, અતિશયો, મહિમા, પ્રભાવ, ક્યા! તરી તાકાત નથી માટે એમણે જે કહ્યુ તેજ કરવાનુ રહ્યુ શાસ્ત્રમા બે પ્રકારના વિહાર કહ્યા છે ગીતાર્થ વિહાર, અને ગીતાર્થની નિશ્રાએ વિહાર નિશ્રાએ વિહાર કરનાર વાત વાતમા ગીતાર્થને પૂછે નિશ્રાએ વિહરનારનો વિહાર સ્વતત્ર નથી શ્રી જિનેશ્વરદેવનુ જીવન સ્વતત્ર છે આપણુ જીવન પરતત્ર છે શ્રી જિનેશ્વરદેવના જીવનમા જે વસ્તુ રહેલી છે, તે પામવી જરૂરની છે એ મોક્ષે ગયા, આપણે પણ ત્યાજ જવુ છે પણ એક ઉત્સર્પિણી અવસર્પિણીમા તીર્થંકર થઈને તો ચોવીસજ મુક્તિ જાય બાકી તો ગણધર, કેવલજ્ઞાની, આચાર્ય ઉપાધ્યાય, સાધુ થઈને કલ્યાણ કરી ગયા

## આત્મપતન થાય એવી વાતો ન ત્યો

શ્રીજિનેશ્વરદેવની આજ્ઞામા રહેનારા આપણે એમની આજ્ઞાઓના મર્મને સમજવા જેટલો થાય તેટલો પ્રયત્ન કરવો જોઇએ જ્યારે શ્રી શાલિભદ્રે, માતા પાસે સયમની માગણી કરી, સયમની ઇચ્છા પ્રગટ કરી, ત્યારે માતાએ શુ કહ્યુ, 'અહો, ધન્ય ભાગ્ય' તારી ભાવના ઘણી ઉચી છે કે જેથી તને નાની વયમા ભગવાન શ્રી મહાવીર દેવનો માર્ગ રૂચ્યો! એના જેવો કલ્યાણકારી માર્ગ આ દુનિયામા કોઈ નથી' શાલિભદ્રે કહ્યુ 'અત્યારેજ સસાર છોડવાની ભાવના છે' માતાને મોહના યોગે મૂર્છા આવી માતા બોલી કે, 'આવી રીતે જાય એ સહન ન થાય' પણ એમ ન કહ્યુ કે, 'જા, મહાવીરને પૂછી આવ કે માતા જીવતા તમે આ માર્ગ લીધો હતો?' એ શ્રી મહાવીરનું જીવન એ ન જાણે, આપણેજ જાણીયે, એમને? શ્રી મહાવીરના શાસનમા રહેલા આત્માને શ્રી મહાવીરદેવની આજ્ઞા તરફ કેટલી બધી ભક્તિ હોય! **સાચો સેવક તેજ કે જેને સેવ્યની આજ્ઞા એજ શિરસાવદ્ય ખાત્રી** થાય કે આ તારક, આતો આખા જગતને તારવા માટેનોજ પ્રયત્ન કરનાર, એ વિશ્વાસ થયા પછી આજ્ઞા શિવાય બીજુ જોવાપણુ એના સેવકને હોયજ નહિ જ્યારે ભગવાન્ શ્રી મહાવીરનુ જીવન વાચીએ, ત્યારે ભક્તિના ઉછાળા આવે અને એની આજ્ઞામા દઢ થવાય પણ એમાથી આજ્ઞા શિવાય બીજુ લેવાય નહિ

શાલિભદ્ર કહે છે—'માતા, મે ભગવાન્ શ્રી મહાવીરની વાણી સાભળી'

માતા કહે છે—'અહોભાગ્ય'

શાલિભદ્ર—'મને એ વાણી રૂચી'

માતા કહે—અહોભાગ્ય!

શાલિભદ્ર—'એવી રૂચી કે સર્વ છોડવાનુ મન થાય છે'

માતા—'ઘણુજ અહોભાગ્ય'

શાલિભદ્ર—આજેજ જવુ છે'

માતાને મોહે ફટકો માર્યો મૂર્છા આવી અલકારો તૂટી ગયા

મોહ ભયકર છે એ કોને ન સતાવે?--માતા --એ તારાથી નહિ બને!' પણ એ માતાએ એમ ન કહ્યુ કે મહાવીરે માતાના મરી ગયા પછી દીક્ષા લીધી માટે તારે લેવી હોય તો મને પહેલા મરવા દે કહોને કે એમને મહાવીરની વાત ખબર નહિ હોય! એ બધા મહાવીરનુ જીવન જાણુતા, સાભળતા પણ એમની દૃષ્ટિ જૂદી તમે બધા સાભળો પણ તમારી દૃષ્ટિ જૂદી **શ્રી મહાવીરના જીવનમાથી પણ મોજમજા મળે એવી આપણને ધૂન છે.** તમારી આગળ કથા કહેતા પણ મને ભય લાગે છે તમે કથામાથી પણ ફાવતુ કાઢો છો મારે કહેવુ ત્યાગ માટે, પણ તમે હુશીયાર એવા કે કથામાથી પણ અર્થ કામ કાઢવાના જાપ જપો વડીલની આજ્ઞા માનવી એ ભગવાન શ્રી મહાવીરે કહ્યુ પણ વડીલ આજ્ઞા કેવી કરે એ કહ્યુ છે કે નહિ? **વડીલ વડીલતાને ગુમાવી આજ્ઞા કરે તો એને વડીલપણાનો હક નથી** પછી વડીલના વાલીપણામા રહેવાની ફરજ શી? શાસ્ત્ર કહે છે, માબાપ ઉપકારી છે, શરીરના સરક્ષક, સવર્ધક છે મા બાપનો ઉપકાર જેવો તેવો નથી એ ઉપકાર નહિ માનનારા કૃતઘ્નો છે એની અવગણના કરનારા આત્માઓ માબાપના સાચા દીકરા નથી માતા પિતાનો શરીર પર હક જરૂર છે તાકાત હોય તો શરીર પણ આપી દ, પણ એ મા બાપ શરીરના પોષણ માટે આત્માની હાનિ માગે તો ન અપાય **માબાપ એ શરીરના પાલક અને પોષક છતા પણ એ માબાપ શરીરના આધપ્રદાતાને કદી ન ભૂલે** કેવલ સ્વાર્થ મોહ કે શરીર ખાતર, આત્માને બગાડે નહિ પુત્ર જો ઉન્માર્ગે જતો હોય તો કાન પટી પકડીને સન્માર્ગમા ખેચી લાવે જૈન શાસ્ત્રમા આ બધી સત્તા માબાપને આપી છે જેમ હાલ કેટલાક કહે છે કે 'અમે ન હોત તો તમારૂ વાઝીયાપણાનુ મેણુ કોણુ ટાળત? તમારી સેવા કોણ કરત?' આમ કહેનારા શ્રી મહાવીર દેવના શાસનના કુલાગાર છે માબાપને જીવતે દીકરે, ખજર મારનાર દીકરા છે **માબાપની શરીર પર સત્તા જરૂર**

**શરીર પર માબાપનો અખડ ઉપકાર** માબાપનો ઉપકાર દુષ્પ્રતિકાર છે એનો ઉપકાર વાળવા દીકરાએ ઘણુ કરવુ જોઇએ માબાપના ઉપકારનો બદલો વાળવાની ફરજ મરતા સુધીએ વીસરવી જોઇએ નહિ **'પોતે સન્માર્ગમા સ્થિર થાય અને માબાપને એ માર્ગે યોજે'** માબાપના ઉપકારનો બદલો વાળવા માટે જ્ઞાનીએ દીકરા ઉપર આ ફરજ મૂકી છે આ બધી વાતો નગ્ગ્ બેદરકાર બની મન ફાવતી વસ્તુ ઉપાડી લઇ શાસ્ત્રના નામે વાતો થાય છે એથીજ જૈન શાસનને એવી બધી ભયકર હાનિ થઇ રહી છે કે જેનો સુમાર નથી શાલિભદ્રના માતાજી મહાવીરજીવનને જાણતા હતા ઘણી ઘણી રીતે જાણતા હતા તેમને તે જીવનનો પૂરેપૂરો અનુભવ હતો પણ આત્મપતન થાય, મા માનો નાશ થાય, એવી એક પણ વાત શ્રી મહાવીરના જીવનમાથી લેવા તેઓ તૈયાર ન હતા ભગવાન્ શ્રી મહાવીરદેવ અમુક રીતે કેમ જીવ્યા તો કહેવાનુ કે એ સમર્થ હતા શ્રી મહાવીરદેવે અમુક રીતે કેમ કર્યું તો કહેવાનુ કે એ એમની તાકાત હતી નબળાએ તો એ કહે તેમ કરવાનું કયા એ ત્રણ જ્ઞાનના ધણી, ગર્ભમા આવે ત્યારે ત્રણ જ્ઞાન લઇને આવે ગૃહસ્થપર્યાયનો, દીક્ષાનો, છદ્મસ્થાવસ્થાનો, કેવલની ઉત્પત્તિથી, અને મુક્તિપદે જવાનો, એ બધો કાળ ગર્ભથીજ જાણે એ તો જ્ઞાનમા જૂએ તેમ વર્તે આપણે કયારે મરવુ તે જાણીએ નહિ સો વરસનુ આયુષ્ય ગણાય એ વાત સાચી પણ જીવાય કે નહિ એનીય શકા આયુષ્ય પણ સોપક્રમ એટલે નિમિત્ત મળતા તૂટીએ જાય એમના આયુષ્યમા તો ગમે તેવી આપત્તિના સમયમા પણ પરિવર્તન ન થાય એમની જેમ વર્તવાની ઇચ્છા કરીએ તો નવુજ થાય શાલિભદ્રની માતાએ તો એમ કહ્યુ કે 'મારામાથી હજી મોહ ગયો નથી' કારણ કે એમને ભગવાન્ શ્રી મહાવીરદેવના સ્વરૂપની ખબર હતી ભગવાન્ શ્રી મહાવીરે કર્યું તેમ કરવામા હિત કે આજ્ઞામા હિત એનો વિવેક કરવાની એમનામા તાકાત હતી આજ તો અર્થ

કામની વૃત્તિએ, આજની દાંભિક ભાવનાએ, એમાથી પણ નહિ લેવાની વાતોને લેના બનાવ્યા છે જાતના દોષ ઢાંકવા શ્રી મહાવીરના જીવનનો ઉપયોગ ન કરના સ્ટીમરનો કપ્તાન પણ સાગર તરે ને સ્ટીમરમા બેસનાર પણ તરે, પણ બેસનાર શુ કહે? તારક કપ્તાન અને તરનારા અમે કપ્તાનને કહે કે 'સભાળજો, આડે અવળે ન જવાય' કપ્તાન કહે, 'હુ કહુ ત્યા બેસો તો જવાબદારી મારી, પણ એમ નહિ કરતા ફાવે ત્યા ફરો, ઠેકડા મારો, ભૂસકો મારો ને ડૂબી જાઓ તો જવાબદારી મારી નહિ' બેસનાર કહે કે 'અમે તો તુ કહે તેમ કરીએ,' તો કપ્તાન જોખમદારી કદીજ નહિ સ્વીકારે શ્રી જિનેશ્વરદેવના શાસનરૂપી સ્ટીમરમા બેસનાર, શ્રી જિનેશ્વરદેવરૂપી કપ્તાનની આજ્ઞા એજ ધર્મ માને તેવા થયા વિના શ્રી જિનેશ્વરદેવ કરે તેમ કરવાની બેવકૂફાઈ ન કરે, પણ એ કહે તેમજ કરે

## મુનિને બાવીસ પરિષહ, તમારે કેટલા?

જેના પર મુનિની દૃષ્ટિ પડે તેનો કા તો સસાર છૂટે ને કાતો તે સસારને છોડવા જેવો માને ને તોજ મનાય કે મુનિની દૃષ્ટિ પડી ને ઝીલનારે ઝીલી જેના ઉપર જૈનશાસનના મુનિની દૃષ્ટિ પડે એ યોગ્ય હોય તો સસારની જજાળથી છૂટે, નહિ તો મુનિના પરિચયથી માડીને સસારને અસાર માને, છોડવાની ભાવનાથી રગાય દેશના આપતી વખતે ચાવીસે ભગવાન્ સલાહ શી આપે? મુખ્યતયા સર્વવિરતિની ઉપમિતિ ભવ પ્રપચાકાર કહે છે કે-એક આત્મા સર્વવિરતિ આદરે તો પ્રભુના શાસનના એક એક આત્માને ઘેર આનદના વધામણા થાય જૈનશાસનમા રહેવો, સમ્યગ્દૃષ્ટિ આત્મા, સસારમા લૂખા હૃદયે રહે દેશવિરતિ, જે સાથમા આવે, જે પાસે આવે તેને એજ કહે કે રહેવા જેવુ નથી અને સર્વવિરતિ, એજ કહે કે, છોડવા જેવુ છે શ્રી જિનેશ્વરદેવનો રાગી કયારે કહેવાય? શ્રી જિનેશ્વરદેવની કથામા પ્રીતિવાળો હોય, શ્રી જિનેશ્વરદેવના માર્ગની વાત જ્યા જ્યા થાય ત્યા એને આનદ થાય, એ પહેલો ગુણ બીજો ગુણ એના

માર્ગની નિંદાનુ શ્રવણુ એને ગમે નહિ એનુ ચાલે તો નિંદાને રોકે, ન ચાલે તો કાનોમા હાથ નાખે

હવે આવો શ્રી નયસારની વાત ઉપર નયસાર જે મુનિઓને સાથ ભેળા કરવા સાથે જતા તે મુનિઓ ઝાડ નીચે બેઠા નય સાર વિનિત હતા આવો વિનિત અમે બેસીએ ત્યા સુધી ન જાય એ મુનિ જાણુતા હતા મિથ્યાદષ્ટિ આત્મામા આ યોગ્યતા હતી સમ્યગ્દષ્ટિ આત્મામા કેવી યોગ્યતા હોવી જોઇએ ? તમે શોચો મુનિની ઓળખાણ નહિ છતા, માત્ર દેહ ર પરથી, ત્યાગી ઓળખી, દુનિયાથી વિરક્ત માની, પ્રસન્ન ચહેરો જોઈ, તે તેમની ભક્તિમા રોકાયા દષ્ટિ જમીન પર ધૂસરા પ્રમાણુ રાખનાર મુનિ શુ આપે ? મૂખ્યતયા રજોહરણુ તે લેવાની શક્તિ જેમનામા ન હોય તેમને સમ્યક્ત્વમૂલ બાર વ્રત, સમ્યક્ત્વ કે માર્ગાનુસારિ પણું આ શિવાય મુનિ બીજુ શુ આપે ? શાસ્ત્રમા જ્યા ત્યા મહાત્માના વર્ણનોમા શુ આવે છે ? અમૂક અમૂક આચાર્યો, સેંકડોના પરિવારવાળા, અમૂક નગરમા, અમૂક ઉદ્યાનમા પધાર્યા નગરના લોકોએ દેશના સામળી કેટલાકે સર્વવિરતિ સ્વીકારી, કેટલાકે દેશવિરતિ ગ્રહણુ કરી અને કેટલાકે સમ્યક્ત્વ આદર્યું જ્યા ત્યા જોશભેર ઠામ ઠામ, શાસ્ત્રમા આ વાત છે બીજી વાત નથી ઉપાધ્યાયજી મહારાજ શ્રી સીમધરસ્વામિને વિનતિ કરતા કહે છે કે—

**" અર્થની દેશના જે દીયે, ઓળવે ધર્મના ગ્રથરે,**
**પરમ પદનો પ્રગટ ચોર જે, તેહથી કેમ વહે પથરે."**

* * * *

શ્રી ઉપાધ્યાયજી મહારાજનો સમય ભયકર હતો એ સમયમા સયમ પાળે એને કોટિશ ધન્યવાદ ઉપાધ્યાયજીને આહારપાણીની તકલીફ પ્રાણુ સશયમા એક બાજુ પુસ્તકો લખાય ને બીજી બાજુ ત્યા અગ્નિ મૂકાય. ઉપાધ્યાયજી મહારાજે કહ્યુ કે—**આ અશાતિની સગડીમા સળગી મરવુ એજ શ્રી જિનેશ્વરદેવના શાસનની શાતિ છે. ખોટી શાતિમા પડી,**

**છતી તાકાતે, વિરોધીઓના પ્રહાર સામે, કંઈ પણ ન બોલનારા, મૂંગા રહેનારા, એ જૈનશાસનમાં કિંમત વિનાના છે વસ્તુત તેમનામાં જૈનશાસન પરિણમેલું નથી.** જિનક૫, અભિગ્રહો આદિ અંગીકાર કરવાની પણ વિધિ છે દશપૂર્વી માટે એનો નિષેધ છે એ દશપૂર્વીની દેશના અમોઘ છે એ દેશનાથી હજારો આત્મા પ્રભુમાર્ગમાં સ્થિર થાય છે, માટે ના ના પાડી બીજા પણ જે જિનકલ્પાદિ અંગીકાર કરે તે શાસન ચલાવનાર ધોરી, ગમે તેવા સંયોગોમાં પણ ન કંપે તેવા સમર્થ શાસનરક્ષકને પોતાના સ્થાનપર મૂકી પછી અંગીકાર કરે સ્થાન સૂનું મૂકીને સમાધિજીવન ગાળવા ન જાય **શાસનના રક્ષણમાં આવતી અશાન્તિ એ તો પરમ શાંતિ છે**

કેટલાક કહે છે-મહારાજ વિરોધી-વિરોધી કેમ બોલે છે? પણ તેમણે જાણવું જોઈએ કે અમારા અંગત વિરોધીની વાત નથી અમારી જાતના વિરોધ માટે અમને પરવા નથી શાસનના વિરોધી માટે આ વાત છે એને માટેજ આ પડકાર છે **શાસનના રાગી તે અમારા રાગી, શાસનના વિરોધી તે અમારા વિરોધી** શાસન મારૂં એ રોમેરોમ પ્રસરી જવું જોઈએ શાસન મારૂં છે ને તમારૂં નથી? પેઢીપર હુશીયાર દીકરો જોઈએ શાસનની પેઢી માટે એકાદ હુશીયાર દીકરો આપનો જોઈયે યા નહિ? તમારા ઘર માટે, વેપાર રોજગાર માટે હુશીયાર માલુમ જોઈએ, અને અહીં કેવા? દાંત પડી ગયેલા, લાળ નીકળતી હોય, દુનિયામાં ખપના ન હોય, દુનિયામાં પણ, 'ઘરમાં રહો' એમ કોઈ ન કહે તેમ હોય તેવા, એમ? મુનિ માર્ગ એટલે પાંજરાપોળ ને તે પણ ખોડા ઢોરની, એમ માનો છો? સુખના ધામ એ અને દુખના ધામ આ, એમ? મને ખબર મળી છે કે આજકાલ દયાળુ બહુ નીકળ્યા છે જરૂર, જૈન શાસનમાં દયાના ધોધ વહેતા હોય-પણ માલુમ છું કે એ દયાળુ જબરા છે દયાથી બળી બળીને ખાખ થઇ જાય છે અમારા ઉપર એમને બહુ દયા આવે છે અમારી પાસે બધા છે ઘરડા, પ્રૌઢ, જુવાન અને બાળક ઘરડી સલાહ

કાર પણ છે, પ્રૌઢ વિચારકો છે, જુવાન આપત્તિ સમયે વચ્ચે ઉભા રહેનાર છે અને આખી દુનિયાનું ધ્યાન ખીચનાર બાળકો પણ છે ભગવાન્ શ્રી મહાવીરદેવનુ શાસન વાઝીયુ નથી આ તમે જુઓ છો-અહા બેઠા છે-હસને મુખડે, એમની ઉપર પેના દયાળુને એટલી બધી દયા આવે છે કે-એ કહે છે કે-અરરર ! આ પખીઓ કયાથી આ દુખના દાવાનળમા આવી લાગ્યા! પેલા દયાળુ આમ માને છે અમે ત લોગે આ બાલકોને અહીથી દુખમાથી ઉપાડી જવા એ દયાળુઓ મારી સામે આવી પોતે કયા લઈ જવા માગે છે અને ત્યા અહીથી કયા સુખના ઢગલા છે એ બનાવે તો હુ એમને સાથે લઈને મૂકવા આવુ અમે તો ઈચ્છીએ છીએ કે આ બધા ગમે ત્યા પણ અનતા સુખના ભોગી બને અમને એ દયાળુના દર્શન તો કરાવો તમે એ દયાળુને જઈને કહેજો કે રામવિજય તમને આમત્રણ કરે છે, તમારી દયાની વાતો સાભળવા આતુર છે સુખની જગ્યા બતાવો ત્યા જવા તૈયાર છે અમે તમને કહીયે છીએ કે તમે દુખની ચિતામા મળગી રહ્યા છો તમે સાબીત કરો કે એમ નથી બેશક બાહ્ય દૃષ્ટિએ મુનિધર્મ સહેલો નથી પણ એ કઠીન કોના માટે ? જે આજ્ઞાપર લીન નથી બન્યો એને માટે મુનિને બહુ બહુ તો પરિષહ બાવીસ તમારા કેટલા ? જ્યા તમને સુખ લાગે છે એજ અમને તાજુબી લાગે છે શ્રી જિનેશ્વરદેવના શાસનને પામ્યા છતા તમારી આ સ્થિતિથી અમને દયા આવે છે **દુનિયાના રાગરગને, દુનિયાની મોજ મજાને જ્ઞાની એકાતે દુખની ખાણ કહે છે.** પણ એ તમને નથી દેખાતુ તમારા સારા છોકરાને તમારી વિલાયતની પેઢીમા મોકલો છો તમે એમ કહો કે અહીં તો હુ નિભાવીશ નહિ નિભે તો બે ચાર માણસો રાખીશ પણ વિલાયતની મોટી પેઢીમા, સારી પેઢીમા તારે જવુ જોઇએ એની માતાને વાત કરો એની માતા કકુનુ તિલક કરે અણીશુદ્ધ ચોખા ચોટે પાડાશી ના કહે કે 'આવો મજેનો દીકરો, ભલેને અહીંજ રહે, દરીયાપાર કયા મોકલો છો? કોને

ખબર સ્ટીમર ડુબે કરે તો?' તોએ માબાપ કહે કે 'દુનિયામા ચાલતુ આવે છે' કસાર કરીને ખાઇ ખવડાવી, મુબઇ લાવી, દરીયામા સ્ટીમરમા બેસારી આવો ખરાને? વારૂ, કહો હવે શાસનની પેઢીની તમને કિંમત ખરી કે નહિ? શાસનની પેઢીની કિંમત હોય તો તમારા બાલકને, કસાર ખવરાવી, કકુનુ તિલક કરી, ચોખા ચોટી, બેંડ બજાવી, શા માટે અહા ન મકી જાવો? અત્યારે અમૂક માણુસો આવેશમા આવી જઈ તાલીઓ પાડે છે અહીં તાલી પડાય નહિ એ તાલી તમારા હૃદયની ભાવના બતાવે છે તમને આ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ગમી છે એ જાણી હુ ખુશી થયો છુ જો તમને આજ્ઞા ગમી હોય તો હવેથી એલફેલ ન બોલાય હુ જાણુ છુ કે પ્રભુના નામે કેટલાક લોકો તમને ઉધે માગે દોરે છે ગસારના પિપાસુને હુ કરડો લાગુ ને મોક્ષના અર્થિને મીઠો લાગુ જેવી દષ્ટિ તમે શાસનના રાગી, પ્રભુમાર્ગના પ્રેમી, તમારા ઠરાવ કયા હોય? તમે ધર્મના રસીયા છો ધર્મના વિરાધી નથી તમને ધર્મ ગમે છે અમૂક માણુસો, અજાણુ, ભોળા જીવોને ઉન્માર્ગે લઈ જવાનો પ્રયત્ન કરી રહ્યા છે તમને અહીં, પ્રભુની વાણીમા વિશ્વાસ છે જો ન હોત તો તમે તાલી ન પાડત **અને વિશ્વાસ છે કે શ્રી જિનેશ્વરદેવનો ત્યાગમાર્ગ ઉત્તમ આત્માને ખટકે નહિ.** હુ તમને બધાને કહુ છુ, બહાર હવા બહુ જુદી છે બહારની અફવાઓ ઉપર ધ્યાન ન આપતા માર્ગ વરતવેની તમને જે કાઇ શકા હોય તે પૂછી જજો શક્તિ પ્રમાણે તમામ ખુલાસા કરવા તૈયાર છુ મારી પાસેના દીક્ષિતોનો બે વરસ, એક વરસ, છ માસ બે માસ પરિચય કર્યા પછી દીક્ષિત કરેલા છે અરે સબધી મૂકવા આવ્યા હોય અને ના પણ પાડી છે પણ એની જાહેરાત ન હોય, ડાંડી ન પીટાય એકે એક વાત સામે અનેક બનાવો ચાલતી હોય ત્યા ચોખવટ કરવા બેસીએ તો આરો ન આવે જૈનકુલમા જન્મેલો અને જૈનકુલથી સસ્કારિત થયેલો દીક્ષાની વાત ન સાભળે, એને એ ન જચે એ 'न भूतो न भविष्यति' એમ હુ માનુ છુ તમારી આમેના કાળા પડદા ચીરવાની જરૂર છે

બીજી એક વાત મધે, નગરના આગેવાનોએ શાસન માટે જરૂર કરવુ ઘટે તે કરવુ જોઇએ કોઇ આત્મા સયમનો રસીઓ બને, માબાપ ન સમજે, તો મધે એની તરફેણ કરવી જોઇએ સઘ કહે કે આઠ દિવસ દસ દિવસ અગર પદર દિવસની મહેતલમાં તમે તમારા બાળકને સમજાવો, તમે એનુ સાભળો, આટલુ છતાએ એ બાળક, જો સયમનો રસીઓ હોય, વાતીઓ જુલમ ગુજારતા હોય, તો સઘે કહી દેવુ જોઈએ કે એ પવિત્ર આત્માને તમારાથી આગળી નહિ ચીંધાય અમે કોઇ પણ ભોગે એની મુરાદ બર લાવીશુ પૂર્વના માતા પિતા એમ કહેતા હતા કે અમને તો, કાળા મટી ધોળા થયા પણ વૈરાગ્ય ન આવ્યો, અમે ભાગ્યહીન! તુ ભાગ્યશાલી છે કે જેથી તને ભગવાનની આજ્ઞા રૂચી તુ મક્કમ હોય તો જા, તર, અને અમને તાર શ્રી જિનેશ્વરદેવના શાસનમા માબાપ કેવા હોય?

## શ્રી આર્યરક્ષિતની માતા.

આર્યરક્ષિત, ચૌદ વિદ્યાનો પારગામી થઇ, બાર વરસે ઘેર આવ્યો આખુ નગર સામે ગયુ ખૂદ રાજા પણ સામે ગયો માએ આ બધુ સાભળ્યુ મા વિચારે છે, 'દીકરો, પુણ્યવાન તો ખરો કે આખુ નગર, રાજા સહિત લેવા સ્હામે ગયુ, પણ બધા ભેગી હુ જાઉ તો મારા દીકરાનો બેલી કોણ? બધાની સાથે હુ હસુ, તો એના પરલોકનુ શુ થાય? મારો દીકરો પડિત થઇ આવ્યો એ પડિતાઈથી જો દુર્ગતિ જાય તો મારી કૂખ લાજે, મારે સામે જવુ નથી' મા સામે ન ગઇ આર્યરક્ષિતનુ આખુ કુટુબ મિથ્યાદષ્ટિ હતુ, માત્ર મા એકલી સમ્યગ્દષ્ટિ હતી એ સમ્યગ્ દષ્ટિ મા સામાયિક લે છે આજના મા તો સામાયિક લીધુ હોય તો એ ઉભી થઇને લેવા જાય! દીકરો ચારે તરફ જૂએ છે કે મા કયા? માને ન દેખવાથી દીકરાને શકા થાય છે કે મા ન આવી તે જરૂર કારણુસર નહિ તો આખુ નગર આવે, ખૂદ રાજા આવે અને મા કેમ ન આવે? બધે ફરી ઘેર આવી ગીધો ઓરડામા ગયો દીકરો પગે પડ્યો મા ઉદાસીન હતી,

દીકરો કહે છે, 'મા' આખુ નગર, ખુદ રાજા બધાને આનંદ, આખા નગરમા આનંદની લ્હેરો ઉછળી, અને તુ આવા ઉદાસીન ભાવે કેમ છે ? જાણે મને ઓળખતી જ નથી' માએ કહ્યુ-'આખુ નગર એ તારી મા નથી હુ તારી મા છુ નગર તારી બાહ્ય સાહ્યબી પર ગયે. પણ તારા યોગ્ય ગુણો પ્રગટ ન થાય ત્યા સુધી હુ ન રાચુ તુ વિદ્યા તો ભણી આવ્યો પણ એ પેટની વિદ્યા દૃષ્ટિવાદ ન ભણે ત્યા સુધી મને આનંદ ન થાય' દીકરે વિચાર્યું કે 'કેવુ મજેનુ નામ ? દૃષ્ટિવાદ વળી મા રાજી ન થાય ત્યા સુધી નગર રાજી થાય એ શુ કામનુ ?' દીકરા કેવા ? 'માતાને રાજી કરવા તૈયાર. દીકરાએ પૂછ્યું, 'માતા ! એ ભણાવે કોણ ? તમે જાણો છો, દૃષ્ટિવાદ શુ ? બારમુ અંગ સાધુ થાય એ ભણે આ મા ભણવા મોકલે છે માએ કહ્યુ, 'તારા મામા જૈનાચાર્ય છે ત્યા જા એ જેમ કહે તેમ કરજે પણ ભણીને આવજે' રાત્રે આર્યરક્ષિત ઉંઘ્યો નહિ પ્રભાતમા વ્હેલો ઉઠયો માને કહ્યા વિના ચાલવા માંડયુ રસ્તામા, સામેથી બાપનો મિત્ર બ્રાહ્મણ, જે આર્યરક્ષિતને મળવા આવતો હતો તે મળ્યો એના હાથમા સાડા નવ શેલડીના સાંઠા હતા તે આર્યરક્ષિતને ભેટ કર્યા આર્યરક્ષિતે કહ્યુ કે 'હુ બહાર જાઉ છુ ને આ સાંઠા મારી માતાને આપજે ને કહેજે કે આર્યરક્ષિત ગયો' આર્યરક્ષિત બુદ્ધિનો નિધાન હતો સમજ્યો કે સાડા નવ ટુકડા જેટલુ ભણાશે પેલા બ્રાહ્મણે એની માતાને જઇ સદેશો આપ્યો તથા શેલડીના સાંઠા આપ્યા માતાએ પણ નક્કી કર્યું કે દીકરો સ્હાડા નવ પૂર્વ ભણશે પૂરા દશ પૂર્વ ભણી શકશે નહિ આર્યરક્ષિત ત્યા ગયો ઉપાશ્રયની બહાર ઉભો રહ્યો. વિધિ જાણતો નહતો માટે એક શ્રાવક અંદર ગયો, નિસીહી કહીને, તે એણે જોયુ આચાર્યાદિને તમામને વંદના કરી, તે શ્રાવક આચાર્યની પાસે બેઠો આર્યરક્ષિતે બધુ જોયુ ને તરત શીખી ગયો તે મુજબ સૂત્રોચ્ચાર પૂર્વક વિધિ કરીને તે શ્રાવકની પાસે જઇ બેઠો આચાર્યે તરત કહ્યુ કે આ કોઇ નવો શ્રાવક છે.

આચાર્યે પૂછયુ કે-'આ કોણુ ?'

પાસેના સાધુએ જણાવ્યુ કે 'કાલે રાજાએ જેનો નગરમા પ્રવેશમહોત્સવ કર્યો તે'

આચાર્ય-'અહો ! કેમ આવવુ થયુ ?'

આર્યરક્ષિત-'મહારાજ ! દૃષ્ટિવાદ ભણુવા'

આચાર્ય-'બહુ સારી વાત, પણુ એ આ રીતે ન ભણુાય'

આર્યરક્ષિત-'સાહેબ ! કહો એ રીતે મારે માના વચનને પાળવુ છે'

આચાર્યે કહ્યુ-'આ કપડા કાઢો ને આવા પહેરો પછી ભણો'

આર્યરક્ષિતે બધુ જેમ કહ્યુ તેમ કર્યું અને ભણુવા માડ્યુ તેમાએ પહેલુ આ ભણુાવો એમ નહિ

ગુરૂ કહે એમજ ભણુવાનુ

આર્યરક્ષિત ગુરૂને કહે કે 'મહારાજ ! મને બેસાડયો તો ખરો પણુ મારી પુઠે બહુ છે રાજા સુદ્ધા છે માટે ચાલો રાજા ઉપદ્રવ કરે માટે કૃપા કરી અહીંથી પધારો ગુરૂ નીકળી ગયા અને આર્યરક્ષિત ક્રમે ક્રમે ભણુવુ હતુ એ બધુ ભણુયા

બાપ જ્યારે ઘેર આવ્યો ત્યારે આર્યરક્ષિતની માને પૂછયુ કે, આર્યરક્ષિત ક્યા ગયો ? મા કહે કે ક્યાક ગયો હશે મા મનમા જાણુતી હતી કે મારા દીકરાને દૃષ્ટિવાદ ભણુવામા જરા પણુ તકલીફ આવે નહિ એક વખત મા વિચારે છે કે એક તો ગયો પણુ નાનો ફલ્ગુરક્ષિત બાકી છે આ, મા ! જિન શાસનની આ, મા ! તમારે મા છે કે નહિ ? એક દિવસ મા આર્યરક્ષિતના બાપને કહે છે, 'આયરક્ષિત ગયો તે ગયો મે સાભળ્યુ છે કે અમૂક સ્થળે છે એ તો કાગળ પણુ લખતો નથી જો ફલ્ગુને મોકલો તો એ લઈને આવે'

બાપે કહ્યુ-'ભલે જાય.'

માએ કહ્યુ-'દીકરા ફલ્ગુ ! જા, આર્યરક્ષિતને કહેજે કે તમારા વિના માબાપ ગુરે છે લીધા વિના આવતો નહિ એને અહી લાવવા માટે જે કરવુ પડે તે બધુ કરજે અને કહેજે કે તમે

આવો તો બધા કહેશો તેમ કરશે એ કહે એમ કરવામા તુ જરાએ આચકો ખાઇશ નહિ ' મા સમ્યગદષ્ટિ હતી જાણતી હતી કે આ દીકરો આખા કુટુબને તારે એવો છે ફ ગુરક્ષિત ત્યા ગયો અને કહે છે, 'ભાઈ ચાલો! માતા પિતા તમારા વિના ઝૂરે છે'

આર્યરક્ષિત–'મારે તો અહીં મજા આવે છે, ભણાય છે હુ નહિ આવુ '

ફલ્ગુરક્ષિત–'તે એમ નહિ ચાલે, માએ મને કહ્યુ છે કે લીધા વિના આવીશ નહિ અને કહેવરાવ્યુ છે કે તમે આવશો તો બધાએ તમે કહેશો તેમ કરીશુ'

આર્યરક્ષિત–'એની ખાત્રા શી? હુ કહુ છુ તેમ તુ કરે તો મને ખાત્રી થાય'

ફલ્ગુરક્ષિત–'આપ કહો તેમ કરવાને કબૂલ છુ 'તરત ફલ્ગુ રક્ષિત પણ સાધુ થયા માએ કહ્યુ હતુ કે મોટાભાઇને લાવવામા જે કરવુ પડે તે બધુ કરજે જોયા દીકરા! ફલ્ગુરક્ષિતે એક વાર કહ્યુ કે 'તમે તો અહીંને અહી રહો છો, મા પાસે તો ચાલો' હવે આર્યરક્ષિત આચાર્ય, ગુરૂની રજા લઇ, પાચસે સાધુના પરિ વાર સાથે, જગતના પૂજ્ય, ચાલ્યા આજે માતા મહોત્સવપૂર્વક સામે લેવા આવે છે માને મહોત્સવનો આજે સમય છે, દીકરો દૃષ્ટિવાદ ભણીને આવ્યો કેમ મહોત્સવ ન કરે? આજે પણ આખુ નગર, રાજા સુદ્ધા સામે જાય છે મા, આર્યરક્ષિતના બાપને પણ સાથે લે છે–એના બાપને હજીએ ખબર નથી કે આર્યરક્ષિત કયા રૂપે આવે છે જ્યા નજરે જોયો ત્યા બાપ કહે છે–'આ તો સાધુ થઇને આવ્યો,' પણ બોલી કોણ શકે? પાચસે શિષ્યનો પૂજ્યગુરૂ, આચાર્ય, હવે બોલવાની તાકાત કોની? એ પ્રભાવ જૂદો છે આર્યરક્ષિતની દેશનાથી એમનુ આખુ કુટુબ દીક્ષિત થયુ માત્ર એક બાપ નહિ બાપ પાકો મિથ્યાદષ્ટિ હતો બાપ કહે છે કે–'તે આ કર્યુ શું? મારૂ આખુ ઘર ખાલી કર્યું ! હુ નહિ આવું ' આર્યરક્ષિત–

'તમારી મરજી' બાપ-'પણ એકલો ઘરમા રહુ શી રીતે ?' હૃદયમા ઇચ્છા વિના બાપે પણ આર્યરક્ષિતને કહ્યુ કે 'હુ પણ દીક્ષા લઉ પણ હુ કહુ તેમ કરો તો હુ કમડળ રાખીશ, જનોઇ પહેરીશ, છત્રી રાખીશ, ચપલ પહેરીશ ને ધોતીયુ પહેરીશ-' આચાર્યે કહ્યુ કે 'તેમ-ચાલો' એમને તો બાપને પણ સુધારવાજ હતા ને! પિતાના ઉપકારનો બદલો વાળવો હતો આચાર્ય જ્યા જાય ત્યા ગામના છોકરાને શીખવી રાખે કે બધાને વદન કરજો પણ પેલા ડોસાને વદન કરતા નહિ એ ચીડાય અને પૂછે તો કહેજો કે છત્રી મૂકો તો વાદીએ પહેલે ગામ એવી રીતે છત્રી મૂકાવી એમ બીજા ગામ બીજુ એવી રીતે ચાર ચીજ તો મૂકાવી પણ ધોતીયુ ન મૂકે એ કહે કે ભલે મને ન વાદે પણ ધોતીઉ તો પહેરવાનો આચાર્યે વિચાર્યું કે આ શી રીતે નીકળે ? એક વખત એક સાધુ કાળ ધર્મ પામ્યા આચાર્યે કહ્યુ કે આ સાધુના શબને ઉપાડી લઇ જાય એને બહુ લાભ થાય ડોસા કહે કે 'હુ ઉપાડુ' આચાર્ય કહે કે 'તમારૂ કામ નહિ એમા ગમે તેવા ઉપસર્ગ થાય તોયે હેઠે મૂકાય નહિ હાથ ખસેડાય પણ નહિ' ડોસા કહે કે 'એમા શુ ? પણ મને લાભ લેવા દો' આચાર્યે છોકરાઓને શીખવી રાખ્યુ કે ભર બજારમા ધોતીઉ ખેંચી લેવુ સાધુઓને શીખવી રાખ્યુ કે એ વખતે તરત ચોળપટ્ટો પહેરાવી દેવો બરાબર બજાર વચ્ચે છોકરાઓએ ધોતીયું ખીચ્યુ અને સાધુઓએ ચોળપટ્ટો પહેરાવી દીધો ઉપાશ્રયે આવ્યા, એટલે આચાર્યે કહ્યુ કે 'આ શુ ? ચોળપટ્ટો કેમ પહેર્યો ? ધોતીયું પહેરી લ્યો' ડોસા કહે કે 'હવે નહિ હવે તો એજ' એક આદમી તરે તે કેટલાને તારે! આ બધાનુ નિદાન કોણ ? સમ્યગ્દૃષ્ટિ માતા

હજી એક વાત બાકી રહી ડોસા ભિક્ષા લેવા જતા નથી માગુ એ કેમ બને? આચાર્યે વિચાર કર્યો કે ભિક્ષા લાવનાર ઘણા છે પણ ભિક્ષા લાવવામા સકોચાય એ ધર્મ નહિ એક દિવસ આર્યરક્ષિતસૂરિ સવારમા ઉઠી બીજે ગયા શિષ્યોને કહેતા

ગયા, 'હુ બહાર જાઉ છુ આજે ડોસાને કોઇ ભિક્ષા લાવી આપશો નહિ તમે તમારૂ કરજો' તે દિવસે ડોસાને ભિક્ષા લાવી આપી નહિ, ડોસાએ કહ્યુ, 'આજ આર્યરક્ષિત નથી એટલે તમે ભિક્ષા નથી લાવી આપતા આવવા દો એમને, ઠપકો ખવરાવું' બીજે દીવસે આર્યરક્ષિત આવ્યા એમને ડોસાએ કહ્યુ, 'આ જોયા તમારા શિષ્યો કોઇએ મને ભિક્ષા ન લાવી આપી' આચાર્યે કહ્યુ 'લાવો હુ લાવી આપુ' ડોસા, કહે 'તમારાથી ન જવાય, તમે આચાર્ય છો આચાર્યથી ન જવાય હુ જઇશ' ડોસા પોતે ગયા પુણ્યવાન એવા કે પહેલેજ દિવસે એકજ ઠેકાણેથી ભિક્ષામા બત્રીસ મોદક મળ્યા આચાર્યે વિચાર્યુ કે એમને બત્રીસ મહાન્ શિષ્ય મળશે પછી આચાર્યે ભિક્ષા કેમ લાવવી એ સમજાવ્યુ, નિર્દોષ ભિક્ષાની સમજ આપી આખુ કુટુબ તર્યું જૈન શાસનની મા આવી હોય આજતો મ બાપને મોઢે દીકરો વૈરાગ્યનો વિચાર પણ પ્રગટ ન કરી શકે વાત કરતા પહેલા મોઢે ડુચો દેવાના પ્રયત્નો થાય માટેજ કહુ છુ કે જૈનશાસનમા આજે શ્રી આર્ય રક્ષિતની માતા જેવી માતાઓની ઘણીજ જરૂર છે



## વ્યાખ્યાન ૨૧ મુ

### પડવાની બ્હીકે ન ચઢવુ સારૂ ?



રમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવે કહેલા શાસ્ત્રોનુ શ્રવણ કરવુ, તેની ઉપર શ્રદ્ધાને મજબૂત કેળવવી, અને પછી એ શ્રદ્ધામા મક્કમ રહીને સયમમા પોતાની શક્તિને ખરચવી, તોજ આ માનવ જીવનની સફળતા થઇ શકે સયમ એ દુષ્કર વસ્તુ છે જગતના પ્રાણીગણને એ જલદી ગમી જાય એવી વસ્તુ નથી માટે જેમા એ સયમ ભરેલો છે, એ શાસ્ત્રને

સાભળવા પહેલા એ શાસ્ત્રના કહેનારે સયમ કેટલો સેવ્યો છે એ જાણીએ તો એમના વચનપર શ્રદ્ધા બેસે અને શ્રદ્ધા બેસે તો અમલ થાય અહીં સયમમા એવી કોઈ વસ્તુ નથી કે જે જગતના પ્રાણીને લેવાની લાલચ જાગે આમા તો અનાદિકાલથી સેવેલી વસ્તુને આઘી મૂકવી પડે છે અને નવી લેવી પડે છે પૂર્વકાળમા કદી નહિ પામેલી, નહિ સેવેલી એવી વસ્તુની, ઉલટી દિશામા ચાલનારા અને તેમા જ રાચેના માચેલાને એકદમ ભાવના થાય એ કઇ સ્હેલી વાત નથી માટે આપણે ભગવાન્ શ્રી મહાવીરદેવના પૂર્વભવેનો વિચાર કરીએ છીએ સયમ, એ જો કહેતાની સાથેજ દુનિયાને રૂચિ જાય, અને દુનિયા એનો અમલ કરવા તૈયાર થઇ જાય એમ હોય, તો તો આટલી બધી મહેનતજ ન કરવી પડે જ્યારે આ ભવ-સસાર ભયકર છે ત્યારે દુનિયાના જીવોને ધર્મ ભયકર દેખાય છે દુનિયાની સામગ્રી **દેખીતી મીઠી અને પરિણામે કડવી છે, એટલે સયમ પર એકદમ રાગ થાય એ બનવુ અશક્ય છે** જો કોઇ આત્માને આના તરફ પ્રેમ ન થાય એવુ દેખાય તો પણ તેના ઉપર તિરસ્કાર ન થવો જોઇએ **કોઇ પડે એમા નવાઇ નથી ચઢે એમા નવાઇ છે. પડનારના દષ્ટાતો આગળ ન લેવાય પડે એમા આશ્ચર્ય નહિ, ચઢેલા ચઢી જાય એ આશ્ચર્ય**

ચઢનાર બધા પામી જાય તો મુશ્કેલી શી? કોઇ પતિત પરિણામી થાય, કોઇને પડતો ભાળીએ તો એજ વિચાર કરવો કે એમા કાઇ નવુ નથી એ માર્ગજ એવો છે કે પૂરો બળવાન હોય તે ચઢી શકે એક વાર ચઢીને પડેલો હોય તોપણ જ્ઞાની કહે છે કે એ ઘણો ઉચો છે **પડવાની બીકે નહિ ચઢનાર કરતા ચઢીને પડેલો કેઈ ગુણો ઉચો છે પડવાની બીકે નહિ ચઢેલાની સ્થિતિ નિયત નથી, જ્યારે ચઢીને પડેલાની સ્થિતિ નિયત છે** ચૌદપૂર્વી અનતા નિગોદમા ગયા પણ એનો સસાર કેટલો? નિયત એમ ન માનતા કે ચઢનારમા પડવાની ભીતિજ ન હોવી જોઇએ, પણ

પડવાની ભીતિએ ચઢવુજ નહિ એ ઉચિત નથી આગળ વધવાની પેરવી કર્યા કરે જ્ઞાનીએ બનાવેલ વસ્તુની મહત્તા હૃદયમા ઠસે માટેજ આપણે ભગવાન્ શ્રી મહાવીરદેવના પૂર્વભવોની વિચારણા કરી રહ્યા છીએ એ ભગવાન કયારે બન્યા? આરાધના કરી ત્યારે, આપણને તો શ્રી જિનેશ્વરદેવ, નિર્ગ્રંથગુરૂ અને એમનુ આવુ મજેનુ શાસન મળ્યુ છે નયસારને કાઇ જન્મથી તે મળ્યુ ન હતુ નયસાર તો અકસ્માત રીતિએ થઇ ગયેલા મુનિવરોના યોગે સમ્યક્ત્વ પામ્યા અને ઘોર આરાધના, ક્રિયાઓ કરી તો આજે એ આપણા તારક બન્યા નયસાર નયસારપણામાથી દેવ થયા અને ત્યાથી આવી મરિચી થયા શ્રી ઋષભદેવસ્વામિના શાસનમા મુનિપણુ પામ્યા અગી આર અગના પાઠી બન્યા અખંડ ચારિત્ર્યના પાલક બન્યા પરંતુ કર્મ કોઇને છોડે? જોજો કર્મ કોઇને ન છોડે એમ માનીને 'શુ કરીએ ભાગ્યમા નથી, ઉદય નથી, એમ કહેવાને ટેવાઇ ન જશો, સંપૂર્ણ ઉદ્યમ કરી છૂટયા બાદ, કર્મની સામે થવાય એટલુ થઇ ચૂકયા બાદ ઉદ્યમ ન ફળે, તો કંપતે હૃદયે, 'મારો પાપોદય છે' એમ કહેજો અને એમ કહેતંય સામી છાતીએ કર્મની સામે ઉભા રહેજો કર્મના સ્વરૂપને સમજનાર, કર્મોદયની વાત કરીને ન અટકી જાય ઠોકર વાગે ત્યારે દેખતો આદમી, 'હુ શુ કરૂ, વચમા પત્થર આવ્યો,' એમ ન કહે અને જો કહે તો બીજાઓ એને કહે કે-'છતી આખે ઠોકર વાગે એના જેવી બીજી શરમાવનારી વાત કઇ?' ઉત્તરમા દેખતો પણ એમજ કહે કે 'મારે ધ્યાનપૂર્વક ચાલવુ જોઇતુ હતુ, એ ધ્યાન ન રહ્યુ એનાજ પરિણામે આ ઠોકર વાગી' આખોવાળા પણ રસ્તામા પડેલા પત્થરનો દોષ કાઢે એના જેવી ભયકર વાત બીજી કઇ? આખવાળાએ તો ઠોકર વાગે તો શરમાવુ જોઇએ મનુષ્યની એ ફરજ છે કે ચાલતા આડુ અવળુ જોવુ નહિ અને જોવુ હોય તો ઉભા રહેવું દેખતા મનુષ્યે એવી રીતે ચાલવું જોઇએ કે એને કોઇ પીડા ન કરી શકે, અને ન તો એનાથી કોઇને પીડા થાય

## શુ સસારીને પાપ કરવાની છૂટ છે?

ઇર્યાસમિતિ આદિ અષ્ટ પ્રવચન માતા, એ કેવલ સાધુઓ માટેજ છે કે તમારા માટે પણ છે? જોયા વિના ચાલે તો સાધુને પાપ લાગે ને શ્રાવકને પુણ્યજ લાગે, એમ? જ્ઞાની પુરૂષોએ જે જે વસ્તુની તમારા માટે વિધિ ન બાંધી એનુ કારણ હજી તમે સમજ્યા નથી તમારા માટે જેનુ વિધાન ન કર્યું તેનુ તમારે પાલન નહિ કરવાનુ એમ હોય? દેશવિરતિ શ્રાવક એમ કહી શકે ખરા કે અમૂક હિસા કરવામ યા અમુક નાના નાના અસત્ય બોલવા વિગેરેમા કાંઈજ હરકત નથી? 'સસારીને પાપ કરવાની છુટ છે, એ પાપ કરે એમા વાંધો શો?' આ પ્રમાણે બોલવાથી તો લજ્જા નાશ પામી ગઇ ગુણોના યોગ્યતા ચાલી ગઈ માટે તમે લજ્જા ન ગુમાવો તમે કરો, એનો સસારના નામે બચાવ ન કરો, 'પાપ કરવુ ન જોઇએ, એનાથી મુક્ત થવાય તો સારૂ, એમ કહો, 'થઈ જાય છે, કરવુ પડે છે, એ અમારી આસક્તિનુ પરિણામ છે' કયુ એમ કહેવામા વાંધો નથી પણ કરવુ જોઇએ એવુ બોલતા ન શીખો એમ બોલવાથી આજ મર્યાદા લોપાઇ ગઇ છે દશકા વીશકા પહેલા નાનામા નાનુ વ્યસન પણ છચોક નહોતુ સેવાતુ બાપ કે મોટાભાઈની સામે બીડી પીવી એ ગુહો ગણાતો, ખીસ્સામાથી બીડી નીકળી જાય, બાપ કે ભાઇ જોઇ જાય અને એ ખબર પડી જાય તો બાપ કે ભાઇને મોઢુ દેખાડવુ પણ ભારે થઇ જાય આજે સ્વતત્રવાદના હક્કની રૂએ બાપની પાસેથી બીડી, દીવાસળી લઈ મગાવી આપીને બાપને આપે આ જમાનો જમાના અનુસાર આ બી વ્યાજબી? જમાનો કયો સારો? એ કે આ? આ મર્યાદા જવાથી કઇ હાલત આવી? જૈનશાસનમા રહેવુ ને જૈનશાસનથી વિપરિત જતા દષ્ટાતો લેવા અને તે મુજબ પ્રવૃત્તિ કરવી, એ જૈન શાસનની બેઅદબી કે કઇ બીજુ! ખૂબ વિચારજો વિચાર્યા વિના ઉદ્ધાર નથી ઉદ્ધાર માટે જ્ઞાનીના પગલે ચાલવુ પડશે જ્ઞાનીના એક એક વચન પર તન, મન અને ધન, સઘળાનો ભોગ દેવો પડશે મુક્તિ રસ્તામા નથી પડી કર્મનુ એક પણ અણુ બાકી રહે,

એટલે કે આત્માને વળગેલુ રહે, ત્યા સુધી મુક્તિ ન મળે, તો દુનિયાની એક પણ વાસના બાકી રહે તો મુક્તિ મળે કયાથી? કેવલજ્ઞાન થયા બાદ, જે ચાર કર્મો છે, તે અઘાતિ છે, છતાએ જ્ઞાનીને સંસારમા રહેવુ પડે છે જો આયુષ્ય થોડુ હોય ને કર્મ વધારે હોય તો એ કર્મોને ખપાવવા, અને ખંખેરવા જ્ઞાનીને પ્રબળ પ્રયત્ન કરવો પડે છે કોઇ કોઈ આત્માને ચૌદરાજ લોકમા વ્યાપી બનાવી કર્મ ખપાવવા પડે છે તો તમે જમાનાનુ બહાનુ કાઢીને મુક્તિ જઈ શકશો, એમ? આ શાસનને પામીને ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ કહે છે કે 'જો આ શાસન ન મળ્યુ હોત તો અમારૂ થાત શુ?' આ પ્રમાણે કહેનાર ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિ પહેલા કેવા હતા? એમને પહેલો તો આના પર ભારોભાર દ્વેષ હતો શ્રી જિનેશ્વરદેવના મંદિરમા આવીને જિનમૂર્તિની ઘોર મશ્કરી કરી જનાર એ હતા, પણ અનુભવ લીધા બાદ, આનો સ્વાદ ચાખ્યા બાદ, એ મહાત્મા કહે છે કે-

" कत्थ अम्हारिसा जीवा, दुसमादोसदुसीया।
हा अणाहा कह हुता, जइ न हुतो जिणागमो ॥"

પોતાની પૂર્વની વિદ્વત્તાને અને જ્ઞાનને એ અજ્ઞાન માને છે એ કાંઈ જેવા તેવા વિદ્વાન ન હતા કહેવાય છે કે વિદ્વત્તાના યોગે એમને પ્રતિજ્ઞા હતી કે, 'કોઈ પણ વિદ્વાન ગમે તે શાસ્ત્ર સબંધી વાત બોલે અને જો તે હુ ન સમજુ, તો એનો શિષ્ય થઇ જાઉ' આ પ્રતિજ્ઞા માનસિક હતી છતા અવસરે બરાબર તે પ્રતિજ્ઞાનું પાલન કર્યું એ કેવી મર્યાદાશીલતા છે તે વિચારો આજે આ મર્યાદાશીલતાનો ખરેજ લોપ થતો જાય છે દેવ, ગુરૂ, ધર્મ અને માતપિતા બધા શુદ્ધ જોઇએ બધામા 'સુ' જોઇએ સમ્યગ્દૃષ્ટિને વાતવાતમા સારૂ ખોટુ પારખવુ પડે કર્મસ્થિતિ ભય કર પણ **એને આધીન થવાનુ નથી પુરૂષાર્થને પ્રધાનપદ આપવાનુ છે, પુરૂષાર્થનો ઉપયોગ કર્મને કાઢવામા કરવાનો છે, પણ** ભેળા કરવામા કરવાનો નથી તમે કાંઇ પુરૂષાર્થહીન નથી, પણ તમારો પુરૂષાર્થ જૂદી જાતનો છે કલિકાળ સર્વજ્ઞ ભગવાન

श्री हेमचंद्रसूरीश्वरजी महाराजा एक जग्याए फरमावे छे के-

"तुल्ये चतुर्णां पौमर्थ्ये, पापयोरर्थकामयोः ।
आत्मा प्रवर्तते हत, न पुनर्धर्ममोक्षयो" ॥

चारे पुरुषार्थ पुरुषार्थ तरीके समान छे धर्म, अर्थ, काम अने मोक्ष, पुरुषार्थ, प्रयत्न विना चारमाथी एम्नी पण साधना नथी, छता खेदनी वात ए छे के पापरूप अर्थ काममा आत्मा एकदम प्रवर्ते छे, पण धर्म अने मोक्षमा प्रवर्ततो नथी अहीया जे पुरुषार्थनी वात चाले छे ते अर्थ काम माटे नथी पण मोक्षने साध्य राखी, धर्मपुरुषार्थ साधवानी वात छे कोई प्रसगे पाच कारण पैकी जे जे जीवने जे कारण मुख्य होय ते कहेवाय पण मानवाना पाचे **सम्यग्दृष्टि आत्मा माटे प्रधानता पुरुषार्थनी.** सम्यगदृष्टि आत्मा कर्मना उदयनी सामे ढाली जाीने उभो रहे एम न उभो रहे तो शुभनो उदय तथा अशुभोदय बने नडामा **अशुभना उदय करता शुभनो उदय वधु भयकर छे** अशुभना उदयमा तो आ समारना बधनथी छूटवानी भावना जागृत पण थाय, पण शुभना उदयमा तो रहेवानी, वधु मेळववानी भावना थाय, त्या छुटवानी तो वात शी ? मरिचीने कर्मना उदयथी पतितपणाना विचारो आव्या पण ए कर्मना उदयमाए, ए मरिचीए सम्यग्दर्शन टकाववानो, एमा रहेवानो उपाय जारी ने जागी राख्यो आजे तो पडता पडताए तैयारी पडवानीज थाय छे **आत्माने पूछो के तमारी काळनी खामी आजे पूराणी के वधी ?** दिवसे दिवसे आत्मा सयम तरफ वधे छे के विषय तरफ ? वधवानी वात तो दूर रही पण खाडो पडतो होय तो शु ? रोज आत्मानी परीक्षा करनारो चढे के पडे ? पापनो पस्तावो चालु होय तो एनी पापनी प्रवृत्ति केवी होय ? दुखी अने ते पण दुनिया जूए एवी तोज दुनिया उपर ए जातनी छाया पडे अने ए छाया पडे एटले ईतरनो आत्मा पण सहेजे धर्म तरफ खेचाय

## મુખ્ય કોણ, ધર્મશુદ્ધિ કે વ્યવહારશુદ્ધિ ?

**ધર્મી પાસે અધર્મીને આવતા વાંધો નહિ, પણ ધર્મના વિરોધીને આવતા ગભરાટ થાય ધર્મી કાઇ નિર્દય નથી પણ એની આંખમા એ તાકાત છે** ધર્મી પાસ ધર્મીને જવુ હોય તો એ માને કે મારે માટે ફુલની શય્યા તૈયાર છે અધર્મીને જવુ હોય તો એ માને કે વાધો નહિ, એ ફીટકાર નહિ કરે, પણ વિરોધી તો સમજી જાય કે એની તાકાત વગર અગ્નિએ અને વગર ઉપદ્રવે બાળીને ભસ્મ કરી નાખે એવી છે ત્રણ ખડનો ધણી રાવણ સીતાજીને ઉપાડી લાવ્યો તો ખરો પણ એમની પાસ એને આવવુ ભારે પડતુ હતુ એ સીતાજીના શીલનો પ્રભાવ હતો બીજુ એક પણ કારણ ન હતુ રાવણને અભિગ્રહ હતો કે પારકી રમણીની ઇચ્છા વિના તેના ઉપર બળાત્કાર નહિ કરવો એ નિયમે એના આત્માને વારવાર બચાવ્યો છે રાવણ જ્યારે જ્યારે આવ્યો ત્યારે ત્યારે સીતાજીએ દરેક વખતે એને કડવા શબ્દો કહ્યા છે આ પ્રસગે કોઈ કહે કે સીતા જેવી મહા સતીને આટલો ગુન્હો કેમ, તો એ વ્યાજબી છે ? નહિ જ કારણ કે એ ગુન્હો પણ શીલની રક્ષાને માટે હતો રાવણે એકવાર મદોદરીને સમજાવવા મોકલી હતી કે 'તુ સમજાવ' વારૂ, એ પતિના વકીલ તરીકે સમજાવવા આવનારી મદોદરીમા ડહાપણ કે ગાડપણ ? પતિભક્તિ ખરી કે નહિ ? ખરેખર એ પતિભક્તિ નજ હતી એને પતિના મોહે ફસાવી મદોદરી આવી, બેઠી અને કહે છે, 'અરે સીતા ! સોળ હેજાર અતપુરીનો માલીક, રૂપે કામદેવ જેવો, તારો દાસ થવા ઈચ્છે છે, તો શુ કરવા માનતી નથી, કબૂલ કરી લે અમે સોળે હજાર તારી દાસીની જેમ સેવા કરીશુ આવી તકને ન કબૂલ કરતા, રામચદ્ર જેવા ભટકતા ભીખારીને વળગી રહી, એની ખાતર આવેલા ભાગ્યને પાછુ કાઢે છે, લક્ષ્મી તિલક કરવા આવે ત્યારે મોઢુ વાકુ કરે છે, એ યોગ્ય છે ? સલાહ આપુ છુ કે આ સ્વીકારી લે' સીતા કહે આજે માલુમ પડયું કે એનો યોગ સમાન છે હુ ફીટકાર આપુ છુ કે તુ મારી સામે બેસવા લાયક નથી તને જોઇને મને શરમ આવે છે રાવણ

ભૂલ્યો, તુ પણ ભૂલી ? **પણ વિધિનુ કારસ્તાન એવુ છે કે સરખે સરખાનો યોગ કરે છે '** મંદોદરીની છાતી કંપે છે, મુઝાય કે સીતાજીની આ ઉગ્રતા શીલની રક્ષા માટે હતી મંદોદરી આવતી, તોયે ધ્રૂજતા પગે ઓવતા એ ધ્રૂજતી અને ત્યાથી ઉઠવુ એ ભારે પડતુ ધર્મીમા આ કૌવત જોઇએ વ્યવહારમા રહેવુ એ જીવવા કે મરવા ? આત્માને અંગે વ્યવહાર કે વ્યવહારને અંગે આત્મા ? આ દુનિયાના વ્યવહારમા આત્મા ઝુકયો પણ પછી શુ ? પરલોક માનો છો કે નહિ ? પરલોકને માનનારો આત્મા આ લોકના વ્યવહારમા આટલો બધો લીન થાય ? બીમારીમા હાનિ માનનાર, બીમાર આદમી બીમારી વખતે પણ ખાટલામા સૂવુ હૃદયથી પસદ કરે ? વ્યવહાર એ જો ધર્મબાધક, ધર્મઘાતક બને તો એના જેવી અધમ ચીજ દુનિયામા એક પણ નથી સીતાએ તરત એવા ખોટા વ્યવહારને વર્જી દીધો રાવણ જેવો રાજવી, મંદોદરી જેવી રાણી, એમની સાથે કેવો વ્યવહાર હોય ! પણ એ જ્યારે અધર્મમાર્ગે ગયા, તો હવે વ્યવહાર રાખવાનો હોય નહિ હવે વ્યવહાર રાખુ તો એવો સમય ન આવે એની શી ખાત્રી કે મારો આત્મા પણ પતિત થઈ જાય એવા વખતે શરમ ન ચાલે ત્યા તો ધર્મ એજ જીવન જેટલા જેટલા મુક્તિએ ગયા કે જઈ રહ્યા છે કે એના પ્રયત્નમા છે, તે બધા આવા પ્રસંગે અયોગ્ય વ્યવહારને લાત મારીને ગયા છે

**દુનિયાના અયોગ્ય વ્યવહારને શાસન સાથે કાંઈ લાગતુ વળગતુ નથી** શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ કહે છે-**ધર્મશુદ્ધિ ત્યા વ્યવહારશુદ્ધિ છે** ધર્મશુદ્ધિ વિના વ્યવહારશુદ્ધિ આવે કઈ રીતે ? જેના હૃદયમા ધર્મ બેઠો હોય, તેના ઘરના આચાર, વિચાર, વાતચીત, બધુ જૂદુ જ હોવુ જોઇએ ધર્મ એ પાપ વ્યવહાર ઓછો કરવા માટે છે નહિ કે વધારવા ? આ વાત જો તમારા હૃદયમા ઉતરે તો તમારાથી શાસન ઝળકે દુનિયાની સાધના જીદગી માટે કે દુનિયાની સાધના માટે જીદગી ? તમે દુનિયા માટે કે તમારે માટે દુનિયા ? માની લો કે એક

છોકરાએ બાપને કહ્યુ કે 'બાપા! મેં સર્વ ઉપાય કર્યા હવે એની સલાહ છે કે જો તમે માન ખાતર મરવા તૈયાર થાઓ તો હુ જીવી શકુ કહો બાપા! મને જીવાડવા તૈયાર છો કે કેમ?' બાપ-'બેટા! માન મરી ગયા પછી તો તુ જીવે તોએ મારે શુ કામનો? તુ જીવે એ હું ઇચ્છુ છુ તુ અખડ જીવે પણ મારા ભોગે? હુ તને જીવાડવાના બધા પ્રયત્નો કરુ પણ મારી જીદગી જોખમમા મૂકીને એ કેમ બને? હવે ખુબ વિચારો કે દુનિયાની બધી વસ્તુઓ માટે તમારી જીદગી કે તમારી જીદગી માટે એ બધી વસ્તુઓ? જીદગીનો ઉપયોગ તે સ્વપરના કલ્યાણ માટે હોવો જોઇએ કે સ્વપરના નાશ માટે?

**તમે જ્ઞાનીઓની આજ્ઞા મૂજબ ત્રિકાળ જિનપૂજન કરો, ઉભયકાલ આવશ્યક એટલે કે કરેલા પાપોના પશ્ચાત્તાપ આદિની ક્રિયા કરો, નિરતર વ્યાખ્યાન શ્રવણ વિગેરે કરો તો ભૂખે મરો એ હુ માનતોનથી** આ નિયમ એવો નથી કે શ્રીમતને પણ આમા વાધો આવે આજ કહે છે કે-આ જમાનામા આવી વાતો નકામી છે હુ કહુ છુ કે જે જમાનામા આ વાતો ગઇ તે જમાનો જૈનને માટે એટલે કે આત્મ કલ્યાણના અર્થિ આત્માઓ માટે ભયકર છે આ બધુ કરો અને બાકીના ટાઇમે આજીવિકા માટે પ્રયત્ન કરો તો ભૂખે નહિ મરો કદી ભૂખે મરે તોએ એ એને યોગે તો નહિજ કબૂલ કરૂ છુ કે આરાધક આદમી ઉપર આપત્તિના પહાડ પણ તૂટે, સયમધારી મુનિને કલકો લગાડવામા કમીના ન રહે, પણ એ એમની આરાધના કે સયમના યોગે તો નહિજ, એ આરાધના અને સયમ તો આત્માને પવિત્રજ બનાવે જે બનવાનુ છે તેને દુનિયાની પાપજનક પ્રવૃત્તિ રોકવાની નથી લક્ષ્મીની પ્રાપ્તિમા અનીતિ એ શુ સાધન છે? પૈસા પેદા કરો છો એ અનીતિ આદિનો પ્રતાપ?

વેપારી આખના ઇશારે, બેના બાર લે, ને માને કે હુશીયાર પણ એ હુશીયારી પ્રશસા કરવા યોગ્ય નથી પાચ પચીસ વરસની આ અનીતિ એનો અતરાય ઉભો કરશે કે પરિણામે હજારો

ને લાખો વરસો સુધી નહિ મળે માટે અનીતિ આદિ પાપથી ડરો. ધર્મી વેપારી શું કહે ? લક્ષ્મીને આવવું હોય તો નીતિથી આવે, અનીતિથી આવે તો એ મારે ન કલ્પે આ નિયમ કરશો ? આ એ કઠીન ? ત્યારે તમારે કરવાનું શું ? જો આટલો અનીતિ ઉપરનો પ્રેમ જાય ને નીતિ ઉપર પ્રેમ જાગે તોએ શ્રેય થાય પરલોકને માનનારો વેપારી તો કહે કે 'ભીખારી રહું, ભીખ માગું એ હા, પણ મારે અનીતિથી તો લક્ષ્મી નજ જોઇએ' ધર્મની આગળ દુનિયાના વ્યવહારો જેને તુચ્છ લાગે તે ધર્મી દુનિયાના વ્યવહારો, જો ધર્મના સાધક, સહાયક હોય તો માથા ઉપર, બાધક હોય તો તે ન જોઇયે મહેમાનના જોગે તમે ધર્મક્રિયા ચુકો ! ધર્મીને ઘેર મહેમાન આવે તો ધર્મી કહે, 'પધારો ! વ્યાખ્યાનનો ટાઈમ થયો છે' મહેમાન ના કહે તો કહે કે, 'બેસો ! હુ આવુ છુ' જૈનના મહેમાનને વિચાર કરીનેજ આવવું પડે કે જિનપૂજા, વ્યાખ્યાનશ્રવણ, આવશ્યક ક્રિયાઓ વિગેરેના સમયમા જૈનને ત્યા જવુ નહિ અને જવુ હોય તો એ ક્રિયામા સામેલ થવા તૈયાર રહેવુ અથવા તે ક્રિયામા તેને અંતરાય થાય તેવી એક પણ પ્રવૃત્તિ ન કરવી રાજા મહારાજાઓ યુદ્ધમા પણ કરણીય ભવતા ન હતા ચેડા મહારાજા યુદ્ધમા પણ બે વખત પ્રતિક્રમણ કરતા એ માનતા હતા કે આપણે કૂવે ના છીયે આ યુદ્ધાદિક કરવુ પડે છે પણ તે પાપ છે એ ખાત્રી છે, તો જ્ઞાનીએ બતાવેલું, આપણી ભૂમિકામા રહીને જેટલુ બને એટલુ ન કરીએ તો દશા શી થાય ? **તમારો આત્મા ધર્મના સ્વરૂપને સમજે, ધર્મનો મર્મ તમારા હાથમા આવી જાય, તો દુનિયાનો વ્યવહાર તમારા ધર્મને બાધ કરેજ નહિ** સવારથી સાજ સુધીની તમારી કરણી એવી બતાવે છે અને એ કરણીમા આવતા સૂત્રોમા એકે એક સૂત્ર એવુ છે કે, ત્યાથી પછી તમને બીજે આનંદ આવેજ નહિ

## આત્મબળ કે પુદ્ગલબળ ?

આત્મબલ જૂદી ચીજ છે આજે આત્મબળના નામે કઈ કઇ બોલાય છે જે બલનો ઉપયોગ દુનિયાના પૌદ્ગલિક સાધન

માટે થાય, એ પૌદ્ગલિક બલ કહેવાય છે **જે બલ આત્મ-ધર્મનો નાશ કરે તે પૌદ્ગલિક બલ.** કૃષ્ણજી અને ગજ સુકુમાલજી એ બેમા બળવાન કોણ? આત્મા પુદ્ગલને આધીન થાય એટલે એ આત્મા પણ જડ બન્યો, આત્મતત્ત્વ અવરાઈ ગયું માટે તો ક્રોધાત્મા, માનાત્મા કહેવાય છે **સમ્યગ્દૃષ્ટિ આત્મા, આત્મ સાધના માટે ખર્ચાતા બલની પ્રશંસા** કરે જે આત્મા જડ જેવા થાય, જડને આધીન થાય, એને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ચારિત્રની વાત કેમ ગમે?

એ તો કહે કે-'આ જમાનામા એ વાતો નકામી છે' આ કોણ બોલાવે છે? જડ પદાર્થોની લાલસા પુદ્ગલની લાલસામા પડેલા આત્માઓ જે બળ વિષયપ્રાપ્તિ આદિમા ખર્ચે છે, તે બલ જો સંયમની સાધનામા ખર્ચાય તો કેટલો લાભ થાય? કૃષ્ણ મહા રાજા શ્રી જિનેશ્વરદેવના ધર્મથી વાસિત તો હતાજ પણ જે વખતે એ ભાવનામા એ જોરદાર હતા, એ વખતની આ વાત છે જ્યારે જરાકુમારનું બાણ વાગ્યું, જરાકુમારે આવીને કહ્યુ, 'ભાઈ! ભગવાન્ નેમનાથ સ્વામિએ કહેલુ સાચુ પડયુ' કૃષ્ણ જીએ કહ્યુ 'જ્ઞાનીનુ કહ્યુ ખોટુ થાય નહિ, માટે જા, જલદી જા, હમણા બલભદ્ર આવશે તો મારા પ્રેમના યોગે તને મારી નાખશે. માટે આ મુદ્રિકા લઈને પાડવો પાસે જા અને કહેજે કે દ્વારિકા બળી ગઈ અને કૃષ્ણજી ભયકર અટવીમા આ રીતે મરી ગયા' જ્યારે દ્વારિકા બળી ત્યારે લોકો દોડાદોડ કરતા હતા પણ દેવતા લાવી લાવીને ત્યા પટકતા હતા દેવતાએ ઉદ્ઘોષણા કરી હતી કે બચવાનો એકજ રસ્તો છે અને તે એ કે જેઓ શ્રીનેમ નાથ સ્વામિ પાસે જવા ઇચ્છતા હશે તેઓને ત્યા મૂકી આવ વામા આવશે પણ એ ભાવના વિના બીજે જઈ વસવાની ઇચ્છાએ નાસશો તો પણ તમે બચી શકશો નહિ કહો, આવા સમયે પણ શ્રી નેમનાથસ્વામિના શરણે જઈ સયમી થનારા કેટલા નીકળ્યા? સસારની આસક્તિ, વિષય કષાયની પિપાસા કેટલી બળવાન છે એ જાણવા માટે આ અજબ પ્રસગ છે એ

દ્વારિકાને બળતી જોઇ આખરે કૃષ્ણ ચાલી નીકળ્યા અટવીમા જરાકુમારનુ બાણ વાગ્યુ જરાકુમારને કૃષ્ણજીએ મુદ્રિકા આપી પાડવો પાસે જવાનું કહ્યુ જરાકુમાર ગયા પછી કૃષ્ણમહારાજાની લેશ્યા ફરી 'ઉભો રહે' તુ મને બાણ મારી ક્યા જાય છે? મારી નાખુ !' આ ભાવનાનો પનટો કોના જોરે? એ પુદ્‌ગલનું જોર કૃષ્ણલેશ્યાનુ જોર **બળવાન આત્માના ગુણને પણ જડનો ભયકર યોગ ભૂલાવી દે છે**

**આત્મસત્તા વધે કે કર્મસત્તા?**

આત્માની શક્તિ અનત છે પણ એ અનત શક્તિવાળા આત્માને નાનો સરખો હીરો અર્થાત્ તુચ્છવી સામાન્ય વસ્તુઓ વશવર્તિ કેમ બનાવી દે છે? એ ખાસ વિચારવાનું છે જડની સાથે ઘોર મિત્રાચારી બાધનારને જડ છોડવાનું કહે એ કેવા લાગે? જો સા। લાગે તો તો સાભળનારનો આત્મા જાગૃત છે એમ મનાય શ્રી નદિષેણને દેવીએ બૂમ મારી કહ્યુ હતુ કે ભોગા વળી બહુ છે નદિષેણ બોલ્યા–'ભોગાવળી કેવા! આત્માની સામે ભોગાવળી?' નદિષેણ ઉદયની સામે થયા ઝપાપાત કર્યો ફાસો ખાધો. બધા દેવોએ બચાવ્યો આખરે વેશ્યાને ત્યા રહ્યા તોએ અભિગ્રહ કર્યો કે રોજ દશ જણને પ્રતિબોધ ન કરૂ ત્યા સુધી અન્નપાણી ન લઉં નદિષેણ પડયો પણ હજારોને ચઢાવનાર થયો વેશ્યાને ઘેર બેઠેલો દશ દશ જણને પ્રતિબોધ કરી મોકલે એ કેવો વૈરાગ્ય? વૈરાગ્યની કેવી ઉગ્ર છાયા? વેશ્યાના ઘરમા બેસીને પણ દેશના કઈ? પોતાની જાતને વખોડતો, પણ બચાવ નહિ કરતો ચિરકાલ સુધી દશ દશ જણને પ્રતિબોધ કર્યો આખરે એક મળ્યો એ કહે કે, 'કબૂલ, આપ કહો એ બધુએ કબૂલ પણ તમે કેમ નહિ?' રકઝક ચાલે છે ત્યા વેશ્યા આવી કહે છે કે, 'આવો, રસોઇ ઠરી જાય છે' નદિષેણ કહે કે, 'આ દશમો માનતો નથી' વેશ્યા–'દશમા તમે થાઓ' નદિષેણ–'તૈયાર' એજ વખતે ચાલી નીકળ્યા **અશુભના ઉદયમા ખરાબ સયોગો ઉભા થાય ને શુભના ઉદયમા સારા**

**મ યોગો ઉભા થાય, પણ એ ઉદયને આધીન ન થઇએ તો સુખપૂર્વક આત્મકલ્યાણ સાધી શકાય** ભગવાન્ શ્રી મહાવીરના કેટલા ભવમા અશુભ કર્મો ઉદયમા કેવા અને કેટલા આ યા? દુનિયાના રગરાગ, માનપાન માટે જે કરવામા આવે છે, તે પ્રભુની આજ્ઞાના પાલનમા કરવામા આવે તો કર્મ શુ કરે? **જાગૃત આત્મા આગળ કર્મ મત્તા પણ નિર્બળ થઇ જાય છે** જાગૃત આત્મા આગળ કર્મસત્તાનુ કઈજ ચાલતુ નથી પણ એ આ મા જાગૃત છે એમ ત્યારેજ મનાય કે જ્યારે તે બહિરાત્મ દશાથી પરાડ્મુખ થઈ અતરાત્મદશામા લીન થાય યા અતરાત્મદશાની સન્મુખ થાય

__ત્રણેને લાભ સરખો ક્યારે?__

કરે, કરાવે અને અનુમોદે એનુ ફળ સરખુ બધે નહિ પણ કવચિત્ જે રીતે કરનાર કરે, તે રીતે કરાવનાર કરાવે અને તેજ રીતિએ અનુમોદનાર અનુમોદે, તો તો સમાન જેમ બલભદ્રમુનિ, હરણીયુ અને સાર્થવાહ બલભદ્રમુનિ નગરમા ભિક્ષા લેવા જતા હતા ત્યારે એમના રૂપને જોઇ, નગરની સ્ત્રીઓ ગાંડી થઈ જતી અને કહેવાય છે કે એક સ્ત્રીએ તો દોરડુ ઘડાને બદલે બાળકના ગળામા ઘા યુ તે દિવસથી બલભદ્રમુનિએ અભિગ્રહ કર્યો કે હવેથી વનમાજ મળે તો ભિક્ષા લેવી, નગરમા લેવા જવુ નહિ આ બલભદ્રમુનિ વનમાજ રહે છે આ મુનિના યોગે હરણીયુ પણ શ્રદ્ધાલુ બન્યુ હતુ આ મુનિએ તો વનના સિંહોને પણ શ્રાવક કર્યા હતા, આ હરણીયુ રોજ અટવીમા ફરે ને જો કોઈ સાર્થવાહ આવ્યો હોય તો મુનિને અને સાર્થવાહને ભેગા કરે એક વખત સાર્થવાહ આવ્યો છે હરણીયાએ તે સાર્થવાહને મુનિનો યોગ કરાવ્યો મુનિ વહોરે છે સાર્થવાહ વહોરાવે છે હરણીયુ જૂએ છે, મુનિની ભાવના પણ ઉત્તમ છે ઉત્તમ પાત્ર છે સાર્થવાહની ભાવના પણ ઉત્તમ છે કે, 'અહો કેવા મુનિ! સુપાત્ર! ધન્યભાગ્ય મ્હારા કે અટવીમા આવા મુનિનો લાભ મળ્યો!' હરણીયુ વિચારે છે, 'ધન્ય છે આ સાર્થવાહને કે

જે આવી રીતિએ મુનિની ભક્તિ કરે છે' આવી સરખી ભાવ નામા રહેલા એ ત્રણે પર અકસ્માત થયો ને સમાન ભાવનાના યોગે એ ત્રણે પાચમા દેવલોકે ગયા કરનાર કરે, કરાવનાર ભાવ પૂર્વક કરાવે અને અનુમોદનારનું હૃદય તલસે કરાવનાર તથા અનુમોદના ને તો એમ થાય કે ક્યારે હુ આ પાલખીપર બેસુ? પાલખી શેની? દીક્ષાની કોઈ વખત કરનાર કરતા કરાવનાર, તથા અનુમોદનાર પણ વધી જાય, છતા વ્યવહારમા તો કરનાર જ ઉત્તમ ગણાય **ઘણાએ ગઠીઓ, શ્રીમતો કરતા સુખી હોય છે પણ વ્યવહારમા સુખી શ્રીમત કહેવાય.**

## દુનિયાના વ્યવહાર કોણે કહ્યા?

આતરદૃષ્ટિ તો જ્ઞાની કહે પણ જૈન શાસ્ત્ર વ્યવહારને મૂખ્ય કહે છે પણ તે ધર્મના વ્યવહાર, દુનિયાના વ્યવહાર નહિ દુનિયાના વ્યવહાર જ્ઞાનીએ નિયત ન કર્યા ધર્મના વ્યવહાર, સાધુના, શ્રાવકના, સમ્યક્દૃષ્ટિના આચાર વિગેરે કહ્યા પણ દુનિયાના વ્યવહારો જ્ઞાનીએ નથી પાડયા દુનિયાની ચોરી કરનારો લુટારો પણ અજ્ઞાની નથી ચોરી કરવામા પણ એને જ્ઞાન છે પણ એ જ્ઞાન એ જ્ઞાનજ નથી ન્યાયોપાર્જિત દ્રવ્યોપાર્જન, એમા ન્યાય એ ધર્મ પણ દ્રવ્યોપાર્જન એ ધર્મ નહિ જીદગીભર ન્યાયોપાર્જિત દ્રવ્ય પેદા કર્યા કરો એટલા માત્રથી મુક્તિ ઓછી જ મળી જવાની છે? એક ભાઈ બોલ્યા કે 'ઋષભદેવ ભગવાને અસિ, મસિ અને કૃષિ બતાવી ખરી કે નહિ?' પૂછવામા આવ્યુ કે કઈ અવસ્થામા? 'ગૃહસ્થાશ્રમમા' બસ ભાગ્ય! જો કે આ સબધી મારે ઘણુ કહેવાનુ છે, પણ અવસરે કહીશ આજે ઘણી વાતો દુનિયા પાસે ઉલટાજ રૂપમા મૂકવામા આવે છે શ્રી મહાવીર ભગવાને કૃષિને કર્માદાન કહ્યુ ને ઋષભદેવે ધર્માદાન કહ્યુ છે, એમ તો નથી ને? અસિ, મસિ, કૃષિ માટે શ્રી ઋષભદેવ ભગવાને શુ કહ્યુ છે, એ વિગેરે વાત જૂદીજ છે અને જૂદી રીતે તમારી આગળ ધરવામા આવે છે **નીતિપૂર્વક જે ચીજ કરીએ, પૈસા કમાઈએ, એમા નીતિની પ્રવૃત્તિ એ ધર્મ, પૈસો**

એ અધર્મ વ્યાપાર જણા છે ચારે જણા નીતિથી પૈસો પેદા કરે છે સરખા નીતિમાન્ છે એકે પાચ ક્રોડ ગણ્યા છે, એકે પાચ લાખ ગણ્યા છે, એકે પાચ હજાર ગણ્યા છે અને એકે પાચને ગણ્યા છે નીતિમા બધા સરખા છે, માત્ર અભિગ્રહમા ફેર છે કહો આ ચારમાથી કોણ વધે? ભગવાન શ્રી ઋષભદેવે જે તીર્થસ્થાપના કરી તે વખતે અસિ, મસિ, કૃષિને પુણ્ય સ્થાનક કહ્યુ કે પાપસ્થાનક? ભગવાન્ શ્રી મહાવીરદેવે અસિ, મસિ, કૃષિને પાપસ્થાનક કહ્યુ છે ને ભગવાન શ્રી ઋષભ દેવે પુણ્યસ્થાનક કહ્યુ છે એમ? વીતરાગદશા મેળવનારો અસિ, મસિ, કૃષિને હસ્ત સ્પર્શ પણ ન કરે વીતરાગદશા આવ્યા પછી એ સેવવાની વાતજ ઉડી જાય છે એક ભાઈ-'સ્યાદ્વાદ છે' સ્યાદ્વાદના નામે લોચા ન વાળો સ્યાદ્વાદ એટલે શુ? નિર્જરા કરે તેય મુક્તિ જાય ને બધ કરે તેય મુક્તિ જાય, એમ? અનેકાતવાદનો અર્થ કરો વિષય કષાયને તજે એ પણ ઠીક ને ન તજે એ પણ ઠીક, એમ? મારી વાતને વ્હોરી અણુસમજુ આત્માઓ ઉધે માર્ગે ચઢી જાય એવા ઉદ્ગારો ન નીકળવા જોઇએ **સ્યાદ્વાદના નામે ઉંધી વાતો કરવાથી જૈનશાસનનો નાશ થાય છે સ્યાદ્વાદ એટલે મરજી આવે એમ વર્તવુ એમ નથી** એક ભાઇનો પ્રશ્ન-'આ સસારની અદર બે માણસ છે એકે વ્યવહાર ચારિ ય લીધુ એકે ચારિત્ર લીધુ નથી પણ એની ભાવના ચોવીસ કલાક, મીનીટે મીનીટ, પળે પળ, વીતરાગ દશાની રહે છે, તો આ બેમા શ્રેષ્ઠ કોણ? બીજી વાત-ચારિત્ર લીધુ છે છતા એનામા ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષના અકુર ફુટી નીકળે છે, અને નથી લીધુ એનામાથી ક્રોધ, માન, માયા, લોભ, રાગ, અને દ્વેષના અકુર બળી ગયા છે, આ બેમા શ્રેષ્ઠ કોણ?' મહારાજનો ઉત્તર-આ બેય પ્રશ્નો ઘણા સુદર છે, સમજેના છે એકે વ્યવહાર ચારિત્ર લીધુ છે વ્યવહાર ચારિ ય લેવાનો એનો ઇરાદો કેવળ દુનિયાની પૂજા, કે માનપાન માટે હોય અને તે

ગીતાર્થની નિશ્રામા પણ ન હોય તો તે ભયકર છે પણ વ્યવહાર ચારિત્ર લેનારનો કે પાળનારનો તેવો ઈરાદો ન હોય, ને વીતરાગદશાને સ્પર્શવાનો ઈરાદો હોય, ભલે સ્પર્શી ન શકે, પણ પ્રયત્નવાન્ હોય, તો તે ઘણોજ ઉચો છે બીજી વાત કે જે ચોવીસ કલાક, મીનીટે મીનીટ, ને પળેપળ વીતરાગદશા સેવે છે, તે ત્યાજ કેમ? એક દી, બે દી, પણ પછી એ મહાને માટે સસારમા ટકી શકેજ નહિ એટલે એ વાત પણ વજુદ વિનાની છે વ્યવહારચારિત્રવાળા સાધુને ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષના અકુરા ફુટી નીકળે છે ને દુનિયામા રહેલાના બળી જાય છે, એ વાતનો ઉત્તર એ છે કે પહેલા તો એ વાત તદ્દન અસભવિત છે ક્રોધાદિકના અકુરા દશમે ગુણસ્થાનકે ગયા વિના બળી શક્તાજ નથી આ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વિગેરે કોઈ પણ દુનિયાની વાસનાઓ થાય, તો તે ઉચિત નથી, પણ પ્રભુના શાસનની રક્ષા ખાતર, દેખાવ ખાતર કરવા પડે તે આરાધકદશા છે, "अभिमानोऽपि बोधाय, विषादोऽपि केवलाय!" અહકાર પણ ભગવાનશ્રી ગૌતમસ્વામિને બોધ માટે થયો, અને વિષાદ પણ કેવલજ્ઞાન માટે થયો ભગવાન્શ્રી મહાવીરદેવના નામે કે સ્યાદ્વાદના નામે, જગતના ભોળા જીવોને ઉંધે માર્ગે દોરનારાઓ દોડી રહ્યા હોય ત્યારે ભોળા જીવોને સન્માર્ગની અદર સ્થિર કરવામા મુનિ જો પોતાની શક્તિનો ઉપયોગ કરે તો આરાધક અને ન કરે તો વિરાધક શ્રી જિનેશ્વરદેવના શાસનની અપભ્રાજના થઇ રહી હોય, ધર્મ એ અધર્મ તરીકે ઓળખાય એવી રીતનુ ધર્મના વિરોધીઓ મનમાન્યુ બોલ્યા કરતા હોય, તે વખતે છતી શક્તિએ તેનો પ્રતિકાર કરવાનો એટલે જગતના જીવો ઉન્માર્ગે દોરાઇ ન જાય તેને માટે પ્રયત્ન ન કરતા ખોટી શાતિના પાઠ જપનારા અને જપનારાનુ કહેનારા શ્રી જિનેશ્વરદેવના શાસનને પામ્યાજ નથી એમ કહેવામા લેશ પણ અતિ-

શયોક્તિ નથી માધુ સમતાના માગર, ધ્યાનમગ્ન, અરે કેવલજ્ઞાન નિકટવર્તી હોય છતાએ શાસનની હાનિ થતી હોય, ધર્મના વિરોધીઓ ધર્મનો ઘાત કરતા હોય તે વખતે મુનિ હૃદયમા હિતબુધ્ધિને બરાબર જાગૃત રાખી, ધર્મની રક્ષા માટે જે કાંઇ કરવુ ઘટે તે કરે, સુધારના માટે શિક્ષા પણ કરે, તોય એ આરાધકની કોટિમા છે, કારણ કે જગતના ભલા માટે સન્માર્ગના રક્ષણની જરૂર છે એવી વખતે પણ સમતાની વાતો કરનારાઓ પોતાનુ મુનિપણુ, શ્રાવકપણુ યા સમ્યગ્દૃષ્ટિપણુ ગુમાવી દે છે. ખરી સમતાજ તે છે કે સત્યને સત્ય તરીકે અને અસત્યને અસત્ય તરીકે ઓળખી અસત્યને ત્યજીને સત્યના સેવનમા પોતે લાગી જાય અને શક્તિ મુજબ જગતના જીવોને સત્યાસત્યનુ સચોટ રીતે ભાન કરાવી, અસત્યથી બચાવવાનો અને સત્યના સેવક બનાવવાનો યથોચિત પ્રયત્ન કરે હવે જેનામા વીતરાગદશા આવી જાય છે તે દુનિયામા યથેચ્છપણે રંગરાગ કરવાનુ ઈચ્છેજ નહિ અને તીવ્ર કર્મના ઉદયને લઇને કદાચ સમારમા રહેવુ પડે તો તે એમજ કહે 'હજી જેવો જોઇએ તેવો વિરાગ આવ્યો નથી નહિ તો હુ આ મોહના પંજામા આવી રીતિએ ફસ્યો ન હોત 'મોહના પંજામાથી નીકળવાનો પ્રયત્ન કરવો નહિ અને હુ હૃદયથી વિરાગી છુ, હૃદયથી વિરાગી છુ, એમ કહ્યા કરવુ અને દુનિયાના રંગરાગમા મસ્ત યા કરવુ એને વિરાગદશા કહેવાય કે મનાય કઈ રીતે? અર્થાત્ કોઇપણ રીતિએ મનાય નહિ પ્રશ્નકાર ભાઇ-' મહારાજશ્રીએ કહ્યુ કે ત્યાગબુદ્ધિનું વ્યવહારચારિત્ર ઉચ્ચ છે એ હું માનું છુ અને ઉત્તરાથી મને સંતોષ થયો છે



## વ્યાખ્યાન ૨૨ મુ

### શિથિલતાનો આરોપ સાધનો પગ ન મૂકો



પ્ર મ ઉપ કારી મૂત્ર ા મહર્ષિ ફ માને છે કે શ્રી જિને શ્વ દેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ, શ્રવણ કરી શ્રદ્ધાને શુદ્ધ કરવી અને પછી જેટલી બને એટલી શક્તિ સયમમા ખ ચવી તોજ આ દુર્લભ માનવજીવનની સફળતા થઈ શક તમ છે ' આના સિવાય દુનિયામા બીજી એક પણ ચીજ નથી કે જેના સ્વનથી આ જીવનની સાર્થકતા થઈ શકે, એમ અન ત જ્ઞાનીઓએ પોતાના જ્ઞાનમા જોયુ અને તે પછી જગતના ક યાણ અર્થે ફરમા યુ આ સિવાય બીજી વસ્તુ આ જીવ નની સફલતા માટે હોત તો આ જ્ઞાનીઓ કહ્યા સિવાય રહ્યા ન હોત, પણ આ ત્રણ સિવાય ચોથામા જીવનની સાર્થકતા એમને દેખાણી નહિ મનુષ્યપણાને પામેલા, જો આ મનુ યપણાની મહત્તા ન સમજે, એને જો આ કર્તવ્યો તરફ વિશ્વાસ ન જાગે, તો મળેલા આ માનવજીવનની સફલતા કરી શકે તેમ નથી જ્ઞાની તો કહી શકે, રસ્તો બતાવી શકે, પણ અમલ તો આપણે કરવો પડશે

**જ્ઞાની આજ્ઞા કરે તેને જે પાળે તે તરે અને જે વિરાધે** તે ડુબે આજ્ઞા પાળવી હાથમા છે, આજ્ઞા ઉપર પ્રેમ જાગે, વિશ્વાસ બેસે, માટે આપણે ભગવાન્ શ્રી મહાવીર દેવના પૂર્વભવોની વાતો કરીએ છીએ ભગવાન્ શ્રી મહાવીરના ભવની એટલે કે છેલ્લા ભવની કારવાઇ તો એ પોતેજ કરે એ કરવાની તાકાત આપણામા નથી આપણાથી જો એમની આજ્ઞાનું પાલન થઇ જાય તોએ બસ છે આપણે સાધકદશામા આવી જઇએ તો ઘણુ છે આપણે સાધક બનવુ પડશે સાધનાની જેટલી વિધિ એ બધી સાધક સેવે અધૂરી ન મૂકે વિદ્યાની સાધના કરવાની ઇચ્છા રાખનાર સાધક,વિધિ બતાવનારે જેટલી

વિધિ બતાવી હોય, તે વિધિમાંથી લેશ પણ જતી ન કરે સાધકે વિધિ મૂકી તો વિદ્યા તો સિદ્ધ ન થાય પણ ઉલટો ઉપદ્રવ ઉભો થાય સાધક સ્વેચ્છાને વેગળી મૂકે, વિધિનો જાપ કરે, વિધિ ન વીસરાય તેની કાળજી પૂરેપૂરી રાખે એ સાધક સમજે છે કે વિધિના પૂરા અમલ વિના વિદ્યાની સિદ્ધિ નથી દુનિયાની નહિ જેવી વિદ્યાની સાધના માટે સિદ્ધ પુરુષ પ્રત્યે અખંડ પ્રેમ રાખે અને વિધિનો પૂરેપૂરો અમલ કરે તો જ એ વિદ્યા, સિદ્ધ અને સ્થિર થાય, તેમ અહીં પણ સિદ્ધિપદની પ્રાપ્તિ માટે શ્રી જિનેશ્વરદેવ પ્રત્યે પરમ શ્રદ્ધાળુ બની શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને અણડપણે આરાધવી પડશે, નહિ તો સાચા સાધક નહિ બની શકાય સાધક પોલા હોય તો પોતાનુ બગાડે પણ સાધન પોલા હોય તો શુ થાય? સાધનને સાધી શકાય તેવા સાધકે બનવાનુ કે સાધકને અનુકૂળ સાધને બનવાનું? સાધકે સાધનને સાધવા બળવાન બનવુ જોઇએ પણ પોતાની શિથિલતાને લીધે સાધનને શિથિલ બનાવવાનો આગ્રહ ન કરવો જોઇએ આત્માના ધર્મ દબાઈ ગયા છે, એ ખુલ્લા કરે તો આત્માની તાકાત તો એની એજ છે, આ તો ધર્મની પ્રાપ્તિ કરવી છે, આત્મધર્મની પ્રાપ્તિ કરવી છે, પણ સાધનો પૂરી રીતે સેવવા નથી જેટલો મેલ વધારે તેટલો ખાર વધારે જોઇએ કપડુ ઘાચીની ઘાણી જેવુ હોય તો સાબુની ગોટીથી ન ચાલે એ ગરમ ખારમા બાફવુ પડે જોઇતો બાફ ન થાય, ખાર પૂરેપૂરો કપડામા ન ઘસે, ત્યા સુધીએ મેલ જાય નહિ અમે મેલા રહીએ, પણ સાધનને મરજી મૂજબ લેવીએ, એ કાઈ ચાલે?

તમે પૂજા કરો, ઠોરી વાહનાહ્ય કરો, પણ આજ્ઞાનો અમલ ન કરો ત્યા સુધી સિદ્ધિ નથી સિદ્ધ કરવાની વસ્તુ કઠીન, તેમ સાધના કઠીન સાધન હોય તેવા બનવાની તેવડ તમે કરો, પણ તમે હો તેના સાધનને બનાવવાની મહેનત ન કરો મરિચી સાધનને સાધવા અસમર્થ બન્યો, સયમ લીધુ, કર્મને આધીન થઈ શિથિલ થયો, પોતે પોલો બન્યો, પોતાને એમ લાગ્યુ કે મારાથી આ નહિ બની શકશે, છતા

એમ ન કહ્યુ કે આવા સાધન ન જોઈએ પણ એમ કહ્યુ કે 'હુ નિર્ગુણી છુ, ભવાભિનંદી છુ' આજે શિથિલતાનો આરોપ, સાધનો ઉપર કરવામા આવે છે અને ઉલટુ એમ કહેવામા આવે છે કે 'અમારી ભાવના તો ઘણીએ છે પણ વસ્તુ કયા છે? ખામી સાધનોમા છે આજના સાધન બતાવનારા અમને અનુકુલ બતાવતા નથી'

## લોક સંજ્ઞામા ન ઘસડાઓ

તીવ્ર કર્મોદયની વાત જુદી છે, બાકી સમ્યગ્દ્રષ્ટિને જેવી તેવી સામગ્રી મુઝવી શકતી નથી સામાન્ય કર્મ પુરુષાર્થ પાસે ફાવી શકતા નથી, એમ સમ્યગ્દ્રષ્ટિ માને છે

### સમ્યગ્દ્રષ્ટિ મિત્ર કોનો?

મહામહોપાધ્યાય શ્રીમદ્યશોવિજયજી ગણિવર ફરમાવે છે કે,

' લોક સંજ્ઞાથકી, લોક બહુ બાઉનો,
રાઉનો દાસ તે સવિ ઉવેખે,
એક તુજ આણશુ, જેહ રાતા રહે,
તેહને એહ નિજ મિત્ર દેખે "

(સાડા ત્રણનો ગાથાનુ સ્તવન)

લોકની સંજ્ઞાથી લોક ગાંડો બની ગયો છે, ચોમેર લોકનીજ વસ્તુ દ્રષ્ટિમા આવ્યા કરે છે ઉપાધ્યાયજી મહારાજ પ્રભુને આ મૂજબ વિનતિ કરતા કહે છે કે, આપનો જે દાસ તે એ બધી લોકસંજ્ઞાની ઉપેક્ષા કરે છે અને તારી આજ્ઞામાજ એક જે રક્ત રહેલા છે, તેનેજ તે પોતાના મિત્રસમ લેખે છે સમ્યગ્દ્રષ્ટિ વાત વાતમા, વ્યવહાર, લોક, હુ ને મારૂ ભૂલી જાય પરવસ્તુમા મારાપણાની બુદ્ધિ ખસેડી નાખે તો સમ્યક્ત્વમા સ્થિરતા બને લોકસંજ્ઞાની પૂઠ ઘસડાનારો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને સમ્યક્ પણે આરાધી શકે નહિ સમ્યગ્દ્રષ્ટિનુ ધ્યેય એજ કે વડીલ, મિત્ર, બંધુ, સર્વ તે, કે જે સર્વજ્ઞ પ્રભુની આજ્ઞામા રક્ત હોય બીજા એને ન પાલવે આવાને કર્મ કરે શુ? કર્મની શક્તિ

અનંત પણ જડ તમે ચૈતન્યવાન જાગ્રત થાઓ તો કર્મને દૂર થયા શિવાય છૂટકોજ ક્યા છે? કર્મના ઉદયે, ભગવાન શ્રી મહાવીરદેવ ઉપર કંઈ કરવાની કમીના રાખી છે? બન્યું તેટલુ કર્યું પણ ચૈતન્યવતા આત્માને કર્મ કરે શુ? કર્મની તાકાત કેટલી? કર્મ તો માત્ર યા નગ્સા મંજોગો ઉભા કરે, પણ મુઝાવુ કે નહિ એ તો આત્માને આધીન આજે તો કહે છે કે શુ કરીએ? દુનિયા અમને ઘમડી જાય છે, પણ આજ્ઞામા મક્કમપણે ઉભા રહો તો દુનિયા તમને શી રીતે ઘસડી જાય? એમ કહો કે તમારાથીજ આજ્ઞામા ઉભા નથી રહેવાતુ આગળ વધીને એમ કહો કે આજ્ઞામા ઉભા રહેવામા તમારૂ હૃદય કયાનુ દેખતું નથી જે દિવસે તમારૂ હૃદય આજ્ઞામા મક્કમપણે સ્થિર થાય, નિશ્ચિત બને, તો તમારા મંયોગો પણ સ્થિર થઈ જાય મગમ 'પણ' કરીને અટકો હતો કે છો, નહિ, પણ અંતે શુ? મગમને ભગવાન શ્રી મહાવીર પ્રત્યે શ્રદ્ધા નથી, પ્રેમ નથી, ઉલટુ ખરાબ કરવાની ભાવના ચાલુ છે, પણ અંતે એમ કહીને જવુ પડે છે કે -'ભટ્ટારક, આપ સુખપૂર્વક વિહાર કરો હુ નમસ્કાર કરૂ છુ અને જઉ છુ' સમ્યગ્દૃષ્ટિ આત્માને એકદમ કર્મ કંઈ કરી શકતા નથી તીવ્રોદયવાળા આત્માને કર્મ એવી કફોડી સ્થિતિમા મૂકે કે જેથી આત્મા એને આધીન બને, પણ સ્વચેત આત્મા સન્માર્ગના પ્રેમને ન છોડે મરિચી તીવ્ર કર્મના ઉદયથી પાછો હઠ્યો, પતિત પરિણામી થયો, પણ એમ ન કહ્યુ કે 'સર્વજ્ઞે આવુ કઠીન કયા બતાવ્યુ? મારા જેવા ઉપર, શ્રમણપણાના મેરૂ જેટલા ભાર મૂકતા પહેલા સર્વજ્ઞે વિચાર તો કરવો જોઈએ? આવુ સંયમ હોય? આટલી કઠીનતા મનુષ્યથી બને?' ભાવના આપણી ન ટકે, વિષયકષાયના લાલચુ આપણે બનીએ ને ખામી માર્ગપ્રણેતાની કાઢવી, એ કયાનો ન્યાય? આજે કેટલાક તરફથી કહેવાય છે કે, 'મંદિરમા જઈએ છીએ પણ ભાવનાજ ટકતી નથી એટલે શુ જઈએ? સાધુ પાસે જઈએ તો છોટાજ

ઠોઠો, આ નહિ ખવાય, આ નહિ પીવાય, જૂઠ નહિ બોલાય વિગેરે વિગેરે કહે આ આપણને કેમ પાલવે ?' પણ વિચારતા નથી કે એમા દોષ કોનો ? કેટનાક કહે છે 'આજે મદિરેમા ઘોઘાટ બહુ છે' વાત પણ એ તો કહો કે બજારમા ઘોઘાટ કેટલો છે ? અને કેવોક છે ? કહોને કે ઘણોય છે છતા ગ્રાહક સાથે વાત કરતા, પૈસા લેતા કે જમા ઉધાર કરતા વેપારી ભૂલે ? હવે એ કહો કે અહીં મદિરમા ઘોઘાટ કયો ? કોઈ કહે કે 'મભવ જિનવર વિનતિ' અને કોઈ કહે કે 'સિદ્ધારથનારે નદન વિનવુ ' આ ઘોઘાટ પણ પ્રભુને વિનતિનો, બીજો તો નહિ-જને ? બજારમા ઘોઘાટ કયો ? લો લો, ઘરરર, ઘરર, વિગેરે કે બીજો ? પ્રભુમદિરમા થતો ઘોઘાટ એવો નથી કે જે આપણી ભાવનાને ઉધે રસ્તે લઈ જાય જો કે હાલ જે રીતિએ બોનાય છે એમ બોલવાને છૂટ નથી ગભીર સ્વરે, મધુર સ્વરે, બીજાને ખલલ ન થાય, **એવી રીતે સ્તુતિ કરવી જોઈએ, પણ એવી રીતિએ સ્તુતિ ન કરવી કે જેથી સામાને ખલલ થાય** અસ્તુ અહીં તો આપણો મુદ્દો એ છે કે ભાવના નથી ચોટતી એનુ કારણ શુ ? એનુ કારણ ઘોઘાટ વિગેરે નથી પણ આત્મા પોતે વિષયકષાયમા પામર બન્યો છે, તે છે. અરે વીતરાગદેવની મૂર્તિ સામે જેનો આત્મા ન ઠરે એમા દોષ એ વીતરાગ પરમાત્માની મૂર્તિનો કે સ્તુતિ કરનારાઓનો ? પણ **આજકાલ પોતાના દોષનો આરોપ અન્ય ઉપર મૂકવાની અને પોતાના દોષને છુપાવવાની કુટેવ પડી ગઇ છે** મરિચી સમ્યગ્દૃષ્ટિ હતો શ્રમણપણું પાળવાની પોતામા તાકાત ન દેખી એટલે કહ્યુ કે 'હુ નિર્ગુણ છુ, ભવાકાક્ષી છુ ' પણ એમ ન કહ્યુ કે, 'સયમજ એવુ છે કે પાળી શકાય તેવુ નથી ' વળી જે શ્રમણધર્મને સખ્યાબધ આત્માઓ પછી તે ચાહે તો નાના હોય કે મોટા હોય, છતા પાળી શકતા હોય તેને ખોટુ કે ન પાળી શકાય તેવુ છે, એમ તે પાળવાની ભાવનાવાળા કેમ કહી શકે ? આજે તો કેટલાક જે ચીજ આરાધવી જોઈએ તે ન બને, એટલે તે વસ્તુ ઉપર અને તે વસ્તુના

આરાધક ઉપર પણ કનક લગાડતા વાર નથી કરતા, કારણ કે વસ્તુ અને વસ્તુના આરાધક તરફ જેવી અને જેટલી જોઇએ તેવી અને તેટલી સાચી પ્રીતિ નથી. મરિચી પડયો, પણ ચઢીને, અનુભવ લઈને, સ્વાદ ચાખીને જ્ઞાની કહે છે કે આત્મા, **પડે એ સંભવિત, પણ સ્વાદ ચાખી જાય તો કોઇને કોઇ કાળે પણ પામ્યા વિના નહિ રહે.**

કોઇ પડે ત્યારે શું વિચારવું જોઇએ?

તૂટી જશે એ ભયથી, નિયમ ન લઈ વસ્તુથી વંચિત ન થાઓ પણ શરત એટલી કે નિયમ લેનારામાં, 'ભલે તૂટી જાય, તૂટી જાય તો વાંધો નહિ, એ ભાવના ન જોઇએ ચઢીને પડેલા કાંઇ ઓછા નથી પણ એમનો સંસાર કેટલો ' નિયત એટલે કે અર્ધા પુદ્ગલપરાવર્તની અંદર નક્કી તે મુક્તિમાં જવાનાજ, એમાં જરાપણ શંકા નહિ પણ ચઢનારની ભાવના પડવાની ન જોઇએ, તે પડવા તરફ બેદરકાર ન રહેવો જોઇએ, પડનાના સાધનોથી આઘો રહેવો જોઈએ ચોરીને કબાડ સાવધ રહેનારો જો'એ તટી જશે એ વિચારથી ઉત્તમ પ્રકારના નિયમોથી વંચિત ન રહેવું જોઇએ તરે તો દોષ જરૂર એનું પ્રાયશ્ચિત પણ ખરૂં, ને પડ્યા પછી બેદરકાર બને તો એ ઘોર પાપી ખરો, પણ એ ઉપરથી લેવું નહિ, એમ નથી આવો બગીઓ પગ પડ્યો તો મારે વધારે સાવધ થવાની જરૂર છે, પણ એમ નહિ કે આના પડે તો અમારૂં શું? ફલાણા ભાગ્યા, ફલાણા ભાગ્યા, અમારૂં શું ગજું? પહાડના શિખરનો ભાગ છે જેના ઉપર એકજ પગ રહી શકે છે, નીચે બંને બાજુ સો હાથ ઉંડી ખાઈ છે, જેમાં ભયંકર ઝેરી જીવો છે, કાંકરા કાંટા ને પથરા પડેલા છે, પવનના ઝપાટા વાઈ રહ્યા છે, ત્યાં એક પછી એક ચાલનારા ચાલે કેવી રીતે? આડું અવળું જૂએ? આંખ કયાં હોય? આડું જૂએ તો ગબડે કોઈ પડે, કોઇ કહે કે પડયો, તો ઉત્તરમાં કહે કે હોય, પડે, પણ તમે સાવધાનીથી ચાલ્યા આવો પડનારને જોવામાં તમે ન ગબડો એની ખૂબ કાળજી રાખો

ચઢનારના નામ યાદ રાખતા નથી કે રહેતા નથી? આપત્તિ સમયે રક્ષા કરવી કે બારણા ઉઘાડા કરવા? જે કાળે ધર્મ માટે મજબૂત બંધન જોઇએ ત્યારે ઓછા બંધનની વાતો કરવી એ કઈ રીતિએ વ્યાજબી છે? ચોથા આરા કરતા પાંચમામા બંધન વધુ જોઇએ કે ઓછા જોઇએ? કહે છે કે પરિવર્તનની જરૂર છે તે પરિવર્તન સ્વચ્છંદતાને અંકુશમા લેવા કે ખૂલ્લી મૂકવા? પરિવર્તનની પણ અમારે ના નથી, બાવીસ તીર્થંકરોના શાસનમા ચાર મહાવ્રતો હતા ભગવાન્ શ્રીમહાવીરે પાંચ મહાવ્રત કર્યા એનુ કારણ? ભગવાન જાણતા હતા કે **પંચમકાળના જીવો, બારી નહિ હોય ત્યા પણ મૂકશે, હશે તો વધુ કરશે, નહિ હોય ત્યા કોચીને કાણુ કરશે, એવા છે જીવોની યોગ્યતા જના માડી એટલે ભગવાને એવુ બંધન (અંકુશ) મૂકયુ કે જેથી બારી મૂકવા માગે તોયે ન મૂકાય** વાડ આવે ત્યા તાળા કે બારણા કેવા જોઇએ? એ ધાડ જેવા ભયંકર નનગે બા । પાડવાની વાતો કરનાર તે રક્ષક કહેવાય કે ધાડપાડુ અગર ધાડપાડુના સાથી કહેવાય? **છીંડા મૂકવા એનુ નામ પરિવર્તન ન કહેવાય** 'પૂર્વાચાર્યોએ ઘણુ પરિવર્તન કર્યું છે' એમ બોલો છો, પણ શુ કર્યું એ જાણો છો? એમના પરિવર્તનો સાવદ્ય કે નિરવદ્ય? સાવદ્ય એટલે પાપવાળા, અને નિરવદ્ય એટલે પાપ વગરના **એ પાપ વગરના પરિવર્તનમા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનો અમલજ છે અહી પરિવર્તનનો વિરોધ નથી વિરોધ પાપનો છે પાપ વગરના જેટલા પરિવર્તન થાય એટલા નિરવદ્ય અને પાપનો વિરોધ તો ધર્મી માત્રને જોઇએ**

<u>હાથ કયા ઘાલવો, ચલામા કે ઓલામા?</u>

પોતાથી વસ્તુ ન આરાધાય તેમા ખામી ભગવાનની, ભગવાનના શાસન વિગેરેની, એમ? મરિચીએ, મહાવ્રતની, શ્રમણપણાની, પ્રભુના ચારિત્રની, પ્રભુના મુનિની, શાસનની, સાક્ષાત્ પ્રભુની, એક પણ ખામી ન કાઢી, માત્ર પોતાનીજ ખામી કાઢી

મદિરમા ચિત્ત ન ચોંટે, પ્રભુએ કહેલ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ ચારિત્ર ન ગમે, સાધુની વાત ન રૂચે, તો દોષ કોનો? કહો કે પોતાના આત્માનો જે આત્મા નિર્ગુણી, ભવાભિનંદી હોય તેને ન ગમે, એ સીધીજ વાત છે બાકી જે આત્માની ભવાભિનંદિતા ઘટી હોય તે આ માને તો શ્રી જિનમૂર્તિના દર્શનથી આનદજ થાય એટ શ્રી જિનમૂર્તિના દર્શનથી આર્દ્રકુમારનું કલ્યાણ થઇ ગયુ અનાર્ય દેશના શ્રી જિનમૂર્તિએ શુ કામ કર્યું? અનાર્ય દેશના પાટવીને મુનિ બનાવ્યો, માતપિતાદિના મોહથી નહિત બનાવ્યો, ને રાજ્યની મમતાથી મુક્ત કર્યો અભયકુમારે આ એવુ કામણ કર્યું કે એ અનાર્ય દેશનો, માબાપનો, અને રાજ્યનો મટી આર્ય દેશનો બન્યો, અને ભગવાન શ્રી મહાવીરદેવનો પૂજારી બન્યો જ્યારે અનાર્ય દેશના પાટવીની ભેટ આવી ત્યારે શ્રી અભયકુમાર વિચારે છે કે મારે આના બદલામા, મારી માટે મિત્રાચારી કરવા ઇચ્છનારને, હીરા, માણેક ને પન્ના મોકલવા કે બીજુ કાઇ? આ જાતની ઉત્તમ ભાવના ભાવનાર શ્રી અભયકુમારને તથા એમના પિતાશ્રીને ઓળખો છો? શ્રી અભયકુમાર પિતાના પરમ ભક્ત છે પિતાની સેવાના રસીયા છે શ્રેણિકમહારાજની અભયકુમાર ઉપર એટલી પ્રીતિ છે કે ગાદી ઉપર બેસ એવુ ઇચ્છે છે ગાદીના હક્કદાર પણ એજ છે ગાદી ઉપર અધિકાર એમનો છે શ્રી શ્રેણિકે ગાદી ઉપર બેસવા માટે ઘણો આગ્રહ કર્યો અભયકુમાર ઉત્તરમા એમ કહે છે કે 'આપનુ કહેવુ ઠીક છે પણ થોડો સમય આપ રાહ જૂઓ' અભયકુમારની ઇચ્છા હતી કે પિતાશ્રીની આજ્ઞા માનવી પણ જો મારી મુનિ થવાની ભાવનામા બાધ ન આવે તો એમણે ભગવાનને આવીને શુ પૂછ્યુ? રાજ્ય લઉ કે નહિ, એમ? આજ તો પ્રશ્ન પૂછતા પણ નથી આવડતા શ્રી ઋષભદેવસ્વામિના અઠાણુ પુત્રોએ પ્રભુને પ્રશ્ન કર્યો હતો કે 'ભરતની આજ્ઞા માનીએ યા નહિ?' આ પ્રશ્નના ઉત્તરમા ભગવાન શ્રી ઋષભદેવસ્વા[illegible] કે 'સમજો સમજતા કેમ

નથી ?' આ ઉત્તર સાભળીને તે પુત્રોએ એમ ન કહ્યુ કે, 'આ ઉત્તર છે? આના માનવી કે નહિ એનો આ ઉત્તર છે? હા કે ના કહો' તમને કોઈ પૂછે કે, 'ચૂલામા હાથ ઘાલુ કે ઓવામા' તો શુ કહો? કહોને કે એમજ કહેવુ પડે કે, 'ગાડા, બેયમા અગ્નિ છે' પણ નાર એવી ધૂનથી આવે છે કે જેમાથી એકમા તો હાથ ઘાલવો જ છે, તો એને સમજાવ્યા વિના હા કે ના શી રીતે કહેવાય? 'ના' કહેવાથી માને નહિ અને 'હા' કહેવાથી બળવાનો કે ભરતની આજ્ઞા માનવી કે નહિ? જો ભગવાન ના કહે તો તો વડીલની આજ્ઞા ન માનવી એમ ગણી, અયોગ્ય આત્માઓ ઉચ્છૃખલ બની જાય સ્વચ્છદાચારીઓને માર્ગ મળી જાય 'હા' કહે તો કારમા વડીલો ફાવી જાય પ્રભુ કહે છે 'સમજો વિચાર કરો' પૂછવા આવ્યા હતા કઇ અને ભગવાને સમજાવ્યુ કઈ એવુ સમજાવ્યુ કે જે મુકુટ માટે ભરત સામે લડવાની ઇચ્છા રાખતા હતા, તે મુકુટજ ઉતારી નાખ્યા ઉત્તર તો આવા હોય આ જમાનામા 'હા' કે 'ના' કહેવી ભયકર છે **આ જમાનામા ધર્મનો પ્રચાર કરવો હોય તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા દુનિયાના હૃદયમા ઠસાવવા ઇચ્છનારે પ્રશ્નકારની સામે પહાડની માફક અચળ રહેવુ પડશે** કપી ગયે કે ધ્રુજી ગયે નહિ ચાલે અને પોતે જે ભૂમિકા, જે સ્થાન ઉપર સ્થિત છે તેને બરાબર સાચવવુ પડશે સ્થાન છોડયુ તો રહ્યુ શુ? અભયકુમારે પૂછ્યુ 'ભગવન્! આપના શાસનમા છેલ્લો રાજર્ષિ કોણ?' અભયકુમારની ઇચ્છા એ હતી કે ગાદી ઉપર બેસી પ્રભુનુ સયમ પામી શકાય એમ હોય તો પિતાની આજ્ઞા માનવી પ્રભુએ કહ્યુ, 'ઉદાયન થઈ ચૂકયા!' અભયકુમારે આવીને કહ્યુ, 'પિતાજી! કોઇપણ ભોગે હવે મારે આ રાજ્ય ખપે નહિ ભગવાને કહ્યુ કે છેલ્લા રાજર્ષિ થઇ ચૂકયા મારે તો સયમ લેવુ છે' શ્રેણિક મહારાજા મુઝાયા કે આગ્રહી થયા? શ્રેણિક મહારાજાએ એમ ન કહ્યુ કે 'બાપ હુ કે એ?' તમારા બાપ કોણ? (સભામાથી) ભગવાન શ્રી મહાવીર બાપ તો માન્યા, હવે કરવાનુ શુ?

શક્તિ મુજબ એની આજ્ઞાનુ પાલન ભગવાન શ્રી મહાવીરદેવની આજ્ઞાના પાલનમા શ્રેય સમજનાર આત્માએ માતા પિતા આદિ વડીલવર્ગની આજ્ઞા માનવી જોઈએ એમા ના નહિ, પણ કઈ આજ્ઞા માનવી? હિતકર હોય તે એટલે કે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી વિરૂદ્ધ ન જતી હોય તે ઊટો હવે માતા પિતા આદિ વડિલવર્ગ ખોટી આજ્ઞા મનાવવા આવે તો બને? અભયકુમારે કહ્યુ કે મારે તો સયમ લેવુ છે એટલે રાજ્ય લેવુ નથી શ્રેણિક મહારાજા મૌન રહ્યા એટલુ જ નહિ પણ અભયકુમારની વાતનો સ્વીકાર કર્યો એ બાપ અને દીકરા ભગવાન મહાવીરની વાત આવી ત્યા શ્રેણિક મહારાજા ચૂપ તમે કોની વાત માનો? તમારો દીકરો તમને કહે કે બાપાજી મારે સસાર છોડી સયમ લેવો છે, તો તમે શુ કહો? આજ કેટલાક તો કહે છે કે 'દકુડો જોયો છે? પૂરી મૂકીશ ઓરડીમા તને જવાની, સાધુ પાસે અપાસરે જવાની ટ આપી એનુ આ ફલ?' ડાહ્યો દીકરો હોય તો વિનયપૂર્વક કહી શકે છે કે, 'દેરાસર મને શુ શીખવા મોકલ્યો હતો? સાધુ પાસે શુ વેપાર શીખવા મોકલ્યો હતો? આનુ વળી સયમ આદિ ભાવનાની પ્રાપ્તિ શિવાય બીજુ ફળ કયુ હોય?' કયા દીકરાની આજે આવુ પૂછવાની, કહેવાની તાકાત છે? પણ બાપ એ બોલવાની તક આપે તોને? સતાનને આજ્ઞાપાલક બનાવવા હોય તો તમે આજ્ઞાપાલક બનો શ્રી જિનેશ્વરની આજ્ઞાને હૃદયમા સ્થાપો પાપની શેખાઇ કરતા મૂજો શ્રી જિનેશ્વરની આજ્ઞા વિરૂદ્ધ બોલતા કપો શહેનશાહતની સામે જે ધમાલ થાય છે એ આજ્ઞાપાલકપણુ છે? તમારી શહેનશાહત સામે ફરજ શુ છે? એ અન્યાય કરે છે એમ બોલો છોને? ૧૯૨૦-૨૧ ની સાલ ભૂલી ગયા તાલીઓ પાડી પાડીને તમારા હાથ રાતા થઈ ગયા હતા એ ઘડી આજ્ઞા માનવાનુ કયા ભૂલી ગયા હતા? જરા બોલો એ વખતે આજ્ઞા યાદ નહોતી આવતી એના કારણનો વિચાર કરો દુનિયાદારીના પદાર્થો ઉપર જેવો પ્રેમ છે તેવો પ્રેમ

કષાયની વાસના મજબૂત બને સસારમાથી ન્હાસવાની એટલે કે હિંસા, જુઠ, ચોરી આદિ પ પાપોમાથી છુટી જવાની ભાવના જીવતી જાગતી રહે એજ ઉપદેશ આપીશ તમે માનો કે ન માનો, આવો કે ન આવો તેની પરવા નથી આપણે ઘણે વરસે ભેગા થયા છીએ મારે કહેવુ હોય તે હુ કહી દઉ, તમારૂ તમે કહો આ ત્યાગ માર્ગ લેવાય તો લેજો અને ન લેવાય તો એ કલ્યાણકારી માર્ગને અને એ માર્ગના આરાધકને હાથ જોડજો, પણ ગાળો ન દેતા ભગવાન્ શ્રી તીર્થ કરની દેશનામાથી પણ ઉંધુ યા અધુરૂ લઇ બહાર જઇ લોકોને ઉંધે માર્ગે દોરનારા હતા તો મારા જેવાના કથનનો કોઈ એવો ઉપયોગ કરે એમા શુ નવાઇ? ભગવાનની વાણી, છે પાણી જેવી નિર્મલ કરનારી છતા કોઇ દુરૂપયોગ કરે એમા દોષ વાણીનો કે પાત્રનો? વરસાદનુ પાણી સાપના મોમા જાય તો ઝેર થાય, ગાયના મોમા જાય તો દૂધ થાય, ઉખર જમીનમા જાય તો ગદકી વધારે અને રસાળ જમીનમા રસ આપે અને સ્વાતિનક્ષત્રમા શુક્તિમા જાય તો મોતી થાય હવે એમા દોષ પાણીનો કે પાત્રનો? **જેવુ પાત્ર એવુ પરિણામ** વાણી જેને ઝેરરૂપે પરિણમે તે સાપ જેવા તમને સાપ કહેવાય નહિ થઇ જાઓ એ વાત જૂદી છે શબ્દો આવે અને એના જેવા તમે હો, એમા હુ શુ કરૂ? **ઝવેરી હીરાને હીરો ને પથરાને પથરો** કહે, એમા ઝવેરીનો શો દોષ? સોમચદ્ર જૈન નથી ઈતર છે રાણી સ્નાન કરાવી પતિના વાળ ઓળે છે આજે પોઝીશન જાય, **પાચમા આરામા છઠ્ઠા આરાનુ જીવન ન બનાવો.** હજી તો ભક્ષ્ય ચીજો મળે છે, બતાએ છઠ્ઠાની જેમ કારવાઇ ન કરો પતિના વાળ ઓળતા ધોળો વાળ આવ્યો તે ચૂટી રાણીએ કહ્યુ, 'સ્વામિનાથ, દૂત આવ્યો' 'કયા છે?' 'આ રહ્યો' સોમચદ્ર-'મારા પૂર્વજો દૂત આવ્યો ત્યા સુધી રહ્યા નહોતા હુ રહ્યો પણ હવે ન રહુ' તરત ઉભો થયો 'સ્વામિનાથ! આ શુ? કયા ચાલ્યા?' 'ધર્મદૂત આવ્યો, જાઉ છુ' આ ચકારમા ન લેવાય તે આ દૂત આવે કે ત્યે તમારે માથે કેટલા દૂત છે? રાણી-એ તો સહેજ

કહ્યુ હતુ ' **સોમચદ્ર**–'તારૂ સ્હેજ એજ મારા લાભનુ કારણુ' 'બાળક દૂધ પીતુ છે ' 'એનુ ભાગ્ય એની પાસે ' **આત્માને વેચી ખોટા ઉપકારની વાતો ન થાય** ગણી–'ત્યારે મારે રહીને શુ કરવુ છે ?' દૂધ પીતા બાળકને ગાદી ઉપર બેસાડી બેય જણા ચાલી નીકળ્યા ‌સસાર તજ્યો તમારા છોકરાઓ તો ગાદી પર બેઠા છેને ? ગ્રેજ્યુએટ થયા છેને ? ઉઠો ત્યારે ! કહોને કે અમે નીકળીએ તો પચમ કાલના શેના ? ભગવાનનુ કીધુ સાર્થક ન કરીએ ? આ તો ઇતરની વાત થઇ ત્યાગ લેવાય કયારે ? બાળક, યુવાન, પ્રૌઢ, વૃદ્ધ, એકે અવસ્થામા મરજી નહિ, તો સયમ તમારે માટે કયારે ? (સભામાથી) 'આવતા ભવમા ' એ પણ અતરથી કહો છો ? જે ચીજ આવતા ભવમા જોઇએ છે તે ચીજ પ્રત્યે આ ભવમા ભાવના કેવી જોઇએ ?

**શ્રાવક કેટલા ધનની ઇચ્છા રાખે?**

**જિનમૂર્તિ, જિનસાધુ, જિનતીર્થ જોઇ આનદ ન થાય તો ત્યા આત્માની ખામી** તમે પોતાના ચા ના માટે કેટલો ટાઇમ લ્યો છો ને પૂજા માટે કેટલો લ્યો છો? ચાલ્લો કેવો કરો ? બગડે તો ? ફેર કરો પણ બજારમા નોખ રહે એવોજ કરો દર્પણમા કેટલો ટાઈમ જુઓ? હાથે ન થાય તો સળીથી, બગડી જાય તો સાફ કરી ફેર કરો પણ બજારમા નોખ રહે એવો કરો, અને નવ અગે પૂજા શી રીતે કરો છો? ભગવાનને તિલક કેવુ જોઇએ? રેલા ન ચાલે અને મૂર્તિ આકર્ષક બને એવુ **ઉત્તમ ભાવનાનો ખપ હોય તો ઉત્તમ દ્રવ્યોને મેળવજો** શક્તિ ન હોય તો ઓછા દ્રવ્યે ચલવો એમા વાધો નહિ, પણ એમ ન કહેવાય કે એમા શું ? એની જરૂર શી ? એમ કહો તો વિરાધક હજી તમે વસ્તુના રાગી થયા નથી, તેથી ઉલટુ ભાસે છે પૂર્વે ગોશિર્ષચદન વપરાતા આજ આપણને નથી મળતા તો કહીદઇએ કે કમતાકાત છીએ, મળત તો જરૂર વાપરત કુમારપાળ મહારાજા, પૂજા કર્યા પછી, આગી કર્યા બાદ, પુષ્પોની અગરચના જોઇ, બરાબર ખુશી થાય છે

વિચારે છે કે, કેવી સુદર રચના? પણ હુ રાજા, અઢાર દેશનો માલીક, મારા તારકની પૂજા એકજ ઋતુના ફુલથી કેમ કરૂ છુ? છએ ઋતુના ફુલથી કેમ નથી કરતો? તરત ત્યા અભિગ્રહ કર્યો કે જ્યા સુધી છએ ઋતુના ફુલોથી આગી ન રચુ ત્યા સુધી અન્નપાણી ન કલ્પે રાજાની ભાવના વાઝણી નહોતી. અભિગ્રહ કર્યો કે તરત દેવતા આવ્યો, બો યો, તુષ્ટમાન થયો, અને કહ્યુ કે બેફીકર રહે, તારી વાડીમા છએ ઋતુના ફુલો તૈયાર છે **આજે તો ભાવનાનો પણ સટ્ટો થાય છે** તમારો એ સટ્ટો, એ વેપાર શુ સારો છે? શાતિ નહિ જ્યા જાઓ ત્યા ચિંતા, મુઝવણ સમ્યગદૃષ્ટિનો વેપાર એવો હોય કે પાછળ નહિ રોવાનુ ધર્મસાધનામા બાધ ન આવે એટલી સામગ્રી મળી જાય, એટલીજ એની ભાવના હોય શ્રાવક કેટલા ધનની ઇચ્છા રાખે? એ માટે આપણા ઉપકારીઓ શુ કહે છે, તે કહુ? વળી કહેશો કે સાધુ તો ભીખારી બનાવવા બેઠા છે આવો આરોપ મૂકશો તમે મોટા ચક્રવર્તિ બનો એમા અમારૂ શુ જાય? તમારા પુણ્યથી મળે અને ભોગવો એમા ઇર્ષ્યા ન હોય પણ એમા લીન બની, પાપમા પાવરધા બની, જીવનને ચોવીસે કલાક છૂટુ મકી વેડફી નાખો, એની ચિંતા છે શ્રાવક ગૃહસ્થ છે, ધનની ઇચ્છા નહિ કરે એ બનવાનુ નથી ઇચ્છા કરે એમ ન કહુ પણ કરે તો મર્યાદા બાધી અધિક ઋદ્ધિવાળો પણ ઉદાર અને દરરોજ એક સાધર્મિને જમાડ્યા વિના જમવુ નહિ એવો નિયમ કરે તો એક પણ સાધર્મિ ભૂખ્યો ન રહે આ તો આજ્ઞા માનવી નથી ને ખોટી રાડો પાડી દુનિયામા ધર્મને કલકિત કરવો છે ઉપકારી પુરૂષનુ કથન જાણ્યા પછી ચાહપાણી નાટક ચેટક, નહિ રહે કેટલાક તો કહે છે કે નાટકથી બુદ્ધિ સારી ખીલે બહુ સારી ખીલી છે! "**અતિ ઊના એવા ઘીથી ચોપડેલુ ભોજન, અને સાધા વગરનુ વસ્ત્ર, આ એ મળે એટલા ધનની શ્રાવકને ઇચ્છા હોય. આથી અધિક ઇચ્છા કરે તો ધર્મથી પડે,**" આ કથન ધર્મ

બિદુ અથમા છે, ગોખજો ઘેર ઘેર કહેજો તમારા પુણ્યે પગ મૂકતા નીકળે, ભીતોમાથી નીકળે, પચાસના વેપારમા પાચ હજાર મળે, કે પાચ લાખ મળે તો ઉદારતા કરો એક સાધર્મિને જમા ડયા વિના જમાય નહિ આજતો ઘીમા ઝબોળી રોટલી ખવાય પણ સાધર્મિ યાદ આવે નહિ આ ઉત્તમ ભાવના તમારામા કેમ નથી? દિશા ભૂલ્યા માટે આત્મા બીજાને સોપાઇ ગયો છે શ્રી જિનેશ્વરદેવને બદલે કોને સોપ્યો? (સભામાથી) ઘરમા બધી પોલો બતાવાય તો આખોમાથી લોહી વરસે **સત્યનો કહેનારો અખડ સત્ય કહે તો અગારા ઝરે અને તેમા દોષરૂપી ઘાસ બળી જાય, પણ દુ ખ એ થયુ છે કે દોષને બદલે તમે બળી રહ્યા છો.** આજના જૈન કહેવાતા વકતાઓ કહે છે કે અગ્નિ ન હોત તો અમારૂ શુ થાત? માટે અગ્નિ અમારો દેવ કહેવુ હતુ ને કે જેના વિના અમે ન ચલાવી શકીએ તે બધાયે અમારા દેવ રોકનાર કોણ છે? પણ ધ્યાન રાખજો કે આ બધી મર્યાદાહીન વાતોનુ પરિણામ ભયકર છે **હેયને હેય તરીકે, જ્ઞેયને જ્ઞેય તરીકે અને ઉપાદેયને ઉપાદેય તરીકે સમજ્યા વિના કદીજ શ્રેય થવાનુ નથી.**

<u>એક જિન મૂર્તિએ પાચસે એકને મુનિ બનાવ્યા.</u>

અભય કુમાર, ક્ષાયક સમકિતી શ્રીશ્રેણિક મહારાજાનો દીકરો, શ્રી મહાવીરનો અખડ પૂજારી, અનાર્ય દેશના પાટવીને ભેટમા મૂર્તિ, જિનમૂર્તિ, અજબ, આકર્ષક બનાવી મોકલે છે મૂર્તિ બનાવવાની પણ વિધિ છે એના ભાવતાલ ન હોય એ કારીગર સો કહે તો એકસો એક ખાવાનુ સારૂ, બેસવાનુ સ્થાન ઉત્તમ, વસ્ત્રો રોજ નવા, ભોજન ઋતુને અનુકૂળ જેથી ખરાબ ઓડકાર પણ આવે નહિ, ધૂપ દીપથી વાતાવરણ વિશુદ્ધ જેથી કારીગરની પ્રસન્નતા સચવાય, એ રીતે મૂર્તિ બનાવાય અભયકુમારે રત્નપ્રતિમા બનાવી, મણિકાતાન્વિથી સજાવી, મુકુટાદિ પહેરાવી, મજુષામા ગોઠવી ભેટ આપવા આવનારને પેટી આપી કહ્યુ કે તારા પાટવીને કહેજે કે તારા એકલા માટે છે એકાતમા

ઓવજો ધારી ધારીને જોજે તલ્લીન થઈને જોજે પેલાએ જઈને એ મૂજબ કહીને અનાર્ય દેશના પાટવીને આ પેટી આપી. અભયકુમારે, કેવી ભેટ મોકલી ? આ જીંદગીમા નહિ જોએલી, નહિ સેવેલી, નહિ અનુભવેલી એકાતમા જઈને ખોલી, માથે મૂકી, ગળામા ઘાલી, નક્કી થયુ કે અલકાર તો નથી પણ ધારી ધારીને જોવાનુ કહ્યુ છે અભયકુમારે મોકલેલી વસ્તુ નાની સૂની હોય નહિ પ્રતિમાને સામે મૂકી ધારી ધારીને જોયુ આત્માના આવરણ તૂટી ગયા જાતિ સ્મરણ જ્ઞાન થયુ ભગવાન અર્હન્ ઓળખાયા સમજાયુ કે પૂર્વે ધર્મની વિરાધના કરવાથી અનાર્ય દેશમા જન્મ થયો હવે અભયકુમાર મિત્ર નહિ, પણ ગુરૂ, તારક, એના દર્શન વિના ચાલે નહિ રાજાને કહ્યુ, મારે અભયને મળવા જવુ છે બાપ કહે ન જવાય આપણે તો ભેટ લેવા મોક લવાનો રીવાજ છે પોતાના પાટવીની કારવાઈ જોઇ રાજા ચોકયો જૂલમ થયો બદલાઇ ગયો અભયકુમારે એવુ તે શું મોકલ્યુ ? જિનમૂર્તિએ આ કામણ કર્યુ એને હવે બાપની સાથે ખાવામા, પીવામા, દુનિયાની કોઇ ચીજમા આનદ નહિ બાપે એના મહેલની ફરતો પહેરો મૂકયો પાચસો સામત રાજાઓને ઉઘાડી તલવારે મૂકી દીધા કુવર જ્યા જાય ત્યા એની સાથેને સાથે જાય પાચસો શુ પણ પાચ લાખ મૂકે તોએ શુ ? મૂર્તિએ શા પાઠ ભણાવ્યા ? એ, માબાપ, કુટુબ, રાજ્ય, બધાથી નોખો પડી ગયો મારો અવાજ, વિચાર અહીં કોઇ સાભળે તેમ નથી સાભળવા કોઇ તૈયાર નથી માટે મારે યેનકેન ખસવુ જોઇએ આ જિનમૂર્તિના ભક્તના વિચાર કુવર રોજ ફરવા જતો એનો ઘોડો તેજ હતો પહેલે દિવસે સો કદમ દૂર જઈને આવ્યો બીજે દિવસે બસો ત્રીજે દિવસે ત્રણસો, ચોથે દિવસે ચારસે કદમ દૂર જઇ આવ્યો પેલા સ્વારો સમજ્યા કે કુવર આવી રીતે ફરવાને ટેવાઇ ગયા છે અનાર્ય દેશના પાટવીએ આ પ્રમાણે કેટલાક દિવસ કર્યુ એક કલાક મોડો આવે, બે કલાક, ત્રણ, ચાર, પાચ, છ કલાક મોડા આવે પેલા વિશ્વાસ

પાત્ર બની ગયા કે કુવરને ટેવ છે હવે એક દિવસે કુવરે જહા જનો બદોબસ્ત કરી લીધો ને પાછો આવ્યો બીજે દિવસે ઉપડી ગયો મા, બાપ, રાજ્ય, દેશ છોડયા પેલા પાચને વાટ જોઇ થાકયા દશ કલાક ગયા બાર કલાક ગયા આખરે તે તપાસ કરતા કિનારે આવ્યા ખબર મળી કે કુવર તો ઉપડી ગયા પાચસે એ વિચાર્યું હવે આપણી શી દશા? રાજા ગરદન મારશે એ પાચસે પણ ચઢી બેઠા એ પણ આર્ય દેશમા આવ્યા કુમારનો પત્તો મળ્યો નહિ, જેમ તેમ જીદગી ગુજારવા લાગ્યા, કેટલેક દિવસે મુનિ અવસ્થામા કુમાર મળ્યા પાચસે કહે-અમને કહ્યા વિના છેતરીને આવ્યા, હવે અમારી શી દશા? મુનિ કહે ચાલો મારી સાથે એ પાચસે મુનિ થયા એક શ્રી જિનમૂર્તિએ પાચસે એકને મુનિ બનાવ્યા આપણે ત્યા ઘણી મૂર્તિઓ છે ઓળખીને આરાધીએ તો કલ્યાણ કેમ ન થાય?

## વ્યાખ્યાન ૨૩ મુ

### સાધનોને ઢીલા કરવાથી લાભ થશે?



પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ દુર્લભ માનવ જીવનની સફળતા માટે ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રને શ્રવણ કરવુ, એમા શ્રદ્ધાને કેળવવી અને પછી શ્રદ્ધામા મક્કમ રહીને સયમમા શક્તિનો વ્યય કરવો, એમાજ આ માનવજીવનની સફળતા સમાયેલી છે એ શાસ્ત્ર ઉપર રૂચિ જાગૃત થાય એટલા માટે શાસ્ત્રના કહેનાર ભગવાન તીર્થંકર દેવના પૂર્વ ભવોનો વિચાર કરીએ છીએ એ મહર્ષિ કઇ આરાધનાના યોગે તીર્થપતિ બન્યા, એ જાણીએ એ જરૂરી છે નયસારના ભવમા મુનિના યોગે સમ્યક્ત્વ પામ્યા ત્યાથી દેવલોકમા

ગયા ત્યાંથી ચ્યવી મરિચી તરીકે ઉત્પન્ન થયા એ મરિચી, ભગવાન શ્રી ઋષભદેવસ્વામી પાસે સયમ પણ પામ્યા અગીયાર અગના પાઠી પણ બન્યા શાસ્ત્ર કહે છે, એ મહાત્મા સયમ નહિ પાળી શકયા, સયમના પરિણામની ધારામાથી પતિત થયા પણ એ પતિત થયા તે વખતે પણ એમનુ હૃદય કહ્યું? એ એમ નથી કહેતા કે, 'સયમ આપનારે વિચાર કેમ ન કર્યો?' સયમ આપનાર ઋષભદેવ સ્વામી પોતે હતા જે વખતે સયમ આપ્યુ તે વખતે એ અસર્વજ્ઞ ન હતા પણ સર્વજ્ઞ હતા એટલે અમૂક દિવસે પરિણામ પતિત થવાના છે એ પણ જાણતા હતા અસ્તુ એ તો ઠીક પણ પતિત પરિણામવાળા મરિચી પોતાનીજ ખામીને વિચારે છે એજ ખાસ વિચારવાનુ છે આ ઉપરથી સમ્યગ્દૃષ્ટિનુ ધ્યેય કેવુ હોય તે સારી રીતિએ સમજી શકાય છે પોતાથી જ્યારે યોગ્ય વસ્તુનુ આરાધન ન થઈ શકે, ત્યારે એ પોતાની અશક્તિનો આરોપ મૂળ વસ્તુઉપર ન કરે આજના તો કેટલાક સાધનોજ ફેરવવા માગે છે કહે છે કે આટલા કરડા, કઠણ, મુશીબતથી સધાય એવા સાધનો આ જમાનામા ન ચાલે જમાનો બદલાયો છે પણ એમને ખબર નથી પડતી કે **સાધક પોલા હોય તો એ એકલા રહી જાય પણ સાધન પોલા હોય તો સૌ રહી જાય.** માળ ચઢવા માટે નીસરણીને પદર કે વીસ પગથીઆ જોઇએ અને તે છે એને બરાબર સાચવવાજ જોઇએ કોઈ એને ન ચઢી શકે તો તે બેસી રહે પણ એની ખાતર કાઈ વસ્તુ પોલી કે વાકી ન બનાવાય સાધ્યની સિદ્ધિ માટે સાધન કેવુ જોઈએ? સમ્યક્ત્વ જોઇએ તો તેવી ભાવના જોઇએ કે નહિ? સમ્યગ્દૃષ્ટિ એમ વિચારે કે ભાવનાએ હુ પહોચી શકતો નથી, એ મારી શિથિલતા પણ એમ ન વિચારે કે આ ભાવના ઉગ્ર છે, એને કેમ પહોચી વળાય? પ્રયત્ન કરે, પણ એને ઢીલી કરવાના પ્રયત્નો ન કરે પતિત થયેલો મરિચી પણ એજ વિચારે છે કે શ્રમણ ગુણો કેવા? મેરૂ જેટલા ભારવાળા જગાએ એમા ખામી નહિ ખામી મારામા

હુ નિર્ગુણ અને ભવાકાક્ષી છુ આ બે ખામી જો મારામા ન જન્મી હોત તો આ વહન કરવા એમા મુશીબત નહોતી આ પડ્યો કહેવાય? પડયો તો કહેવાય પણ પડયો પડયો પણ પોતાની જાતને કઈ રીતે ઓળખાવે છે? જ્ઞાનીએ શ્રમણપણાના, શ્રમણ ધર્મના ગુણો બતાવવામા કમીના ઓછી રાખી છે? શ્રાવકના વ્રતોના ભગ કેટલા? ક્રોડોની મખ્યામા પણ સાધુને માટે તો એકજ, तिविह तिविहेण। એ બેમા ભેદ શ્યો? મેરૂ સરસવ જેટલો મુનિપણામા એ ભેદને સ્થાનજ નહિ બધાએ અમૂક ગુણોમા તો સરખા મરિચીમા અત્યારે સયમ પાળવાની તાકાત દેખાતી નથી પણ સયમ પ્રત્યે ભાવના અને પ્રેમ મજબૂત છે એને લઈને ઝટ એમના ખ્યાલમા આવ્યુ કે હુ નિર્ગુણી અને ભવાકાક્ષી છુ પોતાની આ ખામીને એ ઝટ પરખી લે છે જોઈ લે છે અને હૃદયથી કબુલે છે કે આ બે ખામી શમી નથી, એને લઇને હુ આ ગુણનુ પાલન કરવા સમર્થ નથી શ્રી જિને શ્વરદેવે કહેલા ગુણો સામાન્ય કોટિના નથી, તેમજ ન બને તેવા પણ નથી, જેનાથી ન પળી શકે તે આદમીથી પોતાની જાત માટે 'મારાથી પાળી શકાય તેમ નથી' એમ કહેવાય પણ બધાથી પળે એવા નથી એમ ન કહેવાય

## દુન્યવી બળનો આત્મબળ સાથે સબધ છે?

આજે ઘણા તો એમ માને છે કે જેને અમે ન પાળી શકીએ એને પાળી શકે એવો કોઇ હોય કેમ? અમે ઘરડા થયા છતા જે પાલન કરવાની તાકાત અમારામા ન આવી, તે તાકાત બીજામા કેમ આવે? એવો વિચાર તો પૂર્વના ક્ષાયિકસમ્યક્ત્વના સ્વામિ એોએ કે આણુદ કામદેવ જેવા શ્રાવકોએ પણ નથી કર્યો 'વર્ષોથી અમે આટલી આટલી ધર્મ ક્રિયાઓ કરી, આટલા સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ કર્યા, છતા અમારામા મુનિપણું લેવાની તાકાત ન આવી અને આનામા એકદમ સાધુપણુ આ શુ કયાથી? સામાયિક, પ્રતિક્રમણ વિના આ શુ કયાથી?' આ જાતિના વિચારો યોગ્ય નથી ભગવાન્ શ્રી સુધર્માસ્વામી પાસે એક કઠીયારે દીક્ષા

લીધી હતી કઠીયારો એટલે લાકડા કાપી, નગરમા જઇ, વેચી આજીવિકા ચલાવે તે સુધર્માસ્વામિની દેશનાથી વૈરાગ્ય થયો ને દીક્ષા લીધી ત્યારે પણ યદ્વા તદ્વા બોલનાર લોકવર્ગ હતો મુનિ નીકળે ત્યારે ફાવે તેમ બોલે **લોકને પોતાના દોષો ઢાકવા ખાતર સામાપર દોષ મૂકતા આચકો નથી આવતો, એ એક ખામી છે દુર્જન સજ્જનને કલકિત કરવા બને એટલુ કરે છે. જરા પણ કમીના નહિ** જ્યા સુધી એ સજ્જનો સજ્જન તરીકે ઓળખાય ત્યા સુધી અમારી કિમત પણ ન અકાય, એમ એ દુર્જનો માને છે કઠીયારો સાધુ થઇ જાય ? અમારામા તો સાધુપણુ આવે નહિ ને કઠીયારો સાધુ બને તે કેમ ખમાય? કઠીયારો મુનિ સુધર્માસ્વામી પાસે આવીને કહે છે કે, ભગવન્ ! મારાથી આ સહન થઇ શકતુ નથી સુધર્માસ્વામી ભગવાને એમ ન કહ્યુ કે-'ક્યો મુનિ થયા છે, સહન કરવાની તો તાકાત નથી,' એમ ઠપકો ન દીધો એમણે જોયુ કે નાનો છે, ચઢતો છે, શરૂઆતનો છે, આવો ઉપસર્ગ તરતજ એનાથી સહન ન પણ થાય વિહાર કરવાની તૈયારી કરી એ તૈયારી વખતે અભયકુમાર આવી પહોચ્યા અભયકુમારે પૂછ્યુ, ભગવન્ ? આટલી બધી તાકીદે કેમ વિહાર કરો છો' સુધર્માસ્વામિએ કહ્યુ, આ મુનિનુ સયમ ટકી શકે તે માટે અભયકુમ ર શુ બો યા ? એમ ન બોલ્યા કે આવાને શુ કામ મુડયા ? લોક આટલુ બોલે તે સહન પણ થતુ નથી ? પણ અભયકુમારે કહ્યુ-ભગવન્ ! આજનો દિવસ રહી જાઓ, કાલથી ઉપદ્રવ થાય તો ખુશીથી પધારી જજો મુનિને સહન કરવાનો ધર્મ તો ખરો, પણ એ કહેવાનો અધિકાર અભયકુમારને હતો ? અભયકુમારે શુ કર્યુ ? બજાર વચ્ચે સોનૈયાના ત્રણ ઢગલા કર્યા આખા નગરમા ઉદ્ઘોષણા કરાવી કે અભયકુમાર, અમૃક કામ કરનારને અમૃક ઇનામ આપવાના છે આખા નગરના લોકો આ યા, અભયકુમારે કહ્યુ કે-આ ત્રણે સોનૈયાના ઢગલા જેને જોઇએ તે આટલુ કરે **૧ કાચા પાણીનો સ્પર્શ ન કરવો ૨ અગ્નિને અડવુ નહિ, ૩ સ્ત્રીનો સ સર્ગ કરવો નહિ.**

આ ત્રણ કામ કરે એને ત્રણ ઢગલા અર્પણ હજારોની મેદની માંથી કોણ લે? જેટલા આવ્યા હતા એ લેવા તો તૈયારજ હતા, પણ ઉપરની ત્રણ વસ્તુ મૂકવાની ભાવના નહોતી એકનો હાથ લાંબો થતો નથી અભયકુમાર કહે છે કે 'જેને જોઇએ તે ઉપાડો' અભયકુમાર સમજાવે છે આ સોના મ્હોરની આશાએ અહીં સુધી આવ્યા તો ખરા, માટે તમે ભીખારી ખરા કે નહિ? આવ્યા છતાએ, લેવાની ઇચ્છા મોજૂદ છતાએ, લેવાની ઇચ્છા પૂરી છે, અધૂરી નથી છતાએ, એક પણ આદમી હાથ ઘાલતો નથી તમારી ને કઠીયારાની સરખામણી કરો કઠીયારાએ આ ત્રણ વસ્તુના મસર્ગનો ત્યાગ કર્યો છે હવે એણે ત્યાગ કર્યો છે અને મારા 'પણ'ની દૃષ્ટિએ એ લેવાનો અધિકારી પણ છે, છતાએ આવ્યો નથી અને તમે બધા આવ્યા એ કઠીયારો છે તમે બધા ઘરવાળા છો એનો પાસે કાંઇ નહોતુ, તમારી પાસે બધુ એ છે એ લેવાને હકદાર છતાએ ન આવ્યા ને તમે આવ્યા? તમે ઉંચા કે એ" તમે કમજોર કે એ' આસક્તિ એમની છૂટેલી કે તમારી? તમને એની મશ્કરી કરવાનો અધિકાર છે? મંત્રીશ્વર અભયકુમારના ઉપરના કથનથી નગરના લોકો પોતાની ભૂલનો પશ્ચાતાપ કરતા કરતા વેરાઇ ગયા જોઇ અભયકુમારની શાસનહિતકર પ્રવૃત્તિ?

અભયકુમારના મનમા એમ ન થયુ કે ભગવાન મહાવીરનો હુ આટલો પરિચિત, છતા મને વિરાગ ન આવે અને આ કઠીયારાને એકજ દેશનામા વિરાગ આવે એ બને કેમ? **સમ્યગ્દૃષ્ટિ જીવ એમ સમજે છે કે, જીવોની પરિણતિ ભિન્ન ભિન્ન** છે એવા પણ જીવો છે કે જે એક ક્ષણમા, નહિ જેવા ટાઈમમા, અમુક વચનમા, અમે ન કરીએ તેવુ કરવાને શક્તિમાન થાય છે, માટે કરે તે ધન્યવાદને પાત્ર છે આ પ્રમાણે માની ગુણને યોગ્ય બહુમાન કરે તોજ સમ્યક્ત્વ, અને શ્રાવકપણુ ટકે તોજ દિવસે દિવસે ગુણોની પ્રાપ્તિ થઇ શકે ચક્રવર્તિઓ પણ નાનામા નાના અને ગમે તે જાતિના મુનિને નમસ્કાર કરવામા સંકોચાતા નહોતા એ એમ નહોતા માનતા કે અમે આટલા

બળવાન ન કરી શકીએ તે આ કેમ કરી શકે? **દુનિયાનુ બલ હોય ત્યાજ આત્માના ગુણો હોય એ નિયમ નથી.** એ જૂદી ચીજ છે આત્માના આવરણ ખસવા જોઇએ, અને આત્માના ગુણો ઉપર વાસ્તવિક રાગ થવો જોઇએ ખધક મુનિની ખાલ ઉતારાઇ ત્યારે શરિર બલ કેટલુ? જમીન પર પગ પણ સીધો પડતો નહોતા, તપથી શરીર એટલુ કૃશ અને અસમર્થ બની ગયુ હતુ કે મૂકવા માગે ત્યા પગ ગોઠવાતો નહોતો ચાલતા ચાલતા શરીરમાથી હાડકાનો અવાજ થતો હતો એક ધક્કો મારે તોએ ગબડી પડે એવુ હતુ, છતા ખાલ ઉતારનારાઓએ ખાલ ઉતારી તે વખતે મુનિના મોઢા ઉપર અપ્રસન્નતાની છાયાએ નહોતી એ મહાત્મા કહે છે કે ભાઈ જો તને ખાલ ઉતારવામા તકલીફ પડતી હોય તો તમે કહો તેમ ઉભો રહુ આ કયું બલ? આત્મબલ આત્માના ગુણો ખીલે, એની પ્રતીતિ થાય ત્યા આ ગુણો અને આ બલ આવે

## અશક્તિ કે આસક્તિ?

માર્ગને પામેલા આત્માની દશા, ભાવના, જૂદી હોય છે પોતાની ખામીનો આરોપ સદ્વસ્તુપર એ કદી કરતો નથી આજ તો ભોગજોગે ઉપવાસ કર્યો હોય અને આર્ત્તધ્યાન થાય, એનો આરોપ ઉપવાસ ઉપર મૂકનારા છે ઉપવાસમા આર્ત્તધ્યાન થાય એ કામ ઉપવાસનું? એક ભાઇ બો ના કે ઉપવાસનુ નહિ પણ અશક્તિનું અશક્તિનુ પણ ખરૂ છનાય આસક્તિ–આહારની લાલસા, એ બહુ સુઝવે છે વેપારમા ધમાચકડી હોય તો ખાવાનો ટાઇમ વીતી જાય તોયે ખબર ન પડે ને નવરા હોય તો પા કલાક પહેલા બગાસા આવે છે, એનુ કારણ જો વિચારશો તો બધુ ય સમજાઇ જશે. જ્યા આ માનુ ધ્યાન લાગવુ જોઇએ ત્યા લાગતુ નથી એનીજ આ બધી દુર્દશા છે મરિચી વિચારે છે કે વ્રતોને મૂકી દઉં? કુલવાન છે એટલે ચિંતવન કરે છે કે મૂકુ તો લોકમા હીલના થાય મૂકાય નહિ તેમ પળાય પણ નહિ મૂકીને ઘેર જાઉ તો ભરત ઠપકો આપ્યાવિના રહે પણ નહિ જવુ નહિ, સર્વથા મૂકવુ નહિ, ઘરને

અંગીકાર કરવુ નહિ અને જાતને માટે બને તેટલો ત્યાગ બનાવી રાખવો ધીમે ધીમે મરિચી છોડે છે, પણ છોડતી વખતે તેમનો આત્મા શુ પોકારે છે? આ સાધુઓ ત્રણ દંડથી વિરમ્યા છે અને હુ તેવો નથી એ મન, વચન અને કાયાને જો અંકુશમા રાખવામા આવે તો જીવાડે, નહિ તો મારી નાખે એમ છે મિથ્યાત્વ આદિના યોગથી મન દંડાય કે છુટે? મન, વચન, કાયાને દંડ અવસ્થામાથી કાઢી નાખવા હોય તો કોને સોપવા જોઇએ? શ્રી જિનેશ્વરદેવને સોપના જોઇએ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી વિપરીતપણે વર્તાય તો એજ મન, વચન, કાયા, આત્માને દંડે માટે એ ત્રણને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞારૂપી કિલ્લામા પૂરો આજ્ઞાનુસાર વિચારો, બોલો, અને વર્તો અનુસરતુ ન વર્તાય તો પશ્ચાત્તાપ થવો જોઇએ, અને અનુસરતુ વર્તાય તોજ આનંદ થવો જોઇએ મન, વચન અને કાયાની ગુપ્તિવાળાના આ ગુણો છે એકલુ આજ્ઞાથી વિરૂદ્ધ વર્તાય તોજ પશ્ચાતાપ કરે એમ નહિ, પણ અનુસરતુ ન વર્તાય તો પણ એ આત્મા પશ્ચાત્તાપ કરે **પચ્ચખ્ખાણુ ભવિષ્ય કાલનુ હોય છે.** જે વસ્તુનુ પચ્ચખ્ખાણુ હોય તે વસ્તુ પૂર્વે સેવી હોય તે નિંદવાની, વર્તમાનમા તજવાની અને ભવિષ્યમા ન આવે એની કાળજી રાખવાની પૂર્વની કુલ પાપ ક્રિયાઓને નિંદે, વર્તમાનમા એ ક્રિયાઓમા ન રમે અને ભવિષ્યમા ન આવે એની પૂરતી કાળજી રાખે, એ આત્માની સ્થિતિ કઇ હોય? એક ભાઇ બોલ્યા 'अप्पाण वोसिरामि' પૂર્વે જે પાપ કર્યા તે પાપવિશિષ્ટ આત્માનો ત્યાગ, નહિ કે ચાલુ આત્માનો ત્યાગ **ખરેખર ઉત્તમ આત્માને તો પાપનુ સ્મરણુ પણ ન જોઇએ** ગૃહસ્થની ભાષા બોલવાનો પણ શાસ્ત્રકારે મુનિને નિષેધ કર્યો છે બોલી જવાય એ વાત જૂદી છે અનાદિ કાળનો અભ્યાસ આત્માની વિટંબણા કરે છે અતિચાર એટલે કે વ્રતાદિકમા લાગતા દોષોને પણ દૂર કરવાના પ્રયત્ન કરવાજ પડશે પૂર્વના સેવનનુ સ્મરણ પણ નહિ હોવું જોઇએ દુનિયાના વ્યવહારમા

પણ જેની પાસે આજીવિકાનો મેળ હોય, જ્યા નોકરી હોય, ત્યા બે, ચાર કે છ કલાક જે નિયત હોય તે ટાઇમમા એ સોપવા પડે છે તો મુક્તિની સાધના માટે નહિ સોપવા પડે? જ્ઞાની કહે છે કે આગમરૂપી આરીસો સામે મૂકો, એમા દુનિયાને જૂઓ આરીસો કહે કે આ ગુણ અને આ દોષ, તો એ ગુણની પ્રશંસા કરીએ અને દોષો ગર્હાલાયક છે એમ કહ્યા વીએ આગમ આરીસો છે એ તો ખાત્રી છે ને? બધાનુ બ્યાન આ આરીસામા સમાયેલુ છે, આને જોઇ ચાલીએ તો ભૂલ ન ખાઇએ આ વાચવાથી સઘળી દુનિયા દેખાય છે, આમા એકે એક વસ્તુનુ નિરૂપણ છે કોઇ પણ જ્ઞેય, હેય, ઉપાદેયને છોડયા નથી

## સસારમા કેમ રહ્યા છો?

મરિચી વિચારે છે કે સાધુ, મન, વચન, કાયાના દડે રહિત અને હુ સહિત માટે મને દુનિયા તે રૂપે ઓળખે એ માટે મારી પાસે 'ત્રિદડ'નુ ચિહ્ન હો તમે પણ હો તેવા તમારા મતાન પાસે ઓળખાઓ 'મને તમારા વગર ન ચાલે તમારા ભલા માટેજ કરૂ છુ' એવુ ન કહેતા તમે સસારમા રહ્યા છો તે તેમના ઉપકાર માટે? કહો ને સસારમા શા માટે રહ્યા છો? અહીં એક ભાઈ બોલ્યા કે 'સામાયક કરવા માટે' આ ઉત્તર વ્યાજબી નથી સામાયક કરવુ એ જીવનની સફળતા છે એમા ના નથી પણ એથી સામાયક કરનાર ગૃહસ્થ એમ તો નજ કહી શકે કે 'હુ જે સસારમા રહ્યો છુ તે સામાયક કરવા માટે' શ્રેણિક મહા રાજા, ક્ષાયિક સમ્યક્ત્વના સ્વામી, ત્રિકાળ જિનપૂજા કરતા, પ્રભુની સદ્ભાવે નિરતર દેશના સાભળતા ભગવાનના રોજના રોજ સમાચાર મેળવવા એમણે દૂત રાખ્યા પ્રભુ અમુક દિશામા છે એ સમાચાર મળતાજ, સિહાસન, પાદુકા, છોડી તે દિશામા પાચ સાત કદમ સામે જતા, પચાગ પ્રણિપાત કરતા, અને એ રીતે એમણે અરિહત પદની એવી આરાધના કરી કે થોડી જીદગીમા તીર્થંકર નામકર્મની નિકાચના કરી આમ છતા પોતે સસારમા રહ્યાનો ઉપરની રીતે બચાવ

કર્યો એમ માલૂમ્યુ છે? શ્રેણિક મહારાજા અવિરતિ છતા પોતે વિરતિની ઉમદામા ઉમદા પ્રભાવના કરી શાલિભદ્રની માતાએ આવીને કહ્યુ-મહારાજ! મારો શાલિભદ્ર સયમ લે છે શ્રેણિક મહારાજા-કોણ? એ શાલિભદ્ર સયમ લે છે? ધન્ય છે એ પુણ્યવાનને ખરેજ એ પુણ્યશાલી છે અને હુ સસારમા ફસેલો છુ એ વખતે પણ શ્રેણિક મહારાજ એમ નથી કહેતા કે એ સયમ લે છે ને હુ સસારમા 'ક્ષાયક સમ્યક્ત્વ સેવતા રહ્યો છુ, ભગવાન સામે ચતુરંગી સેના લઇ સામૈયુ કરવા રહ્યો છુ અને ત્રિકાલપૂજા વિગેરે માટે રહ્યો છુ' કારણ કે એ માનતા કે અવિરતિના યોગ ઉદયને અગેજ સસારમા રહેવુ પડે છે બાકી જે વસ્તુની સેવા કરવાની ઇચ્છા છે તે વસ્તુ તો અહીંના કરતા ત્યા એટલે કે સયમમા સારામા સારી સેવાય તેમ છે હવે વિચારો કે 'સામાયક કરવા માટે સસારમા રહ્યો છુ' એમ કહેવાનો તમને અધિકાર છે? શુ તમારે આ સસારના યોગે સામાયક સિવાયની બીજી કરણીઓ નથી કરવી પડતી? અને કરવી પડે છે તો તેમા આરભ સમારભાદિ સાવદ્ય વ્યાપારોની સેવા યા અનુમોદના નથી કરવી પડતી? માટે 'સસારમા કેમ રહ્યા છો?' આ પ્રશ્નનો ઉત્તર તો એજ હોય કે સસારમા રહ્યા છીએ તે આસક્તિ આદિના યોગે ઉત્તરમા પ્રપચ ખેલવાના ન હોય પૂરી મમતા છૂટી જાય તો તે પછી સસારમા રહેવાપણું ભાગ્યેજ હોય છે દાન શુ કરવા દ્યો છો? લક્ષ્મીની મમતા છૂટી જાય અને પરિણામે પ્રભુએ જે રીતે વરસીદાન દીધુ તે રીતનુ દાન દઇ જગતના જીવો ઉપર ઉપકાર કરવાની સારામા સારી તાકાત આવે તે માટે શીલ કેમ પાળો છો? અખડ બ્રહ્મચારી બનવા માટે તપ કેમ કરો છો? નિરાહારી પદ મેળવવા માટે ભાવના શુ કરવા ભાવો છો? કેવલજ્ઞાની થઇ સિદ્ધિપદે પહોચવા માટે આ પ્રમાણે ખુશીથી કહી શકો છો પણ સસારમા કેમ રહ્યા છો? એનો ઉત્તર તો એજ હોય કે આસક્તિ આદિના

યોગે, પણ નહિ કે સામાયિક કરવા પ્રભુમાર્ગમા રહેવું હોય તો ભાષા એવી ઘડો કે એમાથી બીજો કોઈ અવળો અર્થ ન લઈ જાય લોચાવાળી ભાષાવડે જનતાને ભ્રમિત ન કરો શબ્દ જાગ, વાગ્જાળ બીછાવી જનતાને ભ્રમણામા ન નાખો ભગવાન્ શ્રી નેમિનાથસ્વામિ પાસે યતિધર્મ, સર્વવિરતિની દેશના સાભળી શ્રી કૃષ્ણ મહારાજા પ્રભુ સમક્ષ કહે છે કે–

" न श्रामण्यक्षमोऽस्मीश, तथापि नियमोऽस्तु मे
अन्यैर्ग्राहियितु दीक्षां, तथाताननुमोदितुम् ॥ १ ॥
प्रव्रजिष्यति य. कश्चि–द्वारयिष्याम्यह म तम् ।
पुत्रस्येव करिष्ये च, तस्य निष्क्रमणोत्सवम् ॥ २ ॥

"હે સ્વામિન્! હુ શ્રમણપણુ લેવામા અસમર્થ છુ પણ મારે 'બીજાઓને દીક્ષા લેવડાવવાનો અને લેનારાઓની અનુમોદના કરવાનો' નિયમ હો જે કોઈ દીક્ષા અ ગીકાર કરશે તેને હુ રોકીશ નહિ એટલુ જ નહિ પણ તેનો પુત્રની માફક નિષ્ક્રમણ મહોત્સવ, દીક્ષામહોત્સવ કરીશ " આખી દ્વારિકામા સ યમ લેના રને સહાય કરવાની ઉદ્‌ઘોષણા પણ કરાવી છે અને પોતાની વિવાહ યોગ્ય દીકરીઓને પણ ભગવાન્ શ્રી નેમનાથસ્વામિ પાસે સ યમ લેવાનીજ સલાહ આપી છે, એટલુ જ નહિ પણ પ્રાય સઘળી દીક રીઓને સ યમધર બનાવી મોક્ષ માર્ગમા જોડી છે શ્રીકૃષ્ણ મહારાજાની ઉદ્‌ઘોષણાના યોગે સ ખ્યાબ ધ આત્માઓ સ યમધર બન્યા છે ક્ષાયકસમ્યક્ત્વના ધણી અને નિર તર ત્રિકાલપૂજા આદિ કરી શાસનની અપૂર્વ પ્રભાવના કરનાર એવા પણ શ્રીકૃષ્ણ મહારાજાએ એમ નથી કહ્યુ કે 'હુ પ્રભુભક્તિ આદિ કરવા ત્રણ ખ ડની સાહ્યબી ભોગવી રહ્યો છુ' અપૂર્વ વિવેકના ધણી એમ બોલેજ શાના? 'તમે સર્વ વિરતિ કેમ ન બન્યા?' આના ઉત્તરમા એજ યોગ્ય છે કે 'આસક્તિ ઘટી નથી એથી હુ નથી લઈ શકતો ક્યારે અવસર આવે ને લઈ શકુ એજ ભાવના વર્તે છે' આવો ઉત્તર હોય તો બીજા પણ એ ઉત્તરમા સદ્‌ભાવને પામે

## ભાષા સમિતિ કે વાગ્જાળ?

**ઉન્માર્ગના ઉન્મૂલન માટે અને સન્માર્ગના સરક્ષણ માટે બોલવુ એ પણ ભાષા સમિતિનુ પાલનજ છે, પણ ધર્મના નાશ સમયે છતી શક્તિએ મુગા રહેવુ એ વાસ્તવિક રીતિએ ભાષા સમિતિનુ પાલન નથી એ ગુપ્તિ નહિ પણ એકેન્દ્રિય જેવી મુગી દશા છે સત્યના પ્રચાર વખતે, ધર્મના ખડન વખતે, મૌન રહેવુ કે ગુપ્તિનો દભ કેળવવો, એ એકેન્દ્રિય જેવી દશા છે સમ્યગ્દૃષ્ટિની, દેશવિરતિની કે સર્વવિરતિની એ ગુપ્તિ નથી** સામાયિક કરવુ જોઇએ એ ધુનન માટે એટલે કે ત્યાગ માટે સસારમા રહેવુ એ ધુનન માટે નહિ ધુનન બનતું નથી એનું કારણ આસક્તિ છટતી નથી તે છે કોઈ પૂછે કે 'સસારમા કેમ રહ્યા છો?' તો કહેજો કે 'આસક્તિ છૂટતી નથી' પણ 'સામાયિક કરવા, દાન દેવા, શીલ પાળવા, તપ કરવા વિગેરે કારણ માટે રહ્યા છીએ,' એમ ન બોલવા સામો આદમી સત્ય વસ્તુથી વચિત થઈ જાય એવુ બોલવા મા આબાલગોપાલ એવા ઉત્તરથી તો ઉલટા પોતાના સ્થાનમા મજબૂત થઈ જાય 'સર્વથી સામાયક કેમ નથી કરતા?' આ પ્રશ્નના ઉત્તરમા 'દેશ સામાયક કરવા માટે સર્વ સામાયક નથી કરતો' આ ઉત્તર નજ અપાય તેજ પ્રશ્નકાર પુન બોલ્યા કે 'જે કાળે, જે ભાષાથી, આપણા હૃદયમા જે ભાવ હોય તે બીજાના હૃદયમા તેવોને તેવો પ્રગટ થાય એ ભાષા, સાહિત્ય ભાષા કે ધર્મભાષા, ગમે તે કહો એનો સદુપયોગ કરવાનો દુરૂપયોગ નહિ સારી દૃષ્ટિએ તીર્થંકર પણ સસારી છે સિદ્ધ થાય ત્યારે સસારી નહિ છૂટ બે જાતના ખરાને? એક સસારી અને બીજા મોક્ષના પહેલે ગુણઠાણેથી માડી તેરમા સુધી બધા સસારી એ દૃષ્ટિમા અમે સસારમા રહ્યા છીએ તે મોક્ષને માટે એ ખરૂ ને?' પ્રશ્નકાર એમ સમજ્યા હશે કે આ પોલીટીકલ પદ્ધતિથી હવે મહારાજને કબૂલ્યા વિના નહિ ચાલે અસ્તુ ભાગ્યશાળી! તમે સાધુને સસારી તરીકે ઓળખો કે સાધુ

તરીકે? શ્રીને આગળીએ વળગાડી ચાલ્યો આવતો હોય એને સંસારી કહો અને સાધુને પણ એ કહો? મારે તમને વસ્તુ સમજાવવી છે હું તો એ પૂછતો હતો કે 'તમે સંસારમાં કેમ રહ્યા છો?' ત્યાં કોઈ કહે કે 'તીર્થંકર બી સંસારી અને હું બી સંસારી' આવા જવાબથી જનતાને એ પ્રશ્નમાંથી જે વસ્તુ આપવી હોય તે અપાય ખરી? સાધુ કોણ? સ્વજનધુનન આદિ કરે તે કે બીજો? સંસારનો સંગ છોડે તે કે બીજો? ચોસઠ પહોરનો પૌષધ કરનાર ગૃહસ્થ પણ આઠ દિવસનું શિં કરવું વ્યંજ ખાય કે મૂકી દે? પૌષધમાં શ્રાવક ગમે એવો અપરિગ્રહી છતાં પરિગ્રહ ચાલુ કાગળ આવે ત્યારે આઠે દિવસની કારવાઈ કહીને આવે નવમે દિવસે જાય ત્યારે પૂછે શું કર્યું હતું? છોકરો કહે કે ભૂલ થઈ ત્યારે કહે કે હું કહીને ગયો હતો ને? સર્વથા કર્મ મટી જાય અને મોક્ષે જાય ત્યાં સુધી સંસારમાં રહેલા જીવ સંસારી કહેવાય એ દૃષ્ટિએ કયાં ના છે? અહીં એ વાતનો પ્રસંગ જ શો છે? સાધુનું મંડળ જતું હોય એને સંસારીના મંડળ તરીકે ઓળખાવનાર એ ભાષાનો વિવેકી છે યા ભાષાનો સદુપયોગ કરનાર છે, એમ શી રીતે મનાય? ધગ્ગારીને ત્યાગી બે સરખા? મે સંસારી કે મુક્તિ પામેલા એમ કહ્યું હતું? તમે સંસારમાં કેમ બેઠા છો? એના જવાબમાં 'તીર્થંકર પણ સંસારી અને હું પણ સંસારી' આ પ્રમાણે બોલવું આ કઈ જાતની વિદ્વત્તા અને કઈ જાતનો ભાષાનો સદુપયોગ? હવે તીર્થંકર પણ સંસારી છે એ દૃષ્ટિએ 'તમે સંસારમાં સામાયિક કરવા રહ્યા છો?' તમારી બુદ્ધિ કહે છે કે 'આ ઉત્તર સંગત છે?' તીર્થંકર વિચરતા હોય ત્યારે સ્તુતિ કેમ થાય? તું સંસારી, એમ? સમવસરણમાં દેશના દેતા હોય, બારે પર્ષદા હોય, ત્યારે એમ કહેવાય ખરૂં કે હે ભગવન્! તું પણ સંસારી ને હું પણ સંસારી! **સિદ્ધના જીવો અને સંસારી જીવોના ભેદને જાણવાનો દાવો કરીને સંસારમાં સામાયિક કરવા રહ્યા એમ કહેવું એ અજ્ઞાનતા છે** મુક્તિમાં ન જાય ત્યાં સુધી સંસારી ખરા, પણ એ

તરીકે ઓળખાવાય નહિ ઇંદ્રો, રાજા મહારાજાઓ, ચક્રવર્તિઓ, વાસુદેવો, તીર્થકરની કઇ રીતે સ્તુતિ કરતા હતા? સંસારી તરીકે કે સંસારથી પાર થયેલા તરીકે? કારણ કે તેમનો જે સંસાર રહેલો છે તે નહિ રહેલા જેવો છે વ્યવહારમા પણ યુવરાજને લોકો શું કહે? અમારો રાજા રાજાના ચાર કુંવર હોય, બજારમા નીકળે, ત્યારે પાટવી નીકળે તે રાજા કહેવાય ને બાકીના ત્રણ રાજકુંવર કહેવાય યોગ્યતા ફરી સાધુ ચોદમા ગુણઠાણા સુધી સંસારી જીવની ગણત્રીમા એ ઉપરથી **ઓઘ દૃષ્ટિએ, સંસારી કહી, સાધુને સંસારી તરીકે સંબોધવા એ ભાષાનો સદુપયોગ નથી** આથી સ્પષ્ટ છે કે સાધુ પૂછે કે 'સંસારમા શુ કરવા રહ્યા છો?' એનો 'સામાયિક કરવા રહ્યા' આ જવાબ વ્યાજબી નથી બે ઘડીનું સામાયિક સર્વવિરતિ પામવા માટે કરૂ છુ એમ તો કહે વાય એમા કોઇ જાતની હરકત નથી આર્યદેશ, આર્યજાતિ, આર્યકુળ એ ધર્મની સામગ્રી ખરી, એ સામગ્રી સંસારમા છે પણ એ સામગ્રીથી સંસાર ઘટાડવાનો કે વધારવાનો? સંસારમા કેમ રહ્યા છો? એનો ઉત્તર એકજ હોય કે સંપૂર્ણ રીતિએ સંસાર નથી છૂટતો માટે. શાસ્ત્રમા કહ્યુ છે કે અનીતિ તજો, નીતિનુ સેવન કરો અનીતિ કેમ તજો? નીતિને સેવવા નીતિ શા માટે પાળો? આત્મા જલદી સંસારથી છુટે તે માટે પણ અનીતિ કેમ કરો છો? એનો જવાબ એજ હોઈ શકે કે લોભ છુટતો નથી એથી અંતિમ સાર એજ છે કે **સામાયિક કરવા માટે સંસારમા રહેવુ જોઇએ એવુ કદાપિ બોલો મા** એ બોલવુ એ ઉચિત નથી

## વ્યાખ્યાન ૨૪ મું

### સમ્યગદષ્ટિનો મોટામા મોટો ગુણ કયો છે?



પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ મનુષ્યપણાની સફલતા માટે, એમ ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ, શ્રવણ કરી એના ઉપર શ્રદ્ધાને મજબૂત બનાવવી, અને એ શ્રદ્ધામા મક્કમ રહીને સંયમમા પોતાના વીર્યનો ઉપયોગ કરવો જો આ ત્રણ કામ સંપૂર્ણપણે થઈ જાય, તો એના જેવી માનવ જીવનની સફલતા એક પણ નથી, પણ એ એકદમ થવુ એ શકય નથી એકદમ ન થાય તો ધીમે ધીમે પણ એ વસ્તુનું સેવન કર્યા વિના આ જીવનની સફલતા થઈ શકે તેમ નથી આમા જેટલી મદતા આવી એટલીજ આ જીવનની વધુને વધુ નિષ્ફલતા છે શાસ્ત્ર ઉપર આપણી શ્રદ્ધા મજબૂત કયારે બને? પ્રેમ પૂર્વક સંભળાય ત્યારે શાસ્ત્ર પ્રેમ પૂર્વક સભળાય કયારે? શાસ્ત્રના કર્તા ઉપર પૂરો રાગ જાગે, એની આજ્ઞામાજ આત્માનુ કલ્યાણ છે એવો નિશ્ચય થાય ત્યારે આ શાસ્ત્રના કહેનાર શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરસ્વામી છે એમના ઉપર પ્રેમ ન જાગે, એમના વચન ઉપર વિશ્વાસ ન થાય, ત્યા સુધી કદી કલ્યાણ થવાનુ નથી આગમના કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ પર સાચો સદ્ભાવ ન જાગે, એમની આજ્ઞાપાલનમા કલ્યાણ છે એવો હાર્દિક નિશ્ચય ન થાય, ત્યા સુધી એમના વચનપર પ્રેમ થવાનો નથી **ભગવાન્ શ્રી મહાવીરદેવના વચન ખાતર, સર્વસ્વ ત્યાગવાની ભાવના ન જાગે, ત્યાસુધી સાચી અને સંપૂર્ણ આરાધના થવાની નથી** જૈન તે કે જે ભગવાન્ શ્રી મહાવીરના વચન ખાતર સર્વસ્વ તજવાનો સમય આવે ત્યારે પાછો ન પડે તજી

ન શકે તો પણ એની તૈયારી તો હોયજ એકદમ તજવુ અશક્ય હોય, ભલે એકદમ તજવા તૈયાર ન થાય, પણ સમય આવી લાગે, એને લાગે કે શ્રી જિનેશ્વરદેવના શાસનની રક્ષા માટે તજવાની જરૂર છે, તો તે વખતે તજતા તેને સકોચ ન થવો જોઈએ પ્રતિષ્ઠાવાન્ કોણ? પ્રતિષ્ઠાવાન્ કૃપણ ભલે હોય, કૃપણ હોય તો નભે, પણ સમય આવે પ્રતિષ્ઠા ખાતર ઘરબાર તારાજ કરવા તૈયાર હોય, તોજ તે પોતાની પ્રતિષ્ઠાને ટકાવી રાખે તેમ શ્રી જિનેશ્વરદેવના શાસનને માનનારમા આ ગુણ તો જોઈએ

કમતાકાતને લઈને, વિષય કષાયની આધીનતાને લઈને, કર્મના પજામા ફસાઈ જવાને લઈને, આજ્ઞા મૂજબ એકદમ ત્યાગ કરવા શક્તિમાન ન હોય, પણ જ્યારે એમ લાગે કે આ ત્યાગ વિના શાસનને હાનિ છે, તો તે વખતે એ ત્યાગ કર્યા વિના રહી ન શકે એ ન હોય તો વચન ઉપર રાગ છે એની શી ખાત્રી? પૈસા ઘણી મુશ્કેલીથી મેળવાય છે, શરીરને તકલીફ આપીને મેળવાય છે, એને જોઈ વિચારીને વપરાય છે, પણ જ્યારે શરીર નરમ થાય ત્યારે ડાકટર પાચસે માગે તો પણ અપાય છે એજ મૂજબ અહીં પણ શ્રી જિનેશ્વ દેવના વચનપર એટલો પ્રેમ ન હોય, તો એ શ્રી જિનેશ્વ દેવનો રાગી છે એની શુ ખાત્રી? આ તો દશા એ છે કે, 'તુ અમારો નાથ, તારક, સ્વામી, પણ (પણ શુ? પણ જતુ નથી) મારે વર્તવાનુ મરજી મૂજબ' નાથ માન્યા પછી મરજી મૂજબ વર્તવાની ભાવના જાગે તો નાથપર રાગ શાનો?

હજી મરજી ગળે વળગી છે અર, સમ્યગ્દૃષ્ટિ માટે શાસ્ત્રે બોલવાની ભાષા પણ કઈ કહી છે? વસ્તુ સાભળ્યા ને સમજ્યા પછી સમ્યગ્દૃષ્ટિ એમ ન કહે કે રૂચ્યુ એટલુ લીધુ નવકારશીનુ પચ્ચખ્ખાણ કરનારને, નાનામા નાનો નિયમ કરનારને પૂછે કે 'આમ કેમ? આટલુજ કેમ?' તો આ પ્રશ્નના ઉત્તરમા એ એમ કહે કે મને એટલુજ રૂચ્યુ? ના એ તો એમ કહે કે માર ઉપકારી પુરૂષોએ જેટલી વાતો કહી તે બધીએ રૂચી આજ્ઞાઓ ઉચામા ઉચી, પણ મે શક્તિ મૂજબ અગીકાર કર્યું કરવાની

ભાવના પૂરેપૂરી પણ હુ પામર વધુ અથવા પૂર્ણ ન કરી શકયો માટે મે આટલુ લીધુ બજારમા માલ ખરીદવા જાય, પણ પૈસા હોય એટલુ લેવાય કોઇ પૂછે કે બજારમા આટલુ જ હતું? ઉત્તરમા કહે કે બજારમા તો ઘણુએ હતુ, લેવાનુ મન પણ હતુ, પણ પૈસા હતા એટલુ લીધુ એ વ્યવહારમા લેપાયા છો એટલે ત્યા એમ બોલતા, વર્તતા આવડે છે, પણ અહીં તે બરાબર નથી આવડતું કારણ કે તેટલો પ્રેમ હજુ જાગૃત થયો નથી સસા રમા જેટલો પ્રેમ છે એટલોજ અહીં લાવો એટલે બસ, કલ્યાણ થઇ જાય **જેટલો સસારનો ડર એટલોજ ધર્મનો પ્રેમ** આજ તો ભય ધર્મનો લાગે છે તમારો આત્મા ડરે છે શાથી? તમારા હૃદયમા ચોવીસે કલાક કઈ વસ્તુ ખટકયા કર છે? અહીં આવો તોયે દશા કઈ કે, 'આ થઈ રહે એટલે આ આવ્યો' પણ પણે, દુનિયાદારીના કામે તો જાઓ તો કહીને જાઓ કે, 'કદી એક બે દિવસ મોડો પણ આવુ' શાસ્ત્રે શ્રાવકનો કાર્યક્રમ યોજ્યો છે જ્ઞાનીએ યોજેલા સમય બાદ સમ્યગ્દષ્ટિ આજીવિકાની ચિંતા કરે ત્રિકાલ જિનપૂજન, ઉભય કાળ આવશ્યક ક્રિયા, જિનેશ્વરદેવના શાસ્ત્રનું નિરતર શ્રવણ, આમાથી બાકી રહે એટલા સમયમા આજીવિકાની ચિંતા કરે તમારો કાયદો જૂદો છે તમે તો તમારા બધા કામમાથી પરવારો અને પછી ટાઇમ મળી જાય, એમાએ સ્નેહી, મિત્ર, મહેમાન ન મળે, રસ્તે આવતા કોઈ રોકનાર ન મળે અને તમને સીધા પહોચવા દે તો ધર્મકરણી કરવા આવો અને આ યા પછીએ ખબર મળે કે અમુક આવેલ છે, તો અહીંથી જવામા તમને વાધો નહિ શ્રાવકને પહેલી ચીજ આ કે એ? બજાર, પેઢી, ઘર વિગેરેની જેટલી ચિતા કરો છો, એટલી ચિતા શાસન માટે કરો છો ખરા? આનો ઘેર જઇ આત્મા સાથે વિચાર કરજો અને આવીને કહેજો કે વસ્તુ અસ્થિમજ્જા બની ગઈ એમ ન કહો, એ દશા ન આવે ત્યા સુધી આ વાત પૂરેપૂરી જચી ગણાય નહિ **એક વાર સમ્યક્ત્વ આવી જાય, એનો સસાર**

નિયત, છાતી ઠોકીને કહેવાય કે અર્ધ્ધ પુદ્‌ગલ પરાવર્તનની અંદર મુક્તિ થવાની એ સમ્યગ્‌દૃષ્ટિ આત્મા વાસ્તવિક રીતે તો દુનિયાનો મટી શ્રી જિનેશ્વરદેવનો થઇ જાય સમ્યગ્‌દૃષ્ટિ, ઘરનો નહિ, કુટુંબનો નહિ, બાળાપનોએ નહિ, એ તો માત્ર શ્રીજિનેશ્વરનો આનો અર્થ એ નથી કે તે માતા પિતાદિકની ઉચિત ભક્તિ વિગેરે ન કરે શ્રી જિનેશ્વરદેવ એ સર્વજ્ઞ છે તમારાથી ન બને એવી આજ્ઞા એ કરે ? એ પરમ ઉપકારી તો જેટની તમારામા યોગ્યતા જૂએ એટલીજ આજ્ઞા કરશે પણ તમે તો એ પરમ ઉપકારીનાજ આ તો સમ્યગ્‌દૃષ્ટિની વાત તમે તો સમ્યગ્‌દૃષ્ટિ નહિ પણ સુશ્રાવક લખાવો છો માત્રા વધારો છો હજી વ્રતોની વાત આપણે નથી કરતા, માત્ર સમ્યગ્‌દર્શનનીજ વાત કરીએ છીએ સમ્યગ્‌દૃષ્ટિ આત્મા શ્રી જિનેશ્વરદેવનો બને છે એણે તો ડગલેને પગલે શ્રી જીનેશ્વરદેવની આજ્ઞા જોવાની બધા સમ્યગ્‌દૃષ્ટિ આવા બની જાય તો શાસન આજે ઝગકે સમ્યગ્‌દૃષ્ટિ જ્યા જાય ત્યા આજ્ઞા એજ ધર્મ અને જેટલુ પાલન ન થાય એટલુ અમારૂ કમનશીબ, એવુ બોલતો થઈ જાય તો આખી દુનિયા ઝુકે આખી દુનિયામા છાપ પડે અધર્મીને પણ ધર્મી બનાવે સમ્યગ્‌દૃષ્ટિનો આ મોટામા મોટો ગુણ છે મરિચી સંયમથી પડયો પણ ખામી પોતાની ભાગી એ વિચારે છે કે, હું નિર્ગુણી અને ભવાકાક્ષી ન હોત તો શ્રી જિનેશ્વરદેવે કહેલા શ્રમણધર્મને પાળતા મને આચકો કેમ આવે ? કહો હવે કે શ્રી જિનશાસનનો પતિત પણ વિચારે શુ ? મરિચી વિચારે છે કે નિર્ગુણી છુ, ભવાકાક્ષી છુ, તેથી પાલન થતું નથી આજે શું કહેવાય છે ? શ્રી જિનેશ્વરદેવના અનુષ્ઠાનો અને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના અમલ માટે શું બોલાય છે ? ધર્મક્રિયાઓ આ જમાનામા ઉપયોગી છે યા નહિ ? જે આપણાથી ન બને તે જરૂરનું કે બીનજરૂરી ? યોગ્ય કે અયોગ્ય ? મરિચી પણ ધારત તો કહી શકત કે 'આવા તે શ્રમણધર્મ કહેવાતા હશે ! ભગવાને કહેના ભૂલ કરી છે' પણ મરિચીમા સમ્યક્ત્વ હતુ

એટલે એ એમ કેમ કહે? લક્ષ્મણા સાધ્વીએ વિહાર કરતા કરતા ચકલા ચકલીના યુગલને મૈથુનક્રીડા કરતા જોયુ એમને ત્યા વિચાર થયો કે 'ભગવાન્ શ્રી જિનેશ્વરદેવ અવેદી, માટે એમને વેદના દુખની શી ખબર?' ક્ષણવાર પછી વિચારમા પલટો થયો એ અવેદી પણ વેદના સ્વરૂપને જાણે કે નહિ? વેદના તાત્કાલિક સુખને અને પારિણામિક વિપાકને જાણે કે નહિ? આથી પ્રાયશ્ચિત કરવાની ભાવના જાગી અને પ્રાયશ્ચિત લીધુ પણ ખરૂ, છતા 'કોઇ આમ કરે તો પ્રાયશ્ચિત શુ' આમ ઇતરનો વ્યપદેશ કરીને લીધુ શાસ્ત્ર કહે છે કે એ પ્રાયશ્ચિતથી શુદ્ધિ ન થઇ પચાસ વર્ષ તપ કર્યું તોએ શલ્ય ગયુ નહોતુ એટલે શુદ્ધિ કેમ થાય?

## આજના ઝઘડાઓનુ મૂળ શેમા છે?

**શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા સામેનો પ્રલાપ એ ઘણીજ ભયકર વસ્તુ છે** શ્રી જિનેશ્વરદેવે કહેલી આજ્ઞા આ જમાનામા ચાલી શકે તેમ નથી! આ વિચાર કયા હૃદયમા થાય? એવો વિચાર થાય, ત્યારે 'એમા શુ!' એમ પણ ન બોલાય ઘરમા, વ્યવહારમા 'એમા શુ' એમ કહો છો? મેળમા એક આનો, બે આના ન મળે તો 'એમા શુ' કહી ચલાવો છો? ચાર આનાનો રૂમાલ ઉઠાવી જાય તો? ડાહ્યો વેપારી તો ચેતી જાય કે મારા મકાનમા એવા ભરાણા છે કે ચોરી થાય છે, નક્કી પોલ છે, માટે બદોબસ્ત કરવો જોઇએ છોકરો ગમે તેવો વહાલો હોય પણ એક પૈસો બહાર ફેંકી આવે તો બાપ, કાન પકડી, ધોલ મારીને પણ સમજાવે પૈસાના બગાડ માટે તો કહે કે-'ભીખ માગીશ ભીખ' કારણ કે ત્યા સમજે છે કે, જો આને નહિ સમજાવુ તો કોઈ વખત મારી આબરૂને પણ બટ્ટો લગાડશે જેટલી એ વસ્તુની કિંમત છે એટલી ધર્મની કિંમત હોય તો? મરિચી એમ કહી શકત કે, 'ન પળે એવા વ્રતો ને નિયમો અમારે શ્યા, આ ઉંચુ મૂક્યુ' એમ કહેતા એમને કોઈ રોકતુ ન હોતુ પણ કહે છે કે હુ નિર્ગુણી છુ, સમા નો અભિલાષી છુ જો એમ ન હોય તો શ્રમણ ગુણ અનુપમ છે, કેમ ન પળે? નિર્ગુણીથી તથા સસારના પિપાસુથી ન પળે પોતાની શિથિલતાને

અગે નવો વેશ રચે છે નવી સ્થિતિ ઉભી કરે છે ત્રિદડ રાખે છે અને તે પણ જગતને સમજાવવા, ખુલાસો કરવા કે, ભગવાનના મુનિઓ મન, વચન અને કાયા આ ત્રણે દડથી વિરામ પામેલા છે અને હુ ત્રણે દડથી લેપાયલો છુ, માટે જગતને એ સ્થિતિ બતાવવા ત્રિદડ ગ્રહણ કરૂ છુ એ એમ કહેતા કે આ મારૂ ચિહ્ન સૂચવે છે કે હુ મન, વચન અને કાયાના દડથી દડાયેલો છુ જે કોઇ નવો આવે, જેને જેને ઉપદેશ દેવા મડે, એને પ્રથમ આ બધુ સમજાવતા કે હુ નિર્ગુણી અને ભવાકાક્ષી છુ આવા આત્મા ગમે તેવા હોય તો પણ પહોચાય કે જે પોતે પાપમા પડયા છતા બીજાને અનર્થ ન કરે પણ લાભજ કરે. અત્યારે તો એવી દશા થવા માડી છે કે **'પાપને પુણ્ય તરીકે ઓળખાવી પોતે ઉન્માર્ગે ગમન કરે અને અન્યને ઉન્માર્ગ તરફ ઘસડે છે, આમાજ, આજના ભયકર ઝઘડાનુ મૂળ છે**

તત્ત્વજ્ઞાની કોણ?

તત્ત્વજ્ઞાની તે કે જે મનમા નિરર્થક વિચાર ન કરે વખતે ભાવના ખસી જાય ને ખરાબ વિચાર આવે તોયે મોઢેથી બોલે તો નહિજ કદાચ મૂર્ખ જનના સહવાસ યોગે મોઢેથી નીકળી જાય પણ અમલ તો કરેજ નહિ ને અમલ કરે તો તે તત્ત્વજ્ઞાની તત્ત્વજ્ઞતા નષ્ટપ્રાય થઇ જાય જૂઓ હવે, તત્ત્વજ્ઞાની મનમા નિરર્થક વિચાર ન કરે, જ્યારે નકામો વિચાર ન આવે તો નુકશાનકારક વિચાર તો આવેજ શાનો? શાથી ન આવે? કારણ કે તે ઉત્તમ ભાવનાઓથી વાસિત હોય છે સમ્યગ્દૃષ્ટિની ભાવનાઓ જાણો છો? નથી જાણતા એનાજ આ બધા ઝઘડા છે જાણો તો બધા ઝઘડા આપોઆપ શમી જાય આજે તો દેવગુરૂધર્મને ભૂલી જઇ અર્થકામનો જાપ જપાઇ રહ્યો છે માત્ર બહારજ પૈસો પૈસો કરતા હોત તો ધૂળ નાખી, પણ હવે તો અહીંથી પેમા જોઇએ છે હવે તો કહે છે કે 'સાધુઓ જમાનો ઓળખતા નથી, ત્યાગનીજ વાતો કરે છે' પણ ગમ નથી કે

સાધુ ત્યાગીને માનો છો કે રાગીને? જેની પેઢીએ જાય ત્યા તે માલ મળે એમા ગુસ્સો શાનો? તમે ઇચ્છામિ ખમાસમણો, ઇચ્છકાર, અભુટ્ઠીઓ, કરો છો તે ત્યાગને કે હાડચામના કોથળાને? મોટા શ્રીમાનને, રાજા મહારાજાને જે માન ન આપો, તે રીતિએ સાધુને નમસ્કાર કરો, વદના કરો, પ્રાર્થના કરો, તે શુ જોઇને કરો છો? ઇચ્છામિ ખમાસમણો, ઇચ્છકાર, તથા અભુટ્ઠીઓના અર્થ આવડે છે? અર્થકામની લાલસાથી પૈસો એવો આખમ ધુસ્યો છે કે બીજુ કાઇ દેખાતુજ નથી આ બે પવિત્રસ્થન-દેરાસર, ઉપાશ્રયમા એ વાસના ન ઘાલો સાધુ જમાનો યા સમય જૂએ તે આગમ તરફ તમારામા બહુમાન પેદા કરવા કે આગમ તરફના બહુમાનને દૂર કરાવી તમને જમાનાના રસિયા બનાવવા માટે? તમે અહીં અમને 'આ' (આગમ) વાચવા બેસા ડ્યા કે 'એ' (જમાનો)? તમે નહિ બોલો, મને ખાત્રી છે કારણ કે તમે માનો છો કે આ પક્કાઇ છે પણ એ પક્કાઇ નથી, મૂર્ખાઇ છે હમણા કહેશે કે મહારાજે મૂર્ખા કહ્યા **આ ચીજ કરવામા મૂર્ખાઇ છે એમ કહેવાથી મૂર્ખા કહ્યા એવો અર્થ કરે એ વ્યાજબી નથી** કરવા દો, એમા મને વાધો નથી વાધો ગણીએ તો કામ ન થાય તત્વજ્ઞાનીની ભાવના અને લાલસા અર્થ ને કામ પ્રત્યે હોય? કદીજ નહિ

## જાણો અથવા જાણનારની પૂઠે ચાલો

અતિમુક્તક કુમારને લાબો ઉપદેશ દેવો નથી પડયો સસાર પાપ છે, એ શબ્દથી એ છ વરસના બાનકે કામ કાઢ્યુ ભગવાન શ્રી ગૌતમસ્વામી ભિક્ષા માટે ગોચરી નીકળ્યા હતા આ રમતા બાળકે એમને જોયા, ઝટ દોડી આવ્યો, વદન કર્યું, પ્રાર્થના કરી, 'પધારો મારે ઘેર, અવસર થયો છે,' એમ કહી ભક્તિ પૂર્વક પોતાને ઘેર લઇ ગયો એ જાતિના સસ્કાર કયા? ઘેર લઇ જઇ માને કહ્યુ, 'માતા, મહારાજને લાવ્યો છુ,' મા ખી ખુશી થઇ વહોરાવવા આવવા માડ્યુ પેલો બાલક સાથે જાય છે એ છ વરસનો બાલક ભગવાન શ્રી ગૌતમસ્વામીને કહે છે કે 'આપને

ભાર બહુ લાગતો હશે, મને આપો ' શ્રાવક કુળમા જન્મેલા બાળકના સસ્કાર કેવા હોય ? ભગવાન ગૌતમસ્વામી કહે છે, 'એ ભાર એમ ન અપાય' એમ કહી એ બાલકને પોતાની આગળી આપે છે, વાતો કરતા કરતા ભગવાન ગૌતમસ્વામી એને સમજાવે છે, 'ભગવાન આવા છે, ભગવાન આવા છે' સમવસરણ આવતા સુધી તો ભગવાન કેવા છે એ સમજાવે છે બાલક ભગવાનને પગે લાગે છે ભગવાન પાસેથી એ બાલક સાભળે છે કે **'સસાર એ પાપ છે'** બસ ! ભગવાને કહ્યુ, 'સસાર એ પાપ છે' તરત નકકી કર્યુ કે સસારમા રહેવુ નથી ઉમ્મર છ વરસની છે ઘેર જઈ માને કહે છે, 'મારે સસારમા રહેવુ નથી' મા કહે છે, 'શું સમજ્યો ?' બાલક કહે છે, 'જે સમજ્યો તે એ સમજેલુ કહેવાય તેવુ નથી' માતા પણ વિચારે છે કે મારો બાલક પુણ્યશાલી, જે પાપનો ભય અત્યાર સુધી અમને ન લાગ્યો તેનો ભય આટલી નાની વયમા એને લાગ્યો હવે આ બાળકને અહીં રાખવાથી એના પરિણામ ફરી જાય તો જૂલમ થાય પોતે બાલકને લઇને ભગવાન પાસે લઇ જાય છે, વહોરાવે છે ભગવાન પણ દીક્ષા આપે છે આ બાળકને જ્ઞાન કેટલુ ? એક વાર સ્થવિર સાધુઓ સાથે સ્થડીલ જાય છે પોતે જરા વ્હેલા આવ્યા એટલે કાચલીની નાનડી તરાવે છે, રમે છે કે આ મારૂ સરોવર અને આ મારી નાવડી આ બાલકનુ જ્ઞાન કેટલુ ? ભગવાને કહ્યુ કે 'પાપ', તો એ 'પાપ' ન જોઇએ એટલુ જ હજી એ જાણતા નથી કે આ અપકાયની વિરાધના થાય છે, એનો સઘટ્ટો ન થાય પેલા સ્થવિર મુનિઓ આવીને આ જૂએ છે એમને પણ આઘાત થાય છે પણ દીક્ષા આપનાર ભગવાન પોતે છે એટલે બીજુ તો બોલાયજ નહિ **પૂર્વના સસ્કારથી, આત્માની નિર્મળતાથી, લઘુકર્મિપણાથી, પણ કેઇ વખત આત્મા જરા માત્ર નિમિત્તથી આત્માનુ કલ્યાણ કરી શકે છે** સ્થવિરો આવી ભગવાનને કહે છે, 'આમને મુનિપણુ ?' ભગવાન કહે છે, 'મુનિઓ ! તમે આ બાલકની આશાતના નહિ કરો—

વિચાર આવે, તોએ મોઢથી બોલે તો નહિજ ખરાબ વિચાર આવી જાય તો ઉચ્ચારમા તો લાવેજ નહિ ખરાબ વિચાર માત્ર, પોતાને એકલાને હાનિ કરે ઉચ્ચારમા આવે એ પારકાને પણ હાનિ કરે, ઉચ્ચારમા લાવે તો પારકાને ભયંકર હાનિ થાય આગળ શુ કહે છે? મૂર્ખાનુ ટોળુ ભેગુ થયુ હોય અને મોમાથી નીકળી પણ જાય તોએ અમલ તો કરેજ નહિ ને અમલ કરે તો એ તત્વજ્ઞાની નહિ મનશુદ્ધિ એવી હોય કે ખરાબ વિચાર આવેજ નહિ આજે તો કહે છે કે અમે ખરાબ ક્રિયા કરીએ પણ મનશુદ્ધિ હોય તો વાધો નહિ પણ મરિચી કે જે શુદ્ધ સમ્યગ્દૃષ્ટિ અને શુદ્ધ સમ્યગ્દર્શનના પ્રતાપે અપૂર્વ મન શુદ્ધિના સ્વામી હતા તેમણે વેષપલટામા ચિહ્ન એવાજ રાખ્યા અને બધાને સમજાવવાનુ રાખ્યુ કે દુનિયા મારાથી ઠગે નહિ જે જે આવે એને કહેતા કે હુ ત્રણ દંડથી સહિત છુ એ મુનિઓ હૃદયથી મુડાયલા છે માટે એમને કેશલોચ વાસ્તવિક છે હુ તો હૃદયથી બોગો છુ માટે મારે માથે શિખા હો પોતાના દોષોને પ્રગટ કરતા જરાપણ આચકો નહિ એકેએક ચિહ્નથી સમજાવતા કે હુ નિર્ગુણી અને ભવાકાક્ષી છુ પણ લોકનો સ્વભાવ કેવો? લોક તો જ્યા નવુ દેખે ત્યા જાય ઘણા માણસો તેમની પાસે આવવા લાગ્યા, પણ એ એવા શુદ્ધ આત્મા હતા કે જે આવે તેને એમજ કહે કે, ભગવાન એ-ઉત્તમ માર્ગ એ મુનિઓ ખરા એ ધર્મ ત્યા હુ તો પતિત મારાથી એ ન બન્યુ માટે હુ આ વેષે રહુ છુ જે આવે તેને એવો પ્રતિબોધ કરે એવો ઉપદેશ આપે કે બધાની ભાવના ત્યાગની થાય અને પ્રતિબોધ પમાડી પ્રભુની પાસે મોકલે પ્રભુની સાથે રહેવુ, પ્રભુની સાથે ફરવુ ને કામ કરવુ આ પ્રભુના નિર્વાણ પછી પણ જે ઉપદેશથી પ્રતિબોધ પામે તેને પ્રભુનાજ શાસનમા મોકલે ત્યા સુધી શાસ્ત્રે એમને પતિત કહ્યા પણ માર્ગભ્રષ્ટ ન કહ્યા સયમથી શિથિલ પણ માર્ગમા મક્કમ એક વખત મરિચી બીમાર થયા એમનાજ ઉપદેશથી સયમને પામેલા

કેટલાએ મુનિઓ હતા, પણ મરિચીની વૈયાવચ્ચ કોણ કરે? મરિચીની ભાવના અહિં મ્હેજ ખગી મે આટલા આટલા ઉપર ઉપકાર કર્યો તેમાથી એક પણ મારી પાસે આવતો નથી? આ ભાવનાએ એ ત્યા સુધી વિચારે ચ઼ગ્યો કે આ સાધુઓ દાક્ષિણ્યતા વિનાના છે, દયા વિનાના છે, કેવલ સ્વાર્થમાત્ર તત્પર છે, અને લોકવ્યવહારથી પણ પરાઙ્મુખ છે આવો વિચાર કોણે કરા યો? મનમા આવેલા કષાય રોગથી ઘેરાઇ ગયેલો છે તેથી એ ભાવના આવી હુ પરિચિત, સાથેનો સ્નેહી, એકજ ગુરૂના હાથે દીક્ષિત, વિનીત, પાળવાનુ તો ઘેર ગયુ, મને કોઈ જોવાએ આવતુ નથી! કેટલા બધા આ મુનિઓ નિર્ઘૃણ થયા! પણ એ મરિચી સમ્યગ્દૃષ્ટિ છે વેદનાના હૃદયે, શકિત, તાકાતહીન થઇ જવાથી આ વિચાર આવ્યો તો ખરો, પણ તરતજ વિચાર કર્યો 'दुश्चिन्तितं मया' મે ઘણુ જ ખરાબ ચિંતવન કર્યું મરિચીને પ્રથમ એ ભાવના તો થઇ કે મુનિઓએ મારી વૈયાવચ્ચ ન કરી એ અનુચિત વિગેરે, પણ એ માર્ગસ્થ હોઇ પોતાના વિચારો પોતાનેજ અયોગ્ય લાગ્યા અને વિચાર્યું કે 'મે ખોટુ ચિંતવ્યુ જે મહાત્માઓ પોતાના શરીરની પણ ચિંતા ન કરે, એ મ્હારા જેના પતિતની ચિંતા કરેજ શાના? હુ તો માર્ગથી ભ્રષ્ટ' આ એમનુ સમ્યક્ત્વ બોલાવે છે આવી જાતનો આત્મા, સાધુની પાસે વૈયાવચ્ચ કરાવવાની ભાવના થઇ માટે પોતાના આત્માને ઠપકો આપે છે, તો તમને સાધુઓ પાસે વૈયાવચ્ચ કરાવવાનો શો અધિકાર? સાધુઓ તમારી વૈયાવચ્ચ કરે?

**સાધુની જરૂર તો છે પણ શાને માટે? સાધુઓ ધર્મગુરૂ કે અર્થકામગુરૂ? ધર્મ માટે સાધુની ગરજ કે અર્થ કામ માટે?**

સાધુઓ પાને ઇચ્છાય શુ? ઇચ્છો છો શુ એ ભૂલી જાઓ પણ આશા કઈ વસ્તુની રખાય? શુ શુ મગાય? અમારે શુ આપવાનુ તેની ફીકર અમને, શુ અપાય એમા જો અમે ભૂલીએ તો તમે ખુશીથી શાસ્ત્રાનુસારિ સલાહ, સભ્યતાપૂર્વક, શ્રાવકપણાની મર્યાદામા રહીને આપી શકો છો ધર્મગુરૂની આવશ્યકતા શા માટે છે? એ વિચારીને કહો બુદ્ધિમા તમે કયા ક્રમ છો? આટલુ

નક્કી કરો તો બધી ચર્ચાઓ આજે શમી જાય પોતે પોતાની ફરજ ભૂલ્યા એનુ આ પરિણામ છે પ્રભુનુ શાસન જેટલુ અમારૂ તેટલુ જ તમારૂ પ્રભુના શાસનમા જેટલો મુનિવરોનો ઉ.ય એટલોજ તમારો ઉદય છે પ્રભુના શાસન માટે જેટલુ અમને લાગે છે એટલુ જ તમને લાગવુ જોઇએ **ત્યાગીને રાગી બેઉ પ્રભુના શાસનમાં રહી શકે** કૃપણને ઉદાર બેઉ પ્રભુના શાસનમા રહી શકે, એમા કશોજ વાધો નથી. પ્રભુના શાસનમા રહેવા ઇચ્છનાર રાગીએ ત્યાગના અર્થિ, પ્રશસક અને યથાશકિત પોષક બનવુ જોઇએ અને કૃપણે દાતાર થવાની ભાવનાને પોષવા સાથે દાનના અને દાતારના પ્રશસક બનવુ જોઇએ કહો હવે તમારે ધર્મગુરૂની જરૂર શા માટે છે? **પ્રશ્ન** આ લોક અને પરલોકના દુ ખથી મુક્ત થવાય તેવી કારવાઈની માગણી ગુરૂ પાસે કરી શકાય યા નહિ? આ પ્રશ્ન મજેનો છે, પરલોકના દુ ખથી મુકત થવાની માગણી એટલે તો એજ કે આ લોકમા એવી કારવાઇ ન થાય કે જેથી 'નરક અને તિર્યંચ' રૂ૧ દુર્ગતિ અને દરિદ્રતા, દુર્ભગ પણુ આદિ મળે એ માગણી તો હુ પણ કબૂલ રાખુ છુ અને સમજી શકુ છુ કે એ માગણી તમે જરૂર કરી શકો પણ આ લોકનુ શુ દુ ખ? સભામાથી 'નિશ્ચિતપણાની ખામી નિશ્ચિતપણુ નથી માટે ધર્મ થતો નથી' તમે સ્પષ્ટ બોલો વ્યવહારને અગે પૈસો, ઘર, બાયડી વિગેરેનુ દુ ખ હોય એજને? તો પછી ખુ વે ખુલ્લુ એમજ કહોને કે, 'કૃપા નાથ! જો તમારે અમારી પાસે ધર્મ કરાવવો હોય તો પૈસો, બાયડી, ઘર, આ બધુ આપો, અપાવો, એજને!' હૈયામા આ ભર્યું છે તેથી ભાગ્યશાળી! તમને દેવ, ગુરૂ, ધર્મ ઓળખાતા નથી તમે તો એમજ માગો છો કે ધર્મિ બનાવવા હોય તો કોઇ પણ ભોગે અમારા અર્થ કામને ઠીક ઠાક કરવા આ ગુરૂ પાસે નજ મગાય ધર્મના પ્રતાપે આગતુક ફલ તરીકે એ બધુ મળી જાય એ જૂદી વાત છે પણ એ

મગાયે નહિ અને તે મગ્યેથી તેમા રક્ત પણ નજ થવાય
પ્રશ્ન-'જ્ઞાનીએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ કહ્યા છે ને? જ્ઞાનીએ આ ચાર પુરૂષાર્થ કહ્યા છે પણ એ ચારે સેવવા યોગ્યજ છે અને સેવવાજ જોઇએ એમ કહ્યુ છે? તમે પાછા જવાબ આપના નથી પૂછી પૂછીને તરત ભાગ થઈ જાઓ છો મને લાગે છે કે તમે પણ આ બધુ બહાર બોલાતું બોલો છો, પણ હૃદયથી નથી બોલતા અસ્તુ જ્ઞાનીએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પુરૂષાર્થ કહ્યા છે પણ કયા પુરૂષાર્થને કઈ કઈ કોટિમા મૂકયા છે એ જાણો છો? **મોક્ષ એ આત્માનુ નિરોગી પણુ છે, ધર્મ એ નિરોગીપણુ મેળવવાનુ ઔષધ છે અને ધર્મરૂપ ઔષધ સેવતી વખતે નહિ સેવવા લાયક કુપથ્ય અર્થ અને કામ છે** સસારરૂપી રોગથી રીબાતા આત્માઓ માટે મોક્ષ એ નિરોગી અવસ્થા છે એ મેળવવા માટે ધર્મરૂપ ઔષધ સેવવા યોગ્ય છે અને અર્થ અને કામ એ નહિ સેવવા યોગ્ય, તજવા યોગ્ય, કુપથ્યો છે સસારરૂપ દરદથી રીબાતા દરદી તો અર્થકામરૂપ કુપથ્યોની પ્રીતિવાળા છેજ પણ મોટામા મોટા ઉપકારી પરમ ચિકિત્સક શ્રી જિનેશ્વરદેવ અને એમની આજ્ઞા મુજબ વિચરતા મુનિ રૂપ વૈદ્યો, એ અર્થ કામની આસક્તિવાળા દરદીઓને શુ કહે? સસારના દરદી તો અર્થકામના એવા રસીયા છે કે એની આગળ તેમને ધર્મરૂપ ઔષધની તો પરવાજ નથી છતા થોડો ઘણો ધર્મ સેવે તો પણ અર્થકામના કુપથ્ય છોડવા પાલવતા નથી જ્ઞાની તો સાફ ફરમાવે છે કે જો દરદીને નિરોગી બનાવવા હોય તો એ દરદીઓને, અર્થકામ રૂપ કુપથ્યોથી, એ કુપથ્યોના રાગથી અને એ કુપથ્યોની ભાવનાથી ખસેડી, ધર્મરૂપ ઔષધ સેવરાવજો દરદીને નિરોગી ન બનવુ હોય તો એની વાતજ નથી જેને સસારનો ખાટલોજ ગમતો હોય એને માટે વાત નથી ધર્મરૂપી ઔષધ લેવા આવે એને માટેજ આ વાત છે

<u>પૂર્વે મુનિઓએ કોઇને અર્થકામ બતાવ્યા છે?</u>

શ્રી જિનેશ્વરદેવના સાચા ચિકિત્સકોએ અર્થ ને કામ કુપથ્ય તરીકે સેવરાવ્યાજ નથી શબ્દો બરાબર યાદ રાખો ઘણાને

લાગશે કે પેલીગી ગોઠવી પણ બગબર વિચારે જ્ઞાની કહે છે કે ગીતાર્થો, દરદીને નિરોગી કરવા, કેઇ કેઇ કરામતથી, અર્થ કામથી એ દરદીને ખડેડે સાચા વૈદ્ય દરદીને કુપથ્યો કુપથ્ય તરીકે કદી પણ સેવરાવેજ નહિ ગીતાર્થ પાસે સર્વવિરતિ લેવા આવે તો એને કહે છે કેમ, બધું છોડવાની ભાવના પૂરેપૂરી છે ને? દેશવિરતિની ભાવનાવાળો આવે એને કહે કે કેટલુ પરિણામ, કેટલી મર્યાદામા આવ્યા? સમ્યગ્દૃષ્ટિ આવે એને કહે કે વીતરાગદેવ, નિર્ગ્રંથ ગુરૂ અને શ્રી જિનપ્રણીત ધર્મ શિવાય બધુ ખોટુ લાગે છે ને? આજ એક તારક, એના શિવાય બીજુ કાંઈ સાચુ નથી, એમ નિર્ણય છે ને? સર્વવિરતિને અર્થકામનો સર્વથા ત્યાગ, દેશવિરતિને પરિમિત અને સમ્યગ્દૃષ્ટિને અર્થ કામ પ્રત્યે અરૂચિ વિધાન કરતી વખતે વૈદ્યોએ મહાસાવધ રહેવુ પડે છે સર્વવિરતિને કહે કે અર્થકામ તો કામનાજ નહિ, દેશવિરતિને કહે કે અર્થ કામ કામના તો નહિજ પણ તારે રાખવા પડે તો આ રીતેજ રાખવા જોઇએ આનો અર્થ કોઇ એમ કરે કે રાખવા જોઈએ એમ કહ્યુ તો તે ખોટુ છે મુનિ તો સર્વથા છોડાવવાને ઇચ્છે અને એમ કહે કે ન જ છુટતા હોય તો જીવનને મર્યાદિત બનાવવુ જોઇએ આમા કુપથ્યને ગણવાનો ઉપદેશ છે? કુપથ્ય રખાય તો સારૂ એવી ઇચ્છા સામાના હૃદયમા પ્રગટ થાય એમ છે? સમ્યગ્દૃષ્ટિ શુ કહે છે? 'અરૂચિ પૂરી છે, કશુ ઇષ્ટ લાગતું નથી પણ એકદમ છુટી શકે તેમ નથી, એટલે મને એવુ ઔષધ આપો કે આના સગમા રહુ તોપણ એ ઔષધ લાભ કરી શકે' મુનિ કહે કે, 'ભાઇ! એવુ લઈ જા' આ સાંભળીને પેલા બહાર જઇને એમ કહે કે 'મને તો મહારાજે કહ્યુ છે કે તુ કુપથ્ય સેવે તો વાંધો બાધો નહિ,' તો એ સાચો કે જુઠ્ઠો? આજે દૃષ્ટાંતો દેવાય છે તે આવી જાતના છે '**न्याय सपन्न विभवो**' વિભવ ગૃહસ્થપણામા જરૂરી છે, ગૃહસ્થપણામા રહેવુ હોય તો પૈસા વિના ચાલે નહિ, માટે ગૃહસ્થને જરૂર હોય તો ન્યાયપૂર્વક વિભવ મેળવે' કલિકાલ સર્વજ્ઞ

ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાને લખવુ પડે છે કે આમા વિધિવાક્ય કયુ અને અનુવાદવાક્ય કયુ ? આમા વિધાન ન્યાયનુ છે અને વિભવનો તો અનુવાદ છે આના ઉપરથી કોઇ એમ કહે કે-'જૈન શાસ્ત્રમા લખ્યુ છે કે ન્યાયપૂર્વક પૈસા મેળવવા એમા વાધો નહિ' તો એ કહેનારો અનાની કહેવાય કે જ્ઞાની ? ગૃહસ્થ પોતે એમ માને કે મારે પૈસા તો જોઇએ એટલે એમ કહ્યુ કે પૈસો જોઇએ અને મેળવવા જોઇએ અને મળે તેમા અન્યાય ન સેવો પણ ન્યાયપૂર્વક વર્તો આનો અર્થ એમ થાય કે ન્યાયપૂર્વક પૈસા મેળવવામા વાધો નહિ ? એમ કહે તે સાચો કે ખોટો ? શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ જાણતા હતા કે આવો અર્થ પણ કરનારા કર્યા વિના નહિ રહે માટે ખુલાસો કરવો પડયો કે ન્યાય એ વિધિવાક્ય છે અને વિભવ એ અનુવાદ વાક્ય છે આ કારણે તો વિધિ છે કે **નાનામા નાનુ શાસ્ત્ર પણ ગુરૂ નિશ્રા વિના વાચવુ નહિ** હવે એ સ્થિતિ નથી રહી. એક વાચે તો પણ ધ્યાનથી વાચે, સાગોપાગ વાચે, તો તો વાધો આવે નહિ આ તો પહેલુ પાનુ વાચે અને પચાસમુ પાનુ મૂકી દે, અગર ઇરાદાપૂર્વક ન વાચે, અને વાચે તો સ્વાર્થની દૃષ્ટિએ વાચે પરિણામ એ આવે કે એ બીચારો એનાજ યોગે ઉન્માર્ગે જાય હેમચંદ્રસૂરીશ્વરજી લખે છે કે પવિત્ર થયો થકો જિનપૂજા કરે આમા 'જિનપૂજા' એ વિધિવાક્ય અને પવિત્ર થવુ, નાહવુ, એ અનુવાદવાક્ય ગૃહસ્થ સહેજે નાહવાનો તો છેજ માટે એ અનુવાદ વાક્ય કે **પવિત્ર થયો થકો**, શુચિ (પવિત્ર) થવુ જોઇએ, નાહવુ જોઇએ, એ વિધાન નહિ, અને જિનપૂજા એ વિધાન જે વસ્તુ સંસારીને સ્વયસિદ્ધ હોય એમા વિધાનની જરૂર નથી સાધુ એ વસ્તુની ના કહે તોએ સંસારીઓ કર્યા વગર રહેવાના નથી શ્રી જિનેશ્વરે મુક્તિમાર્ગની સ્થાપના કરી કે બીજા માર્ગની ? આ લોકના સુખના સાધન પણ જ્ઞાની જૂદા માને છે આ લોકમા સાધુ સુખી કે દુઃખી ?

"સાધુ સૌથી સુખીયારે, દુખીયા નહિ લવલેશ"

આજ તો દોહરા પણ ફેરવનાર ફેરવે છે અને કહે છે "સાધુ સૌથી દુખીયા રે, સુખીયા નહિ લવલેશ" જ્ઞાનીએ કયા ગૃહસ્થને સુખી કહ્યો ? જ્ઞાનીની દૃષ્ટિએ સુખ દુ ખ જૂદા છે એક ચક્રવર્તિ લશ્કર સાથે ફરવા નીકળ્યો છે આચાર્ય ધર્મદેશના દે છે કોઇ પૂછે છે કે 'આ કોલાહલ શાનો ?' 'આચાર્ય કહે છે કે, 'એક સસારના ગુન્હેગારને પકડી વધ્ય ભૂમિમા લઇ જવામા આવે છે' આચાર્યે જાણ્યુ કે એનુ આયુષ્ય થોડુ બાકી છે અને ચક્રવર્તિ ચક્રવર્તિપણામા રહે તો નરકેજ જાય એ ચક્રવર્તિ આ લોકમા સુખી કે દુ ખી ? પહેલા નબરનો સુખી છે ચક્રવર્તિ, વાસુદેવો, બલદેવો કદી પણ પોતાના બલે જીવતા નથી, આપબળે જીવે છે એમનામા બળ શક્તિ અજબ હોય છે હજારો મુકુટ બદ્ધ રાજાઓ એમની સેવા કરે છે છતા એમને દુ ખી તરીકે વર્ણવવામા આવે છે, કારણ કે **પરિણામે દુ ખદાયી સુખ તે વસ્તુત સુખ નથી સમ્યગ્દૃષ્ટિનુ લક્ષણ શુ ? "દેવ અને મનુષ્યના સુખને દુ ખ કરી માને"** જે સુર લોકના ને ન લોકના સુખને દુ ખ માને એ વળી આ લોકના સુખ મા ગવા આવે ? એ સુખ એ દુ ખ છે કે નહિ એની શકા શી ? રહેવુ જૈનશાસનમા, શ્રાવક કહેવરાવવાનો દાવો કરવો અને આ માન્યતા ન હોય એ ચાલે ? કોઇ મહાત્માએ વિચાર કરી, જરૂર જણાતા, કોઇને, ક લ્યાણકારી માર્ગે ચઢાવવાના શુભ ઇરાદે કાઈ ઉપાય કર્યો હોય તો એનુ દૃષ્ટાત ન હોય કોઈ વખત વૈદ્ય દવા દેવા માટે દવાને લપેટીને કુપથ્ય મોમા ઘાલી પણ દે, પણ દરદીને કહે પણ નહિ એની નોધ હોય નહિ એ નોધનો ઉપયોગ હોય નહિ ડાકટરો જ્યારે પેટનુ પણ અમૂક જાતનુ ઓપરેશન કરે છે ત્યારે કઇ સ્થિતિ હોય છે ? કાયદો હોય છે કે એ વખતે પેટમા પાણીનુ ટીપુ સરખુ ન જવુ જોઇએ દરદી મરી જાય તો પણ એ પાણીનુ ટીપુ સરખુ ન દે અને પાણીનુ ટીપુ ન દેવાથી એ મરી પણ જાય છતા ડાક્ટર ગુન્હેગાર નથી, કેમકે પાણી ન દેવાય

એ કાયદો છે જો એને પાણીનું ટીપુ દે, એના ભલા માટે પણ દે, અને દરદી મરી જાય એ વાતની ખબર પડી જાય તો ડાકટર પર ખૂનનો ચાર્જ આવે, પછી ભલે બચાવ કરે, દલીલ લાવે, ખોટા સાક્ષી ઉભા કરે, સામો બોલનાર દુશ્મન છે એમ ઠરાવે વિગેરે વિગેરે સઘળા ઉપાયો યોજે અને જરૂર અનુકૂળ બની જાય તો છુટે, નહિ તો છુટવાના એ નવનેજા એ ડાકટર અનુભવી હોય, દરદીના લક્ષણનો પૂરો જાણકાર હોય, અને એને ટીપુ આપવામા વાંધો ન લાગતો હોય, તો બાની રીતે આપી પણ દે, પણ એ કાંઈ જાણે? એની નોંધ હોય? કદાચ દરદી જીવે અને એ નોંધથી બીજો ડાકટર એમ કરે અને એનો દાખલો આપે, તો જો દરદી મરી ગયો હોય તો બચાવ તરીકે એ ચાલે? કોર્ટ એ દાખલો ન માને સગતજ કહે કે એનો દાખલો ન હોય એનો દાખલો લેતા પહેલા તો એની યોગ્યતા મેળવો કેટલાક ઉત્તર એવા હોય છે કે ડાહ્યાઓ સમજે પૂછનાર સમજી જાય એટલે મને આનદ આજે આવી વાતોના નામે દુનિયાને ઉંધે માર્ગે ઘસડી જવામા આવે છે જૈનશાસનમા બધી નોંધ હોય જ્ઞેય, હેય, ને ઉપાદેય, તમામનુ નિરૂપણ કરવામા આવ્યુ છે બધી વસ્તુ બતાવી પણ એનો ઉપયોગ કઈ રીતે થાય? પછીનો ડાક્ટર એમ કહે કે, 'સાહેબ, મે પાણીનુ ટીપુ આપ્યુ હતુ, તે પહેલા પણ અમૂકે આપ્યુ હતું, એ આધારે આપ્યું હતુ એમની વખતે દર્દી જીવી ગયો, ને આ વખતે મરી ગયો' વાસ્તવિક રીતે એ પુરાવો ન ચાલે આપ્યું, અને આપવુ જોઇએ એમા ફેર છે એ આપવાની નોંધ કામમા લેવાય નહિ એ પાણીનુ ટીપુ તો આપનાર ને લેનાર બે સમજે એ ડાકટર પણ ઓપરેશન ક્યારે કરે? મા બાપ, સ્નેહી સબધી, બધા બહાર, કોઈ ત્યા હાજર નહિ એ સમજે છે કે એ બધા પ્રેમના માર્યા પાછી પાઇ દેવાના દર્દી માથુ કૂટીને મરી જાય તોયે કપાઉન્ડર કે કોઈ બીજાને પાણીનુ ટીપુ આપવાનો અધિકાર નહિ ડાકટરને યોગ્ય લાગે તોયે એ, કોઇ

ન હોય ત્યારે મૂકી દે, પણ કોઇને કહે પણ નહિ હુ એમ કહુ છુ કે તમે પકકા બનો કે અમારે પણ સાવધ થવું પડે અહીં ગોટો નહિ ચાલે એમ અમને થાય પણ તમે તો 'હાજી' શીખ્યા છો તેમાએ જો અર્થકામની વાત આવે તો મોટા સ્વરે 'હા જી' કરો છો જ્યા અર્થકામની વાત આવે ત્યા તમે ઝૂકી પડો છો બસ, એ અર્થકામની વાત કરનારા અને એ વાતને ઉત્તેજન આપનારા પચમ_ાલના ક પતરૂ અને બીજા બધાએ જમાનાના અજાણ, એમ ? ભાગ્યશાળી! કુપથ્યના રાગી એવા ન થઇ જાઓ કે સન્માર્ગમાથી ખસી જવાય વસ્તુને વસ્તુ તરીકે સ્વીકારો ખોટાના સાથી કદીજ ન બનો સમ્યગ્‌દષ્ટિ શ્રાવક તરીકે પ્રભુના માર્ગ ઉપર સુસ્થિર બનો એમાજ શ્રેય છે, એમ નિશ્ચિતપણે સ્વીકારો અને **અર્થકામની ઉપાસનામા આત્માનો નાશજ** છે, એમા લેશ પણ શકા ન રાખો



## વ્યાખ્યાન ૨૫ મુ

### સમ્યક્ત્વ વિનાનુ જ્ઞાન એ જ્ઞાન નથી



પરમ ઉપ_ારી સૂત્રકાર મહર્ષિ આ દુર્લભ માનવજીવનની સફળતા માટે ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવોના શાસ્ત્રનું શ્રવણ કરવુ, એના ઉપર પરમ શ્રદ્ધાને કેળવવી, પછી એ શ્રદ્ધામા મક્કમ રહીને સ યમમા પોતાના વીર્યનો સદુપયોગ કરવો આ ત્રણ વસ્તુના સેવન શિવાય, બીજી કોઇ પણ વસ્તુથી, કદી પણ આ જીદગી સફળ થઈ નથી, થતી નથી, અને થતીએ નથી જ્ઞાનીને આ ત્રણ વસ્તુ શિવાય બીજી કોઇપણ વસ્તુમા સફળતા દેખાણી નથી આ વસ્તુપર પ્રેમ જાગે એ માટે પહેલા એના બતાવનારને ઓળખવા જોઇએ એમને ન ઓળખીએ ત્યા સુધી આ વસ્તુ

ઉપર રાગ ન થાય કારણ, અનાદિ કાલથી, દષ્ટિ, ભાવના અને વિચારો જૂદા છે અનાદિથી આત્મા જૂદા સયોગથી ટેવાયેલો છે અનાદિથી જે વસ્તુ પરિચિત, તે તરફ આત્મા એચાય છે, જ્યાસુધી એ અનાદિ કાળની દષ્ટિ ફરે નહિ, ત્યા સુધી આ વસ્તુ ગમે પણ કહિ સમ્યક્ત્વપ્રાપ્તિમા મુશ્કેલી આ છે અનાદિકાલથી લાગેલા મોહના સસર્ગથી આત્મા છૂટે નહિ, ત્યાસુધી આના તરફ રૂચિ થાય નહિ, એમાથી છૂટવા માટે આલબન ઉચા જોઈએ, સામાન્ય આલબનથી ચાલે નહિ માટે તો **ધર્મ તીર્થની સ્થાપના કરનાર તીર્થ કરદેવ પણ કેવળ જ્ઞાન થયા પૂર્વે ધર્મતીર્થની સ્થાપના કરતા નથી** તીર્થકરનુ શરીર, એમનો દેખાવ, એમના અતિશય, એ બધુ લોકોત્તર હોય છે તીર્થ કરદેવ ગર્ભમા ત્રણ જ્ઞાન સાથે લઈને આવ્યા હતા એ જન્મ્યા ત્યારે ત્રણ જ્ઞાનવાળા હતા એ ધારે તે દિવસથી ઉપદેશ આપી શકતા હતા, પણ કેવલ જ્ઞાન થયા શિવાય ઉપદેશ ન દે, કારણ કે ધર્મતીર્થની સ્થાપના કરવી છે એ વખતની દેશનામા અને કેવલ જ્ઞાન પછીની દેશનામા ફરક આવે, તો પ્રાણીઓ શકિત થાય છદ્મસ્થાવસ્થામા ફેરફાર થવાનો સભવ, ત્રણ જ્ઞાન ખરા પણ એ ત્રણે જ્ઞાન કેવલ જ્ઞાન પાસે બિંદુકલ્પ રવિની પાસે ચદ્રપ્રભાની કિંમત નહિ, તો તારાની કિંમત તો હોયજ શાની ? તેમજ કેવલજ્ઞાનના પ્રકાશ આગલ આ જ્ઞાનોની પણ કિમત નથી શ્રી જિનેશ્વરદેવ જો છદ્મસ્થાવસ્થામા દેશના ન દે તો બીજા કેમ દે ? બીજા દે, કારણ કે બીજાને ઘરનું કયા કહેવુ છે ? બીજા તો શ્રીજિનનુ કહેલુ કહે છે ને ? જેમને શ્રી જિનેશ્વરદેવનુ કહેલુ ન કહેવુ હોય, એમણે તો કેવલજ્ઞાનની રાહ જોવી, કેવલજ્ઞાન ન થાય, ત્યા સુધી મૌન રહેવામાજ ડહાપણ શ્રી જિનેશ્વરદેવનું કહેલુ કહેવામા ગુલામી લાગતી હોય, નાનમ જણાતી હોય, અને પોતાની મતિનુજ કહેવુ હોય તો 'मौन व्रत' કેવલજ્ઞાન થાય નહિ ત્યા સુધી 'હુ આમ કહું છુ અને મને આમ લાગે છે,' એવી વાતો વ્યાજબી નથી કા

તો કેવલજ્ઞાનીની નિશ્રા પકડે કા તો કેવલજ્ઞાન થવાની રાહ જૂએ એમ ન થાય તો એનો તથા મહવાસમા આવનારાઓનો નાશ થાય જ્યારે આગમ અ થારૂઢ થયા, તે એવી રીતે કે, બધા આગમના જ્ઞાતાઓ એકત્રિત થયા, કઠન્ય હતુ તેની નોધ થઈ, અને એમની યાદમા જ્યા જ્યા ફેર થયો, એક આચાર્ય કહે મને આ પ્રમાણે યાદ છે, બીજા કહે કે આ પ્રમાણે યાદ છે, અને ત્રીજા કહે કે આ પ્રમાણે યાદ છે, ત્યા ત્યા "एके एव वदन्ति, अन्य तु एव, एव तु अपरे, तत्र तु तत्त्वविदो वदन्ति" આ આશયનુ લખી પોતે લેખમદારીમાથી છૂટા જ રહે છે કારણ કે તેઓ સમજતા હતા કે અમે છદ્મસ્થ છીએ (સભામાથી-એટલી સરળતા હતી) સરળતાજ નહિ પણ શ્રીજિનેશ્વર દેવના વચન પર અડગ શ્રદ્ધા હતી, પોતાની અ પજ્ઞતાનુ પોતાને ભાન હતુ, અને એ મહર્ષિઓના અ તરમા સાચી ભવ ભીરૂતા હતી આ મહાપુરૂષો પોતાની ખામી સમજતા હતા આગમમા અમારી કલ્પના પેસી ન જાય તેની કાળજી રાખતા હતા જેટલુ કહે, બોલે, એટલુ શ્રીજિનેશ્વરદેવની આજ્ઞાને આધીન રહીનેજ ઇંદ્રભૂતિ જ્યારે ભગવાન્ શ્રી મહાવીર પાસે આવ્યા, ત્યારે એમનુ જ્ઞાન કેટલુ હતુ ? ચાદ વિદ્યાના પારગામી હતા એમની સામે ટકી શકે તેવો એક પણ વિદ્વાન તે સમયે ન હતો જૈનશાસ્ત્રે ત્યા સુધી એમને અજ્ઞાની કહ્યા, અરે મિથ્યાજ્ઞાની કહ્યા, પણ ક્ષણવાર પછી પ્રભુના ચરણે ઝૂકી, 'આપ કહો એ પ્રમાણ,' એ રીતે શ્રી સર્વજ્ઞની નિશ્રા આવી, કે તરત શાસ્ત્રે, મહાજ્ઞાની કહ્યા પેહેલા એમનુ જ્ઞાન સર્વજ્ઞની નિશ્રા વગરનું હતુ **સમ્યક્ત્વ થાય ત્યારે અજ્ઞાન પણ જ્ઞાનરૂપે પરિણમે તે પહેલાનુ જ્ઞાન પણ વસ્તુત અજ્ઞાન છે**

## દર્શન ઉદ્યોત કે જ્ઞાન ઉદ્યોત?

ભગવાન્ શ્રી ઉમાસ્વામિજી મહારાજાએ ફરમાવ્યુ કે-

"सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग ।"

અર્થાત્-સમ્યગ્દર્શન, અને સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ મોક્ષનો માર્ગ છે આથી સ્પષ્ટ છે કે સમ્યગ્દર્શન એ પ્રથમ પદે છે. કારણ કે સમ્યગ્દર્શન વિના નથી હોતુ સમ્યગ્જ્ઞાન કે નથી હોતુ સમ્યક્ચારિત્ર જૈન શાસન દર્શન પર ટકેલુ છે જૈન શાસનનો પાયો દર્શન છે. શ્રી જિન શાસનના મૂલગુણો અને ઉત્તરગુણોનુ નિધાન સમ્યગ્દર્શન છે સમ્યગ્દર્શનને દૂર મૂકી સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની વાતો કરનારા, જૈન શાસનને સમજી શક્યા નથી જો દર્શનનો ઉદ્યોત ન હોત તો જ્ઞાન ચારિત્રનો કાલજ ન હોત દર્શન સિવાયનો જ્ઞાન યુગ હોય તો એ મિથ્યા યુગ છે જૈન શાસન જીવતુ છે ત્યા સુધી દર્શન તો જીવતુ અને જાગતુ રહેવાનુ કારણ કે તેના વિના સમ્યગ્જ્ઞાન કે સમ્યક્ચારિત્રની હયાતિજ નથી જૈન શાસનમા દર્શનયુગ સિવાય જ્ઞાનયુગ પણ નથી કે ચારિત્રયુગ પણ નથી. દર્શનયુગ સિવાય જ્ઞાનયુગની વાતો કરવી નકામી છે દર્શનયુગ કોઇ કાળે ગૌણ ન બનાવો. જેનુ દર્શન ઢીલુ, તેના જ્ઞાન ચારિત્ર ગમે એવા હોય તોયે પ્રાય નકામા જેવા શાસ્ત્રકારે જીવાદિકના વિચાર કહ્યા, અમુક અમુક વસ્તુના સયોગથી જીવોત્પત્તિ થાય છે એ કહ્યુ, કાચા દહીં, દૂધ, છાશમા કઠોળ મળવાથી જીવોત્પત્તિ થાય છે એ કહ્યુ પણ એ બધુ જીવોની હિંસાથી બચવા માટે, અખતરા માટે નહિ જૈનશાસનનુ જ્ઞાન જેમ જેમ આવતુ જાય તેમ તેમ હિંસાથી પાછા હઠાય દર્શન વગરનુ જ્ઞાન હોય ત્યા અખતરા થાય દર્શન કરાવનારી અખતરા ન હોય પાણીમા જે જીવ કોઈ પ્રયોગથી દેખાય, તે પણ જ્ઞાનીએ જે કહ્યા તે જીવ નહિ પાણીના જીવોને તો જ્ઞાનીએ અદૃશ્ય કહ્યા છે એ દૃશ્યમાન હોત તો એને અદૃશ્યની કોટિમા મૂકત નહિ તમે પાણી પીઓ, ત્યા મોની લાળ રહી જાય અને પછી એમા પાણી ભળે તો બે ઘડી બાદ, તમારા જેવાજ આકારના અસખ્ય સમૂર્છિમ પચેન્દ્રિય મનુષ્યો ઉત્પન્ન થાય

તમે શોભન અને ધનપાળનું દૃષ્ટાંત કહેવા માગતા હશો પણ ત્યાં તો ત્રણ દિવસનું દહીં હતું એમાં જીવો પડી ચૂકેલા હતા, એને માત્ર અજાણતા યોગે બતાવ્યા છે પણ નવા ઉત્પન્ન કર્યા નથી નિષેધ અખતરાનો છે હતું એ બતાવવાનો નિષેધ નથી જ્ઞાન એવું પામવું કે જે પામ્યા પછી એવા કુતુહલ આત્માને ઉત્પન્ન ન થાય જ્ઞાન મેળવવા માટે હજારો જીવોનો નાશ કરી વાળવો, એ ઈચ્છા ન હોય પ્રાણને માટે અન્ન, પણ એ અન્નના બદલામાં જો કોઈ પ્રાણ માગે, કોઈ એમ કહે કે અન્ન તો આપું પણ પ્રાણ આપ તો આપું, તો પેલો કહે કે અન્ન વગર રહું, ચાર દિવસ ભૂખ્યો પણ રહું, અન્ન વગર મરી પણ જાઉં, પણ અન્ન માટે મારા હાથે તો પ્રાણ નજ આપું જે વસ્તુ જેની રક્ષા માટે તે મેળવવા રક્ષણ કરવા યોગ્ય વસ્તુનો નાશ થાય?

## પહેલું જ્ઞાન ને પછી અહિંસા, એટલે શું?

દશવૈકાલિકમાંથી એક વાક્ય ઉપાડ્યું કે 'पढम नाण तओ दया।' એ વાક્યથી 'પહેલું જ્ઞાન ને પછી દયા' એમ થાય છે, પણ જ્ઞાન ખાતર દયાને આઘી મૂકવી એવો અર્થ તો નથી નીકળતોને? દયા પાલન માટે જ્ઞાન મેળવવું એ કબૂલ, પણ જ્ઞાન મેળવવા માટે દયાને આઘી મૂકવી પડે તો? આનો કંઈ ઉત્તર? આજે તો જ્ઞાનના નામે દયાના નાશની વાતો થાય છે, તેનું શું? અસ્તુ દયા બે રીતે થાય છે એક તો સ્વયં સમજીને અને બીજી સમજદારની નિશ્રાએ ચાલીને જ્ઞાન પોતામાં જોઈએ એમ નહિ તો પોતામાં જ્ઞાન હોય અગર જ્ઞાનીની નિશ્રાએ હોય જૈનશાસનમાં બે જાતના વિહાર કહ્યા ગીતાર્થનો વિહાર અથવા તો ગીતાર્થની નિશ્રાનો વિહાર ત્રીજો નહિ ન જ્ઞાની હોય, ન જ્ઞાનીની નિશ્રા હોય, એ સાધુ અસાધુ અને શ્રાવક એ અશ્રાવક જ્ઞાની તે કે જે હેય, જ્ઞેય અને ઉપાદેયને તત્ત્વરૂપે સમજે અને સમજાવે જ્ઞેય, ફક્ત જાણવા યોગ્ય, હેય છોડવા યોગ્ય અને ઉપાદેય એટલે આદરવા યોગ્ય કલ્યાણનો અર્થી આત્મા ગમે તેવા સંયોગોમાં

પણ હેયને ઉપાદેય ન કહે અને ઉપાદેયને હેય ન કહે જરાએ ફેરફાર ન થવા દે દરેકને પોતાના સ્વરૂપમા કાયમ રાખે ગમે તે અપેક્ષાએ બોલે પણ સ્વરૂપ કાયમ રાખે દયા મેળવવા માટે જ્ઞાની બનો અગર જ્ઞાનીની નિશ્રાએ ચાલો **જ્ઞાન વિના દયા થાય નહિ માટે દયા ખાતર જ્ઞાન મેળવવુ, પણ જે દયા ખાતર જ્ઞાન મેળવવાનુ તે જ્ઞાન મેળવતા દયાનો નાશ કરવો પડે, એ જ્ઞાન શા કામનુ? જ્ઞાન માટે દયા દૂર કરે એ હૈયુ કેવુ કઠોર? દયાના અભાવે હૈયુ કેવુ કઠોર થાય? એક વખત હૃદયમાથી દયા નીકળી ગઇ એટલે પછી તો ગમે તેવા હિંસક પ્રસગે કપાટી પણ ન થાય.** એકવાર હૃદય કપે, બીજીવાર થોડુ કપે, ત્રણવાર, ચારવાર, અને પછી તો નિર્ધ્વંસ પરિણામ થઈ જાય આટલા માટે તો સાધુને તથા શ્રાવકને હિંસક લત્તાઓમાથી પસાર પણ થવાની ના કહી છે એકવાર ત્યા મૂર્છા આવે, ઉલટી પણ થાય, બીજી વાર આખો મીચી જાય, ત્રીજીવાર થુકતો જાય, ચોથીવાર અને પાચમીવાર ગયો એટલે ટેવાઈ જાય અનાર્ય દેશ ધર્મ માટે અયોગ્ય કેમ કહ્યો? ત્યાના વાતાવરણ, હવા, પ્રવૃત્તિ, બધા વિપરીત છે એથી હવા એવી છે કે અહીંથી સારામા સારો ગયો હોય તોપણ પ્રાય અસર થયા વિના ન રહે આત્મા એ ભાવુક દ્રવ્ય છે જે સયોગોમા મૂકાય તેવી અસર એને ઝટ થઈ જાય જ્ઞાન તેવુ આપો કે જેથી તે જ્ઞાનનો લેનાર આત્મા આરભથી મુક્ત થાય **આત્માને જ્ઞાન એવુ મળવુ જોઇએ કે જેના યોગે આત્મા સ્વયમેવ દિવસે દિવસે આરભથી મુક્ત બનતો જાય.** વસ્તુત આરભને રાખવાની, પોષવાની, અને સેવવાની ભાવનાવાળાઓ સમ્યગ્જ્ઞાન માટે લાયક જ નથી જેમ જેમ જૈનશાસનનુ જ્ઞાન આવતુ જાય, તેમ તેમ આત્મા સહેજે પાપારભની પ્રવૃત્તિ છોડી નિવૃત્તિ માર્ગ તરફ જ વળે **સાચી દયા ત્યારેજ આવશે કે જ્યારે જ્ઞાનીએ કહેલી વસ્તુપર રાગ થશે**

## પ્રશંસા ને અનુમોદનાનો ભેદ સમજો

વખાણ તેના કરો કે જે વખાણવા યોગ્ય હોય ચોરટાઓ ઘણાએ હુશીયાર હોય પણ એની હુશીયારી વખાણાય ? ઉન્માર્ગગામી, એ ભલે સારો વકતા હોય પણ એનું વકતૃત્વ વખાણાય ? વખાણીએ તો ભોળાઓનું ટોળુ ક્યાં જાય ? ઉન્માર્ગે ચઢી જાય ઉન્માર્ગની પરંપરા વધે હૃદયમાં એમ થાય કે એનું વકતૃત્વ અનુપમ છે પણ એ ચીજ કચરામાં પડી છે જો આવું વકતૃત્વ ધર્મના અર્થિમાં, મોક્ષાર્થિમાં હોય તો કેવું સારૂ ? પણ મોઢેથી તો કંઇજ ન બોલાય એમ છતાં એના ગુણ બોલવા જ હોય તો એના દોષમાં કોઈ ન ફસાય તે રીતની તેની ઓળખાણ સર્વના હિત માટે કરાવવીજ જોઇએ **વારાંગનાની સુંદરતા વખાણવી હોય તો એનાથી થતી હાનિઓ પણ બતાવવીજ જોઇએ** માત્ર સુંદરતાના વખાણ કરે એ વાત જૂદી પણ જો એમાં વારાંગનાનું નામ લાવવું હોય તો એની ભયંકરતાથી માણસને સાવચેત કરવાજ જોઈએ અને સમજાવવા જોઇએ કે એને આધીન થનારાઓની હાલત ઘણીજ ભયંકર થાય છે એમ કહેવામાં જો ડેફેમેશન કેસની બીક લાગતી હોય તો મુંગા રહેવું બાકી વગર સમજે 'હું તો ગુણનો રાગી, ગુણનો રાગી, એમ કહ્યા કરે, એ તો પાગલ જેવી વાત થઈ **ગુણનો રાગી, તે ગુણને પ્રશંસે કે જેમાં દોષની છાયાએ ન હોય** છાયાએ ન આવે એની કાળજી રાખે જે ગુણની પ્રશંસામાં દોષ આવે અને દુનિયા ઉંધે માર્ગે દોરાય, એ શા કામનું ? શ્રી જિનેશ્વરદેવ તો વીતરાગ છે, છતાએ દુર્નયોને દુર્નય તરીકે ઓળખાવવામાં કમીના ન રાખી ગોશાળો શ્રાવસ્તિ નગરીમાં જ્યાં ત્યાં પોતાને જિન કહેતો ફરતો હતો ભગવાન્ ગૌતમસ્વામીએ આવીને પૂછયુ, 'ભગવન્ ! શ્રાવસ્તિમાં શું બે જિન છે ?' ભગવાને શું કહ્યુ ? ભગવાન્ જાણતા હતા કે સાચું કહેવાથી ગામમાં વાત પ્રગટશે ગોશાળાને કષાય થશે સત્ય વચનના પ્રતાપે ગોશાળો કોપાયમાન થઈ અહીં

આવશે તેજોલેશ્યા મૂકશે મારા બે શિષ્યો બળી ભસ્મીભૂત થશે મને પણ તેજોલેશ્યા મૂકશે જેને લઇને ૬ માસ પર્યંત તાપ સહન કરવો પડશે એ તેજોલેશ્યા એનામાં પણ પેસશે અને સાત સાત દિવસ નાશ પામશે આ બધું ભગવાન જાણતા હતા છતાં એ ભગવાને 'ગૌતમ! મૂકને પંચાત! એ ખટપટ આપણે શી?' એમ ન કહેતા ઉંહું જે સત્ય હતું તે પ્રગટ કર્યું સૌધર્મ ઈંદ્રે ભગવાનના વખાણ કર્યાં એ પ્રશંસાને અસંખ્યાતા દેવોએ વધાવી પણ સંગમો તે ન પચી અને પરિણામે સંગમે લગભગ છ છ માસ સુધી ભગવાન શ્રી મહાવીરદેવ ની કનડગત કરી, ભયંકર ઉપસર્ગો કર્યા અને એ છએ માસ સૌધર્મેંદ્રને માથે હાથ દઈ તે સઘળો સમય દુ:ખમાં પસાર કરવો પડ્યો કહો, એ પ્રશંસા કરવામાં સૌધર્મેંદ્રે ભૂલ કરી કે પોતાના સમ્યક્ત્વને નિર્મળ કર્યું? કહેવું જ પડશે કે સમ્યક્ત્વને નિર્મળ કર્યું કોઇ અયોગ્ય આત્મા શુદ્ધ સત્યનો વૈરી બને, એમાં શુદ્ધ સત્યના પ્રચારકનો શો દોષ? સંગમ તો એવો આત્મા હતો કે તે, ભગવાનની ધ્યાનમાં જેમ જેમ સ્થિરતા જોતો ગયો તેમ તેમ તેનો ક્રોધ વધતો ગયો ભયંકર ઉપસર્ગ કરતો ગયો એક રાતમાં વીસ ઉપસર્ગ કર્યા છ માસ સુધી ભગવાન્ જ્યાં જાય ત્યાં ઉપસર્ગ સિવાય બીજી વાત નહિ આવા આત્મા માટે ઉપાય જ શો વારુ! હવે ખુદ ભગવાનને હેરાન કરનારા દુનિયામાં હોઇ શકે છે તો સામાન્ય ધર્માત્માઓને હેરાન કરનારા અત્યારે હોય, એમાં નવાઇ શું? સત્યને, કોઇ સંસારનો પિપાસુ, દુર્ભવી આત્મા, દબાવવા માગતો હોય, તો એના ડરથી સત્યને છુપાવાય નહિ અને જો એમજ હોય તો તો એવો કાયદો કરવો પડે કે-'સંગમ જેવા જીવતા હોય ત્યાં સુધી શ્રી મહાવીરદેવના ગુણગાન ગાવા ન જોઇએ' જ્યાં સુધી પ્રભુ માર્ગના વિરોધી જીવતા હોય ત્યાં સુધી પ્રભુ માર્ગના ગુણગાન ગાવા નહિ, એમજ ને? આજ એ પણ સ્થિતિ છે કે પૂજા કરવા જાય, તો ચાર ચોવટીઆ એમ કહે કે-'આ ભગતરો

દ્વા યો' આથી શું પૂજા કરનારે પૂજાને મૂકી દેવી? દાન, શીલ, તપ, કરનારની, સંઘ કાઢનારની, પૂજા ભણાવનારની, પ્રતિષ્ઠાની, ઉદ્યાપનની, ઉજમણાની ટીકા કરનારા હયાત હોય, ત્યાં સુધી તે પ્રભુપ્રણીત અનુષ્ઠાનોની આરાધના ન કરવી? કેટલાકો તરફથી આજે શ્રી જિનેશ્વરદેવે કહેલા અનુષ્ઠાનો સામે લાવ આખો કરવામાં આવે છે સ્વાર્થ માટે, ધારેલા કાર્યની સિદ્ધિ માટે, મનના માનેલા મનોરથની પુષ્ટિ માટે, 'જ્ઞાનીએ કહેલા અનુષ્ઠાન બીન જરૂરી છે' એમ કહેતાં તેઓને આંચકો પણ આવતો નથી, આથી એવા પ્રભુપ્રણીત અનુષ્ઠાનોને બીન જરૂરી કહેનારાઓની હયાતિ હોવાના કારણે, તે અનુષ્ઠાનોને સ્વપરના કલ્યાણની સાધનાના નિમિત્ત માનનારાઓ તેની આરાધના કેમ ચૂકે? જિનમૂર્તિ દેખી મિથ્યાત્વ પામનારા ઘણા છે પણ શાસ્ત્રે તો એને સમ્યક્ત્વનું કારણ કહ્યું મૂર્તિની સામે જેમ તેમ બોલી સંસારની દુર્ગતિ સાધે એ માટે આપણે મૂર્તિ ઉઠાવી લેવી, એમ? કોઈ મૂર્તિનો વિરોધ કરે, મૂર્તિને પાપ કહે, મૂર્તિપૂજકને પાપી કહે, એ બધાને પાપી પાપી કહી પાપ બાંધ્યા કરે, એની સદ્ગતિ માટે મૂર્તિ બંધ કરવી, એમ? આમ કરવું એ તો અજ્ઞાનતા કહેવાય આથીજ કહેવું પડે છે કે પ્રભુના માર્ગનો મર્મ સમજો ગુણ અને ગુણાભાસની પરીક્ષા કરી, અનુમોદના કરવા યોગ્યની અનુમોદના અને પ્રશંસા કરવા યોગ્યની પ્રશંસા કરો **પ્રશંસા કરવા યોગ્ય હોય તે નિયમથી અનુમોદના કરવા યોગ્ય છે પણ અનુમોદના કરવા યોગ્ય હોય તે પ્રશંસા કરવા યોગ્ય** હોય પણ ખરા અને ન પણ હોય માટે આ અનુમોદના અને પ્રશંસાના ભેદને બરાબર સમજો



# વ્યાખ્યાન ૨૬ મું

## સમ્યગ્જ્ઞાન કોને કહેવાય?



પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ, આ મનુષ્યપણાની સફલતા માટે ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ જોઈએ, શ્રદ્ધાને મજબૂત કેળવવી જોઈએ, અને પછી શ્રદ્ધામા મક્કમ રહીને સયમમા પોતાની શક્તિનો વ્યય કરવો જોઈએ, તોજ જીવનની સાચી સફલતા સાધી શકાય જ્ઞાની આમા સફલતા બતાવે છે આપણે કોઈ જૂની વસ્તુમા સફળતા કલ્પી લીધી છે એ ભેદ ન ભાગે ત્યા સુધી આ વાતો હૃદયમા એટલા પ્રમાણમા જચે નહિ મનુષ્ય જીવનની સફલતા માટે આ ત્રણજ કામ ૧ શ્રી જિનેશ્વરદેવોના શાસ્ત્રનુ શ્રવણ કરવુ ૨ શ્રવણ કરીને શ્રદ્ધાને મજબૂત બનાવવી ૩ અને પછી શ્રદ્ધામા મક્કમ રહીને સયમમા પ્રવર્તન કરવુ આ પ્રવૃત્તિ જ્ઞાનીએ બતાવેલી છે, જ્યારે દુનિયાની પ્રવૃત્તિ જૂદીજ છે દુનિયાની જે પ્રવૃત્તિ ચાલે છે તેવી કરનારા, તેવી પ્રવૃત્તિને પોષનારા અને તેનીજ સલાહ આપનારા ઘણા છે જ્યા ત્યા દર્શનજ એનુ, પણ આનુ દર્શન તો કવચિત્, કોઈક સ્થળે, ઠીક આપણા આત્માને નિશ્ચય થાય કે આના વિના સિદ્ધિ નથી તોજ આની આરાધના કરી શકાય દુનિયા તો જૂદી છેજ, પણ આપણે પણ જૂદા છીયે. રહેવુ જૂદા અને આને માનીએ છીએ એમ કહેવરાવવુ એ બને શી રીતે? એનો વિચાર કર્યો? આ વિચાર માટે તમને ટાઈમ નથી, ટાઈમ મેળવવો બાકી છે, આ જીદગીમા આ કારવાઈ સાધવા માટે ફુરસદ ઓછી છે બીજા કાર્યોમા આ જીદગી સોપાઈ ગયેલ છે એ કાર્યો પૂરા થઈ જાય ત્યાથી છુટ્ટી મળે તો આ કરવાનાને? (સભામાથી—ત્યાગની રુચિ

થવી જોઈએ ને ? કેવુ મજેનુ જ્ઞાનીનો માર્ગ ત્યાગીજ સમજી શકે એ માર્ગ બરાબર સાચા ત્યાગી જ સમજી શકે સમજાવી પણ એ શકે અને એ ત્યાગી પાસે સમજી પણ તે શકે કે જેને ત્યાગની રૂચિ હોય જેટલે અંશે રૂચિ એટલે અંશે સમજી શકે જ્યા જાઓ ત્યા ત્યાગને માટે આમજ બોલને **શ્રી જિનેશ્વરના વચનો, ત્યાગી થયા વિના સાચી રીતે સમજી શકાતા નથી, માટે ત્યાગીજ બીજાને સમજાવી શકે છે, અને સાભળનાર જેટલી જેટલી પોતામા ત્યાગની રૂચિ એટલુ સમજી શકે છે** જૈનશાસનની આજ્ઞાઓના કહેનાર શ્રી જિનેશ્વરદેવ, રચનાર ગણધરદેવો અને સાચવી રાખનાર સમર્થ આચાર્યો બધાએ ત્યાગી વાચવાનો અધિકાર પણ ત્યાગીને શ્રી જિનેશ્વરદેવે કહેલુજ બોલો, એમ બોલવામા નાનમ લાગતી હોય તો કેવલજ્ઞાનની રાહ જૂઓ કેવલજ્ઞાન થયા પહેલા બોલ વાની ભાવના ન રોકી શકાતી હોય તો શ્રી જિનેશ્વરે કહેલુજ કહો જ્ઞાની થવુ નહિ, કેવલજ્ઞાનની રાહ જોવી નહિ, એટલી ધીરજ ધરવી નહિ અને જ્ઞાનીના આલબનો સ્વીકારવા નહિ, એ કઇ ચાલે ? અજાણે જાણકારની પાછળ જવુ, જાણકાર ન મળે ત્યા સુધી બેસી રહેવુ પણ ઉન્માર્ગે તો નજ જવુ આ નિર્ણય થાય તો 'સમ્યગજ્ઞાન' એ શુ ચીજ છે તે ઓળખતા વાર લાગે ? **સમ્યગ્દર્શન વિના સમ્યગ્જ્ઞાન કે સમ્યગ્ચારિત્ર હોઈ શકતા નથી** અભવ્ય સાડા નવ પૂર્વ સુધી જાણે, એનુ સયમ માખીની પાખ પણ ન દૂભવે એવુ, એના ઉપદેશથી અનેક ભવ્ય આત્મા મોક્ષમાર્ગના મુસાફર બને, મુક્તિએ પણ જાય, છતા શાસ્ત્રે એના એ જ્ઞાનની તથા કઠીન સયમની વાસ્તવિક કિંમત ન આકી કહો એ શાના અભાવે ? સમ્યગ્દર્શનનાજ અભાવેને ? જ્ઞાન હતુ પણ જ્ઞાન તરીકે પરિણામ પામેલુ નહોતુ શાસ્ત્રને અનુસરતીજ મતિકલ્પનામા અમે માનનારા છીએ શાસ્ત્રનો ટેકો ન હોય તો ગમે તેવી અમારી મતિકલ્પનાને મૂકી દેવા તૈયાર છીએ અમારી મતિકલ્પના એક પણ તમને સમજાવવા માગતા નથી એમાજ

અમારૂ અને તમારૂ ઉભયનુ કલ્યાણ છે મતિકલ્પના અનુસાર ધર્મ ગોઠવાય તો 'માથા એટલી મતિ' પછી શુ થાય ? (સભા માથી) 'સો શાણાનો એક મત' શાથી ? શાણપણને આધીન છે માટે વિદ્વાનોની પરિષદ હોય પણ કાયદા બહાર બોલવાની હઠ નહિ વસ્તુને વળગે તો સો શાણાનો એક મત સમ્યગ્ દર્શનનો અભાવ, જ્ઞાનને તથા ચારિત્ર્યને ગૌણ કરી નાખે છે **અમે પણ ખ્યાતિ, પ્રસિદ્ધિ અને માનપાન કે પૂજા માટે જો આગમ ભણીએ તો એ અજ્ઞાન છે, જ્ઞાન નથી.** કારણ કે વસ્તુનો દુરૂપયોગ થયો મોજડી કિંમતી પણ માથે મૂકાય ? એમા નગ લાખ લાખનુ હોય પણ એ મોજડી પગમાજ હોય એજ ઔચિત્ય કિંમતીમા કિંમતી હીરો પણ હાથે પહેરાય, કઇ પેટમા ઓછોજ મૂકાય ? વસ્તુને તેજ સ્વરૂપે વાપરવી જોઇએ કે જે સ્વરૂપે વપરાવી જોઈએ સમ્યગ્જ્ઞાન મુક્તિ માટે હોય તો મુક્તિ આપે ત્રિપૃષ્ઠ થના પહેલા ભગવાન્ શ્રી મહાવીરદેવના આત્માએ કઠીન તપ કર્યું, પણ એ સયમ અને તપના ફલમા બલવાન થવાનુ નિયાણું કર્યું પરિણામ શુ થયુ ? બલ મળ્યુ પણ સયમ ગયું સયમ ગયુ એમ નહિ, પણ આતમીની દિશા બતાવીને ગયુ તારક એ નાશક બન્યું એમા જ્ઞાનની, તપની, કે સયમની ખામી નહોતી પણ એ આત્માની લાલસાનો વેગ વધી ગયો અનાદિ કાલથી આત્માને વળગેલી લાલસામાથી છૂટવા આત્માએ ઘણુ સાવધ બનવુ પડશે ' पढम नाण तओ दया ' આ સૂત્રનો ઉપયોગ સાવધગિરીથી ન થાય તો એજ સૂત્રથી હાનિ દયા કયા જ્ઞાનના પ્રતાપે આવે ? **પોતાના આત્માની જેને દયા આવે એને પારકાની આવે પારકાની હિસા કરવાથી, પારકો તો મરે કે, ન પણ મરે, પણ પોતે તો નિયમા મરે** સામાને મારવાની ભાવના કરવાથી એને મારી શકાય એ કાયદો નથી પણ પોતે તો એ દુષ્ટ ભાવનાના યોગે નિયમા મરી ચૂકયો

મહાસતી મદનરેખા પોતાના પતિને છેલ્લી ઘડીએ કઇ શીખા મણ દે છે ? મદનરેખા એ યુગબાહુની ધર્મપત્ની હતી યુગબાહુનો

મોટા ભાઇ યુગબાહુની ધર્મપત્ની મદનરેખા ઉપર આસક્ત બન્યે એથી નાનો ભાઇ આડખીલી જણાયો એ ન જોઇએ, એમ ના કર્યું અવસર પામી નાનાભાઇના માથા ઉપર તલવાર મૂ ઘાયલ કરી, મૂર્છિત કરી, ચા લ્યો ગયો મદનરેખા કંઈ વૃદ્ વસ્થામા આવી ગયેલી નથી ઉદરમા ગર્ભ છે મનમા સમજે કે કામ મોટા ભાઇનુ છે બધાને આઘા કરીને, પોતાના પ પાસે એમીને શું કહે છે? યુગબાહુની આંખો લાલ ધૂમ ક્ષત્રિય છે, આવેશ આવે છે મદનરેખા કહે છે કે, 'મરેલાને માર સ્યા? આપ ક્ષત્રિય છો વીર છો ધીર છો શાન્ત થાઓ' બધુ પત્ની સમજાવે છે એ સમજાવટથી યુગબાહુની આંખોમા લાલાશ થાની ગઇ મદનરેખા કહે છે કે 'એ તો ભાવથી મૂ આપતો જીવતા છો એમના જેવા મરેલાને મારવાનો વિ આપ જેવા ક્ષત્રિય સુભટને ન છાજે શાન્ત થાઓ હૃદય એમને ક્ષમા દો સારીયે દુનિયાના જીવગણને ક્ષમાપના આ માફી માગી લો બધુય ભૂલી જાઓ અત્યાર સુધી કરેલા પાપ પસ્તાવો કરી લ્યો ચાર શરણનો સ્વીકાર કરો અને છે લી છે માટે ચારે આહારનો ત્યાગ કરો જવાની તૈયારી છે' ક ભાગ્યશાલિ! આ તે સ્ત્રી કે ગુરૂ? આ સસ્કારની જૈનકુલને જ છે આ સસ્કાર જૈનકુળમા હોય તો એ નજર પૈસે પણ સુ છે આ સસ્કાર જ્યા જ્યા કેળવાતા હોય, કેળવાયા હોય, ત્યા અમારા મન, વચન અને કાયાથી અનુમોદન છે પણ જ્યા આ સસ્કારો ઉપર અગ્નિ મૂકાતી હોય ત્યા ત્યા અમ મન, વચન, કાયાથી વિરોધ છે આ શિક્ષણ જૈનકુળમા તો ધારેલુ પરિણામ આવે જૈનશાસનની એ ખૂબી છે આ શિ લેવાનુ તમારૂ અમારૂ કામ છે અમે આગમ ભણીએ છીયે એ માટેજ અમારે વાચવાનુ, તમારે સાભળવાનુ એટલા મા વ્યાખ્યાન સભળાવીએ ત્યાથી અમારી એકજ ભાવના કે બધા અમારા સાથી થઇ જાય, અમારા શાસ્ત્રનિર્દિષ્ટ વિચ મળતા થઇ જાય અમારા ને એમના વિચાર એક થઇ

આગમાનુસારી બની જાય તીર્થંકરદેવ તીર્થની સ્થાપના શા માટે કરે છે? 'સવિ જીવ કરૂ શાસન રસી,' આ ભાવનાની સફળતા માટે કેવળજ્ઞાન થયા પછી કોઇ ઇચ્છા નથી છતા એ ઉપકારી તરીકે ઓળખાવાય છે શાથી? ત્રીજે ભવથી, તીર્થંકર નામ કર્મની નિકાચના કરે ત્યાથી, કેવલજ્ઞાન થાય ત્યા સુધી, એજ ભાવના સર્વોત્તમ રીતે હૃદયમા રમતી હતી, કે

**'સવિ જીવ કરૂ શાસન રસી'**

પ્રશસ્ત કષાય વિના ચાલે?

**અપરાધી પ્રત્યે પણ અશુભ ન વિચારવુ એ સમ્ય**ગ્દૃષ્ટિનુ લક્ષણ છે (પ્રશ્ન-વાલીએ રાવણને દબા યો એનો હેતુ?) આનો ઉત્તર ખાસ સમજવા જેવો છે ઉપરની વાત પોતાના અપરાધીની છે રાવણ શાસનનો અપરાધી હતો ત્યાએ એના માટે અશુભ વિચાર તો નજ આવે પણ એ રાવણ તીર્થનો નાશ કરી પોતાના આત્માનો ઘાત ન કરે, એ બચાવ માટે મુનિવર વાલીનો વિચાર હતો. એને બચાવવા જેટલી થાય એટલી મુનિવર વાલીની કરણી દયાથી ભરેલી હતી રાવણે જ્યારે બૂમ મારી, હૃદયમા પલટો થયો અને સમજ્યો કે 'મ્હે ભૂલ કરી, તીર્થ નાશ કરવા સુધીની અધમતાએ પહોચ્યો,' ત્યારે દયાના સાગર વાલી મુનિવરે તરતજ અગુઠો ઉપાડી લીધો મુનિ પોતાની જાત પરના ઉપસર્ગને સહે પણ સાધે ।। મુનિને ઉપસર્ગ આવે તો, એમ કહે કે ભલે સહે, કર્મક્ષય થશે, એમ? અને છતી શક્તિએ ઉભા રહી જોયા કરે? હરગીજ નહિ છતી શક્તિએ ન રોકે તો એ વિરાધક થાય પૂર્વાચાર્યોના જીવન એ રીતે ઘડાયેલા છે પોતાની જાત માટે દરેક સ્થિતિમા, દરેક ઉપસર્ગો, અખડપણે સહેતા પણ જ્યા શાસનપર આવે, ત્યારે સામાને કહી દેતા કે હવે ત્યા સુધી અમે અમારી બધી શક્તિ તમારા ભલા માટે વાપરવાના અને એમ કરવુ જ જોઇએ એનુ નામ તો વિવેક છે સમ્યગ્જ્ઞાનનુ સ્વરૂપ પણ એજ છે જેના યોગે આપણી મુક્તિ એના નાશ વખતે આપણી બેદરકારી

હોય? સાધુથી બનાવટી સમતા ન મકાય અને ગૃહસ્થથી ઘર ન છોડાય, પછી રત્નત્રયીનુ શુ ? થવુ હોય તે થાય, એમને? **જેનાથી તરૂ, જે મને તારે, એનો નાશ થતો હોય ને હુ છતી શક્તિએ બેસી રહુ, તો એ વસ્તુનો હુ સેવક નથી** એ સદ્‌ભાવપૂર્ણ શૌર્ય કોનામા આવે? જાતને ભૂલી જાય અને રત્નત્રયીમય બને એનામા એ આવે જે રત્નત્રયીની બહાર હોય, એને તો એ મુઝવણ જવાની નથી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રરૂપ રત્નત્રયી જપ્ત્ી જાય, તેને રત્નત્રયીની સામે આવેલા માટે શુ શુ થાય તે એ જ જાણે બીજાને શી ખબર પડે? હુ શાસનનો છુ એ બરાબર હોય તો શાસનના નામે આડી અવળી વાતો કરવી એ હરામગ છે કૂતરા પણ સારા હોય કે જેનુ લૂણ ખાય, તેના ઘરમાં જીવતા સુધી લુટારા વિગેરેને પેસવા ન દે જેને ખાધેલા લૂણની કિંમત ન હોય તેને શુ કહેવાનુ? જો શાસન હૈયે વસ્યુ હોય તો શાસનના નાશ વખતે શુ થવુ જોઇએ? શાસન પરિણામ પામ્યા વિના શાસનને તારક સમજ્યા વિના જ્ઞાની જે સત્વ માગે છે તે આવવાનુ નથી ઝાઝરીયા મુનિવર ભિક્ષા લેવા ગયા તે ઘરમા વસતી સ્ત્રી, પતિવિયોગીની હતી, પતિ પરદેશ ગયો હતો વિવયવાસનાને રોકી શકતી નથી એ મુનિને એવા આશયનુ કહે કે-'દેવાગના જેવી સ્ત્રી હુ તાબે થાઉ છુ, આ સઘળી સાહ્યબીના માલીક તમે અને તમારી પતિ તરીકે જાહેરાત નહિ થાય માનો તો આ ત્રણ લાભ ન માનો તો નીચે જાઓ એટલી વાર તમે જે શાસનના ભક્ત છો તે શાસનની એવી ફજેતી કરાવુ કે ન પૂછો વાત શી મરજી છે?' ઝાઝરીયા મુનિવર હૃદયમા ચિંતવે છે કે મૂર્ખાઓએ કરેલી શાસન હીલનાની કિંમત શુ? તુ મારી થાય આ સાહ્યબી મારી થાય, પણ એની કિમત મારે કયા છે? એ મૂકીનેજ નીકળ્યો છુ આવી રીતના વિષયવિલાસોમા ન ફસુ એ માટે તો નીકળ્યો છુ પ્રથમ ટકાવીને બહાદુરી પૂર્વક બહાર નીકળે એમા શાસનની હીલના કે પતિત થઇને ત્યા રહે એમા હીલના? પતિત

થઇને રહેવાથી કદી થોડા દિવસ તો હીલના અટકે પણ પોલ નીકળે ત્યારે કેઈ ગુણી હીલના થાય અત્યારે હુ નીકળુ ને ફજેતી કરે એથી લોક નારાજ થાય એ કલાક, ચાર કલાક, બાર કલાક, દિવસો સુધી પણ પરતુ છેવટે જ્યારે હુ મારા સ્વરૂપમા ખીલુ ત્યારે? એક આડતીયો કહે કે મારે પૈસા નથી દેવા સબધ રાખવો હોય તો દાવો ન બાધો પણ આ કહેવામા એ એ કહેનાર એમ કહે કે 'મારે દેવા છે એ સાચા, પણ સ્થિતિ નથી' તો તો શાણાઓ એવા કેઈ જતા કરે, પણ કહેનાર કહે કે-'તમે માગતાજ નથી ચોપડામા હોય તો ખોટા છે થાય તે કરો, સબધ રાખવો હોય તો ભલે, નહિ તો થાય તે કરી લો' તો પેલો આડતીયો શુ કરે? દાવો બાધેને? નમી જાય એની વાત નથી, અક્કડ થાય એને માટે આ વાત છે **દુનિયાના અનુભવનો અહીં શુદ્ધ અને સદ્ભાવસર્યો ઉપયોગ કરો તો આજે શાસન જયવતુ થાય** બનાવટી હીલનાઓના નામે મૂળ વસ્તુ મૂકી દેવાય? મૂળીઆના ફળ લેવા હોય તો મૂળીઉ ધૂળમા ઘાલવુ પડે, જમીનમા નાખવુ પડે, પાણી નાખી પહોળુ કરવુ પડે, તો ફળ આવે હાથમા મૂળીઉ પકડી હલાવ્યા કરે તો એ અને મૂળીઉ બેય ફલ વિનાના રહે દૂધમા ઘી તો ઘણુ છે, પણ દૂધના કુડામા હાથ નાખી દૂધ હલાવવાથી ઘી ન આવે દૂધની જાતને પલટી નાખવી પડે એ મધુરમા ખટાશ નાખવી પડે છે અને એથી તેનુ નામ, સ્વરૂપ, સ્થિતિ બધુએ પલટાઇ જાય એટલે કે દૂધ, દૂધ મટી જાય અને દહીં તરીકે ઓળખાય. આત્મામા રહેલા ધર્મને પ્રગટ કરવા શુ શુ કરવુ પડે? આત્માના ધર્મ પ્રગટ કરવા બહારના આલબન જોઇએ કે નહિ? હવે એ દહીંરૂપ બનેલા દૂધમાથી ઘી કાઢવામા ઘોઘાટ કેટલો થાય? એ દહીંમા વલોવવાની ક્રિયા શરૂ કરતા પહેલા અતિ ગરમ પાણી નાખવુ પડે વલોવ નારા કેવા હોય? નિરોગી અને મજબૂત એ નિરોગીઓના શરીરે પણ વલોવતા પરસેવાના રેબ રેબ છૂટે એ વલોણા વખતે થતા

અવાજથી વલોણુ ફેરવનારા જરા પણ ગભરાયા વિના વેગથી રવૈયાને ફેરવ્યેજ જાય, કારણ કે વલોવવામા જેટલી કચાશ એટલુ માખણ ઓછુ વલોણાના અવાજથી ગભરાય અને વલોવનારા જો બધ પડી જાય, તો માખણ ન નીકળે આજ રીતિએ શાસનની રક્ષા કરતા એ મોક્ષના અર્થિ શાસનસેવકના હૃદયમા જરા પણ ગભરામણ ન થાય શાસનની રક્ષા કરતા, અજ્ઞાનીઓ તરફથી થતા ઘોઘાટની તે બીલકુલ દરકાર કરેજ નહિ રત્નત્રયીને પોતાની તારક સમજનાર સાધુ, સમતાના બહાને પોતાની પરમ તારક રત્નત્રયીનો સામર્થ્ય હોય ત્યા સુધી તો નાશ નજ થવા દે

એ ત્રણ રત્નની સેવા, પાલન અને રક્ષણ એનું નામજ સાચી સમતા છે જેણે રત્નત્રયી મેળવી એ સાચવી ન શકે તો એની સમતા અધૂરી અને એના માટેજ જ્ઞાનીએ પ્રશસ્ત કષાયોનો નિષેધ નથી કર્યો વીતરાગદશા ન આવે ત્યા સુધી કષાયો સર્વ પ્રકારે જતાજ નથી માટે સદ્‌વસ્તુનું રક્ષણ કરવા જતા અપ્રશસ્ત કષાયો ન આવી જાય તેની ખાસ કાળજી રાખવી જોઈએ. નદીના વ્હેણને રોકવા પ્રયત્ન કરે તો ભેગો તણાય પણ એ પૂર જે દિશામા વ્હેતુ હોય તેથી ભિન્ન ભિન્ન દિશાએ લઈ જાય તો હાનિ ન થાય એટલુજ નહિ પણ જોઇતુ પાણી કામમા લેવાય અને જોઇતો લાભ ઉઠાવાય એજ પ્રમાણે મન, વચન, કાયાના યોગની પ્રવૃત્તિનુ સમજવુ યોગોની પ્રવૃત્તિ ચૌદમે ગુણઠાણે રોકાય છે માટે એ પ્રવૃત્તિ ચાલુ રહે તો ભલે ચાલુ રહે, પણ એ પ્રવૃત્તિને ઉવટી દિશામાથી સુવટી દિશામા મૂકવી જોઈએ અને કષાયો પણ દશમા ગુણઠાણે જવાના છે માટે તે પણ ઉંધે માર્ગે ન જાય એની સાવચેતી રાખવી, એ ખાસ જરૂરનુ છે અન્યથા હિતને બદલે અહિત કરી નાખે **ધર્મિ નિરભિમાની હોય, પણ ધર્માભિમાન તો તેનામા હોવુજ જોઈએ.**

'હુ જૈન, સમ્યગ્દષ્ટિ, શ્રાવક, મારૂ મસ્તક અમૂક સ્થળેજ ઝૂકે, અમૂક થાય, અમૂક ન થાય' આ બધુ હોય એ અભિમાન નહિ પણ ધર્માભિમાન છે અને એથીજ તે ઇચ્છવા યોગ્ય છે ઇતરમા

જઈને જૈન તરીકે છાપ ક્યારે પાડી શકે? ઈતરમા જઈને જૈન તરીકે છાપ શી રીતે પાડો? માનો કે રાત્રે સભા છે અને ટીપાર્ટી છે અગર દિવસે સભા છે અને કદમૂળ આદિ અભક્ષ્યનું ભક્ષણ છે હવે પોઝીશન શી રીતે રહે? ઈતરની સાથે તે ખાવા મડે તો, કે 'હુ જૈન છુ માટે મારે ન ખપે' એમ કહે તો? ગમે ત્યા જાય, ગમે ત્યા બેસે, તો પણ જૈન પોતાના શુદ્ધ આચાર વિચારને આઘા મૂકે નહિ

## ભીતિ અને પ્રીતિ બને જોઈએ

જ્યા જાય ત્યા, જેવી સભા તેવુ બોલવુ એમા ફાયદો શ્યો? સાચા અને ખોટા એમ ઉભયમા હાજી ભણી આવો તો પેલા શું કહે? 'આવ્યો હતો એક હાજીઓ' અને જો જરા માનપાનની પરવા કર્યા વિના હિતબુદ્ધિથી જૈન સિદ્ધાતનુ સત્ય સમજાવી આવો તો પાછલથી કહે કે 'કોક જૈન આવ્યો હતો કે જેને માનપાનની પરવા ન હતી, પણ હિતબુદ્ધિથી કેવલ સત્ય સમજાવવાજ તે ઇચ્છતો હતો' વસ્તુપાલ તેજપાલને જ્યારે મત્રીમુદ્રા આપવા માડી ત્યારે વીરધવલ રાજાને, એમણે શુ કહ્યુ? 'રાજન્! અમે જૈન છીયે અમે પહેલી સેવા શ્રી જિનેશ્વરદેવની કરવાના પછી બીજી સેવા નિર્ગ્રંથ ગુરૂઓની કરવાના અને પછી એ બેની સેવામા બાધ ન આવે એવી રીતે આપની સેવા કરવાના' વીરધવલ પણ વિચારે છે કે, 'જે આદમી પોતાના દેવ ગુરૂધર્મને આટલા વફાદાર છે એ કદી પણ મારી વફાદારી નહિ છોડે અને જે પોતાના દેવગુરૂ ધર્મને વફાદાર નથી તે મને ક્યારે લાત મારે એ ન કહેવાય'' દુનિયાના વ્યવહાર ખાતર દેવગુરૂ ધર્મને ભૂલનારો શુ શેઠને યાદ રાખે? કદી નહિ માત્ર સ્વાર્થ હોય ત્યા સુધીજ એ કદી શેઠ ખાતર જાન દે? **સાચો પોતાની ફરજમા મક્કમ રહે એની કદર કરનારાજ સાચા પરીક્ષકો છે.** દેશના દ્રોહીઓની પણ શી દશા થઈ છે? એ જાણો છો? એક રાજ્યથી ફૂટેલા દેશદ્રોહીઓ બીજા રાજા પાસે જાય ત્યારે તે રાજા, એમને લાલચો આપે, રાજ્ય આપશુ,

હોદ્દા આપશુ, ગામ આપશુ, એમ કહી રસ્તા જૂએ આખરે જીતી પેલા રાજાને હરાવી દેશ તાબે કરે એ વખતે સૌથી પહેલુ ઈનામ આ દેશદ્રોહીઓને આપે બધાની સમક્ષ ઉભા કરી એ રાજા કહે કે 'આ રાજ્ય જીતવું સહેલુ ન હતુ, ભયકર હતુ, પણ એનાથી કેઇ ગુણા ભયકર આ છે જે રાજાનુ લૂણ ખાધુ એનો નાશ કરનારા, હવે આપણો પણ નાશ કયારે કરે એ કેમ કહેવાય? એમને જીવતા રાખવા ભયકર છે દાનામાના ચઢી જાઓ ફાસીને લાકડે, એજ ઇનામ' સ્વાર્થીઓ એક વખત તમને પોતાના સ્વાર્થ માટે વધાવી લે, પણ બહાર જઈ કહે કે કાઈ નહિ આપણે તો જાણવુ હતુ કે જૈન કેવાક હશે પણ કાઇનહિ પણ જો તમે એ સભામા, ઘોઘાટ થાય છતાએ, સત્ય સમજાવી આવો, તો પાછવથી શાણાઓ શોચે કે આદમી તો ખરો હતો, એમા ના નહિ ઘોઘાટની દરકાર વગર પોતાના સિદ્ધાતોને કેવી સુદર રીતિએ સમજાવતો હતો? **વિરોધીની સામે ધર્મિએ અક્રમ થવુ એજ વિરોધને ઢીલો કરવાનુ સાધન છે.** સમતાનો અર્થ જો બરાબર સમજાન તો આ બને પરીક્ષક કોણ? સાચામા ને ખોટામા એક જી હા કહે એ કે સાચાને સાચુ અને ખોટાને ખોટુ કહે એ' રાજા માટે કવિઓ પણ 'भीमकान्तगुणो' એ એક વિશેષણ વાપરે છે એટલે કે **રાજાની એક આખમા ભય કરતા હોય અને બીજી આખમા મનોહરતા હોય.** એના પ્રતાપે નિમકહલાલ તેની પાસે આનદપૂર્વક આવી શકે પણ નિમકહરામને તો પાસે આવતા કપારીજ છૂટે એજ રીતિએ ધર્મીને ઘેર ધર્મી આનદપૂર્વક જઈ શકે, અધર્મીએ જઇ શકે પણ વિરોધી તો એ દિશામાએ જતા કપે કે રખે મને એ જોઈ જાય કારણ કે ધર્મી પ્રત્યે જેટલી ધર્મીની ભક્તિ હોય છે, તેટલીજ અધર્મી પ્રત્યે દયા હોય છે અને ધર્મના વિરોધી પ્રત્યે તો એની દશા એવી હોય કે એની સામે તે આખ પણ ન માડી શકે છતાય તે 'વિરોધિ! પણ ભૂડુ થાવ કે અહિત થાવ' એવી ભાવના તો ધર્મિના હૃદયમા નજ હોય ધર્મના

**નારા વખતે છતી શક્તિએ મુગો રહે અથવા મુગા રહેવાનુ કહે તે અનભિજ્ઞ છે.** શાસનની રક્ષા, શાસ્ત્રવિધિ પૂર્વક, જે જાતિના પ્રયત્નોથી થાય, તે રીતે ધર્મિએ કરવી જોઇએ એમા સમતા અને શાતિનો અભાવ છે એમ કહે નારા જૈનશાસનને પીછાનતા નથી વીતરાગે પણ કહેવા જોગી હકીકતો કહેવામા કમીના રાખી નથી

__ત્યાગ એજ શરણ__

ક્ષાયક સમકીતના સ્વામી, પણ અવિરતિના ઉદયે સયમ ન પામી શકનારા આત્માઓ કગરી ગયા છે કે 'હે નાથ! નાનામા નાના બાળક જે તારી સેવા કરી શકે છે તે હુ નથી કરી શકતો' એ એમ કહેતા કે–'અતિ પાપના ઉદયે સયમ નથી લેવાતું, પણ મારી રૈયતમાથી, ઘરમાથી, કુટુબમાથી, પરિવારમાથી જે કોઇ સયમ લે તેનો મહોત્સવ હુ કરીશ' આ રીતના સયમ પ્રત્યેના સદ્ભાવને યોગે, સયમની, સયમધરની અને સયમના અર્થિની અનુમોદનાના યોગે, તે ચારિત્રાવરણીય કર્મ ખપાવતા શાલિભદ્રની માતાએ આવીને જ્યારે શાલિભદ્ર સયમ લે છે એમ કહ્યુ, ત્યારે શ્રેણિક મહારાજાએ કહ્યુ કે–'ધન્ય એને! એ ખરો ભોગી! ભોગ ભોગવી પણ જાણ્યા અને તજી પણ જાણ્યા' જે પુણ્યવાન્ દેવતાઇ સુખ ભોગવતા, એમને એ ભોગને લાત મારતા કેટલી વાર લાગી? સ્વામી શબ્દે વૈરાગ્ય ઉત્પન્ન કર્યો બધુ દુખમય લાગ્યુ શ્રેણિક મહારાજના ખોળામા થોડી વારમા અક ળાઇ જનાર શાલિભદ્ર, સયમધર બની ઉઘાડે માથે અને ઉઘાડે પગે મધ્યાન્હકાળે રેતીમા ચાલતા સમતારસમા ઝીલતા અને સયમની સુદરમા સુદર આરાધના કરતા તે પુણ્યપુરૂષે છઠ્ઠને પારણે છઠ્ઠનો અભિગ્રહ કર્યો હતો છેલ્લી વાર માસખમણને પારણે રાજગૃહી આવી માત્ર દહીંનુ પારણુ કરી ભગવાનની આજ્ઞા લઇ વૈભારગિરિ ઉપર એક માસનુ અનશન કર્યુ વૈભાર ગિરિની શિલા ઉપર એવી રીતે અનશન કે ન હાલે, ન ચાલે ત્યાથીય સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થયા ત્યાથી ચ્યવી મનુષ્યલોકે

આવી સયમ લઇ કેવલજ્ઞાન ઉપાર્જન કરી મુક્તિ મેળવશે **ત્યાગની સામે આડી આખે જોતા ના. બેશક ઢોગની સામે બલવાન બનજો.** મારા પાપોદય જાગે અને હુ કદાચ કાલે સયમવિરૂધ્ધ બોલુ, તો તમે મારી પાસે પણ ન ઉભા રહેતા ત્યાગને હલકો પાડનારા તે જૈન શાસનમા, સાધુ હોય તો સાધુ નથી, સાધ્વી હોય તો સાધ્વી નથી, શ્રાવક હોય તો શ્રાવક નથી અને શ્રાવિકા હોય તો શ્રાવિકા નથી આજે ત્યાગની વાતો કરવી એ પણ જાણે જીદગીને જોખમમા નાખવા જેવુ ન હોય એમ લાગે છે ત્યાગની સામે, ત્યાગીની સામે કલક મૂકનારા, કાદવ ઉડાડનારા ઘણા છે તેઓ કાદવ ઉડાડે છે પણ સાચા ત્યાગીઓ તેમા કદીજ લેપાતા નથી તેઓ તો શ્રી જિનાજ્ઞા મુજબ યથા શક્તિ ત્યાગના પાલનમા અને પ્રચારમા અવિરતપણે મચ્યાજ રહે છે, કારણકે તેઓ આ સસારમા એક જિનાજ્ઞાયુક્ત ત્યાગ નેજ શરણરૂપ માનનારા હોય છે



## વ્યાખ્યાન ૨૭ સુ

### માત્ર નામ દેનારા વધે તેથી ઉદય થશે ?



૫રમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ ફરમાવે છે કે આ દુર્લભ એવા માનવ જીવનની સફળતા કરવી હોય તો શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રને સાભળવુ જોઇએ, એ શાસ્ત્ર ઉપર શ્રદ્ધાને મજબૂત કેળવવી જોઇએ અને એ શ્રદ્ધામા મક્કમ બનીને પોતાની શક્તિનો સયમમા વ્યય કરવો જોઇએ તોજ આ દુર્લભ માનવજીવનની સાચી સફળતા થઇ શકે જ્ઞાની પુરુષોએ પોતાના જ્ઞાનચક્ષુથી જે જોયુ, જેમા એમને જગતનુ

શ્રેય દેખાયુ તેજ બતાવ્યુ હવે આપણને જ્યા સુધી આ વાત ન રૂચે, આપણા હૃદયમા એ નિશ્ચિત ન થાય, ત્યા સુધી આ કથનનો લાભ આપણે ન લઇ શકીએ જીવનની સફળતા માટે એ મહાપુરૂષોએ તો આ ત્રણ વાત શોધી કાઢી અને કહી સા રીયે દુનિયામા એ વાત પ્રચલિત છે કે માનવજીવન કવચિત્ મળે છે, કોઈકને મળે છે જો એ જીવનમા સાધના ન થઇ તો બીજા જીવનમા, તેવા પ્રકારની સાધનાની યોગ્યતા નથી જો ભોગની સાધના માટે કોઇ જીવન પ્રશસા કરવા યોગ્ય હોત તો તો માનવજીવન કરતા દેવજીવનમા ભોગસામગ્રી ઘણી ઘણી છે શાસ્ત્રદૃષ્ટિએ ત્યાની ભોગસામગ્રી જોતા જ્ઞાનીપુરૂષોએ માનવજીવ નની પ્રશસા કરી એનુ કારણ બહુ ગભીર અને વિચારણીય છે મતિમા ઉગી આવે એને, હૃદયમા ઉછળી આવતા ઉમળ કાને આધીન થઇ જ્ઞાનીના વચનો બહુમાનપૂર્વક સાભળે નહિ, વિચારે નહિ અને એને હૃદયમા સ્થાન આપે નહિ અને આજ્ઞાના અમલ માટે સઘળી શક્તિનો વ્યય ન કરે તો એ માનવજીવનની કિંમત નથી વ્યવહારમા પણ છે કે ગમે તેવો બુદ્ધિમાન પણ અનુભવીના વચન પર ધ્યાન દે ભણેલો પણ અનુભવી સાથે પરિચય કર્યા બાદ પ્રવૃત્તિમા જોડાય, નહિ તો લેવાના દેવા થાય, સાધ્યની સિદ્ધિને બદલે સાધ્યનો વિનાશ થાય અનત જ્ઞાનીએ બતાવેલી માનવજીવનની સફળતાનો જો વિચાર ન થાય મરજી આવે એમ બોલાય અને વર્તાય તો તો મળેલી સામગ્રી એ વાળુ માનવજીવન નિષ્ફળપણે ચાલ્યુ જાય આગમની આજ્ઞાની વાત તો બાજુએ રહી, પણ એ આગમ ઉપર, એ શાસ્ત્રઉપર રૂચિ પણ ક્યારે પેદા થાય? એના પ્રણેતાઉપર રૂચિ થાય ત્યારે ને? તેના કહેનાર શ્રી જિનેશ્વરદેવ ઉપર શ્રદ્ધા જાગે ત્યારે ને? શ્રી જિનેશ્વરદેવનુ જીવન, એમના જીવનમા બનેલી વાતો, એમની પૂર્વાવસ્થા, આ બધુ આપણે વિચારીએ તો સ્વય મેવ શ્રદ્ધા થાય ભગવાન્ શ્રી મહાવીરદેવનુ જીવન જોવુ, એનો અભ્યાસ કરવો એ કાઇ નાનુ સનુ કામ નથી એનુ નિરીક્ષણ

લૌકિક દૃષ્ટિએ ન થાય આપણે જે સંયોગોમાં બેઠા છીયે તે સંયોગે ન થાય એમના પૂર્વ ભવો તપાસાય, કઇ કારવાઇના યોગે એ તીર્થપતિ બન્યા, જ્યાં જ્યાં ચૂક્યા ત્યાં ત્યાં કઇ રીતે ગબડી ગયા આવી રીતે પૂર્વાવસ્થાનું નિરીક્ષણ થાય તો ભગવાન્ શ્રી મહાવીરદેવના જીવનનો મર્મ સમજાય મહાવીર એટલે સિદ્ધાર્થના દીકરા, ત્રિશલાદેવી એમની માતા, અને એમણે અમુક અમુક કર્યું, એટલા માત્રથી એમનું જીવન ન સમજાય જે ની સામે શિર ઝૂકાવવાનું છે, જેની પૂંઠે સર્વસ્વ સમર્પણ છે, તેને શકિત મુજબ સંપૂર્ણપણે ન ઓળખી શકીએ, તેના જીવનના હેતુ ન સમજી શકીએ, તો એ જીવનના નામે આપણે આપણો અધઃપાત કરીએ છીયે ભગવાન શ્રી મહાવીરદેવનું નામ તો બધાએ લે છે, ઘણા ખરા લે છે કેટલાક અનાર્ય દેશમાં ઉત્પન્ન થએલાઓને પણ આજે ભગવાન શ્રી મહાવીરદેવના નામપર પ્રેમ છે ભગવાનશ્રી મહાવીરદેવને આજે દુનિયા અનેક રીતે ઓળખે છે કોઇ ઘોર તપસ્વી તરીકે, તો કોઇ અપૂર્વ જ્ઞાની તરીકે, તો કોઇ ઘોર ઉપસર્ગો સહેનાર અપૂર્વ ક્ષમાશ્રમણ તરીકે આ રીતે આ ભગવાનને જૂદી જૂદી દૃષ્ટિએ દુનિયા માને છે આજે કહેવાય છે કે ભગવાન્ શ્રી મહાવીરનું નામ લેનારા વધે તો ઉદય થાય માત્ર નામ લેનારાથી કદી ઉદય થાય ખરો ? ભગવાન શ્રી મહાવીરનું નામ દેનારા એમની આજ્ઞા ન માને, ન પાળે, એમનાથી ઉદય થાય ખરો ? સ્વાર્થીઓ પોતાના સ્વાર્થને સિદ્ધ કરવા પણ નામ તો દે ન ફાવતું હોય તો ફાવટ કરવા, એમના નામે ટટ્ટુ નીભાવવા પણ નામ તો દેવાય ધર્મના ઓઠા વિના, પુણ્યના બહાના વિના, ભગવાન શ્રી મહાવીરના નામ વિના કર્યું કાર્ય પાર પડે એમ છે ? જૂઠા વેપારીઓ પણ ગ્રાહકને સમજાવવા ખાતર ધર્મને આડે લાવે છે દુનિયાના સ્વાર્થ માટે ભગવાન શ્રી મહાવીરદેવનું નામ લેનારા વધે એથી આનંદ ન થાય એ નામ દેનારો કઇ વખતે કઇ જાતિનું વર્તન કરશે એ કહી શકાય તેમ નથી ગરજ વખતે તમારી પાસે આવીને કોઇ કહે કે 'દૂધે ધોઇને દેવા છે' એમ શાહુકારીની શેખાઇ

કરીને લાખો રૂપીઆની રકમ માગે તો, એ કબૂલાત હૃદયની ન હોય પણ મોઢાની હોય તો, તેને તમારી પાસેથી માગેલી રકમ મળે ? તમે દેખાવ જૂઓ, આકૃતિ જૂઓ, સ્થાન, આબરૂ, પ્રતિષ્ઠા જોઇને પછી એક ફારો કે એમને એમ ? તમે ત્યા તો શાહુકારીનુ પ્રમાણપત્ર માગો, ઓળખાણ માગો, પેઢી કયા છે એ પૂછો, પછી પ્રતીતિ થાય તો આપો કે માત્ર શાહુકારીની વાતો કરે છે માટે આપી જશે, એમ માનીને આપી દો ? નહિજ એમ તમે ન આપો તમે સમજો છો કે **કેટલાક કોરી શાહુકારીની વાતો કરનાર ઉઠાઉગીર પણ હોય છે, સાચા શાહુકારની વાત કરતા ઉઠાઉગીર શાહુકારની વાત બહુ જબરી હોય છે.** ઉઠાઉગીર શાહુકાર એમ કહે કે મને આપ કેવો સમજો છો ?

હુ તો આવો, એ આખમા પાણી પણ લાવે, ગળગળા શબ્દે પણ બોલે, હૃદય ભેદી નાખે એવો દેખાવ પણ કરે તમારૂ હૃદય ભેદાઇ પણ જાય, છતા બહુ તો તમે એમ કહો કે ભાઇ તારી જરુરીઆત માટે, સો બસો રૂપીઆ જોઇએ તો લઇ જા, પણ તારી આબરૂની ખાત્રી વિના તને મોટી રકમ તો ધીરી શકાય તેમ નથી તુ ગમે તેમ કરે તો પણ મારાથી ધીરાશે નહિ દુનિયાના વ્યવહારમા આમ અને અહીં ભગવાન શ્રી મહાવીરદેવનું નામ દે એટલે બસ આજે એજ મહાવીરનુ નામ દેનારા કેટલાક તરફથી ભગવાન્ શ્રી મહાવીરદેવના શાસનની હીલના થઇ રહી છે, એ શોચો સ્વાર્થ માટે દુનિયા અનેક રીતે મહાવીરનુ નામ આગળ લાવ્યા વિના ન રહે એમના દરેક કામમા મહાવીર આગળ હોયજ કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચન્દ્ર સૂરીશ્વરજી મહારાજ તો કહે છે—"હે **વીતરાગ ! તારી સેવા કરતા તારી આજ્ઞાનુ પાલન શ્રેષ્ઠ છે** " અને આ વાત પણ ખરી છે આજ્ઞાના પાલન વિના સેવા કઇ રીતે ફળે ? સેવા ધૂર્તો પણ કયા નહોતા કરતા ? સેવા અર્થકામના પિપાસુ પણ કયા નથી કરતા ? સેવાના નામે દુનિયાના રગરાગમા માનનારા, મ્હાલનારા કા ન હોય ? નામના પ્રતાપે સ્વાર્થ કા ન રમતા હોય ?

આમા આત્મવચના કરવાની નથી સરલ હૃદયથી દરેક જણ પો તાના આત્માને પૂછે કે, હુ ભગવાન્ શ્રી મહાવીર દેવની સેવા કયા ઇરાદે કરૂ છુ ? એમની સેવા શા માટે કરવી જોઇએ ? ભગવાન્ શ્રી મહાવીરને તારક શા માટે માનવા ? આજ્ઞાપાલક, સેવા કર્યા વિના રહે ખરો ? સેવા કરનારો આજ્ઞાપાલક ન હોય, એ બને ? આજ્ઞા પાલક સેવા કર્યા વિના રહે એ બનેજ નહિ સેવા કરવા જાય, નામ દે, પણ એમના સિધ્ધાત, એમની આજ્ઞાની સામે તોપના ગોળા મૂકી ઉભા હોય તો એ ભગવાન શ્રી મહાવીરની સેવા કરે તોયે શુ અને ન કરે તોયે શુ ? નામ દે તોયે શુ અને ન દે હોય શુ ? એ તો સેવા ન કરે અને નામ ન દે તો ઠીક કે જનતા ઠગાય નહિ હવે તમે શોચો કે મહાવીર પ્રભુને માન નારા ગોશાળાથી કેમ બચી જતા હતા ? અપેક્ષાએ ગોશાળો સારો, કારણ કે તે હૃદયમા હતુ તે કહેતો હતો કે હુ જ જિન, મહાવીર જિન નહિ તો જેને એની સેવા કરવી હોય તે એની કરતા અને શ્રી મહાવીરદેવની સેવા કરવી હોય તે શ્રી મહા વીરની કરતા પણ ભગવાન મહાવીરદેવને માનનારા તો તેમાથી બચતા હતા એવીજ અપેક્ષાએ પાખડીઓ પણ સારા કે જે હૃદયને છુપાવ્યા વિના ભગવાન શ્રી મહાવીરને ઓગાજ કહે એટલે ભગવાન શ્રી મહાવીરને માનનારા એના ફદામા ન ફસાય

વાત એ છે કે મહાવીરનુ નામ નહિ દેનારા ઇતર કરતા, જે દભથી મહાવીરનુ નામ લઈને એમની આજ્ઞા ઉલ્લઘનારા છે, તે ભૂડા છે દુશ્મન સામે આવે એને પહોચાય પણ તે મિત્ર થઈ દુશ્મના વટ કરે એને કેમ પહોચાય ? ક્ષત્રિયોનો રિવાજ હતો કે સામાને જગાડી, હથીયાર ન હોય તો એને હથીયાર આપી આહ્વાન કરી પછી યુદ્ધ કરતા શાણા અને બુધ્ધિમાનનુ કામ છે કે જે વસ્તુ પોતાને ન જચતી હોય તેનો એકવાર ખુલ્લો ઇન્કાર કરી દેવો જોઇએ ભગવાન શ્રી મહાવીરની આજ્ઞા અમે આટલાજ પ્રમાણમા, આવાજ રૂપે માનવા તૈયાર છીયે, એમ જણાવી દેવુ જોઇએ કે જેથી જનતા ફસાય નહિ બાળ જીવો ઠગાય નહિ

અજ્ઞાન માણસો ભોળવાય નહિ પોતાની માન્યતા ખુલ્લી કરી, પ્રમાણો, દલીલ, લઈ સામે આવે તેવા સાથે વાદ, વિવાદ, વાત ચિત પણ થાય પણ આજે તો કેટલાક એવા છે કે નામ દે મહાવીરનુ, સેવા કરે શ્રીમહાવીરની, પણ આજ્ઞાની વાત આવે એટલે કહે કે એ આ જમાનામા નહિ ચાલે આ તો એવી વાત થઈ કે, રાજા ખરો, માલીક ખરો, શિરતાજ ખરો, પણ એનું શાસન ન જોઇએ રાજા પણ મનમા વિચારે કે આવા મૂર્ખાઓના રાજા બનવુ એ પણ ખોટુ જે પોતે પરિપૂર્ણ હોય એને સ્વામિની જરૂર નહિ પણ ખામીવાળાને ર સ્વામિ ન જોઇએ? જેને માટે અ કુશ નહિ એ આદમી કેવા?

જગલના જાનવર પણ શોભા ક્યારે આપે? કામમા ક્યારે લેવાય? અ કુશમા આવે ત્યારે અ કુશ વિનાના હાથીને ગામમા લાવે તો? લગામ વિનાના ઘોડા ઉપર ચઢે તો? એ હાથી અને ઘોડો સ્વપરનો ઘાન કરે આ બધાને અ કુશ, તમારે નહિ? તમે બધા સર્વજ્ઞ છો? આ કહે હું સાચો, તે કહે હુ સાચો, પેલો કહે હુ સાચો, તો ખોટુ કોણ? ભગવાન શ્રી મહાવીરદેવની સાથે ચૌદ હજાર શિષ્યસમુદાય હતો અગીઆર તો ગણધર દેવો. ગણધર એટલે દ્વાદશાગીના (સ્વય) ગુથનાર એ પણ શુ કહેતા? તે સર્વ એજ કહેતા કે 'ભગવાન કહે તેજ પ્રમાણ' કોઇએ એમ કહ્યુ કે 'હુ કહુ એ પ્રમાણ?' એ અગીઆરે ગણધર દેવો માલીક તરીકે એક ભગવાન શ્રી મહાવીર દેવનેજ માનતા હતા અગીઆરે કહેતા કે દ્વાદશાગીમા જે ગુથ્યુ એના કહેનાર ભગવાન મહાવીર

પછી પણ જેમણે જેમણે લખ્યુ એમણે એજ લખ્યુ કે કહેનાર મહાવીર વિપરીત કહેનારા નીકળ્યા, એને શાસ્ત્રકારે નિહ્નવનો ઈ કાબ આપ્યો કહી દીધુ કે ભાઇ! તુ હવે આપો જા અમારી સાથે તારે કે તારી સાથે અમારે પાલવે તેમ નથી આ જૈન શાસનનો કાયદો છે નિહ્નવો કમ વિદ્વાન હતા એમ? પોતાનો વિરૂદ્ધ પક્ષ પ્રબળ રીતિએ પૂરવાર કરતા ચારિત્ર પણ એવુ કે આગળી ચીધાય નહિ નિહ્નવોમા કમીના શી હતી? વિદ્વાન પણ હતા, સયમી પણ હતા, છતા પ્રભુના શાસનમા માનનારાઓએ કહી દીધુ કે

તમારી ગમે તેવી વિદ્વત્તા, ગમે તેવું સંયમ, જૈન શાસનને કંપે નહિ હવે તમે જૈનશાસનમાં રહો એ અમારે ન પાલવે શાથી? એ મહાવીરની આજ્ઞા પર સ્થિર ન હતા એથી ભગવાન શ્રી મહાવીરની સેવા કરનારા અને નામ દેનારાથી મુઝાવાનું નથી આપણે તો ભગવાન શ્રી મહાવીરની આજ્ઞાનું પાલન જોઇએ અને પાલન પણ ન થાય તો તેના તરફ અખંડ બહુમાન જોઇએ દીકરો ઘરમાં બાપની પગચંપી ન કરે એ ચાલે, પણ બજારમાં કે સભા સમક્ષ બાપની આજ્ઞા ન માને, એનો ઇન્કાર કરે તો બાપ કહે કે આ ન હોત તો ઠીક ગરમ ગરમ ભોજન બાપને ન કરાવે, ભક્તિ ન કરે એ નભે, પણ ખુલ્લે ખુલ્લું બાપનું અપમાન કરે એ ન પાલવે મહાવીર ખરા પણ જ્યાં મહાવીરની આજ્ઞાની વાતો આવી કે ઝટ એની સામે ગમે તેવી રીતે, જમાનાના નામે, સમયના નામે, અશક્તિના નામે પ્રહાર કરવામાં આવે એનો અર્થ એજ કે મહાવીરને માનતા નથી જો માનતા હો તો એમની પૂર્વ જીંદગીની કાળજી-પૂર્વક તપાસ કરો ભગવાન્ શ્રી મહાવીર, કઈ આરાધનાના યોગે, તીર્થપતિ બન્યા? એમને પણ જ્યાં જ્યાં વિરોધ કર્યો ત્યાં ત્યાં કર્મે, પાપે, દોષે જતા નથી કર્યાં એમને પણ બરાબર પકડી અખંડ રીતે જેટલી કરવી જોઇએ એટલી શિક્ષા કર્મે કરીજ છે તો શું તમે બચી શકશો? શું દુનિયાના રંગરાગથી, ભોગસુખની સામગ્રીથી, રાજઋદ્ધિ કે દેવઋદ્ધિ ભોગવવાથી મહાવીર બન્યા એમ કહેશો? મહાવીર, એ કઇ વસ્તુની આરાધનાના યોગે બન્યા?

તીર્થંકર નામકર્મ નિકાચના કઇ વસ્તુના યોગે એમણે કરી? કઈ સામગ્રીથી એ સમ્યકત્વ પામ્યા? એ કહો તમને કોઇ ઇતર પૂછે કે, 'તમારા મહાવીર, ભગવાન શાથી બન્યા? તમે તેઓમાં જે પ્રબળ મનોબળ, વચનબળ, કાયબળ હોવાનું કહો છો તે તેઓએ શાના યોગે મેળવ્યાં? ઘોર તપશ્ચર્યા કરી, ભયંકર ઉપસર્ગો સહ્યા, કર્મો ખસેડયા, કેવલજ્ઞાન મેળવ્યું, તીર્થપતિ બન્યા, એ બધું કઈ કઈ વસ્તુના યોગે બન્યું? ભગવાન શ્રી મહાવીરના

સત્તાવીસજ ભવ કેમ લખ્યા ? અનતા ભવ થયા એ કેમ ન લખ્યા ? સત્તાવીસજ કેમ ? અઠ્ઠાવીસ, ઓગણત્રીસ કે છવ્વીસ કેમ નહિ ? આ બધી વાતો સમજાય તો આગમ પર રૂચિ થાય એ માટે અને ભગવાન શ્રી મહાવીરને બરાબર ઓળખવા માટે પૂર્વ ભવોની વિચારણા કરી રહ્યા છીએ એમના વચન ઉપર પ્રેમ થાય એ માટે તે ઓળખવાની જરૂર છે જ્ઞાની કહે છે કે જ્યા સુધી ભગવાનના આગમ ઉપર પ્રેમ ન થાય, આગમની આજ્ઞા ખાતર સર્વસ્વ હોમી દેવાની ભાવના જાગૃત ન થાય, ત્યા સુધી આધિ, વ્યાધિ, અને ઉપાધિનો નાશ પણ નથી એ નક્કી છે જ્ઞાની કહે છે કે આધિ, અને વ્યાધિના નાશ માટે ઉપાધિ પણ મૂકવી પડશે આધિ વ્યાધિ અને ઉપાધિના નાશ શિવાય મુક્તિ નથી પણ આ બધી વાતો કોના માટે ? જેઓ ભગવાન્-શ્રી મહાવીરને સર્વજ્ઞ માનતા હોય, એને માટે જેઓ ભગવાન્ શ્રી મહાવીરને અસર્વજ્ઞ માનતા હોય, મહાવીર વીસમી સદી જોઇ ન શકયા એમ માનતા હોય, ભગવાન્ મહાવીરના વર્તમાનના જ્ઞાનમા જેઓને શકા હોય એને માટે આ વાત નથી અમારા ભગવાન્ મહાવીર તો ત્રણે કાલને, એકસરખી રીતે, એકજ સમયે જાણતા હતા એમના એકે એક વચન ત્રણે કાલને સ્પર્શીને નીકળેલા છે એમની આજ્ઞા જેટલી ભૂતકાળમા માન્ય અને ઉપકારક હતી, તેટલીજ માન્ય અને ઉપકારક વર્તમાનમા છે અને ભવિષ્યમા, શાસન રહે ત્યા સુધી ગમે તેટલા ઘોઘાટ, ઉત્પાત, કે કોલાહલ થાય તો પણ, તેટલીજ માન્ય અને ઉપકારક રહેવાની એમા જરા પણ ભેદ નહિ

## શુ આગમોમા કહેલુ બધુ સાચુજ છે?

પ્રશ્ન-'આગમ, પુસ્તક, સત્ય કયા માનના ? એકમા આમ ને એકમા આમ કયુ માન્ય રાખવુ ?' આતો એવી વાત થઇ કે, હુ બજારમા શાક લેવા ગયો, ત્યા બધાએ કહે મારો માલ સારો, કોઇએ પોતાનો માલ ખોટો ન કહ્યો, માટે મળ્યુ એવુ ઉપાડી લાવ્યો તમે સ્પષ્ટ બોલો કે કયા આગમને માટે આ કથન

છે? સાભળીને કહો છો કે જોઇને? કે એય વગર કહો છો? હુ તો કહુ છુ કે તમે કહો છો એવુ આગમમા એક પણ જગ્યાએ નથી પ્રશ્નકાર–'સિદ્ધાત, આગમ, દેવર્ધિગણિક્ષમાશ્રમણે જ્યારે પુસ્તકારૂઢ કર્યા ત્યારે ફેરફાર થઇ ગયો' આ વાત બનાવટી અને તદ્દન ખોટી છે એ મહર્ષિએ જ્યારે આગમોને પુસ્તકારૂઢ કર્યા ત્યારે શાસનના તમામ ગીતાર્થ આચાર્યો અને ગીતાર્થ મુનિવરોને એકત્રિત કર્યા હતા બધાની સમતિ લઇને યાદ હતુ તે બધુ નોધ્યુ એના પણ યાદમા ફેફાર હતો તે તે ફેરફાર નોધ્યો કે અહીં અમુક આમ કહે છે અને અમૂક આમ પ્રરૂપે છે તત્ત્વ કેવલી જાણે આવા સમર્થ જ્ઞાની મહાપુરૂષોએ પણ જૂદા જૂદા પાઠોની નોધ લીવી અને લખ્યુ કે તત્ત્વ કેવલી જાણે કોઇ પણ જાતિનો અપલાપ કર્યા વિના એવી નોધો લીધી આ ભવભીરૂ મહર્ષિઓ એક પણ વચનમા ફેરફાર નહિ કરવા ઇચ્છનારા હતા **'એક વચનના ફેરફારમા ઉત્સૂત્ર ભાષણ થાય અને અનતો સસાર વધે'** એમ હૃદયપૂર્વક માનનારા હતા આવા મહાપુરૂષોને માટે શકા કરવી એ તો સુગાપને કુગાપ કહેવા જેવુ છે એ આગમની સખ્યા પીસ્તાલીશની છે ભગવાન્ શ્રી હરિભદ્ર સૂરીશ્વરજીએ તેમજ તેમની પૂર્વના તથા પછીના તમામ આચાર્યોએ એ કબૂલ રાખ્યા કહ્યુ કે આમા લેશમાત્ર પણ પરિવર્તન થયુ નથી બેશક, ગયુ ઘણુ, હતુ એ ગયુ ઘણુ, પણ રહ્યુ તે તો તેજ રહ્યુ બારમુ અગ તો આખુયે ગયુ અગીયાર અગ પણ પૂર્ણ નથી રહ્યા એમાથી ઘણુ ગયુ એનો ઇન્કાર નથી પણ જે રહ્યુ તે તો તેજ છે એમા ભેદ નથી તેમા ઉત્સૂત્ર નથી તેની આજ્ઞામાજ ધર્મ છે આમા શ્રદ્ધા થાય તે માટે તેના કહે નારને આપણે ઓળખવા જોઇએ વર્તમાન શાસનના આગમને કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ એ તીર્થપતિ શુ કરવાથી બન્યા? કઇ આરાધનાના યોગે બન્યા? તેનીજ વિચારણા આપણે કરી રહ્યા છીએ **જે આગમની આજ્ઞા પર નિર્ભય છીએ, જેની આજ્ઞા એ ધર્મ છે, એ આગમમા કોઇ જાતનુ**

**પરિવર્તન થયુ નથી, એ સિદ્ધ છે. તે બરાબર ભગવાન્ શ્રી વીરના કહેલા છે. ગણધરદેવે ગુંથેલા છે અને એમ નાજ માર્ગે ચાલનારા, પૂર્વ પુરૂષોએ અખંડિત સાચવી રાખેલા છે, એમા લેશ પણ શંકા નથી** ભગવાનના અનંતા ભવમા સત્તાવીસજ ભવ કેમ ગણાયા? કહેવુજ પડશે કે ગયેલા અનંત ભવોમા સમ્યક્ત્વ નહોતુ અને નયસારના ભવમા સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ એ કારણે નયમારના ભવથી ભવની ગણના થઇ **શ્રી તીર્થંકર દેવમા પણ ભવની ગણના સમ્યક્ત્વ પામ્યા પછી થાય છે.** એ સમ્યક્ત્વ શુ? એ સમજવુ પડશે સમ્યક્ત્વની પ્રાપ્તિ પહેલાના જે અનંતા ભવો જ્ઞાનીએ ગણત્રીમા લીધા એ સમ્યક્ત્વ કોને કહેવાય એ સમજો પહેલાના ભવોમા શુ રાજ્ય નહિ મળ્યા હોય! શુ મનુષ્યભવ નહિ મળ્યો હોય? એમ હોય? પણ આત્મકલ્યાણની દષ્ટિએ તેની કશીજ કિંમત નથી નયસારના ભવમા પણ એ કઇ રાજા મહારાજા નહોતા ગામના માલીકના હુકમથી, અટવીમા એમને લાકડા કાપવા જવુ પડે એ એમની સ્થિતિ હતી અને એ ભવમા મુનિવરોના સુયોગે સમ્યક્ત્વ પામ્યા, એટલે ભવની ગણના શરૂ થઈ શાસ્ત્રે કહ્યુ કે હવે એમનો એકડો નિશ્ચિત થયો સંસાર પણ મર્યાદામા આવ્યો અર્ધપુદ્ગલપરાવર્તનની અંદર એમની મુક્તિ નક્કી થઇ ગઇ જે સમ્યક્ત્વની શાસ્રો આટલી બધી મહત્તા કહે છે એ સમ્યક્ત્વની હાજી ચાલ્લી હોય ત્યા શુ? નયસાર પણ મુનિના યોગે સમ્યક્ત્વ ક્યારે પામ્યા? મુનિએ જે દીધુ એજ લીધુ, હૃદયમા ઉતાર્યુ, ચીવટથી પાળ્યુ ત્યારે પરિણામે સૌધર્મ દેવલોકમા જઈ આવી મરિચી તરીકે ઉત્પન્ન થયા શાસ્ત્રે સૌધર્મ દેવલોકની કઇ પણ વાત કેમ ન લખી? ઝટ મરિચીના ભવની વાત લખી દેવલોકની મોજ શોખ, આટલી દેવાંગનાના પતિ, એ વાત ન કરી એની કિંમતજ નથી દેવલોકના ભવની ગણના પણ એટલા માટે કે એ મહાપુરૂષો તેવા સ્થાનમા પણ તેની રીતે લેપાના નહોતા દેવલોકથી ચ્યવી એ શ્રી ... ... થયા ભરત મહારાજાના

દીકરા મરિચી તરીકે ઉત્પન્ન થયા શ્રી ઋષભદેવ ભગવાનની દેશના થી સંયમ પણ લીધુ અને શિથિલ પણ બન્યા મહાવીરના આત્માની શિથિલતા કબૂલ પણ કરી ખુદ ભગવાન મહાવીરે પોતે કહી એમના પટ્ટધર શિષ્યોએ નોંધી એક પણ વાત કદી છૂપાવી નહિ એજ જૈનશાસનની ખૂબી છે અહીંતો વીરના આત્મા માટે પણ એજ નિયમ લાગુ પડે છે ભગવાન્ શ્રી મહાવીરદેવનો આત્મા, વિષય કષાયને આધીન થઈ સત્યથી ચૂકયો ?

તો શાસ્ત્રે પોકારીને કહ્યું કે હા ચૂકયો પણ સાથે સાથે એમ પણ લખ્યુ કે એ શિથિલ થયા પણ માર્ગથી ભ્રષ્ટ હજુ નથી થયા સંયમથી ખસ્યા પણ માર્ગે છે કારણ કે પડતા પડતા પોતે નીચા છે, પોતાનો માર્ગ ખોટો છે એમ કબૂલ કર્યું પડ્યા પડ્યા પણ મરિચી ચિંતવતા કે ' ભગવાન શ્રી ઋષભદેવના સાધુ મહર્ષિ અને હુ પામર એમણે મન વચન કાયાના દંડને જીતેલા અને હુ એનાથી દંડાયલો, જીતા યલો, આધીન એ કષાયોથી છૂટેલા અને હુ લેપાયલો મહાવ્રતો પાળવામા એ સમર્થ અને હુ કાયર પોતે સાચા નથી પણ ભગવાન્જ સાચા છે ભગવાન્ના શાસનમા વર્તતા મુનિવરો અને ભગવા નનું શાસનજ સાચુ છે એમ મરિચીએ જગતને કેમ દેખાડ્યુ ? જે વેષ બનાવ્યો તે પણ લક્ષણથી બાંધીને ત્રિદંડ કેમ? પોતાનો આત્મા મન વચન ને કાયાના દંડથી દંડાયેલો છે માટે ત્રિદંડ વસ્ત્રો રંગાયેલ કેમ? કારણ પોતાનો આત્મા હજુ કષાયથી લેપા યેલો છે માટે જે આવે તેને કહેતો કે પોતાનો માર્ગ ખોટો છે જે આવે તેને સમજાવી પ્રતિબોધી કહેતો કે તરવુ હોય તો ઋષભદેવ ભગવાન્ પાસે જાઓ કેટલાયને ત્યા મોકલ્યા એ બધી વાત આપણે વિચારી ગયા આમાથી પણ નીચા પડયા તે કપિલ શિષ્યના યોગે કપિલે પૂછ્યુ કે 'જો ત્યા ધર્મ છે તો તમે અહીં કેમ? ત્યા કેમ નહિ ?' મરિચી–'અસમર્થ છુ ' શાસ્ત્રે અસમર્થને માર્ગ ભ્રષ્ટ નથી કહ્યો કારણ કે અસમર્થ પાળી ન શકે એ કલંક નથી કપિલે ફરી પૂછ્યું, 'ત્યાજ ધર્મ છે તો શુ અહીં બીલકુલ

નથી?' કસોટીનો પ્રસંગ હતો ભૂલ તો હરેકની થાય અહીં એ નાજવે તોડી કામ લેવા જેવુ હતુ પણ કપિલના આગ્રહ પૂર્વકના પ્રશ્નના ઉત્તરમા જ્યારે કહ્યુ કે 'ત્યા પણ ધર્મ છે ને અહીં પણ ધર્મ છે,' ત્યારે શાસ્ત્રે કહ્યુ કે ભૂ યો, મરિચી ભૂલ્યો, એવુ ભૂલ્યો કે ભયકર ભૂલ્યો મરિચીએ કહી દેવુ જોઈતુ હતુ કે, 'અહીં ધર્મ નથી અહીં જે કાઇ થોડુ ઘણુ દેખાય છે એ પણ ગુરુનો દીધેલો અવશેષ છે' પણ એ કહેવાને બદલે ત્યા મરિચીએ કહ્યુ કે,

जैनमार्गेऽपि विद्यते धर्मो ।
मम मार्गेऽपि विद्यते धर्मो ।

ત્યા પણ ધર્મ છે ને અહીં પણ ધર્મ છે ત્યા શાસ્ત્રે નોધ કરી લીધી કે મરિચી ભ્રષ્ટ થયો કોટાકોટિ સાગર પ્રમાણ સ સાર વધાર્યો આ વાત કોના માટે લખે છે? ભગવાન્ શ્રી મહાવીરના ભવ માટે લખે છે મરિચી એમ પણ ન કહી ગયો કે હુ મહાવીરનો આત્મા, ઋષભદેવનો પૌત્ર, ભરત મહારાજાનો પુત્ર, એને માટે પણ આ વાત? શાસ્ત્રે તે વીર થવાના છે કે કેમ એ ધ્યાનમા ન લીધુ? શીફારસ અહીં નહિ, શીફારસ સ્વાર્થીને ઘેર વિચારજો કે જે જ્ઞાની આવી વાત લખતા આચકો ન ખાય, તે કશુયે ઢપાવે? બને ખરૂ? જે બન્યુ તે વિના સ કોચે કહ્યુ ભગવાન્ શ્રી મહાવીરદેવે, સમવસરણમા અસ ખ્યાતા દેવો, મનુષ્યો અને ભક્તો સમક્ષ કહ્યુ કે, મારા મરિચીના ભવમા મે આ પ્રમાણે ઉત્સૂત્રભાષણ કરી કોટાકોટિ સાગરપ્રમાણ સ સાર વધાર્યો ભક્તોની સભામા એમ કહ્યુ

**અધર્મને ધર્મ કહેવો એ ઉત્સૂત્ર નથી?**

ભાગ્યશાળી! મરિચી પાસે તો ધર્મ પણ હતો એ દેશ વિરતિ પાલતા હતા બધી વસ્તુનુ પ્રમાણ કર્યુ હતુ પણ ફક્ત માર્ગની ભિન્નતા હતી કુલિંગ વિકુર્વ્યુ હતુ કુલિંગમા રહીને એ કુલિંગ ક્રિયાને ધર્મ તરીકે ઓળખાવી એજ ભૂલ બ્રહ્મચર્ય હતુ, દેશવિરતિ હતી, પરિમિત પાણીએ સ્નાન કરતા હતા અને તે પણ કદપી

કલ્પીને પણ સામાના હૃદયમા એ છાપ પાડી કે ભગવાન્ શ્રીઋષભદેવનુ શાસન જૂદુ છે અને આનુ શાસન જૂદુ છે અહી પણ મરિચીએ
૮ એમ કહ્યુ હોત કે 'ધર્મ તો ત્યાજ છે અહીં આવવાથી તુ જૈનશાસનનો મુનિ નહિ કહેવાય કદાચ કહેવાતો હોય તો દેશવિરતિ કહેવાય હુ પણ ભગવાન્ ઋષભદેવે કહેલુ બ્રહ્મચર્ય પાળુ છુ દેશવિરતિ પાળુ છુ પરિમિત જલથી સ્નાન કરૂ છુ એટલે થોડો ઘણો ધર્મ છ તે ત્યાનો છે' આમ કહ્યુ હોત તો એ વાત જૂદી થાત, તો એ શાસનમા હતો પણ મરિચીએ કહ્યુ કે 'ધર્મ ત્યા પણ છે અને મારા માર્ગમા પણ છે' તરત કોડા કોડિ સાગરપ્રમાણ સસાર વધાર્યો, ને શાસ્ત્રે કહ્યુ કે પડયો તો જના હડહડતા અધમને ધર્મ મનાવાતો હોય ત્યા શું ? મરિચી એવા સયોગોમા મૂકાયો હતો કે જેથી એને એમ કહેવુ પડે, એવો બચાવ કરે, તો પણ એ બચાવ ત્યા ચાલતો નથી, તો પછી ચોખ્ખા અધર્મને ધર્મ મનાવતો હોય ત્યા શું ? **તમારાથી સાધુપણુ અને શ્રાવકપણુ ન બનતુ હોય તો તમારી એ ફરજ છે કે નહિ કરવા જોગી ક્રિયાને પણ તમે ધર્મ તરીકે ન ઓળખાવો** શ્રી જિનેશ્વરદેવે ધર્મ બે પ્રકારનો કહ્યો છે ૧ સાધુધર્મ ૨ ગૃહસ્થધર્મ **સાધુ કોણ ?** પાચ મહાવ્રતો પાળે, પાળવા ધીર બને, સામાયિકમા રહે અને ધર્મની દેશના દે **શ્રાવક કોણ ?** સમ્યક્ત્વમૂળ બાર વ્રત, અગીયાર, દશ, યાવત્ એક વ્રત ધરે, પણ ભાવના કઈ ધરે? જે વ્રતો ધરે તે સર્વવિરતિને ઉદ્દેશીને એ નથી લેવાતી માટે અભ્યાસ ખાતર ને પછી તે લઇ શકાય એ ઇચ્છાએ દેશવિરતિમા સર્વવિરતિ પ્રત્યે ભાવના ન હોય, તો એ દેશવિરતિ પણ સમ્યક્ નથી સમ્યગ્દૃષ્ટિ કોણ? આ બેય ન બને તે છ7ા પણ કહે કે, શ્રી જિનેશ્વરદેવે કહેલુ એજ સાધુ અને ધર્મ શ્રી જિનેશ્વરોની આજ્ઞામાજ કે **સર્વવિરતિ, દેશવિરતિ, સમ્યક્દૃષ્ટિપણુ એ ધર્મ વધારે આગળ જઇએ તો માર્ગાનુસારીપણુ, એ ધર્મ. તે શિવાયની**

**આરમ્ભાદિ ક્રિયા ધર્મ નથી પણ પાપ છે.** તમે એ વાર 'પ્રતિક્રમણ કરો છો, એમા સમ્યગદર્શન, દેશ વિરતિ સર્વવિરતિને લગતી ક્રિયા શિવાયની જેટલી પ્રાણાતિપાતાદિક ક્રિયા, તે પાપ સ્થાનકમા આવે કે ધર્મસ્થાનકમા આવે ' એ ક્રિયાઓને દુનિયામા કોઈ ધર્મસ્થાનક તરીકે ઓળખાવે તો ? મરિચી કે જે ખુદ ભગવાન્ શ્રી મહાવીર દેવનો આત્મા છે, તેણે એક સામાન્ય વચનથી કોટાકોટિસાગરપ્રમાણ સંસાર વધાર્યો તો અધર્મને ધર્મ કહેનાર અને પાપસ્થાનકને ધર્મસ્થાનક કહેનારનો સંસાર કેટલો વધશે ?

<u>દાનાદિક ધર્મની સેવા શાને માટે?</u>

દાન, શીલ, તપ, અને ભાવ એ ચારે ધર્મ મુક્તિ માટે, એટલે કે બંધનને છોડવા માટે, તો ધર્મ માટે, ધર્મક્રિયા માટે બંધન ઉભા કરવા એ ક્યાથી આવ્યુ ? સાધુ માટે દ્રવ્ય દાનનો નિષેધ કેમ ? એ પરિગ્રહધારી નથી માટે તેને દ્રવ્યદાન રૂપ ઔષધની જરૂર નથી **પરિગ્રહરૂપ રોગ માટે દાનરૂપ ઔષધની જરૂર** હવે દાનરૂપ ઔષધને માટે પરિગ્રહરૂપ રોગને વધારવો, એ જરૂરનુ હોય એમ લાગે છે ? વસ્તુ ન હોય તો મમતા દૂર કરો દાન દેવા માટે પરિગ્રહની મમતાની પુષ્ટિની વાતો થાય ? શ્રી જિનેશ્વરદેવની ઉપાસના વખત મમતા છોડો, એમ કહીએ, અને દાન માટે લક્ષ્મી વધવાનુ માગીએ ? વધે તો દાન કરીએ, કરવાની ભાવના રાખીએ એ વાત જૂદી છે પણ લક્ષ્મી વધો એવી ઇચ્છા કેમ રખાય ? શ્રી જિનેશ્વરદેવની ઉપાસના વખતે, નિર્ગ્રંથ ગુરૂની ભક્તિ વખતે, એમના પાત્રમા ભિક્ષા આપતી વખતે, સાધર્મીની ભક્તિ પ્રસંગે અને દીનહીનની અનુકંપા સમયે, ભાવના કઇ હોય ? એ બધુ શાને માટે ? પ્રભુને કેસરના તિલક કરો, ફુલના હાર ચઢાવો, પ્રભુની પાસે ચોખાની ઢગલીઓ કરો, ઉપર નીચે વસ્તુના બોધક જૂદાજૂદા આકાર કરી ત્યા ફળ નૈવેદ્ય ધરો, અષ્ટ પ્રકારે પૂજા ભક્તિ કરો, એ શાને માટે ? જે શ્રાવક કરતા હોય એની વાત છે, ન કરે એનુ ભાગ્ય એની પાસે આ બધુ

કરો, સાધુની ભક્તિ કરો, દાન, શીલ, તપ, ભાવ, એ ધર્મ કરો, એ બધુ શાના માટે? લક્ષ્મીની સફળતા માટે કે અહીં હજાર હોય તો આવતા ભવે પચાસ હજાર મળે એ માટે? પચાસ હજાર હોય તો પચાસ લાખ અને પચાસ લાખ હોય તો આવતા ભવે ક્રોડ મળે એ માટે? **પ્રતિક્રમણ, પૌષધ, સામાયિક, જિનપૂજન, દાન, શીલ, તપ, ભાવ વિગેરે તમામ ધર્મ ક્રિયાઓ જો આ લોકના પૌદ્‌ગલિક સુખ માટે થાય તો એ વિષરૂપે પરિણમે અને પરલોકના પૌદ્‌ગલિક સુખને માટે થાય તો ગરલરૂપે પરિણમે** સો મણ દૂધનુ કુડુ હોય, કેશર નાખેલુ હોય, સાકર પણ હોય, તે કઢેલુ પણ હોય, એમા સોમલનો એક કણીઓ પડયો હોય તો પીવાય? એ તો ફેંકીજ દેવુ પડે પીએ તો પ્રાણ જાય. **આલોક કે પરલોકની પૌદ્‌ગલિક સુખની ઈચ્છાએ થતો ધર્મ તે ધર્મસ્વરૂપે રહેતો નથી, નાશ પામી જાય છે, વિષ અને ગરલરૂપે બની જાય છે** મુક્તિને ઇરાદે થતો ધર્મ, મુક્તિ ન મળે ત્યા સુધી દેવલોક અને ઉંચા પ્રકારની મનુષ્ય ગતિમા લઈ જાય (વિશ્રામ સ્થાનની જેમ), પણ ત્યાના સુખો એ આત્માને મુઝવે નહિ ધર્મના પ્રતાપેજ બધુ મળે પણ મુઝાય નહિ સભૂતિમુનિએ, ચક્રવર્તિના સ્ત્રીરત્નના કેશના પ્રતાપે, નિયાણું કર્યું કે તપનુ ફળ હોય તો આવતા ભવે મને આવુ સ્ત્રીરત્ન મળે ધર્મના પ્રતાપે મળ્યુ

એ બ્રહ્મદત્ત ચક્રવર્તિ થયા મળ્યા પછી જાતિસ્મરણ જ્ઞાન થયુ પૂર્વ ભવ જોયો એ ભવના પોતાના ભાઇ મુનિને ઓળખવા સમસ્યાદિક પ્રબધ કર્યો મુનિ આવ્યા એ મુનિએ એને ઘણો પ્રતિબોધ કર્યો બ્રહ્મદત્તે કહ્યુ કે, 'મને ઘણો પ્રેમ થાય છે, એમ થાય છે કે આ બધુ છોડી દઉ આપ કહો છો એ બધુ સત્ય, અનુપમ લાગે છે, પણ નિયાણાના યોગે મળેલી આ સાહ્યબી મને છોડતી નથી' **નિયાણાના યોગે મળેલી સાહ્યબી, પૂરતા નિયાણા સુધી રીબાવે નહિ ત્યાં સુધી છોડે નહિ** મુનિનો ઉપદેશ વ્યર્થ ગયો અને બ્રહ્મદત્ત ચક્રવર્તિ ચક્રવર્તિપણામા રહી

દુર્ધ્યાન કરી કરી, ઘોર રૌદ્રધ્યાની બની, સાતમી નરકે ગયા. આ નિયાણાનો પ્રતાપ **ધર્મના પ્રતાપે આ લોક કે પરલોકના પૌદ્ગલિક સુખ માગવા એ નિયાણુ** નિયાણુ કરવુ એ **અધર્મ** આલોક અને પરલોકના પૌદ્ગલિક સુખ માગવા એ અધર્મ તો પછી આલોક અને પરલોકના પૌદ્ગલિક સુખના સાધનોની પ્રશસા કરવી એને તમે શુ માનો છો? ધર્મના સાધનથી પણ જે પદાર્થોની અભિલાષા કરવી, એ અભિલાષા પણ ધર્મના સ્વરૂપને ઝેર બનાવી દે છે તો એ વસ્તુને ધર્મ માનવો, એમા આત્માનો ઉદય માનવો, એ કઈ જાતિનુ વિપરીત જ્ઞાન? મરિચી આટલુ બોલ્યા તો એમનો સસાર વધ્યો તો પછી એમનાથી કઈગણુ વિપરીત બોલનારાઓનુ શુ થાય?

## સાધક શુ અને બાધક શુ?

એ મરિચીના આત્મામા રહેલી યોગ્યતાની પણ જાહેરાત ભરત મહારાજાએ કઈ રીતે કરી? ભરત મહારાજાએ ભગવાન્ શ્રી ઋષભદેવને પૂછ્યુ કે 'આ સ્થળે સમવસરણમા ભાવી તીર્થકરનો આત્મા કોઈ છે?' ભગવાને કહ્યુ કે, 'રાજન્ તમારો પુત્ર મરિચી, આ અવસર્પિણીમા છેલ્લા તીર્થકર તરીકે થશે. બીજી પણ ઘણી વાત કહી પણ આ મૂખ્ય વાતને આશ્રીને લઈએ ભરત મહારાજાને પણ મનમા થયુ કે 'હુ ભાગ્યવાન્! મારો દીકરો ચોવીસમો તીર્થકર થશે એના દર્શન કરવાની એમને ભાવના થઈ ત્યા ગયા મરિચીને ત્રણ પ્રદક્ષિણા પણ કરી, પણ વદના કરતા પહેલા કહ્યુ કે, 'મરિચી, હુ તને નથી વાદતો તારા આ પરિવ્રાજકપણાને અને આ તારા કુલિંગને નથી વાદતો, પણ ભગવાન્ શ્રી ઋષભદેવસ્વામી કહે છે કે, 'તમે ભવિષ્યમા ચોવીસમા તીર્થકર થનાર છો એને લઈને વાદુછુ' આ પ્રમાણે સાફ સાફ કહી દીધુ આવુ ન બોલે, આટલી જાહેરાત ન કરે તો મિથ્યાત્વ વધી જાય. તીર્થકર થનાર છે એવુ જાણવા છતા એની અયોગ્ય પ્રવૃત્તિને વખાણવા ભરત મહારાજા તૈયાર ન થયા, એટલુ જ નહિ, પણ તે અયોગ્ય

એમજ જાહેર કર્યું અહીં પણ ધર્મ અને તહીં પણ ધર્મ, એમ કહેવુ એ શ્રી જિનેશ્વરદેવ થવામા બાધક 'નયસારના ભવમા સમ્યક્ત્વપ્રાપ્તિ આદિ, મરિચીના ભવમા સયમનુ ગ્રહણ, પાલન, પતિત થયા પછી પણ પ્રતિબોધી ભગવાન પાસે અને એમના શાસનમા મોક લવા તે,' આ બધુ શ્રી જિનેશ્વર થવામા સાધક અહીં ત્રિદ ડી થયા, ત્યારથી મોટે ભાગે દેવ અને ત્રિદ ડી, દેવ અને ત્રિદ ડી થયેલ છે મનુ ષ્યભવમા ત્રિદ ડીપણું ઉદયમા આવે છે ત્રિદ ડીપણામા પણ ઘોર તપસ્યા અને ક્રિયાકાડ કરતા પણ શાસ્ત્રે એ બધુ સમ્યક્ત્વના અભાવે તેવુ ફલદાયક કહ્યુ નહિ પરિણામે એક ભવમા શ્રી જિનેશ્વરદેવનુ મુનિપણુ પામ્યા ઘોર તપ તપી શરીરને કૃશ બનાવી દીધુ એક જરા જેટલી ઠોકર વાગે તોપણ નીચે ગબડી જાય એવુ શરીર બનાવી દીધુ, પણ પૂર્વાવસ્થાના ભાઈના વચનથી આવે શમા આવી નિયાણુ કર્યું કે 'જો મારા આ સયમનું ફળ હોય તો મને આગામી જન્મમા બળ મળો' બળ મ ળ્યુ વાસુદેવ થયા, પણ વાસુદેવ થઈને ગયા કયા? સાતમી નરકે વાસુદેવપણામા કારવાઈ શીશી કરી? સિંહને દાઢાથી પકડી ચીર્યો હતો તમને કોઈ પૂછે કે 'ભગવાન્ મહાવીર કેટલા બળીયા?' તો પ્રભુના વાસુદેવના ભવના બળને યાદ કરીને એમ ન કહેવુ જોઈએ કે 'જડબુ પકડી સિંહને ચીરી નાખે એટલા' આજ્ઞા પળાવવામા કેટલા સમર્થ? જોકે પોતે સૂઈ ગયા ત્યારે શય્યાપાલકને કહ્યુ કે 'હુ ઉંઘી જાઉ, ત્યારે આ ગવૈયાઓને બ ધ કરજે,' પણ શય્યાપાલક ગાનતાનમા મશગુલ બન્યો અને ભૂલી ગયો વાસુદેવ જાગ્યા પૂછ્યું કે, 'કેમ બ ધ ન કર્યા?' શય્યાપાલકે જે બન્યુ તે કહ્યુ વાસુદેવ કહે કે, 'મારી આજ્ઞા કરતા તને ગાનતાન વધુ ગમ્યુ? આજ્ઞા ભગનો બદલો આપુ' તરત વાસુદેવે દ્વારપાલના કાનમા ગરમ સીસુ રેડા વ્યુ 'એવા એ આજ્ઞા પળાવવામા એક્કા અને સમર્થ હતા' અને જો એવુ કહેનારે જે કોઈ હોય તેણે સાથે સાથે એમ પણ કહી દેવુ કે 'એ બળના પ્રતાપે સાતમી નરકે ગયા અને આજ્ઞા પળાવવાના આવેશમા કાનમા તપાવેલા સીસાના

રસને રેડાવવાની શિક્ષા કરી, તેના બદલામા કાનમા ખીલા ઠોકાવવાનુ કર્મ ઉપાર્જ્યું અને તે અતિમ એટલે કે શ્રી તીર્થકરપણાના ભવમા ભોગવવુ પડયુ ' નિયાણાના ચોગે મળેલુ બળ આતમીને આપનારૂ થયું માટે એ બળને હિતકારી બળ તરીકે વર્ણવવુ એ ભયકર અજ્ઞાનતા છે ભગવાન્ શ્રી મહાવીરદેવના બળનું વર્ણન કરનારે બહુજ સાવચેતીપૂર્વક વર્ણન કરવુ જોઇએ એ પૂર્વભવમા મળેલા વાસુદેવપણાના બળ કરતા શ્રીતીર્થકરપણાના ભવમા બળ અનતગુણ પણ તે બળને શ્રી તીર્થકરદેવે ખર્ચ્યુ કયા? કર્મક્ષયની ક્રિયામા, આજે જે બળ મેળવવાની વાતો ચાલે છે તે કયા ખરચવા? (સભામાથી–'કર્મને ખસેડવા') બહુ કલ્યાણ–હવે જો કર્મ બાધવામા ખર્ચ્યું, તો ગુન્હેગાર બનશો એ બળ શાસન સેવા માટે સમર્પણ કરજો તીર્થકરદેવે બળ મેળવ્યુ નથી, સ્વય આવી મળ્યુ છે વાસુદેવપણાનું બળ એ નિયાણાથી માગી લીધેલુ બળ હતું એ બળે સાતમી નરકે ગયા, જ્યારે આવીને મળેલા બળે સિદ્ધિપદે ગયા તમારે માગીને, પાપ કરીને બળ લેવુ છે કે સ્વયમેવ આવે એ બળ લેવુ છે? પાપ કરી કરીને રાત્રે પણ ધગધગના દૂધ પીપીને મેળવવુ છે? ધર્મ આરાધનાના ચોગે, મુક્તિ સામીપ્ય થાય એવુ બળ જોઇએ કે સસાર માણવા રગરાગ ખેલવા બળ જોઇએ?

જેવુ નાટકચેટકમા મન લાગે છે તેવુ શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ ઉપર મન નથી લાગતુ એનું કારણ શુ? શ્રી જિનમદિર અને શ્રી જિનેશ્વરના કહેલા અનુષ્ઠાનો પ્રત્યે જેવુ જોઇયે તેવુ મન નથી લાગતુ એનું કારણ શું? ભગવાન્ શ્રી મહાવીરના બળની વાતો કરો છો તો બળ બધુ જોઇએને! દેવાગનાઓ સામે આવીને નાચે, સ્પર્શ કરે, અવયવે અવયવ ભેટે, છતા ભગવાન મહાવીરદેવને વિકારનો એક પણ અકુર ન ફૂટે એવુ બળ જોઇએ કે બીજુ? તમારે ઇન્દ્રિયો કાબુમા રાખવી છે કે બહેતી કરવી છે? જમાનાને ઉપયોગી બનાવવી છે કે નુકશાનકારક બનાવવી છે? બ્રહ્મચારી બનવુ છે કે તેથી વિપરીત બનવુ છે? કોઈ બ્રહ્મ

ચારી થતો હોય, સયમી થતો હોય તો તેને સહાય કરવી છે કે તેને વિષયના દરવાજા ખોલી આપવા છે? વિષયની વાસનાને દૂર કરી બ્રહ્મચર્યની સામગ્રી પૂરી પાડવી એ વ્યાજબી છે કે ગેરવ્યાજબી? તમારા પરિચિતોને, સહચારીઓને, વિષયકષાયમા હોમવા છે કે બહાર કાઢવા છે? નાટક ચેટક જોતા બનાવવા છે કે એનાથી પાછા હઠાવવા છે? અભક્ષ્ય ભક્ષણ, અપેયપાન, અગમ્યગમન, કરતા બનાવવા છે કે તે આત્મઘાતક પ્રવૃત્તિઓથી બચાવવા છે? દુનિયાની દુર્ગતિના દરવાજામા જવું છે કે મુક્તિના? નીચે જવાના રસ્તા ખુલા કરવા છે કે ઉંચે જવાના? તમે અર્થકામમા લીન બનો તો સુખી કે એનાથી વિરાગી બનો, તો સુખી? શ્રી જિનમદિર અને ઉપાશ્રયમા આવો તો સુખી કે બજારમા દોડાદોડ કરવામા, પૈસા, ડીગ્રી, વગેરે મેળવવામા, પાપ કરવામા, અને પાપની ગણના કરવામા સુખી? સુખને માટે શ્રી જિનેશ્વરદેવે જે માર્ગ મેળવ્યો અને આ જગત સમક્ષ ધર્યો, એ બતાવવા નીકળો કે એથી ઉલટુ?

## શુ અમે કેળવણીના વિરોધી છીએ?

અમે બળના, વિદ્યાના કે વિજ્ઞાનના વિરોધી નથી પણ વિદ્યાના વિજ્ઞાનના, ઉન્નતિના કે બળના નામે, મનુષ્યને મનુષ્ય મટાડી રાક્ષસ બનાવાતા હોય તો એના અમે કટ્ટર વિરોધી છીએ જે વિદ્યા, જે વિજ્ઞાન અને જે બળ પ્રભુના માર્ગથી આત્માને પરાઙ્‌મુખ બનાવે તે વિદ્યાને, વિજ્ઞાનને કે બળને વખાણવા અમે હરગીજ તૈયાર નથી જે વિજ્ઞાન, જે વિદ્યા અને જે બળ પાપભીરૂ બનાવવાને બદલે પાપમા રક્ત બનાવે, આરભ સમારભમા થઈ જતી કપાઈને રોકી નાખે, વીતરાગના વચન ઉપરની શ્રદ્ધાને નષ્ટ ભ્રષ્ટ કરી નાખે, અને આત્માને ત્યાગમાર્ગ તરફ વળતો અટકાવી અમાર્ગના રાગમા મ્હાલતો બનાવે, એ વિદ્યા, વિજ્ઞાન કે બળ જરૂરી કે હિતકર છે એમ તો અમારાથી કદીજ નહિ કહેવાય. જે વિદ્યા અને વિજ્ઞાન

**સત્ય સાભળવા જેટલા સહનશીલ પણ ન બનાવી શકે અને માત્ર પોતાનાજ કલ્પિત વિચારોના પૂજારી બનાવી સત્યની સામે, કલ્યાણના માર્ગની સામે બળવાખોર બનાવે એને વિદ્યા કે વિજ્ઞાન તરીકે કેમજ ઓળખી શકાય?** બાકી તમે નિર્બળ થાઓ, ઢીલાહૃદય થાઓ, એવુ કોઇ ઇચ્છે ખરૂ? તમે વિદ્યા ન ભણતા મૂર્ખા રહો એમ અમે ઇચ્છીએ, એમ? તમને દુખી જોવાનો અમારો ઇરાદા હોય? તમને દુખી જોવા ઇચ્છનાર ભગવાન્ મહાવીરના શાસનમા રહેવાને લાયક નથી તમને સુખી, વિદ્વાન, બળવાન જોવા ઇચ્છીએ પણ કઇ રીતે? પ્રભુના માર્ગમા રહીને, પણ અયોગ્ય માર્ગે નહિ અભક્ષ્ય વસ્તુને મોઢેથી પાછુ વાળવામા બળ ખરૂ કે નહિ? રમણી સામે ચોટેલી આખ પાછી ખેચી વીતરાગ સામે ચોટાડવી એમા બળ ખરૂ કે નહિ? મરજી મૂજબ ખાવુ પીવુ, એમા શુ બળ? આવાઓથી કદીએ ભલુ થાય? આશા નહિ વાસ્તવિક ભલુ કરવુ હશે તો, રમા ને રામા, ભૂલવી પડશે, રમા રામાના વિયોગી બનવુ પડશે 'સવિજીવ કરૂ શાસન રસી' આ ભાવનાથી ઉભરાતા શ્રી જિનેશ્વરદેવના શાસનમા રહેવા ઇચ્છનારે રમા અને રામાની રસિકતાની ભાવના ખીલે એવુ બોલવુ જોઇએ નહિ **રમા ને રામાની લાલસા તો મનુષ્યને પાગલ બનાવી દે છે** રમા રામાની આસક્તિમા પડી પોતાના આત્માનું અહિત કરવા સાથે સતાનોને તેમજ પરિચિતોને પણ એ ચિતામા સળગાવી મૂકવાની પેરવી ન કરતા તમને ખબર છે કે, શ્રી જિનેશ્વરદેવે તીર્થકર નામકર્મની નિકાચના કેવી રીતે કરી? રમા રામામા ફસેલાની દયા ચિતવીને એ દયા ન ચિતવી હોત, રમા રામામાથી છોડાવવાની ભાવના ન હોત તો તીર્થકર નામકર્મ નિકાચિત ન થાત 'બધા જીવો રમા રામા ખૂબ મેળવો, ખૂબ લ્હેર કરો, નાટક ચેટક જૂઓ, સુખી થાઓ'—આવી ભાવનાથી તીર્થકર નામકર્મની નિકાચના ન થાય કોર્ટમા પણ વાદી પ્રતિવાદી બેઉના વકીલને બોલવાનો હક્ક, અને અહીં? સસારીઓ

મસારના બ્યુગલ ફૂકે અને ત્યાગીઓને ત્યાગના બ્યુગલ ફૂકવાનો અધિકાર નહિ, એમ? **તમાગમા દયા હોય તો આધિ, વ્યાધિ અને ઉપાધિઓના યોગે પીડાતી દુનિયાને બચાવે. તન, મન, અને ધન એમા ખરચો** કેટલાકો કહે છે કે દુનિયાના રગ રાગ ન ભોગવી લે ત્યા સુધી બાળકને દીક્ષા કેમ અપાય? એમ કહેનાર શ્રી જિનેશ્વરદેવના પૂજારી નથી, અને એમ કહેનામા દયા નથી પણ હૃદયમા ભરેલુ હલાહલ ઝેર છે **વિપરીત શિક્ષણ મનુષ્યને હેવાન બનાવે છે** અનાર્ય દેશમા આજે હિંસાના સામે પોકાર છે, પ્રોટેસ્ટ છે, અને પઠકાર થાય છે કે હિંસાએ જગતને ઉધા માર્ગે દોર્યુ છે કમભાગ્ય છે કે આજે ભગવાન્ શ્રી મહાવીરનુ નામ લેનારા કેટલાક કહે છે કે આ જમાનામા હિંસા વિના નહિ ચાલે **મહાવીરના શાસનને પામેલાઓ તો હિંસા શબ્દથી કપે** હિંસા નામથી ડરે હિંસક કેટલા છે, અનીતિ કરનાર કેટલા છે, અને ઓઘાવાળા (સયમધર સાધુઓ) કેટલા છે? કહો વસ્તી કોનાથી ઘટી? હિંસા વિગેરે પાપસ્થાનકોમા પડેલા એ જૈન શાસનના પ્રભાવકો અને આટલા જૂજ ઓઘાવાળાઓ એ જૈન વસ્તીનો નાસ કરનારા એમ? બોલતા બહુ વિચારીને બોલજો, અન્યથા યાદ રાખજો કે કર્મ છોડશે નહિ **પાપ કરનારાઓ માટે દુર્ગતિ રૂપ તિર્યંચ ગતિ અને નરક ગતિ તૈયાર છે** હમણા કોઇક કહેશે કે નરકના પરવાના ફાડ્યા પણ હુ કહુ છુ કે અમે કઈ નવરા નથી કે એ પાસ ફાડવા બેસીએ ધર્મભ્રષ્ટોના પાસ કાઢવા અમને કયા ટાઈમ છે? અમને તો શ્રી જિનેશ્વરદેવે કહી દીધુ છે કે બે માર્ગ બતાવી દેજો, એક સ્વર્ગ તથા મોક્ષનો અને બીજો દુર્ગતિનો માર્ગ બતાવી છેટા રહેજો જેને જયા જવુ હશે ત્યા જશે બહુ બોલે તો કહેવુ કે–

चत्तारि परमगाणि, दुल्लहाणीह इह जतुणो।
माणुसत्त सुइ सद्धा, सजमंमि अ वीरिअ॥

જૈનશાસનની ક્રીડ શુ છે?

કોઇ કહે કે એ આ જમાનામા નહિ ચાલે, તો કહેજો કે **નમો અરિહતાણ** જો માણસ થઇ કઈ પૂછે તો તાકાત હોય તો સમજાવજો, પણ ગાળો દે, જેમ તેમ બોલે, આખ્યો કાઢી માણસ મટી રાક્ષસ થાય, તો કહેજો કે **નમો સિદ્ધાણ** કોઈ પૂછે કે આમ કેમ? કહેજો કે મરતાને નોકાર દેવાનો રીવાજ છે મારવા આવે, પોતાની જાતિની જાહેરાત કરે, તો પણ તમે, **નમો અરિહતાણ** કહેજો ભાવથી મરનારને નોકાર અપાય જો આવા મક્કમ બનો તો જય તમારો છે ભગવાનના શાસનમા હારવાનુ હેજ નહિ **તમારામા દયા હોય તો દુનિયાને પાપમા જતી બચાવો. બધાને કહો, નાની શી જીદગી, એમા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુ પાલન થાય તેટલુ કરી લ્યો.** પણ આજે ભગવાન્ શ્રી મહાવીરની આજ્ઞાની વાત આવે છે ત્યા મુઝવણ થાય છે કહે છે કે, 'બાબા વાકય' પ્રમાણ થાય? જ્યારે એ બાબાનુ વાકય પ્રમાણભૂત ન થાય તો કોનુ થાય? એ બાબાને તો પરિપૂર્ણ ભાગ્ય હોય એજ પામે 'બાબા-વાકય' પ્રમાણ કરે, એને તો દુનિયા મૂકવી પડે, અને કદાચ રહે એને પણ લૂખુ રહેવુ પડે પત્નીને પણ કહેવુ પડે કે સસાર એ વિષય કષાયની ખાણ છે માટે ધર્મમા સહાયક થા આજતો કહે છે કે અમારા સુખમા સાધુઓ પથરા નાખે છે કહે છે કે મહાવીરના શાસનનુ સાહિત્ય ઉચુ, લખનારા ઉચા, ભાષા પર કાબુ ઘણો, ખામી એક કે વાતે વાતે વૈરાગ્ય, ને વૈરાગ્યજ ભર્યો છે અર્થ કામની લાલસા એટલી બધી વધી ગઈ છે કે અનુભવી અને બુદ્ધિમાનને લઇ જઈ આગ મા ફેકી દેવો સહેલ છે અર્થની પ્રાપ્તિ બતાવવી જોઇએ જે જ્ઞાન મૂળ વસ્તુનો નાશ કરે એ ભણતર કહેવાય? પ્રભુ શ્રી મહાવીરના શાસનમા તો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર્ય કહેલ છે સમ્યગ્દર્શન એટલે શ્રી જિનેશ્વરે કહ્યુ હોય એ સત્ય ૨૪૦૦ વરસ પહેલાના બાબાએ તો આ બતાવ્યુ કહેવાય છે કે આજે

હિંદુસ્તાનમા જુવાનીયાનો યુગ છે જુવાનીયાઓને જણાવુ છુ કે તમારા ચઢતા લોહીનો દુરૂપયોગ ન કરો તમે ભવિષ્યમા સાગ, પ્રતિષ્ઠત બનવાની કોશિષ કરો વસ્તુનો વિવેક કરી શકે એ જુવાનીયો કે દોડાદોડ કરી મૂકે એ જુવાનીયો ? મહાવીરના એક અદના નેવકે કરેલ સાહિત્ય જેવુ સાહિત્ય તો બનાવો એની સામે માણુસ બનીને બે કલાક ઉભા તો રહો પણ સભ્યતાથી, યુક્તિથી, દલીલથી બાકી જેને મહાવીરના શાસનના નિયમો ન પાળતા હોય અને જે વીસમી સદીમા માનતા હોય તે ખુલ્લે ખુલ્લો એકરાર કરે, એમ કહેવુ એ દલીલવાળુ કે દલીલ વગરનું ? દુનિયામા પણ કીડ ઘડે, ઉદ્દેશ નક્કી કરે, જેને માનવા હોય તે સહી કરે ભગવાન્ મહાવીરે કીડ ઘડી છે **રત્નત્રયી શિવાય સસારમા કોઇ તારક નથી તારક સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર્ય સમ્યગ્દર્શનવાળો સસારમા રમે નહિ, સમ્યગ્જ્ઞાનવાળો સસારથી છૂટો થવા પ્રયત્ન કરે, સમ્યક્ચારિત્રવાળો સસારથી અલગો થઇ જાય આ ત્રણ શિવાય દુખના દાવાનળથી કોઈની મુક્તિ થઇ નથી, થતી નથી અને થવાનીએ નથી આ કીડને ન માને, આ કીડની નીચે સહી ન કરે, તે જૈન શાસનનો સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા કહેવરાવવાને અધિકારી નથી** ચાર જણના ઝુપડામા રહેવુ હોય તોયે ત્યાના વડીલને તાબે થવુ પડે વ્યવહારમા બધે બધન છે અસીલના પૈસા લઇને કામ કરવા બધાઓ છો ગ્રાહક પાસે પણ દુકાનદારને વાત કરવી પડે નોકરીમા છ કે આઠ કલાક બરાબર નોકરી કરવાની, પણ અહી ? શ્રી જિનેશ્વરદેવના શાસનમા રહેનારને કાઈ પણ કબૂલાત ખરી કે નહિ ? દુનિયામા પણ કાયદાને શિર ઝુકાવો છો, તો અનત જ્ઞાની શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માનવામા તમારી આબરૂને લાછન શુ છે ?

---

# વ્યાખ્યાન ૨૮ મું

## અવ્યાબાધપદ જોઇએ તો અવ્યાબાધ બનો

પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ ફરમાવે છે કે આ મનુષ્ય જીવનની સફળતા માટે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રનું શ્રવણ કરવાની, પછી એના ઉપર મજબૂત શ્રદ્ધા કેળવવાની અને શક્તિ પ્રમાણે સંયમમાં પ્રવર્તન કરવાની ખાસ જરૂર છે એના વિના આ જીવનની સફલતા થઈ શકે તેમ નથી એ શાસ્ત્ર ઉપર રૂચિ અધિક પેદા થાય, શાસ્ત્ર હર્ષપૂર્વક સાભળવાની ઈચ્છા થાય, એ માટે આપણે શાસ્ત્રના કહેનારને ઓળખવા બેઠા છીયે વર્તમાન શાસનની અપેક્ષાએ શાસ્ત્રના કહેનાર, ભગવાન શ્રી મહાવીર છે ભગવાન શ્રી મહાવીરદેવના ભવની તો બધી કારવાઈ આપણા હાથે થવી શકય નથી એમણે જે પુણ્ય ઉપાર્જ્યું, જે શક્તિ પેદા કરી, જે તાકાત કેળવી, તેમાનો અંશ પણ આપણે કેળવ્યો નથી આપણી એ તાકાત નથી કે આપણે એમનું જીવન જીવી શકીયે. એમનુ જીવન આ સ્થિતિમા આપણાથી જીવાયજ નહિ ભગવાન શ્રી મહાવીરદેવનો આત્મા કઈ કઈ વસ્તુના યોગે તીર્થંકરપદે પહોચ્યો એ સમજાઇ જાય તો આપણે પણ ધારીયે તો તેવા થઈ શકીયે તીર્થપતિ થયા પહેલા એ પણ તીર્થપતિ ઓના શાસનમા શ્રેય માનતા હતા 'आणाए धम्मो' એમ કહેતા અને સ્વીકારતા સ્વયંસંબુદ્ધ તો, તીર્થપતિના ભવમા બને છે પ્રથમ તો તીર્થમા રહ્યા તો તીર્થપતિ બન્યા એમના આરાધનાના પ્રસંગો એક પછી એક આપણે જોતા આવ્યા શાસ્ત્રે એમની આરાધનાની જેમ વિરાધનાની પણ નોંધ લીધી આરાધનાનું ફલ તીર્થંકરપણામા પરિણમ્યુ, તેમજ શાસ્ત્રે વિરાધનાના ફલમા નરક પણ બતાવી દીધી સાતમી નરક સુધી બતાવ્યુ એવા આત્મા પણ વિરાધના કરે તો કર્મથી ન બચે તો તમે ને અમે

કેવી રીતે બચીએ આરાધનાથી મુક્તિ અને વિરાધનાથી સમાર દરેક કાલમા, દરેક ક્ષેત્રમા આ એકજ કાયદો યોગ્ય વસ્તુના સેવનથી યોગ્યતાની પ્રાપ્તિ અને અયોગ્ય વસ્તુના સેવનથી અયોગ્યતાની પ્રાપ્તિ ભગવાન શ્રી મહાવીરના આત્માએ તીર્થંકર બન્યા પહેલા જો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને ઠોકરે ચઢાવી હોત, આગમનું અવલબન ન લીધુ હોત, આગમથી આઘાને આડા રહ્યા હોત, તો એ તીર્થંકર બનત? જ્યા જ્યા એ મરજી મુજબ ચાલ્યા ત્યા ત્યા તો એ પણ ગબડી ગયા ઠેઠ સાતમી સુધી ગબડી ગયા ભગવાન શ્રી મહાવીરદેવના આત્માને પણ ભૂલના પરિણામે સાતમી નરક ભોગવવી પડે અને પછી પણ બાકી રહેલા કર્મોએ સાક્ષાત્ મહાવીરના ભવમા પણ પીઠો ન છોડયો પાપ છુપાવવાનું બીજે, આ શાસનમા નહિ અહીં તો નાનામા નાની ભૂલ પણ છુપી શકવાની નથી શ્રી તીર્થંકરના ભવમા, એ અનુપમ સયમધર, જગતમાત્રનુ એકાતે ભલુ ચિંતનાર, ઉત્તમ ભાવનામાજ વિહરનારા, એમને પણ કર્મો જતા ન કરે, એમને પણ કર્મ આવી આવીને સતાવે તો એ કર્મ બીજાની શરમ રાખે? એવી શરમ ચાલતી હોત તો લાચ આપી આપીને બધા મોક્ષે પહોચી જાત **દાન એ લાચ નથી લાચ માટે અપાયલુ દાન એ જૈન શાસનનુ દાન નથી દાન પણ છોડવા માટે છે બધી ધર્મક્રિયાઓ પૌદ્ગલિક વાસનાઓ છોડવા માટે છે દાન, એ દાતાર મનાવવા માટે, ખ્યાતિ માટે હોય તો એ સાચો ધર્મ નથી.** મુક્તિની ભાવનાથી અપાતુ દાન બી મીઠુ દાન લેનારા પણ જાગૃત થઇ જાય એ દાનના ઉપયોગમા દેનાર અને લેનાર નો આત્મા ઉચો ચઢતો જાય **સમ્યગ્દૃષ્ટિનુ દાન દુનિયાને તારનારુ દાન છે ડૂબાડનારુ નહિ** અત્યારે પણ સારા શ્રાવકના ઘર આગળ ફરતા દીનો અને અનાથોની પણ યોગ્યતા જૂઓ તો માલુમ પડે મોઢેથી ગાળ ન બોલે એ એમ કહે કે મા શેઠનુ અન્ન ખાઇયે અને ગાળો બોલાય? કોઇની ગાળ સાભળી લે પણ ગાળ બોલે

નહિ પણ આ ક્યારે ? શેઠમા-દાતાન્મા કાંઈ હોય તો બધીએ ક્રિયા મ્મ્યગ્દર્શનમિશ્રિત હોવી જોઇએ દર્શન આવ્યું કે મના ની પિપાસા ગઈ પિપાસા ગઈ એટલે ધર્મક્રિયામા આનદ આવેજ જ્યા સુધી પિપાસા જાગતી હોય ત્યા સુધી ધર્મમા તેવો આનદ આવે નહિ શ્રી જિનેશ્વરદેવના શાસનને માનનારો આત્મા એટલો બધો દઢ અને મજબૂત બનવો જોઇએ કે એનામા કોઈ જાતનું પરિવર્તન થવુ જોઇએ નહિ જેવી ભાવના ઉચી હોય, પ્રવૃત્તિ પણ એવી કરે વાતો પણ એવી કરે **મનમા કાઇ, વચનમા કાઇ વર્તનમા કાઈ, એમ ન રાખો. ભાવના, વાતો અને વર્તન એક રાખો કર્મવશ વર્તન જૂદુ હોય તો પણ ભાવના અને વાતો તો એક હોવીજ જોઇયે આ દશા ન આવે ત્યા સુધી જૈનત્વની વાતો દૂર છે** દુનિયામા સામાન્ય મનુષ્યપણુ પણ એમ સૂચવે છે કે એના વિચાર અને ઉચ્ચાર શુદ્ધ જોઇએ કર્મવશ વર્તનનો ફેરફાર નિભાવાય, પણ ત્યા બચાવ કરે એ ન નિભાવાય ખોટાને ખોટુ તો માનેજ અને ભૂલ કબૂલ્યા વિના રહે નહિ ભગવાનશ્રી મહાવીરનો આત્મા તીર્થપતિ બન્યો તે તીર્થની આરાધના કરીને, પણ મતિમા આવે તેમ કરીને નહિ સમય મૂજબ ફાવે તેમ વાતને નહિ એ તો કહેતા કે, સમય ગમે તે હોય પણ તારક તો એ તીર્થજ સમયના નામે અને જમાનાના નામે શુ થાય છે એ આજે બતાવવુ છે આજે ઘણુ કહેવુ છે, પણ હુ કહી ગયો છુ કે શાતિ રાખો, શાતિથી સાભળો જમાનો તો ઘણો મજેનો છે પણ જમાનામા જન્મેલા કેટલાક એવા વિચિત્ર પ્રકારના છે કે જેનો પત્તો પણ ન લાગે દર્શનાચારનો પહેલો આચાર કયો ? નિશકિત આજનો સમય, આજની સ્થિતિ તો શ્રી જિનેશ્વરદેવના માર્ગને બહુ ખુલ્લો કરે છે જે, શ્રી જિનેશ્વરદેવના માર્ગમા આગળ વધે, એ શું કરે ? અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય, અપરિગ્રહ, આમા વધુ રક્ત થાય આ પાચની જ્યા વૃદ્ધિ ત્યા ઉપદ્રવ હોય ? પૈસાના લોભીઆઓથી તો ઉપદ્રવ

હોય, એનાથી તો ગભરામણ હોય, પણ આ બધુ મૂકનારાથીયે ગભરામણ થાય? હિંસા, મૃષાભાષા, ચોરી, બદમાશી, એ બધુ વધે તો સંસાર સુખી થાય કે ઘટે તો? મોક્ષ તો સાતરાજ દૂર છે, પણ અહીંની તો વાત કરો અહીં પણ સુખી થવું હોય તો શું કરવુ જોઇયે એ વિચારો જ્ઞાનીઓ તો કહે છે કે અવ્યાબાધપદ જોઈતુ હોય તો તમે અવ્યાબાધ બનો જે **અવ્યાબાધ બને તે અવ્યાબાધ પદને પામે વ્યાબાધા ન હોય એવા સ્થલે જવુ હોય તો આપણાથી કોઇને વ્યાબાધા ન પહોચે એવા બનવુ જોઇએ** આ તો બનવુ છે વ્યાબાધા–પીડા કરનાર અને અવ્યાબાધપદ જોઇએ, એ કદી મળે? તમારૂ જીવન અને વર્તન એવુ ઘડી નાખો કે જેથી શ્રી જિનેશ્વરદેવના માર્ગને પુષ્ટિ મળે, શ્રી જિનેશ્વરના માર્ગમા તમારૂ, તમારા સાથીઓનુ, તમને દેખનારાઓનુ જીવન ઢળે એમા પૌદ્ગલિક જરૂરીયાતોની ઓછાશ બહુ કરવી પડે **લાલપીળા પુદ્ગલ સામે સમ્યગ્દૃષ્ટિ આત્મા ઉદાસીન રહે જરૂર પડે તો ઉપયોગ પણ કરે પણ તે ઉદાસીનપણે આવુ જૈન** શાસન કોને ન ગમે? ઈતરને પણ ગમે પણ આડખીલી કરનારા ન હોય તો ઈતરને ગમેને!

## જામનગર દીક્ષા પ્રકરણમા સત્ય શુ છે?

આપણે આજે જામનગરનો પ્રસંગ જોવાનો છે સંસારથી વિરક્ત બની જઈ જામનગરમા દીક્ષા લેવા જનાર આત્મા કોણ છે? તેના માતાપિતા કોણ છે? દીક્ષાના આપનાર કોણ છે? અને આવી સમ્મતિવાળી દીક્ષાની સામે પણ પડનાર કોણ છે તે આપણે જોવુ છે આડખીલી કઈ જાતિની છે, તે આમાથી જણાશે. દીક્ષાના પ્રેમીઓ કેટલા કોમલ, નિખાલસ અને સરળ હોય છે, તે પણ આ પ્રસંગથી જણાય છે આજના દીક્ષા વિરોધીઓના હૃદયમા શુ શુ રંધાયુ છે તે પણ પ્રગટ કરવાનુ છે ઘણી મઝેની તક છે ખુશાલીના એ તો સમાચાર મળી ગયા છે કે સત્તા આડે આવેલી તે ખસી ગઇ છે અને ત્યા સુધીના સમાચાર આવ્યા

છે કે જેકરી માણુસોએ સાગરાનદસૂરીશ્વરના વ્યાખ્યાનનો લાભ લીધો. અસર સારી થઇ છે શાસ્ત્રકારનો ઉપદેશ છે કે આપત્તિથી ગભરાઓ નહિ "श्रेयांसि बहु विघ्नानि।"

શ્રેય કાર્યો ઘણા વિઘ્નોથી ઘેરાયલાજ હોય છે. કલ્યાણકર કાર્યોમા વિઘ્નો ન આવે તો એ કાર્યોની કિંમત શી? મુહૂર્ત, મગલ કામોમા જોવાય છે પણ અમગલ કામોમા જોવાતા નથી મગલકામોમા વિઘ્નોની પગ પગ છે માટે મુહૂર્ત જોવાય છે આજના મુબાઈસમાચારમા, દીક્ષા લેવા ઇચ્છનાર પવિત્ર બાળકની, એ પુણ્ય બાળકની પુણ્યશાળી માતાની તથા ધર્મનિષ્ઠ પિતાની પણ જુબાની આવી છે પૂછનાર સભાપતિ માફકચ દેખાઈ છે (સભામાથી-એ જડ્જ છે) બહુ સારૂ, પણ ઉત્તર આપનારો પ્રભુમાર્ગનો અખડ અનુયાયી હતો બધાએ ઉત્તર આપનાર એવા હતા ઉત્તર આપનારો એ સભાપતિને પણ મહાન કરે એવો ધીરતાથી ભરેલો વીરનર હતો વિગ્રહનું મૂળ કયા છે એ પણ આમાથી માલુમ પડે છે દીક્ષા લેનાર તૈયાર, અપાવનાર માતાપિતા તૈયાર, આપનાર આચાર્ય તૈયાર, સમ્મતિમા જૈનશાસ્ત્ર તૈયાર, કેટલી ખુશીની જાહેરાત, છતા એની આડે કોણ આવે છે? આવી દીક્ષાની આડે મધ આવે? ન્યાયામને જેસના। જડ્જ જ્યા સભાપતિ છે, ત્યા શ્રી જિનેશ્વરદેવના આગમની ઠેકડી થાય એ ઇચ્છાજોગ નથી કેટલાકો અમને કોર્ટના હવે ભય બતાવે છે અમારી જાતને માટે અમારે કોર્ટે જવુ એ માર્ગ નથી અમને ગાળો દેનારાને, અમારી ઉપર ગમે તેવા કલક મૂકનારાને માટે પણ અમે ફરીયાદી બની કોર્ટે ન જઇએ, પણ કોઇ અમને કોર્ટે લઈ જાય તો 'શુ થશે'? એવી ભીતિ રાખીએ તો અમે અમારૂ ધર્મજીવન જીવી શકીએ નહિ અમારી જાતને અમારા મોઢે ખાટી કહેનારને અમે અરજાયા નથી જો અમારી જાત સારી ન હોય છતા તમે સારી કહો એથી મુક્તિ મળવાની નથી અને સારી હોવા છતા કોઇ ખરાબ કહે

એથી લાછન પણ નથી અપકારીપર પણ ઉપકાર કરવો એ ધર્મ છે. અસ્તુ

જામનગરનો આ દીક્ષા પ્રસગ આપણને ઘણી વાતો પૂરી પાડે છે દીક્ષાના દરેક પ્રસગે કઇ રીતિ અગીકાર કરાય છે એ પણ તરી આવે છે યુવકો કઇ હાકલ કરે છે એ પણ આમાથી તરી આવે છે હુ કહી ગયો છુ કે જૈનયુવકનુ ખમીર કયુ જોઇએ? જૈનયુવક બોલે શુ? એના મોઢામાથી મોતી ખરવા જોઇએ પણ એવી અયોગ્ય વસ્તુ ન ખરે કે જેમાથી ભડકા પેદા થાય આજે જે વાચ્યુ તે પણ જૈનપ્રવચનનો એક ભાગ છે તેણે જણાવી જુબાની જૈનશાસનને દીપાવનાર છે ઇતરના મસ્તકોને પણ ધુણાવનાર છે પણ કોને? મધ્યસ્થને બાકી દ્વેષી ને દુરા ગ્રહીને તો બળતરા પણ કરાવે જૂઓ હવે જુબાની લેનાર સઘપતિ છે, સઘપતિ એટલે કે ત્યા ભેળા મળેલાએ સભાપતિ નિર્ણીત કર્યા એ અર્થમા કારણ કે શ્રી જામનગરસઘના તેઓ સઘપતિ છે કે નહિ એ આપણે જાણતા નથી બેહજાર માણસ ની મેદિની છે જુબાની આપનાર મૂળચદભાઇ કે પોતાના વ્હાલામા વ્હાલા દીકરાને સતને ચરણે સોપવા આવનારને આજે એ સભા સઘના નામે જુબાની લેવા ઉભા રાખે છે એ સભાએ જૈન શાસનમા પહેલા અનાચારીઓની ખબર લીધી હોત તોયે આનદ થાત ખેર! આ જુબાની આપના ઉભેલા તરફ જોઇએ અને પરિસ્થિતિ વિચારીએ તો દુખ જરૂર થાય છે પોતે પેદા કરેલા અને પાળી પોષી દૂધ પાઇ મોટા કરેલાબાળકને માતાપિતા પોતે સતના ચરણે ધરવા આવે છે ત્યા તેઓ તેનો લાભ લેવાને બદલે, કોર્ટનો દેખાવ કરીને જુબાની લે છે આગળ વધીને શુ શુ કહે છે, શુ શુ કરે છે, એ બધુ ભયકર દુખદ છે, પણ મુક્તિ જનારે તો એના દુખને ઘોળી પીવા પડે ઘોળી પીવાય તોજ મુક્તિ જવાય

સાભળો હવે-મૂળચદભાઈ જુબાની આપે છે સભા તરફથી પૂછનાર સામ્બદભાઇ છે

સવાલ-'તમારૂ નામ'? જવાબ-'મૂળચદ નહાલચદ'

સ-'ગામ'? જ-'ઉનાવા'

સ-'તમાના છોકરાનુ નામ શુ'? જ-'મોતીલાલ'

એ હજાર માણસોની મેદિની વચ્ચે મૂળચદભાઇ લેવાયાવિના જવાબ આપે છે કેમ ન આપે? આવા સન્માર્ગના અનુયાયી છે ગુન્હેગાર નથી પણ શાહુકાર છે

સ-'છોકરાની ઉમ્મર'? જ-'દશમુ ચાલે છે'

સ-તમારે તેને દીક્ષા અપાવવા વિચાર છે? જ-'હા'

સ-'ક્યારે'?

જ-'તે ચોક્કસ કરેલ નથી, પણ આવતી કાલે મહારાજ સાહેબને વહોરાવવાને ઇચ્છુ છુ અને તેમની પાસે રહી ભણેગણે, મહારાજ સાહેબને યોગ્ય લાગે ત્યારે દીક્ષા આપે'

સ-'આવડી નાની ઉમ્મરમા તેને દીક્ષા આપવાની કેમ ઉતાવળ કરો છો?'

**જ-'જૈન શાસ્ત્ર મૂજબ આઠ વર્ષ પછી બાળક દીક્ષા લેવા યોગ્ય ગણાય છે અને હુ પણ તે (દીક્ષા લેવાના) ભાવમા વર્તુ છુ એટલે હુ દીક્ષા અગીકાર કરૂ તે પહેલા મારા હાથે સારા મસ્કારે ચારિત્રમાર્ગે જાય તેવી મારી ઇચ્છા છે પાછળ કયા વાતાવરણમા રહી શુ પરિવર્તન થાય, તેમા મારે જોવાનો હક્ક રહે નહિ તેમ તેનુ હિત કરવાનુ મારા હાથમા રહે નહિ'**

મૂળચદભાઈ સમજે છે કે, મારી હયાતિમા પણ જેઓને મારા અથવા મારા કુટુબ સાથે કોઈ પણ જાતનો સબધ નથી એવા, ધર્મમાર્ગે જતા વિઘ્ન કરવા માટે ઉભા થાય છે, તો મારા દીક્ષા લીધા પછી તો એને દીક્ષા લેવા દેજ શાના?

સ-'તમે પોતે કેમ દીક્ષા લેતા નથી'

**જ-ઉપર જણાવ્યા મૂજબ હુ તે ભાવમા છુ મારી અનુકૂળતાએ અશાડ સુદ ચૌદસ પહેલા અગર ચોમાસુ ઉતર્યા પછી તુરત મારે લેવાની છે.'**

સ–'આવડી નાની ઉમ્મરમા બાળકને દીક્ષા આપવી તે અમોને અયોગ્ય લાગે છે'

જ્યા બહાદુર આત્માની તૈયારી, જૈન શાસ્ત્રની સમ્મતિ, ત્યા તપાસ કરનાર કહે છે કે 'અમોને અયોગ્ય લાગે છે!' મૂળચદભાઈ બહાદુર છે, શાહુકાર છે બરાબર જવાબ આપે છે સામે બે હજાર અને આ એકલા છતા ગભરાતા નથી ત્યાજ કસોટી છે એ તો સમજે છે કે, હુ કચનવત્ શુદ્ધ છુ, છોકરો અમારો છે, આપવાની અમારી ઇચ્છા છે, જૈન શાસ્ત્રની મ્હોર છાપ છે, તે છતા સભા તરફથી, અધિપતિની જગ્યાએ બેઠેલા કહે છે કે, 'અમોને અયોગ્ય લાગે છે!' આનો અર્થ શો ? બહુ વિચારણીય છે સાગરાનદસૂરીશ્વરજી જેવા દીક્ષાના આપનાર પોતાના નગરમા આવેલ છે, ઉનાવાથી ધર્મચુસ્ત માબાપ પોતે પોતાના બાળકને દીક્ષા અપાવવા આવે છે, ત્યા તેમની તપાસ કરતા સાંકળચદભાઈ કહે છે કે 'અમોને અયોગ્ય લાગે છે' પણ જવાબની સામે મૂળચદભાઈ પૂછે છે કે 'કઈ દૃષ્ટિએ ?' સાકળચદભાઈ— 'કલ્પના મતિએ, જમાનાના અગે' વિચારો, અહીંજ વસ્તુ બહાર આવે છે હાઈકોર્ટના જજ્જ પણ કાયદાનું અપમાન નથી કરતા, જ્યારે અહીં તો મરજીની વાત થાય છે ચૂકાદો અપાય છે કે 'અમોને અયોગ્ય લાગે છે અને તે પણ મતિકલ્પનાએ' આ જામનગરમા મૂળચદભાઈનો બેલી કોણ ? ઉચે આભ ને નીચે ધરતી, પણ ભગવાનનું શાસન જયવતુ વર્તે છે થોડા પણ પ્રભુશાસનના ભડવીરોથી શાસન જયવતુ રહે છે મૂળચદભાઈ કહે છે કે—

**'ધાર્મિક દષ્ટિએ, શાસ્ત્રોક્ત દષ્ટિએ, જૈનશૈલિ મૂજબ હોય તેજ જૈનતરીકે દરેકને સર્વમાન્ય હોવી જોઇએ કલ્પનામતિ દરેકની જૂદી હોય તે કામ આવી શકે નહિ'**

મૂળચદભાઇએ પોતાના શુદ્ધ હૃદયના શાસ્ત્રાનુસારિ કથનથી મતિકલ્પનાના ભૂક્કા ઉડાડી દીધા સભામાથી–'જૈન દષ્ટિ પ્રમાણે કઈ ઉમ્મર યોગ્ય છે?' મૂળચદભાઈ જાણકાર છે તરત કહ્યુ,

'આઠ વરસથી પચાવન, સાહ' સંઘમાંથી–'કયા શાસ્ત્રના આધારે?' મૂળચંદભાઈ કહે છે કે 'હરિભદ્રસૂરિના ગ્રંથ પંચવસ્તુ પીસ્તાલીસ આગમોના આધારે' સભામાંથી 'શાસ્ત્ર બાસ્ત્ર આઘા મૂકો હવે આ પાંચમા આરામાં, આ જમાનામાં કામમાં આવશે નહિ' આ શું બોલાય છે? શાસ્ત્ર બાસ્ત્ર આઘા મૂકો! જજ સાહેબના અધ્યક્ષપણામાં શાસ્ત્રને આઘા મૂકવાનું કહેવાય છે શ્રી જિનેશ્વર દેવના શાસ્ત્રની આ રીતે અપમાનજનક ઠેકડી થાય છે! આ સંઘ! શાસ્ત્રની ઠેકડી કરનાર સંઘ! મહાવીરનું નામ આજ અનેક રીતે લેનારા છે આજ્ઞા નીચે શિર ઝુકાવે તે જૈન કે આજ્ઞા સામે માથું ઉઠાવે તે જૈન? આવા જૈન હોઈ શકતા નથી આ વખતે સંઘ તરફથી પૂછનાર સભાના અધિપતિની શું ફરજ હતી? એમણે કહેવું જોઈતું હતું કે સાગરાનંદસૂરિ દીક્ષા દેનાર છે, માબાપ દીક્ષા અપાવવા તૈયાર છે, લેનાર બાળક મોતીચંદભાઈ લેવા તૈયાર છે, જૈન શાસ્ત્રોની સમ્મતિ છે, ત્યાં શાસ્ત્રબાસ્ત્ર આઘા મૂકવાનું કહેવું એ વ્યાજબી નથી પણ ત્યાં તો કાંઈ જૂદું જ થાય છે હું કહું છું કે 'શ્રી જિનેશ્વર દેવના શાસનના મહર્ષિઓ સામે, શ્રી જિનેશ્વર દેવના માર્ગ સામે લક્ષ્મીના મદમાં આવી જઈ, જુવાનીના મદમાં છકી જઈ, ચાલુ ભણતરના મદમાં બહેકી જઈ, યદ્વા તદ્વા બોલનારાઓ માટે ભવિષ્ય ઘણુંજ ભયંકર છે એમ શાસ્ત્ર કહે છે' 'શાસ્ત્ર બાસ્ત્ર આઘા મૂકો' આ પ્રમાણે કહેનારા કહે છે અને સાંભળનારા સાંભળે છે! આ બધા કેવા ધર્મપ્રેમી? ધર્મપ્રેમી તો મૂળચંદ ભાઈ કે આ બધાની સામે મક્કમ છે પણ હું પૂછું છું કે, 'અહીં મૂળચંદભાઈ થોડા ઢીલા હોત તો! એ આચારનું શું થાત? દર્શનાચારના આઠ આચારોમાંનો 'સ્થિરીકરણ' આ એક આચાર છે ને! શાસ્ત્ર અને બાસ્ત્ર આઘા મૂકવાનું કહેનાર સંઘ કઈ રીતે કહી શકાય? શાસ્ત્રને અમાન્ય કરનાર સંઘને જે માને તે પણ ડૂબે છે અહીં તો તરત સભાપતિએ ઉઠી જવું ઘટે શાસ્ત્રની મશ્કરી કરવી એ સંઘનું કર્તવ્ય નથી, માનીએ કે

એ જરૂર કદી જૈનશાસ્ત્રનુ જ્ઞાન ન ધરાવતા હોય પણ કાયદાનુ તો જ્ઞાન ધરાવતા હોવને ! 'શાસ્ત્રબાન્ન આઘા મૂકો એમાં એમને જૈનધર્મનું અપમાન પણ એક જજ તરીકે ન દેખાયુ ? જૈનસાધુ, જૈનશાસન, જૈન દીક્ષાના કાયદાને કાયદાની દૃષ્ટિએ માન આપવાનુ તો એક જજ તરીકે સમજે કે નહિ ? મૃગચદભાઈ એક્કા કે શાસ્ત્રની મશ્કરી સહન કર એના એ નથી વીનમીસની તવારીખમા મૃગચદભાઈનું નામ સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે

મૂળચદભાઈ કહે છે કે—

'જૈનશાસ્ત્રો સર્વજ્ઞના રચેલા છે અને તે ત્રિકાળજ્ઞાની હોવાથી, આ કાળ તેમના જ્ઞાનમાથી રહી ગયેલ નહિ, તેથી સર્વજ્ઞના ફરમાનો, દેશકાળ ભાવને જોઈ જાણી, આ સર્વ કાળને અનુસરતા ફરમાનો તેમણે કરેલા છે'

ઉત્તરમા સાકરચદભાઈ કહે છે કે—

'તે બધી વાતો હવે પડતી મૂકો, અહીં તો સઘ કહે તે તમારે માનવુ પડશે'

આના ઉત્તરમા પણ મૂળચદભાઇ કહે છે કે-

'તેની મને ક્યા ના છે? જૈનસઘ એટલે મહાવીરની આજ્ઞા મુજબ જૈનાગમોને પ્રમાણભૂત માનનાર ધર્મના સિદ્ધાત મુજબ જે ફરમાન કરશો તે કબૂલ કરવા હુ બધાયલોજ છુ'

મૂળચદભાઈ પહેલા તો કહે છે કે, 'તેની મને ક્યા ના છે?' 'સઘ'નુ કેટલુ બહુમાન! સઘ શબ્દના બહુમાનની કેટલી કાળજી ધરાવે છે અહીં સાકરચદભાઈ તથા બીજાઓએ જો ન્યાયપૂર્વક વિચાર્યું હોત, ધર્મવામનાથી રગાયેલા હોત, સામાન્ય વિવેક બુદ્ધિ વાપરી હોત તો હીને મૂળચદભાઇને ધન્યવાદ આપતે અને કહી દેતે કે હવે આવી વાજબી વાત સામે કાંઈ પણ વ્યવસાય કરવો તે અમોને છાજતુ નથી ઉત્તરમા 'જૈનસઘ કોને કહેવાય?' તે પણ આ ભડવીર સમજાવી દે છે છતા તેઓ

કંઈ સમજતા નથી એ ઓછું આશ્ચર્ય નથી અને સમજવું તો દૂર રહ્યું પણ સામેથી ઉલટું સાકળચંદભાઈ કહે છે કે–

'અમે તો તમને કહીએ છીએ કે અયોગ્ય ઉમ્મરે દીક્ષા અપાવશો નહિ'

આના ઉત્તરમાં–

મુળચંદભાઈ સ્પષ્ટ સ્પષ્ટ કહી દે છે કે—

"હું આપને જણાવી ગયો તે મૂજબ જૈન તરીકે જૈનશાસ્ત્રોને માન આપવાની દરેકની ફરજ છે તે મૂજબ ઉમ્મર યોગ્યજ છે, તે છતાં આપ કોઈ પણ પ્રકારે અયોગ્ય સિદ્ધ કરી આપો, તો આપના હુકમને અનુસરવા હું તૈયાર છું આવી દીક્ષા કે જેના માબાપ સહર્ષથી સંપૂર્ણ આનંદથી જાહેર રીતે આપવા માગે છે, જૈન જૈનેતર જે જામનગરના સંઘને પૂર્ણ અનુમોદનીય હોવા છતાં, આપ મતિ કલ્પનાના વિચારે તણાઈ જઈ ખોટું દબાણ કેમ કરતા હશો તે મને સમજાતું નથી દીક્ષા લેનાર અપાવનારને ખોટી કનડગતોથી છાની દીક્ષાના ભોગ થવું પડે છે તે ન થાય તે બદલ મેં લગભગ એક વર્ષથી મારા કુટુંબમાં ધાર્મિક સંસ્કારો રેડી સહાનુભૂત બનાવેલ છે ત્યારે સંઘજ આડો આવે તે કેટલી આશ્ચર્યની વાત' તો હું સકળ સંઘને વિનતી કરૂં છું કે આનો તત્ત્વબુદ્ધિથી યોગ્ય વિચાર કરશો."

માટની સ્પષ્ટતાથી વસ્તુને અતિશય સુંદર સ્વરૂપે સમજાવવા છતાં પણ—

સાકરચંદભાઈ પૂછે છે કે–'તમોને દીક્ષાના ભાવ ક્યારથી છે?'

મૂ૦–'લગભગ દોઢ વર્ષથી'

સા૦–છોકરાને અપાવવાના વિચાર ક્યારથી?'

મૂ૦–'લગભગ એક વર્ષથી મારા વિચારો મારૂં આખું કુટુંબ ચારિત્ર માર્ગે ચઢે તેની ભાવનાના છે. સક્રમ વિચારો લગભગ છ મહિનાથી.'

સા૦-'છોકરાને તમે પરાણે અપાવો છો કે તેની કાંઈ સ્વઇચ્છા છે?'

**મૂ૦-'તે આપ તેને પૂછી જોશો એટલે માહીતિ મળશે'**

હવે તમે બરાબર વિચારો ઈતરની પાસે અગર આ ચીજ ધરવામા આવે તો એને પણ ખેદ થાય બાળક, અગર જે કોઈ શ્રી જિનેશ્વરના સયમને ઇચ્છતા હોય, એને આવતી અગવડો સમજે અને ખોટા જુલમથી બચાવવા પ્રયત્નો કરે શ્રી સઘાએ આને લગતુ ખાસ પ્રચાર કાર્ય કરવા જેવુ છે મૂળચદભાઈ પણ એવા જબરા કે પ્રથમ કહેવી વાત યાદ કરાવી કરાવીને કહે છે, સામાને પોતાની ફરજ સૂચવે છે, છતા કોઈનું રૂવાડુ પણ ફરકતુ નથી સવાલો એક પછી એક જૂઓ કે કેવા વિચિત્ર છે? એ સવાલોથી જેટલુ દુ ખ થાય છે, એટલોજ જવાબથી આનદ થાય છે આ બનાવથી સમજી ટયો કે આજ સુધીની દીક્ષાની ધમાચકડીઓમા, તોફાન, સળ ધીઓ કરતા આવા બીજાઓએજ ઘણ કર્યું છે જ્યારે મૂળ ચદભાઇએ તત્ત્વબુદ્ધિએ વિચાર કરવાની વિનતિ કરી છે, તરત સાકળચદભાઈએ વાત ફેરવી અને દીક્ષાના ભાવ કયારથી થવાનુ પૂછયુ આનો પણ ઉત્તર સચોટ મળ્યો ત્યારે સાકળચદભાઈ પૂછે છે કે, 'તમે પ રાણે અપાવો છો કે એની સ્વેચ્છા છે?'

મૂળચદભાઇ એનો ઉત્તર બાળક પાસેથીજ લેવાનુ ભળાવે છે બે હજાર માણસની મેદિની વચ્ચે બાળકને પૂછવાનુ બાપ નિર્ભયપણે કહે છે પોતાનાજ હાથ નીચે કેળવાયલા એક સયમ રસિક બાળક માટે એક પિતાને ચોક્કસ ખાત્રી હોય એમા આશ્ચર્યજ શુ છે? આવી જાતના દીક્ષાના પ્રસગો, પૂર્વે તો સઘો મોતીડે વધાવતા જો એમ સાભળે કે માબાપ બાળકને સત ચરણે ધરે છે તો એમના તથા બાળકના પગની રજ માથે મૂકતા હવે એ સયમરસિક બાળકની સયમરસિક માતા કેવો જવાબ આપે છે, એ જૂઓ -

સ૦–'તમારૂ નામ'? જ૦–'મણી'

સ૦–'આ તમારો છોકરો છે?' જ૦–'હા'

સ૦–'એનુ નામ?' જ૦–'મોતીલાલ'

સ૦–'તમારે તેને દીક્ષા અપાવવી છે?' જ૦–'હા'

સ૦–'આટલી નાની ઉમ્મરમા કેમ અપાવો છો?'

જ૦–'બાળકને સારા સસ્કારો બચપણથી પાડવામા આવે તો સુસસ્કારી થાય જેવુ દેખે તેવુ શીખે'

સ૦–'પણ તમારે આટલી ઉતાવળ કરવાનુ શું કારણ?'

**જ૦–'અમારે બનેને સસારમાથી વિરક્ત થવાની ભાવના છે, તે અમારી પાછળ છોકરો ખરાબ વાતાવરણમા રખડતો રહે, તેના કરતા અમારા હાથેજ તેને યોગ્ય રસ્તે વાળીએ છીયે'**

સ૦–'તમારા ભાવ કયારથી થયા?'

જ૦–'છ મહિના લગભગથી'

પ્રશ્નોના એક ધર્મચુસ્ત આત્મા કેવા સુદર જવાબ આપે છે! 'હવે કઇ કરતા માબાપમા ભેદ પડે' એવી યુક્તિથી પ્રશ્નો પૂછાય છે આ બનાવ જોનારા જો સાચા દિલના હોય તો તે વખતે સતોષ પામે માતા પિતામા ભેદ પડે એ રીતનો પ્રશ્ન કેવી રીતિએ પૂછાય છે તે જૂઓ –

સ૦–'પહેલા તમે ના પાડતા હતા ને?' પણ એ માતા કઇ કમ ન હોતી જેનો પતિ સયમની ભાવનાવાલો, જેનુ બાળક સયમ લેવા તૈયાર, પોતાની પણ સયમની ભાવના, એ બાઇ કમ હોય? એટલે કે આવા ફટ પ્રશ્નોથી એકદમ તો કેમજ ઢફ્ફડ ખાઈ જાય? એ માતા મણીબાઇ કહે છે કે– '**જ્યા સુધી અજ્ઞાનદશા હોય, મોહદશા છુટી ન હોય, ત્યા સુધી એમ થાય, પણ ખરો માર્ગ સમજાણો એટલે વિચારો ફર્યા**' હુ કહુ છુ કે હવે તમારા સતાનોને આ કલ્યાણકારી માર્ગે વાળવાના પૂરતા પ્રયત્નો કરો કે જેથી જમા નાવાળીઓ સ્તબ્ધજ બની જાય એજ એઓ માટે સચોટ પ્રતિ

કાર છે આજે કેટલાક જુવાનીઆઓ કહેવાવે છે કે-'જામનગરમાં જોયું ! મુબઈમા પણ તેમ થશે' આ પ્રમાણે કહેનારાઓને ખુલ્લે ખુલ્લું કહેવાનું કે-પ્રભુમાર્ગના રસિકોને પ્રભુએ પ્રરૂપેલા સયમમાર્ગ તરફ વાળવા માટે અને સામાન્ય રીતિએ પણ કલ્યાણને ઈચ્છતા આત્માઓને સંસારની અસારતા સમજાવી તેમનામાં રહેલી સંસારની રસિકતાને દૂર કરવા માટે, અમો અમારાથી બનતું કરવાના, એમા તમારે બીલકુલ શંકા રાખવી નહિ પણ આ બધુ કોના માટે ? શ્રી જિનેશ્વરદેવના શાસનને શિરસાવંદ્ય માને એને માટે અને સંયમને મુક્તિનો માર્ગ માને એને માટે, પણ જેઓ અર્થકામમાં મુક્તિ માનતા હોય, એમાં ધર્મ માનતા હોય, એને તો અમારા ક્રોડ ક્રોડ વાર દૂરથી નમસ્કાર છે અસ્તુ

ચાલો આગળના સવાલો અને જવાબો જૂઓ-

સ૦-'ખરો માર્ગ કોને માનો છો ?'

જ૦-'સંસારનો ઉપાધિનો માર્ગ છોડી પ્રભુના ચારિત્ર માર્ગે જવું તે'

સ૦-'છોકરાનો મોહ તમોને નથી?'

જ૦-'મોહ ઓછો થયો છે પણ અમોને ખરો પ્રેમ થયો છે, તેથી તેનું હિત જ્યા વધુ દેખાય તે રસ્તે વાળવાની માબાપની ફરજ છે, પણ તમારા વર્તનથી અહીં અમે નારાજ છીએ સંસારની મોહદશા એવી જ છે, પોતાનાથી કદાચ ન છૂટે પણ સારા રસ્તે જનારની અનુમોદના તે પણ મોટા પુણ્યે થાય છે. અમે તો અહીં ઘણા ઉલ્લાસથી આવેલા કે અમે રાજીખુશીથી જામનગરના સંઘ વચ્ચે ધામધુમથી દીક્ષા આપીએ, છતા આપ બધા સમજુ થઈને અમોને ઉત્સાહ આપવાને બદલે આટલું દબાણ કરો છો તે મને બહુ લાગે છે છતા મારી વિનંતિ છે કે આપ અમને આ કાર્યમા ઉત્સાહ આપી અનુમોદનાનો પ્રસંગ બનાવી આપો'

ધર્મરાગી માતાની જૂબાની જોઈ ? કહે છે કે-'ઉત્સાહને બદલે આટલું દબાણ કરો તે મને બહુ લાગે છે' અહીં જે

જાતની જોઇએ તે જાતની દયા નથી તે અહિંસા ધર્મના પાલક દયાળુના વચનોને દયા નથી આવતી! આટલુ સાભળીને પણ હૈયું નથી હાલતુ ખરે જ! હવે ધર્મ નિષ્ઠ આત્માઓએ ચેતવુજ પડશે હવે નવ વર્ષના મોતીલાલભાઈની જૂબાની જુઓ –

સ૦–'તારૂ નામ?' જ૦–'મોતીલાલ'

સ૦–'બાપનુ નામ?' જ૦–'મૂળચંદ'

સ૦–'માનું નામ?' જ૦–'મણી'

સ૦–'તારી ઉમ્મર?'

જ૦–'નવ વરસ ને ત્રણ મહીના થયા છે'

સ૦–'શુ ભણે છે?' જ૦–'ગુજરાતી ચોથી'

સ૦–'ધાર્મિક અભ્યાસ?'

જ૦–'સામાયિક, પ્રતિક્રમણ, અવારનવાર ચોવિહાર પાળુ છુ'

સ૦–'તારે દીક્ષા લેવી છે?' જ૦–'હા'

સ૦–'તારા બાપના કહેવાથી કે તારી મરજી છે?'

જ૦–'મારા ભાવથી'

સ૦–'ક્યારથી થઈ?' જ૦–છ મહિના'

સ –'ત્યા તને ફાવશે?' જ૦–'હા'

ત્યાગની જ્યા મહા છોળો ઉછળતી હોય, જિનાજ્ઞાના ઘોષ જ્યા ગર્જતા હોય, જ્યા કોઈ 'धम्मो मगळ मुक्किट्ठ' બોલતુ હોય, કોઈ 'चत्तारि परमगाणि' બોલતુ હોય, ત્યા કલ્યાણના અર્થિ આત્માને કેમ ન ફાવે? જરૂર ફાવેજ તે છતા પૂછે છે કે ત્યા તને ફાવશે? આના ઉત્તરમા સંયમરસિક મોતીલાલભાઈ પણ ઉત્તર દે છે કે—'હા ફાવશે'

સ –'તારે પરણવુ નથી?' જ૦–'ના'

સ૦–'તારા બાપા હા પાડે છે પણ તારી મા ના પાડે છે ને?'

જ૦–'મારા મા બાપ બન્ને રાજીખુશીથી હા કહે છે'

આ બધી જૂબાની થયા બાદ ફરીયાદ કરી એ બધાએ જોયું કે-મા, બાપ અને બાળક ત્રણે જણના છે અને ચોથા શ્રી

સાગરાનંદસૂરિજીએ જણાવ્યા હવે શું કરવું? એમણે અરજી શુ ઘડી હશે એ સમજાય છે?

અસ્તુ એ બધુ આવશે ત્યારે જોવાશે, પણ આવી જૂના નીઓ બાદ શાકરચંદભાઈ જેવા જો 'હવે આપણાથી કોઈ રીતે કઈ પણ થાય તેમ નથી અને જો તમારે કઈ કરવુ હોય તો હુ તેમા મળી શકતો નથી' આ પ્રમાણે ઊભા હોત તો તો હજુ પણ આપણને આનંદ થાત અહીંથી પણ યુવકસંઘનો તાર ગયો છે અને એ કાર્યને અભિનંદન અપાયું છે કે 'અમે તમારી સાથે છીએ' અસ્તુ રાજ્યમા ફરીયાદ ગઈ જૈન સિદ્ધાંત, જૈન સાધુ કેના હોય એની રાજ્યને શી ખબર! મનાઈ હુકમ મળ્યો, પણ પરિણામે રાજ્યે મનાઈ હુકમ રદ કર્યાના ખબર આવ્યા છે **સત્યના નિરોધથી મુઝાવુ નહિ ખામી હોય તો સુધારવી અને સત્યની સેવામા સક્રમપણે મંડયા રહેવુ, એમાજ આપણુ કલ્યાણ છે બાકી દુનિયા સારા કહે એથી કઇ મુક્તિ નથી અને દુનિયા ખોટા કહે એથી કોઇ લાછન નથી એમ સમજી કલ્યાણના અર્થિ આત્માઓએ પોતાની શાસ્ત્રસિદ્ધ મર્યાદાને સપૂર્ણ રીતિએ વળગી રહેવુ જોઇએ શાંતિપૂર્વક શાસન સેવામા મચ્યા રહેશો તો** વિજય નક્કી છે ધીર ધર્મવિરોધીને પાછા ભી પાડે પણ પોતાની સાચી શાંતિને આંચ ન આવવા દે મગજનો કાબુ ન ગુમાવે આટલુ આટલુ બન્યા છતા યુવાનોની ટેવ શુ એ સાંભળી લ્યો અને એની સરદારી જેમણે લીધી એમને જરા ઓળખી લ્યો માત્ર ઓળખવા માટે નામ કહુ છુ અમૃતલાલ કાલીદાસ, કકલભાઇ વકીલ, મૂળચંદ આશારામ વૈરાટી, પરમાણંદ કાપડીયા અને નગીનદાસ જગજીવનદાસ હવે જરા એમનું કથન જૂઓ "આજે કેટલાક જરી પુરાણા વિચાર ધરાવનારા યુવક સંઘના નામથી ભડકી ઉઠે છે, વળી યુગધર્મ સામે તેઓ એક મીનીટ પણ ટકવાના નથી સમય ધર્મની સામે થનારા કોઇ ફાવી શકયો સાંભળ્યો છે? જામનગરમા આજે એ અનુભવ થઈ રહ્યો છે મુબઈમા આવતી કાલે થશે

અને ભવિષ્યમા એ નાદીરશાહીની દરેક સ્થળે કબરો ખોદાશે, એમા જરાએ શક નથી એટલે પાણી નીકળ્યા પહેલા પાળ બધાય તો સારૂ છે 'अति सर्वत्र वर्जयेत्' નહિ તો પછી પરિણામ નાશમા આવશે એ સોએ સો ટકા સાચી વાત છે માટે ધર્મના ઓઠા નીચે ન ખેલતા વ્યક્તિગત સ્વાર્થને બાજૂએ મૂકી કઇક સામાજીક અને રાષ્ટ્રીય ઉન્નતિને લક્ષમા લઇ, કર્તવ્ય પથે પડાય તો સારી વાત છે નહિ તો યુગ ધર્મ બળજબરીથી એ ફરજ પાડશે' આ આપણુને જરી પૂરાણા વિચારના માની યુગધર્મની વાત કરે છે અને આપણે મહાવીરના ધર્મની વાતો કરીએ છીયે, તેઓ 'યુગધર્મ સામે, સમય ધર્મ સામે ફાવ્યો કોઇ સાભળ્યો છે' એમ કહે છે. હુ કહુ છુ કે શ્રી વીતરાગના શાસનની સામે ટકયો કોઈ સાભળ્યો છે ? 'નાદીરશાહીની કબરો ખોદાશે' એ વાત મજૂર છે જેની નાદીરશાહી એની કબરો ખોદાણી છે, ખોદાઈ રહી છે અને ખોદાશે 'અતિ સર્વત્ર વર્જયેત્' વિગેરે આપણે એમનેજ પાછા વાળીયે. એ કહે છે કે યુગ ધર્મ બળજબરીથી ફરજ પાડશે હુ કહુ છુ કે શાસન ધર્મ સ્હેલાઇથી પણ મક્રમ રીતિએ ફરજ પાડશે.



## વ્યાખ્યાન ૨૯ મુ

### મોટાના પગમા પગ ન મૂકો



પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા આ મનુષ્યપણાની સાર્થકતા માટે આ ત્રણ વસ્તુ સાધવાની બતાવે છે શ્રીજિનેશ્વરદેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ, એના ઉપર શ્રદ્ધાને મજબૂત બનાવવી અને શ્રદ્ધામા મક્કમ રહીને સયમમા યત્ન કરવો આ જીવનમા આ ત્રણ વસ્તુની સેવા થઈ જાય તો તો આ જીવનની સફલતા થઇ જાય. નહિ તો અત્યાર સુધીમા જેમ અનતા જીવન નિષ્ફલ ગયા તેમા એકનો વધારો થાય આ જાતિનો વિચાર આના ઉત્તમ મનુષ્ય જીવનમા નહિ થાય તો કયા થશે ? આર્યદેશ, આર્ય જાતિ, અને આર્ય કુલમા માનવ જીવન મળ્યુ છે ધર્મની સામગ્રીઓ પૂરેપૂરી મોજૂદ છે સાધન નહોતુ મળ્યુ, એમ નહિ કહેવાય છતી સામગ્રીએ આરાધન ન કરે અને પછી બચાવ કરે એનો અર્થ શો? સામગ્રી મળ્યા છતા, દુનિયાના અર્થકામમા રાચ્યો માચ્યો રહે અર્થકામની ગુલામી કર્યા કરે અને પછી નથી બનતુ, નથી બનતુ, એ કહે એ ખોટુ છે એમ કહેવુ જોઇએ કે નથી કરતા, નથી કરતા નથી બનતુ અને નથી કરતાનો ભેદ ભૂલાઇ ગયો છે અશક્તિમાનને એમ કહેવાનો અધિકાર છે પણ સમર્થ એમ ન કહી શકે સમર્થ હોય તો એનાથી એમ કહીને ન છૂટાય જ્ઞાનીએ આ ત્રણ વાતમા ઉન્નતિ માની છે, એ આપણી દૃષ્ટિએ દેખવી જોઇએ એમા શકા રહેની હોય તો એ શકાને નષ્ટ કરવા, શ્રી જિનેશ્વરદેવની પીછાણ કરવી જોઇએ અને તેના માટે એમના પૂર્વ

૧ આજે એ અનુભવ ધારણા કરીએ છીએ જેમને આપણે તારક મણે તન, મન, અને ધન, તીર્થને-શાસનને

સમર્પ્યું ત્યારે એ તીર્થપતિ બન્યા છે વાતો કર્યે કે મોજશોખ કર્યે તીર્થપતિ નથી બન્યા ભગવાન્ શ્રી મહાવીર સ્વામીના ભવની ગણુના નયસારના ભવથી થાય છે એ ભવની પૂર્વાવસ્થામા તો એ પણ મિથ્યાત્વાદિના યોગે નિદ્રાગ્રસ્ત હતા એ ભવોની ગણુના નહિ જન્મે, ખાય, પીયે અને મરી જાય એની ગણુના શી? જન્મવું **અને મરવુ એ સસારમા સનાતન છે** નિગોદીયા જીવો મનુષ્ય કરતા ઘણીવાર જન્મે છે અને મરે છે જન્મવુ, જન્મીને દોડધામ કરવી, એ કાંઇ નવુ નથી વિષયોમા લીન થવુ અને છેવટે દીન પોકાર કરી મરવું એમા કાંઇ નવીનતા નથી આત્મસ્વરૂપને પીછાને, તારકને ઓળખે, તારકની આજ્ઞા મૂજબ જીવનને ઘડે, ત્યારથી ભવની ગણુના ગણાય ભગવાન્ શ્રી મહાવીરસ્વામીના ભવની ગણુના નયસારના ભવથી થઇ એ ભવથી એમના આ ત્માની ખીલવણી વધુને વધુ થતી ચાલી પણ નયસારના ભવ પછી જ્યારે જ્યારે પડયા ત્યારે ત્યારે એની પણ શાસ્ત્રે નોંધ લીધી (પ્રશ્ન–"તીર્થંકર છેલ્લા ભવમા પરણ્યા શુ કામ?") શાસ્ત્ર કહે છે કે ભોગાવલી કર્મની આધીનતાને લઇને પણ તમને તમારા માટે, છોડવાનો પૂરતો ઉદ્યમ કર્યા વિના અને તે કર્યા છતા પણ નિશ્ચયપૂર્વક, એમ કહેવાનો અધિકાર નથી એ ધ્યાન રાખજો અમૂક તીવ્ર કર્મો હોય એને તો તીર્થંકરોને પણ ભોગ વવા પડે છે, એમા ચાલતુ નથી પણ એમણે ભોગને કહ્યા કેવા? કર્મયોગે ભોગના સયોગમા રહેવુ પડયુ પણ એ ભોગોને યોગ્ય કહ્યા? એમણે તો ભોગ એ રોગ છે એમજ કહ્યુ ભગવાન શ્રી નેમિનાથસ્વામી વિવાહથી પાછા ફર્યા ત્યારે રથની સામેર માના શિવાદેવી તથા પિતા સમુદ્રવિજય ઉભા હતા માતા શિવાદેવી કહે છે–'મારી ખાતર પરણુ' માતા પિતા વિનવણી કરે છે, રૂએ છે ભગવાન્ શ્રી નેમિનાથ સ્વામી કહે છે કે 'સસારમા રખડાવ નાર વિવાહ માટે આટલો બધો આગ્રહ શ્યો?' માના પિતા– 'બીજા તીર્થંકરો કેમ પરણ્યા?' આના ઉત્તરમા પણ ભગવાન્શ્રી નેમિનાથસ્વામી કહે છે કે 'એમને ભોગાવળી બાકી હતા, માટે

નથી' આજના જમાનામા લોકો દીક્ષાની બાબતમા મહાવીર ભગવાનની વાત કરે છે અને ભગવાન્ શ્રી નેમિનાથસ્વામીને ભૂલી જાય છે ભગવાન્ શ્રી મહાવીરે અભિગ્રહ લીધો એને યાદ કરે છે પણ શ્રી ઋષભદેવ સ્વામીએ સયમ લીધા પછી એક હજાર વર્ષ સુધી મરૂદેવી માતા રોઈ રોઈ આંધળા થયા છે, એ વાતને કોઇ યાદ કરે છે? **તીર્થ કરોનાં જીવન એ જ્ઞાનીના જીવન છે. એ મૂજબ અજ્ઞાની વર્તે તો માર્યા જાય. અજ્ઞાનીએ તો જ્ઞાની કહે તેજ મૂજબ વર્તવુ જોઈએ** ભગવાન શ્રી તીર્થ કરદેવો તો અવધિજ્ઞાનના બળે જાણે કે મારે અમૂક વર્ષે સયમ, અમૂક વર્ષે કેવલજ્ઞાન અને અમૂક વર્ષે નિર્વાણ છે શાસ્ત્રમા જ્ઞાનીના સયમપ્રસગને વર્ણવતા કહ્યુ છે કે, પોતે સયમકાલને જાણે, અને જાણીને નીકળવા પ્રયત્ન કરે ભગવાન શ્રી મહાવીરદેવને જ્યારે શૂલપાણી યક્ષે ઉપસર્ગો કર્યા, એ પ્રસગે છેલ્લી બે ઘડી જ્યારે વેદના શમી ગઇ, ત્યારે સ્હેજ નિદ્રા આવી ગઇ, એ વખતે દશ સ્વપ્ના આવ્યા એ વખતે ઉત્પલ વિગેરે બે અષ્ટાગનિમિત્ત જાણનાર ત્યા આવે છે અને એ સ્વપ્નાના અર્થ કહે છે તેમા પહેલાજ કહે છે કે 'ભગવન્, આપ જાણો છો પણ બાલચાપલ્યને લઇને અમે બોલીએ છીએ' જ્ઞાનીઓ કર્મના અણુએ અણુને જોઇ શકે છે કર્મના હેતુ, સ્વરૂપ અને સ્થિતિને જે જાણે અને વર્તે, તેમ આપણે વર્તીએ તો ન ચાલે ઋષભ દેવ ભગવાને જોયુ કે મારી પૂઠે આમ થવાનુ છે નેમિનાથ ભગવાને જોયુ કે ભોગાવલી બાકી નથી મહાવીર ભગવાને જોયું કે બાકી છે આપણે તો એ જોવાનુ કે તીર્થપતિઓએ શાસનમા રહેલાને કેવી રીતિએ વર્તવાની આજ્ઞા કરી છે? ઠામ ઠામ લખ્યું કે **(आणा ए धम्मो) આજ્ઞામાં ધર્મ** ગણધરોએ પણ આગ્રહ કર્યો કે તમે આમ અને અમે આવી રીતે કેમ? ભગવાન સયમ પાલે એટલે કેવલજ્ઞાન થાય નહિ ત્યા સુધી છદ્મસ્થાવસ્થામા એક ક્ષણ પણ બેસે નહિ ઉભાને ઉભાજ રહે કદાચ બેસે તો ઉત્ક ટાસને આથીજ કહેવુ પડે છે કે મોટાના પગમા પગ મૂકવો

રહેવા દો એ મહાપુરૂષોની આજ્ઞાનુ પાલન થઈ જાય તો તે પણ ઘણું છે ઋષભદેવભગવાનને એક હજાર વર્ષની સયમમય છદ્મસ્થાવસ્થામા નિદ્રામાત્ર એક અહેરાત્રિની અને હજારે વર્ષ ઉભાને ઉભા. ભગવાનશ્રી મહાવીર દેવને સાડાબાર વર્ષની સયમમય છદ્મસ્થાવસ્થામા નિદ્રા બે ઘડીની બેસવાની તો વાતજ નહિ ઉભા રહેવુ, બેસવુ નહિ, ઉપસર્ગો સહન કરવા, ઘોર તપશ્ચર્યાઓ કરવી, ભાવના પરિવર્તિત થવા ન દેવી, પગ ઉપર ચૂલો કરી નીચે અગ્નિ સળગાવી ખીર કરે તોએ હાલવુ નહિ એમની ક્ષમા, ક્રિયા, સયમ, એ સઘળુ લોકોત્તર છે એ બધુ મળે તેવી ભાવના જરૂર રાખવી અને એ ભાવનાને સફળ બનાવવાની ખાતર હાલ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામા સર્વસ્વ સમર્પણ કરી દેવું

## શાસનની હાસી કોણ કરાવે છે?

મમતા છૂટતી નથી કે છોડવાનો પ્રયત્ન કરતા નથી! વ્યવહારમા છોકરો પદર વીસ વર્ષનો થાય અને કમાવા જોગો ન થાય તો બધાએ ટોકે કે કયાથી આવો પાકયો, પણ જો એને સામાયિક, પ્રતિક્રમણ વિગેરે ન આવડે તો ટોકનાર કેટના છે? (સભામાથી-'આપ તો ટોકનાર છોને?) બારોબાર ઠીક અહીં ભળાવ્યુ! છતાએ કહો કે અહીં આવે કેટલા? સાભળે કેટલા? અને સાભળીને શાતિપૂર્વક એ કલ્યાણકારી ટકોરોને સહે કેટલા? શાસ્ત્રમા દૃષ્ટાતો મોજૂદ છે કે દુનિયાના પિતાએ દીકરાને માર્યા, દીકરાએ પિતાને માર્યા માતાએ દીકરાને માર્યા, દીકરાએ માતાને મારી પત્નિએ પતિના પ્રાણ લીધા, પતિએ પત્નિને ભગ્કતી કરી આ જાતિના અનબાબધ દષ્ટાતો મોજૂદ છે દુનિયના માબાપ વિગેરે માટે આ વાત છે ધર્મી એ વસ્તુને દુનિયાનો નહિ સમ્યગ્દૃષ્ટિ એ દુનિયાનો નહિ, ઘરનો નહિ, પણ પ્રભુના શાસનનો થયો એટલે એ તો એવી જાતિના અનર્થો કરેજ નહિ એનો આત્મા તો ત્યાગની વૃત્તિએ રગાયેલો હોય આ આગમ, ઓઘો વગેરે કલ્યાણમાર્ગના સાધનો ગમે નહિ અને જૈન કહેવરાવવુ, એ બને? હેમચદ્રસૂરી કહે છે કે, **આ રૂજો**

**હરણુ પ્રત્યે શ્રદ્ધા નહિ એ સાચો શ્રાવક નહિ. જેને ગમે નહિ, એને વિરોધ કરવાનુ મન થાય અને પરિણામે એ દુર્લભબોધિ થાય. સ્વય ડૂબે અને બીજાઓને ડૂબાડે.** માર્ગાનુસારી મિથ્યાદષ્ટિના હૃદયમા પણ મુનિપણાનો અર્થ સાભળવાથી તો વૈરાગ્યની છોળો ઉછળે સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિને તો બાજુ રાખુ છુ મિથ્યાદૃષ્ટિ માર્ગાનુસારી વગેરેની આ વાત છે નાનામા નાના સાધુના તપ, સયમ સાભળી એના રોમાચ વિકસ્વર થાય એ કહે કે, ધન્ય એ આજે ઘોઘાટ શાનો છે? જૈનત્વ ખીલ્યુ નથી એનો ઇતરની પાસે હાસી કરાવનારા પણ મોટે ભાગે આપણા લોકો છે **જૈનત્વ નહિ પામેલા જૈન નામ ધરાનનારાઓએજ ઇતરની દૃષ્ટિમા જૈન શાસનને હલકુ પાડયુ છે.** ઇતરને જો બરાબર જૈન શાસન બતાવાય તો તેઓ હૃદયના બહુમાનપૂર્વક ઝૂકી પડે **ખરી વાત છે કે પુણ્યવાન આત્માઓ માટે જેટલા મોક્ષનાં સાધન તેટલાજ પાપાત્મા માટે દુર્ગતિના સાધન છે ઉત્તમ આત્મા માટે જેટલા ઉન્નતિના સાધન તેટલાજ અધમ આત્મા માટે અવનતિના સાધન છે** શાસ્ત્ર કહે છે કે શ્રી જિનેશ્વરદેવે કહેલી અને ગણધરદેવે ગુથેલી દ્વાદશાગી પામીને અનતા આત્મા પૂર્વે તરી ગયા, વર્તમાનમા સખ્યાબધ આત્મા તરે છે અને ભવિષ્યમા અનતા આત્મા તરશે જ્યારે એજ દ્વાદશાગીને પામીને પૂર્વે અનતા ડૂબી ગયા, વર્તમાનમા સખ્યાબધ ડૂબે છે, અને ભવિષ્યમા અનતા ડૂબશે આમા ખામી કોની? વસ્તુની કે આરાધકની? ધર્મની જરૂર શા માટે? આધિ, વ્યાધિ, ઉપાધિથી છૂટવા માટે **આધિ, વ્યાધિ, ઉપાધિ નહિ ત્યા સસાર નહિ. સસાર હોય ત્યા આ ત્રણુ હોય આધિ વ્યાધિથી પણ ભૂડી તો ઉપાધિ** આધિ વ્યાધિ ન જોઇએ એમ કહેવા તૈયાર હો પણ ઉપાધિ મૂકવાને તૈયાર ન હો તો આધિવ્યાધિથી મુક્ત શી રીતે બનાય? જ્ઞાની કહે છે કે ઉપાધિ ન મૂકો તો આધિ વ્યાધિ પણ

**તમને નહિ મૂકે. આ આગમ ઉપાધિમાથી છૂટવા માટે છે. આધિ વ્યાધિના ભોગ તમે ન બનો એજ એક જ્ઞાની પુરૂષોનો ઇરાદો છે** તમે માનતા થાઓ કે ઉપાધિ છોડવા જેવી જરૂર છે, તો તમારો અને અમારો મેળ મળે તમે એમ ન માનો તો તમારો અને અમારો મેળ શી રીતિએ મળે? તમે વિરાગી બનો તમારે તો એવા બનવુ જોઇએ કે તમને કોઇ સાધુ કહેવાતા પણ, ઉપાધિનુ કહેવા આવે તો તમારે કહી દેવુ કે તમે ઉપાધિમા કયા પડવા આવો છો? મારા પાપોદયે હુ પણ કાલે ઉપાધિની વાત કહુ તો મારી કાનપટ્ટી પકડો, એવા મારે તમને બનાવવા છે ઉપાધિને છોડવી એમા કયુ મોટુ જ્ઞાન જોઇએ? કાળાના ધોળા થાય તોય ન છોડો એ કઈ વ્યાજબી છે? હવે તો ખુલ્લુ બોલો કે જેઓ દુનિયાની ઉપાધિથી છૂટયા એમને કોટિશ વદન ઉપાધિ લેવા જોગી નથી પડેલાને છૂટવાનુ કહો ઇમારત કરી કરીને છૂટા કરો નવા પડનાને કહો કે પડો નહિ સમ્યગ્દષ્ટિ આત્મા સતાનને સસ્કાર તો આજ પાડે આ સસ્કારવાળો આત્મા સાધુ કે શ્રાવક ન બને તો પણ રાત્રિભોજન, વાસી ભોજન, કન્દમૂલભક્ષણ વિગેરે વિગેરે પાપકર્મના પજામા તો જરૂર નજ ફસે અને પાપને પુણ્ય તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા પણ ન કરે આવા સસ્કારના શિક્ષણનો પ્રચાર કરવો એ ચતુર્વિધ સઘની ફરજ છે, સમ્યગ્દૃષ્ટિને ત્યા તો કોઈ આત્મા જન્મે ત્યારથીજ એને સસ્કાર જૂદી જાતના પડે પણ એ ઉત્તમ સામગ્રી ભાગ્યવાનનેજ મળે

## શ્રી વજ્રસ્વામિજીનુ અદ્‌ભૂત ચરિત્ર શુ શીખવે છે?

શ્રી વજ્રસ્વામિજીને જાતિસ્મરણજ્ઞાન થયુ શાથી? કુળ યોગ્ય હતુ એ માતાના ગર્ભમા હતા ત્યારે એમના પિતાએ સયમ લીધુ છે સયમ લીધા પછી બાલક જન્મ્યો બાળકને ખોળામા લઈ માતા કહે છે કે તારા જન્મોત્સવની ઘણીએ ભાવના હોય પણ તારા પિતા સયમી થયા છે સયમ શબ્દ કાને પડતાજ વજ્રસ્વામીને જાતિસ્મરણજ્ઞાન થયુ વજ્રસ્વામી પૂર્વના અનુભવી

હતા - વિચાર કરતા કરતા એમને જાતિસ્મરણજ્ઞાન થયુ માટે પણ સયમ લેવુ જોઇએ જન્મ્યા પછી થોડીજ વારમા આ ભાવના થઈ મા તે મોહવાળી છે સયમ લેવું હોય તે માતાનો મોહ છોડાવવા શુ કરવુ જોઇએ ? ખાવુ બધ કરે તો જીવાય નહિ બાલ્યાવસ્થા છે, માટે ભૂખ લાગે ત્યારે સ્તનપાન કરી લેવુ મા ઉંઘે ત્યારે ઉધવુ અને મા જાગે ત્યારે રોવું માતાને મારા ઉપર પ્રેમ થવાનો વખતજ ન આવવા દઉ માતાને પણ એમ થયુ કે આ છોકરો કેવો ? સયમના અભિલાષીએ માર્ગ કેવો શોધ્યો ? બાળક એવો રોયો, એવો રોયો કે ચાર છ મહિનામા મા કટાળી ગઇ અને નિર્ણય કર્યો કે એના બાપ આવે તો આપી દઉ (પ્રશ્ન-'એમને પાપ ન લાગે ?') જે વસ્તુ પરિણામે હિતકર છે તે એ કરે છે એ વિચારે છે કે માને દુ ખી કરવી નથી મારા મોહમા ફરી માના વધુ દુ ખી ન થાય એ માટે હાલ ભલે રૂએ પણ જો હાલ મોહ વધે તો પરિણામે દુ ખ થાય **જેનુ ભવિષ્ય ભૂડુ એનો વર્તમાન સારો હોય તોયે ખોટો જેનુ ભવિષ્ય સુદર એનો વર્તમાન દેખાવમા ખરાબ લાગતો હોય તો પણ સારો** ફરતા ફરતા એમના પિતામુનિ, ગુરૂ સાથે આવ્યા એ મુનિ જ્યારે ભિક્ષા લેવા ચાલ્યા ત્યારે ગુરૂ જે પૂર્વધર હતા એમણે કહ્યુ કે આજે સચિત્ત અચિત્ત જે મળે એ ભિક્ષા લેજો મુનિ ત્યાજ વહોરવા ગયા જઇને ઉભા રહ્યા બોલ્યા ધર્મલાભ માતાએ પુત્ર ધર્યો માતા પોતાના એકના એક પુત્રને આપવા તૈયાર થઇ પણ એ શા માટે ? રૂએ છે તે માટે એજ બાળક હસતો થાય તો આપે ? તમને હસતા છોકરા રમાડવાનુ મન થાય કે રોતા ? કહો ત્યારે, રમાડો છો એ છોકરાના ઉપકાર માટે કે તમારા પોતાના આનદ માટે ? છોકરો એમ માનતો હોય કે બાપા રમાડે છે એમા ઉપકાર કરે છે તો એ ખોટી વાતને ! બાપ માણસ પણ મરવા પડે ત્યારે સહુ પ્રાય વીલ આદિની ચિંતામા પડે છે, પણ એ દુર્ગતિમા ન જાય એવું કેટલા અને કોણ

વિચારે ? ખરેખર દુનિયા એ સ્વાર્થની પૂજારી છે. શાસ્ત્ર સંસારને અસાર કહે છે એમા ખોટુ શું છે ? હિતકર વાત દુનિયાને પોકારીને કહેવી એ ધર્મીની ફરજ છે મુનિએ કહ્યું કે એ પાછો નહિ મળે તોયે મા તૈયાર થઇ ગઇ મા કહે છે કે 'મારે નથી જોઇતો, છ માસમા કાયર થઇ ગઇ છુ ' પાડોશીને ભેગા કર્યા કબૂલાત કરીને ઝોળીમા વ્હોરાર્યો. ઝોળીમા પડયા કે તરત ચૂપ પ્રવીણ હતા ઝોળી ઉપડતી નથી એટલો ભાર છે શરીર મજબૂત છે એ શરીર, એ બળ કયાથી આ યુ ? કઇ આરાધનાના બળે આવ્યુ ?

આજની દશા તો એ છે કે 'ભલે ખોટુ હોય પણ સાધુ કહે તોએ મૂકવું નહિ અમારા વિચારોની આડે આવનાર અમારે જોઇએ નહિ ' હુ કહુ છું કે ઉચિત અ કુશ વિનાના માણસ એ ખરી રીતે માણસ નથી અ કુશ વિનાના જાનવરો જે હાનિ ન કરે એ હાનિ અ કુશ વિનાના માનવી કરે છે. મનુષ્ય ઉપકારી બની શકતો હોય તો કેવળ એના સમ્યગ્જ્ઞાનના પ્રતાપે. વિષધર પણ મણિયોગે વિષહર તેમ મનુષ્ય ભયકર પણ આગમની આજ્ઞાના યોગે મનોહર શ્રી જિનેશ્વરને ઓળખે, એ અનત જ્ઞાનીના વચનો પર શ્રદ્ધા આવે અને એ શ્રદ્ધાના યોગે સયમી બને, તો તો એ મનુષ્ય સાચો ઉપકારી બની શકે તમને ઓઘો બતાવવાનુ કારણ શુ ? તમે પટ્કાયના વિરાધક મટી ષટ્કાયના રક્ષક થાઓ—છકાય જીવોની હિંસાથી વિમુખ બની છકાય જીવોના પાલક બનો એજ શાસ્ત્રકાર કહે છે કે એક આત્મા હૃદયની ભાવનાપૂર્વક રજોહરણ લે એટલે યાવજ્જીવ સુધી એની તરફથી અનત જીવોને અભયદાન મળે છ ખડનો ચક્રવર્તી આખી જીદગીમા જે ઉપકાર ન કરે એ ઉપકાર એક ક્ષણમા સાચો સાધુ કરી શકે છે સાધુ ત્યાગજ સમજાવે અને એ કલ્યાણકારી ત્યાગને સમજાવતા એ કોઇની પણ પરવા ન કરે થોડા યા ઘણા ત્યાગ સિવાયનુ કઇ પણ જો કોઇ માગે તો પણ તે કહે કે અમે શ્રી જિનેશ્વરદેવનુ કહેલુ દેવા બેઠા

છીયે, બીજુ દેવા બધાયલા નથી આ પ્રમાણે વર્તે તો સાધુ સાધુપણામા જીવે અને પોતાના સહવાસમા આવના રાઓને સન્માર્ગમા લાવી શકે એટલે કે કા તો પૂરા સાધુ બનાવે અને તે ન બને તો સાચા સદ્ગૃહસ્થ બનાવે **પાપથી ડરનારો, હિસા, મૃષાવાદ, ચોરી, વ્યભિચાર, લક્ષ્મીની મમતા આદિ દોષોથી દૂર ભાગનારો અને પ્રાણીમાત્રનુ ભલુજ ઇચ્છનારો એ સાચો સદ્ગૃહસ્થ કહેવાય છે.** એવો આત્મા સસારમા રહે તે રહેવાની ભાવનાથી નહિજ એનુ હૃદય તો વિષયકષાયથી સપૂર્ણ વિરક્ત બની કલ્યાણકર સયમ માર્ગમા ઝુકવાનેજ તલસતુ હોય

છ માસની વયના વજ્રસ્વામિજીને મુનિ લાવ્યા શરીર એવુ ભારે કે ઝોળી ઉપડે નહિ ઉપાશ્રયે આવતા આવતા હાથ થાકી ગયો આવુ શરીર પૂર્વની આરાધનાના યોગે મળે છે તીર્થંકરો બલ ક્યાથી પામ્યા? ભગવાન્ શ્રી મહાવીરે બળ ક્યાથી મેળવ્યુ? આજના કેટલાકોને પોતાના વિચારની સિદ્ધિ માટે, જે વાત આગમમા ન હોય, સભવિત ન હોય, યુક્તિસગત ન હોય, એ કહેવાની કુટેવ પડી ગઇ છે ભગવાન્ શ્રી મહાવીરને એ બળ માટે, એ ભવમા શ્રમ કરવો પડ્યો હોય એમ માનો છો? જન્મતાજ, મેરૂપર્વતને હલાવ્યો, એ અનત બળના સ્વામી ભગવાન્ શ્રી મહાવીરદેવને એ ભવમા બળ મેળવવા શ્રમ કરવો પડે? વિશિષ્ટ આરાધનાથી વિશિષ્ટ બળ મલ્યુ હતુ **શારીરિક, વાચિક, માનસિક બલનો આધાર સયમ ઉપર છે** મુનિએ આવીને કહ્યુ કે 'બહુ ભારે છે' ગુરૂએ કહ્યુ કે 'એ વજ્ર જેવો છે માટે એનુ નામ વજ્ર રાખો' હવે વજ્રસ્વામિજીની એક મટી અનેક માતા થઇ હવે એ બાળક સાધુનુ એટલે કે શાસનનુ થયુ એને સાધ્વીઓના ઉપાશ્રયે મોકલ્યુ જ્યા શ્રાવિકાઓ સભાળે જે બાળક થોડા વખત પછી સયમ લેનાર છે તેને કોણ ન પાળે! સાધ્વીઓ અગનુ પઠન પાઠન કરે છે આ બાળક, એ અગોને, ઘોડીયામા સૂતો સૂતો સાભળે છે શ્રવણ માત્રથી પૂર્વના અભ્યાસને યોગે એ બાળકને એ

અગસ્નો કંઠસ્થ થઇ જાય છે હવે આ બાળકને હસતુ રમતુ જોઇ, મા કહે છે કે, 'એ બાળક મારો'–શ્રાવિકાઓ કહે છે, 'એ વાત ખોટી, એ બાળક તો મહારાજનો એ આવે ત્યારે તમારે કહેવુ હોય તે કહેજો' માએ વિચાર કર્યો કે, 'હાલ કઇ નહિ જ્યારે મહારાજ આવે ત્યારે એવુ તોફાન કરૂ કે બાળકને લઇ જાઉં' મોહ છે **સસારમા મોહ ભયકર છે.** મહારાજ પણ ભવ્ય જીવોનો ઉપકાર કરતા વિહરતા વિહરતા પધારે છે મા જઇને કહે છે કે, 'મારો દીકરો લાવો' ગુરૂ કહે છે કે 'હવે તમારો અધિકાર નથી કારણ કે માલીકી અમારી છે' પણ માએ તો તોફાન કર્યું સાક્ષીઓ પાડોશીઓ પણ ફરી ગયા એમને પણ દયા આવી કે આ માનુ શુ થાય! દુનિયાનો પક્ષ મોટો, અણસમજુને એવી દયા આવે બધાઓ ગુરૂને કહેવા લાગ્યા ગુરુ કહે કે શાસને એનુ પાલનપોષણ કર્યું છે મા રાજા પાસે ગઇ (સભામાથી–'વગર દીક્ષાએ માલીકી ?') તમારા ઉપર માલીકી શાસનની છેજ બધી ક્રિયાઓ સમજો, ઇચ્છકાર, ઇચ્છાકારેણ, અબ્ભુઠ્ઠીઓનો અર્થ વિચારો એટલે તરત માલીકી સમજાય મરજી મુજબ ચાલવાનો કોઇને અધિકાર નથી મુનિની માફક શ્રાવક પણ પ્રમાણમા શ્રીજિનેશ્વરદેવની આજ્ઞાના બધનમા આવેલોજ છે એ જના જાય ત્યા એવુ બોલે અને એવી રીતિએ વર્તે કે જેથી બધાની વચમા ઝળકે પથરીમા જેમ કોહીનૂર ઝળકે તેમ ઝળકે મુનિવરોને રાજસભામા જવાનો પ્રસગ ઉભો થયો આખો સઘ ગુરૂદેવોની સાથે ગયો સઘ કોણ? **શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામા હોય તે શ્રીસઘ જે શ્રીજિનેશ્વરદેવની આજ્ઞા ને ન માને તે સર્પ સમાન ભયકર છે એમ ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે.** દશ દશ વરસના છોકરાઓની સોસાયટીમા પણ એમ હોય છે કે આ અમારા ઉદ્દેશ, પાળવા હોય તે આવ, ન પાળે તો ડીસમીસ તો પછી શ્રી સઘને માથે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માનવાનો બોજો હોય એમા પ્રશ્ન શો? સૌ રાજકચેરીમા ગયા એક તરફ

સાધુમંડળ અને સંઘ, બીજી તરફ બાઇ અને સંસારરસિક પક્ષ રાજાએ એ ન્યાય કર્યો કે બાળક જેની પાસે જાય તેનો, પણ બોલાવાનો પહેલો હક્ક માતાને મા ઘણી મોહક ચીજો લાવી હતી રમકડાં, મીઠાઈ વિગેરે લાવી હતી અને એ ચીજોનો ઢગલો કર્યો હતો મા બાળકને બોલાવે છે, 'આવ, ભાઈ, આ, લે' આંખમાં આંસુ છે બાળક માથુ હલાવી ના કહે છે મા જેમ જેમ જૂદી જૂદી ચીજ બતાવે છે અને બાળક ના કહેતો જાય છે તેમ તેમ આંસુની ધારા વધતી જાય છે વજ્રસ્વામિ સમજે છે કે, 'મા મોહમાં પડી છે જો હું એને આધીન થાઉં તો સત્ય પક્ષ માર્યો જાય અને સંઘનું અપમાન થાય' મા મુઝાણી ઘણાએ કાલા ઘેલા શબ્દો બોલી ચૂકી 'તારા વિના નહિ જીવું ભૂલ કરી કે તને આપી દીધો. આવ' મા હવે થાકી મુનિ કહે છે કે 'અમારી પાસે રમકડાં નથી મીઠાઇઓ નથી તારી મા જે જે લાવી તે કશુએ નથી ઓઘો છે જોઇએ તો લે' બાળક ઉઠયો ઓઘો લીધો અને નાચ્યો બાળકને નાચતો જોઇ માની ભાવના ફરી મા વિચારે છે 'જેનો પતિ સંયમી, જેનું બાળક સંયમ લેશે, તો મારે હવે સંસારમાં રહી શું કરવું? મારે પણ સંયમ લેવું' આ વાત પાંચમા આરાની છે આજકાલ કેટલાક કહે છે કે, આજના સાધુઓ તો ચોથા આરાની વાત કહે છે હું તમને પૂછું છું કે તમારે પાંચમા આરામાં જન્મીને ચોથા આરા જેવા બનવું છે કે છઠ્ઠા આરા જેવું બનવું છે? કેવા બનવાની ભાવના છે? ચોથા આરા જેવું બનવું હોય તો ઉત્તમ પુરૂષોના દૃષ્ટાંતો સાંભળી આત્માને સુંદર ક્રિયાઓમાં જોડવોજ પડશે દુનિયામાં દરિદ્રીને પણ શ્રીમાન્ થવાની ઇચ્છા થાય છે કે ભીખ માગવાની? તમે ન પામ્યા હો તો ઇચ્છા પામવાની કે લાત મારવાની? તમારે દૃષ્ટાંત કયા માગવાના? ચોથા આરાના માગવા નાને? ચોથા આરાના દૃષ્ટાંતોની તમારે તો માગણી કરવી જોઇએ એને બદલે તે દૃષ્ટાંતોની ટીકા કરો એનો અર્થ શો? તમે કોઇ સ્થળે ધર્મ સાંભળવા જાઓ અને ત્યાં એમ સાંભળો

કે 'ધધા રોજગારમા આગળ વધો વિગેરે,' તો કહેજો કે એ સાભળવા અમે નથી આવ્યા અમે તો આત્માના ઉદયની વાતોની આશાએ આવ્યા છીએ વેપાર કેમ કરવા ને કેમ નહિ તે અમે સારી રીતે જાણીએ છીએ એની લાલમામા તો બેઠા છીએ નહિ કહો તોય કરે જનાના માટે એવી વાતો કરી બળતામા ઘી ન હોમો ધ.સલેટ છાટી ભડકા ન કરો તત્ત્વજ્ઞાની પુરૂષો કહે છે કે-**દુનિયાના જીવો પાસે અર્થકામની વાતો કરવી તે ક્ષત ઉપર ક્ષાર નાખવા જેવુ છે** કપમા બધુ આવે પણ અતિમ ધ્યેય વૈરાગ્યનુજ હોય અને દેશનાના સાભળનાર પણ એ જાણીજ રહેલા હોય કે ધ્યેય ત્યાગનુ છે **મુનિની દેશનામા સર્વવિરતિનો રગ અખડ હોય** જમણમા બધી ચીજ પીરસે પણ વારવાર ખુમ કોની પડારે ? મિષ્ટાન્નની જો એની ખુમ ન પડાવે તો આબરૂ જાય તેમ અહીં પણ વ રવાર કહેવાનુ આજ આ જીદગીના સામાયકની વાતોથી બે ઘડીના સામાયક કરનારા તો નીકળેજ દેશનામા સર્વવિરતિનો ધ્વનિ તો નોક ભ્યાજ કરે

---

## વ્યાખ્યાન ૩૦ મુ

### સમ્યગ્દૃષ્ટિને અલ્પ બધ શાથી?



રમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ મનુષ્યપણાની સફ઼ળતા માટે ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ, એના ઉપરની શ્રદ્ધાને મજબૂત કેળવવી, અને શ્રદ્ધામા મક્કમ રહીને સયમમા પ્રવર્તન કરવુ શ્રી જિનેશ્વરદેવના શાસન પ્રત્યે રૂચિ જાગે તે ખાતર શાસ્ત્રના કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવના પૂર્વજીવનને યાદ કરી રહ્યા

છીયે ભગવાન્ શ્રી મહાવીર તીર્થપતિ કઇ વસ્તુના યોગે બન્યા' ભગવાન્ શ્રી મહાવીરદેવના પૂર્વભવો અનતા છતા જ્ઞાનીઓએ સત્તાવીસજ ભવો કેમ ગણ્યા ? એની વિચારણા કરતા આપણે જોયુ કે જ્યા સુધી સમ્યક્ત્વની પ્રાપ્તિ ન થાય ત્યા સુધીના ભવોની કિંમતજ નથી સમ્યક્ત્વ પછીનાજ ભવોની કિંમત અકાણી ત્યાર બાદ પણ કઇ કઇ ક્રિયાના યોગે તીર્થપતિ બન્યા, એનો વિચાર ચાલે છે એમા પણ જ્યા જ્યા ચૂકયા કે તરત નોંધ લેતા શાસ્ત્રે સ્પષ્ટ બનાવ્યુ કે, કોટાકોટિસાગરપ્રમાણ સસાર વધાર્યો, સયમથી પડયા, માર્ગભ્રષ્ટ પણ થયા, મુનિપણામા નિયાણાથી તપને વેચ્યો અને એના પરિણામે સાતમીએ પણ ગયા જે જે ક્રિયાના યોગે જે જે બન્યુ તે બધાની શાસ્ત્રે નોંધ લીધી જેની આરાધનાના યોગે એ તીર્થપતિ બન્યા તે સમજાઇ જાય તો માર્ગ સ્હેલો થઇ જાય એ સમજાઇ જાય તો 'આ કેમ ન થાય, તે કેમ ન થાય, ધર્મના પ્રતાપે દુનિયાના સાધનો કેમ ન ઇચ્છાય ?' એવા એવા પ્રશ્નો ઉઠેજ નહિ ભવાભિનંદી આત્મા જેની જરૂર માને એના ઉપર ધર્મનો આધાર નથી ધર્મનો આધાર તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ઉપર છે. આથી ધર્મના અર્થિએ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા વિચારવી, આજ્ઞાનુસારે મહાપુરૂષોના જીવન વિચારવા અને એમાથી કરવા યોગ્ય હોય તેજ કરવાનુ પણ બધુ તો નહિજ 'ત્રિપૃષ્ઠ' વાસુદેવે મદમા આવી દ્વારપાળના કાનમા તપાવેલા સીસાનો રસ રેડ્યો એને લઇને બધાયેલ કર્મના યોગે,

ખુદ શ્રી મહાવીરના ભવમા કાનમા ખીલા ઠોકાયા શાસ્ત્રે એ પણ નોંધ્યુ, ત્યા એક પણ બચાવ નહિ 'વાસુદેવ હતા, ત્રણ ખડના માલીક હતા, નોકરને શિક્ષા કરી એમા વાધો શો ?' એ બચાવ ન ચાલે હુ સસારી હતો, માટે જુઠુ બોલ્યો, ચોરી કરી, અનીતિ પ્રપચ કર્યા, એ બચાવ જૈનશાસનમા નહિ ચાલે કૃષ્ણ મહારાજા તથા શ્રેણિક મહારાજાને પણ એજ ઉત્તરો ભગવાન્ તરફથી મળ્યા છે કે તમે અમારા જેવા થવાના એ નક્કી પણ બાધ્યું છે એ તો

એક વાર ભોગવી હયો સમ્યગ્દૃષ્ટિને કર્મબંધ અલ્પ લાગે એ શાથી? મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિ એ બન્ને ક્રિયા એકજ કરે છતા મિથ્યાદૃષ્ટિને બહુ બંધ અને સમ્યગ્દૃષ્ટિને અલ્પ બંધ એનુ કારણ શુ ? આનો ઉત્તર આવશ્યક ક્રિયામા દરરોજ ઉભય કાળ બોલાતી–

"सम्मदिट्ठी जीवो, जइविहु पाव समायरे किंचि।
अप्पोसि होइ बधो, जेण न निद्धधस कुणइ ॥"

આ ગાથા ઘણીજ સારી રીતિએ આપે છે આ ગાથાનુ બીજુ ને ચોથુ પદ જો જીવનમા ઓતપ્રોત ન થાય તો એ સમ્યગ્દૃષ્ટિ નથી અને એને 'अप्पोसि होई बधो' ન હોય 'सम्मदिट्ठी जीवो' એ પદની સિદ્ધિ, 'जईविहु पाव समायरे किंचि' એ પદ સાથે છે અને 'अप्पोसि होइ बधो' એ પદની जेण न निद्धधस कुणइ' આ પદ સાથે છે બીજુ અને ચોથુ પાદ ન હોય તો પહેલુ અને ત્રીજુ પાદ ઘટતુજ નથી 'जइवि हु पाव समायरे किंचि' એ ન હોય, એ ભાવના ન હોય, એવુ પ્રવર્તન ન હોય, તો એ સમ્યગ્દૃષ્ટિ કહેવાતો નથી 'जइवि किंचि (किंचिव)' આ બે શબ્દો ઘણાજ કિંમતી છે 'पाव समायरे' શબ્દ સાથે સબંધ નથી કર્યા વિના ન ચાલે એવુ હોય તો કરે અને તે પણ કિંચિત્ સમ્યગ્દૃષ્ટિ બનવાની સાથેજ પાપની રસિકતા તે ચાલી ગઈ, બીજા અને ચોથા પાદમા પહેલા અને ત્રીજા પાદની મહત્તા છે આવશ્યકમા રોજ આ બે વાર બોલાય, સભળાય, છતા પાપમા જો તીવ્ર રસિકતા દેખાય તો ખરેખર જૈન તરીકે શરમાવનાર છે પહેલા ને ત્રીજા પાદમા સ્થિર રાખવાની તાકાત બીજાને ચોથા પાદમા છે બીજુ પાદ ચોથા વગર અને પહેલુ પાદ ત્રીજા વગર ઘટતુ નથી સ્વરૂપે કરીને સઘળા આત્મા એક છતા કેટલાક એકેન્દ્રિય, કેટલાક વિકલેન્દ્રિય, કેટલાક પચેન્દ્રિય, કેટલાક પુણ્યશાલી ... કેટલાક ઘોર પાપી જેમ કહેવાય

તેમ જે આત્મા પરલોકાદિને ન માને એ નાસ્તિક પણ કહેવાય જે શ્રી જિનેશ્વરદેવના શાસનને ન સદ્દહે તે અશ્રદ્ધાલુ પણ કહેવાય જે જાતિના ગુણદોષ હોય તે તે જાતિની ઓળખાણ કરાવવામા કાઇ વાધો નથી એ ઉપરથી આપણે એના આત્મામા સત્તારૂપે અનતજ્ઞાનાદિ ગુણોની હામી કરીએ છીયે, એ સાબીત થતુ નથી સમ્યગ્દૃષ્ટિ જીવને પાપની અરૂચિ હોય એ પાપથી કયે છૂગાય તો પણ સારૂ એમ ઇચ્છે કર્યા વિના નીભાવાય તો ન કરૂ એમ પણ ઇચ્છે પણ સયોગોમા ફસાયો છે, એટલે કર્મના યોગે, આસક્તિના યોગે, કદાચ કરવુ પડે તો–પાપને આચરવુ પડે તો–પણ કિચિત્ પાશેર પાણીની જરૂર હોય તો અગીયાર રૂપીયાભાર ન વાપરે આજ તો ચકલી ખુલ્લી મૂકી બેસી જવાનુ પાશેર પાણી માટે મણ પાણી વાપરવાનું વગર પ્રયોજને પાશેર કે શેર પાણી માટે મણ પાણી વાપરતાં જૈન બચ્ચાને કપારી ન થાય, તો ધર્મીપણુ કયા ટકે? એક વાર, બે વાર એમ ચાલ્યુ એટલે પછી તો નિર્દ્ધસપણું એટલે કપરહિતપણુ આવી જતા વાર શાની લાગે? એ વખતે કોઇ કહે કે ભાઈ ચકલી બધ કર પાણી ફોગટનુ જાય છે તો 'બેસ બેસ હવે, ન્હાવા ધોવા પાણી જોઇએ એમા વળી પાપ?' આ પ્રમાણે કહેનારને કહીજ દેવુ જોઇએ કે–'તો જૈનપણુ અને શ્રાવકપણુ પણ કયા રસ્તામા પડયુ છે?' સમ્યગ્દૃષ્ટિ જીવ પાપને ચાહે તો નહિ પાપ કરવુ પડે તો કિંચિત્–કાઇક આચરે જેના વિના ચાલે એવુ હોય તો તેથી આગળ ન ચલે એ થોડુ પણ પાપ કર્યું એમા પણ અપબધ કયારે? એ નિર્દ્ધસ પરિણામે ન કરે તો એટલે કે કપતો કપતો, ડરતો ડરતો કરે તો 'કાઇ વાધો નહિ, એ તો એમજ થાય અને એમજ કરાય' આ વિચાર આવે, પાપ આનદપૂર્વક કરે તો 'अप्पोसि होइ बधो' ન રહે તે પ્રમાણે કરતા ત્રાસ કે કપારી ન રહે તો અલ્પબધ કેવી રીતે? શ્રી જિનેશ્વરદેવને માનનાર આનદપૂર્વક પાપ કરી પરિણામ કઠોર બનાવે ત્યા 'अप्पोसि होइ बधो' નહિ અને સમ્યગ્દૃષ્ટિ પણ એ નહિ

## ભૂરકીનો આરોપ શું સત્ય છે?

ભગવાન્ શ્રી મહાવીર તીર્થપતિ શાના યોગે બન્યા? સયમની શિથિલતાના યોગે, વાસુદેવપણાના યોગે, ઉત્સૂત્ર ભાષણના યોગે કે જડબુ પકડી સિંહને ચીરી નાખ્યો, એના યોગે? આજના લોકો કહે છે કે આગમમા તો બધુ છે હું પણ કહુ છુ કે આગમમા તો બધુ એ આવે છે સારીયે દુનિયાના પાપની નોધ આમા છે પણ તે તમારે કરવા માટે? શાલિભદ્રની કથામા ઋદ્ધિની વાતો આવે છે તે તમને લોભીયા બનાવવા માટે? તમને એમ એ કથામાથી ન થવુ જોઇએ કે નવાણુ પેટી ઉતરે તો ઠીક એમ તો ઉચે જોયા કરશો તો ડોક રહી જશે, પણ હુ તો એ કથા એટલાજ માટે કહુ કે 'જેને ત્યા દેવલોકથી નવાણું નવાણું પેટી આવતી હતી તે પણ એ બધુ અસાર જોઇ છોડી ચાલી નીકળ્યા, તો અમારા જેવાએ શા માટે પડયા રહેવું?' આ ઈરાદેજ હુ તો કથા તમને સભળાવુ આ શાસન શ્રી જિનેશ્વરદેવનુ છે શ્રી જિનેશ્વરદેવ લોકોત્તર, એમનુ શાસન લોકોત્તર એમની આજ્ઞા લોકોત્તર, લોકથી ઉચી, જેની સામે બીજુ કાંઈ ગોઠવી શકાય એમ નથી જ્યા એની પ્રીતિ થઇ જાય, ત્યા દુનિયા બધીએ તુચ્છ લાગે અને એમાથી છટકવાના પ્રયત્નો કરે મહાપુરૂષોની કથાઓ પણ લખનારા મહાપુરૂષો એટલા માટે લખી ગયા કે એમની જેમ દુનિયાના પ્રાણીઓ પણ-બધુ છોડતા થઇ જાય અને સિદ્ધિપદે જાન એ મહાપુરૂષોનો ઈરાદો એજ અમારો ઇરાદો છે એક પણ કથા એ માટે નથી વચાતી કે જેમાથી તમે બીજુ લઈ જાઓ હુ જ્યારે જ્યારે કોઇ રાજા મહારાજાનુ, શેઠ શાહુકારનુ, દ્રષ્ટાત લઉ ત્યારે તમારે સમજી લેવુ કે એમની જેમ અમને સસારથી છોડાવવાના અને ન છોડી શકાય તો છોડવાની ભાવનામા તરબોળ કરવાના પ્રયત્નો ચાલે છે ન્યાયાલયમા અગર જ્યા જ્યા જઈએ ત્યા ત્યા તેવા તેવા વાતાવરણથી સમજીજ લેવાનુ કે અહીં એ સિવાય બીજુ મળે નહિ તમે આ વાત ન સમજી શકો એમ નથી હુ રોજ

કહુ છુ કે તમે ભાગ્યવાન્, પુણ્યવાન્ છો, કારણ કે શ્રી જિનેશ્વરદેવનુ શાસન પામ્યા છો પણ ખામી એક મોટી ધુમી છે (સભામાથી–આપના જેવા ત્યાગના અનુભવી એ ખામી દૂર કરે) અરે ભાઇ, હુ તો હજુ તે ત્યાગનો અભ્યાસી છુ તે ત્યાગના અનુભવની ખુમારીની વાત જૂદી છે તમે અને અમે તો ત્યાગના અભ્યાસી પણ અભ્યાસમા આડા પડાય છે એનુ શુ થાય? ત્યાગના અનુભવની ખુમારી તો એ અનુભવીઓજ જાણે પડિત વીરવિજયજી લખે છે કે—

'વેધકતા વેધક લહે, બીજા બેઠા વા ખાય.'

તમે પણ ત્યાગના રસીયા છો એ હુ જાણું છુ રોજ બે કલાક અહીં સાભળવા આવો એ પણ ત્યાગ છે તમારા એ બે કલાકના ત્યાગને હુ જીદગીના ત્યાગમા પરિણમાવવાનો પ્રયત્ન ન કરૂ તો એ મારી ખામી નહિ? તમે બે કલાકનો ત્યાગ કરી અહીં આવો છો એટલે હુ સમજુ છુ કે તમે મને ચેતવો છો કે અમે ત્યાગના છીએ તો રગીયા, પણ તમારામા ત્યાગ ઉતારવાનુ સામર્થ્ય જોઇએ અજ્ઞાનની, વિષયકષાયની આધીનતા અને આસક્તિના યોગે બહાર જઇ ભૂલી જવાય છે બે કલાક અમારા અને બાવીસ કલાક તમારા એટલે પહોચાય કેમ? ત્યાગના રસીયા ન હો તો વગર બોલાવ્યા આવો ખરા? (સભામાથી–'સાહેબ! એવી ભાગ પાઓ કે જેથી બાવીસે કલાક એ ધૂન રહે') તમે એમ કહો કે શ્રી જિનેશ્વરદેવનો માર્ગ એવી રીતે સમજાવો કે પછી ઘરમા ગમેજ નહિ તમે ભાંગનુ નામ ન લ્યો મારા પર ભૂરકીનો આરોપ છે ભૂરકી હોય તો અહીં ન બેસુ બજારમા જઇને રોજ ફેકયા કરૂ ભૂરકી તો આગમની છે, આગમના તાત્ત્વિક રહસ્યની છે એ ભૂરકી તમારા હૃદયમા ઉતરી જાય તો ઘરબાર, કુટુબપરિવાર, ખાનપાન, મોજશોખ, કાંઇએ ન ગમે. હુ આવ્યો ત્યારથી કહુ છુ કે મારી પાસે ત્યાગ શિવાય બીજુ કાંઇ નથી અને એ ત્યાગમાજ સર્વસ્વ છે છતા તમો આવો છો એટલે ત્યાગના રસીયા તો ખરા એ તો

પૂરી ખાત્રી છે તમને ત્યાગ કેમ ન ગમે? 'જેને તમારા પૂર્વજોએ સેવ્યો, એ સેવવામાજ સિદ્ધિ છે' એ પ્રમાણે માનનારને એ કેમ ન ગમે? બે કલાકના સસ્કાર બાવીસે કલાક રહે, બે કલાકનો ધ્વનિ બાવીસે કલાક હૃદયમા ગુજ્યા કરે, ઉછળ્યા કરે, વાતચીત પણ એનીજ થાય, સ્વપ્ન પણ આવે તો એનાજ આવે, તો એના અમલ માટે આત્મા તલપ્યાજ કરે શ્રાવકની કરણી પણ શાસ્ત્રે એવી સુદર બતાવી છે કે તદનુસાર જો શ્રાવક વર્તે તો ધ્વનિ ગુજ્યાજ કરે મધ્યાહ્નકાલના ભોજન પછી અને સાજના ભોજન પહેલા, એ વચલા વખતમા આજીવિકાની ચિંતા કરવી હોય તો કરે, બાકીનો બધોએ ટાઇમ એવી ક્રિયાઓમા યોજ્યો કે જેનો ધ્વનિ પેલા અર્થચિંતવનના કાળમા પણ ગુજ્યાજ કરે સવારના દર્શન, પછી ગુરુવદન, પછી શ્રી જિનેશ્વરદેવની વાણી સાભળવી, વળી મધ્યાહ્નપૂજા કરવી, આ બધી ક્રિયાઓ બહારના થોડા સમયમા કેટની અસર કરે? એ સમયને વેઠીયાની જેમજ પસાર કરે, તેમા રાચેજ નહિ જૈનશાસનમા રહેલો વેઠીયો સસારની ક્રિયામા વેઠીયો બની જાય

## તીર્થંકર નામકર્મની ચાવી કઈ?

વાસુદેવપણાથી નરકે જઇ સિંહ થઇ ફેર ચોથી નરકે જઇ, એમ ફરતા ફરતા એક ભવમા શ્રી જિનેશ્વરદેવનુ મુનિપણુ પામ્યા કે જે ભવમા તીર્થંકર નામ કર્મની નિકાચના કરી નય સારની અતિથિભાવના, મરીચિના ભવનું સયમપાલન, શિથિલ થયા પછી પ્રતિબોધ કરીને પ્રભુના શાસનમા મોકલ્યા તે, અત્યાર સુધીની આવી બધી ક્રિયાઓ આપણે કરવાની, બાકીની નહિ તમે બધુ કરતાજ હશો! અતિથિની રાહ જોતાજ હશો! સાધર્મિને જમાડીને પછીજ જમતા હશો! મરીચિ શિથિલ બન્યા એ આપણે નહિ કરવાનુ અહીં પણ ધર્મ અને તહીં પણ ધર્મ એ નહિ બોલવાનું ઘણા ભવમા ત્રિદડી પણ થયા, નિયાણુ કરી વાસુદેવ થયા, ધમાધમ કરી, આ બધુ નહિ કરવાનુ આપણે તો એ વિચારવાનુ કે ભગવાનના આત્માએ ભૂલ કરી તો એમને પણ

કર્મસત્તાએ છોડ્યા નહિ, તો આપણને કેમ છોડે? માટે બચતા રહેવુ શ્રીતીર્થંકરદેવો તીર્થંકર નામકર્મને કઇ ભાવનાના યોગે બાંધે છે, એ ખાસ જાણી લેવાની જરૂર છે શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કે —

"यो भावी भगवांस्तीर्थंकृत् स औपशमिकाद्यन्यतमसम्यक्त्ववाप्तौ सत्या सकलस्यापि ससारस्यादिमध्यावसानेष्वत्यन्त नैर्गुण्यमवधार्य महाशयस्तथाभव्यत्वविशेषयोगत एव चिन्तयति अहो चित्रमेतत ! यत्सत्यपि पारमेश्वरमवचने स्फुरत्तेजसि दुःखपरीतचेतसो जतव' ससारगहने महामोहांधकारविलुप्तसत्पथे मूढमनस्का उच्चै. परिभ्रमति, तदहमेतानत' ससारादनेन मवचनेन यथायोगमुत्तारयामीति । एव च चिंतयित्वा स महात्मा सदैव परार्थव्यसनी करुणादिगुणोपेत' प्रतिक्षण परार्थकरणप्रवर्द्धमानमहाशयो यथा यथा परेषामुपकारो भवति, तथा तथा चेष्टते । तत इत्थ सत्त्वानां तत्कल्याणसपादनेनोपकार कुर्वंस्तीर्थंकरनाम समुपार्ज्य पर'सत्त्वार्थसाधन तीर्थंकरत्वमाप्नोति ।"

જે આત્મા ભવિષ્યકાલમા ભગવાન્ શ્રી તીર્થ કરદેવ થવાના હોય છે તે ઔપશમિક, ક્ષાયોપશમિક યા ક્ષાયિક, આમાના કોઈ પણ સમ્યક્ત્વને પામી આદિમા, મધ્યમા કે અતમા સકલ સસારની અત્યત નિર્ગુણતા–અસારતાનો નિશ્ચય કરી મહાન આશય વાળા તે મહાપુરૂષ તથા ભવ્યત્વ વિશેષના યોગથી એવી રીતના વિચાર કરે છે કે —

'અહો આ એક આશ્ચર્યકારી વાત છે કે પરમ ઈશ્વર શ્રી જિનેશ્વરદેવનુ સ્ફુરાયમાન તેજવાળુ શાસન વિદ્યમાન છતાં દુ ખથી વ્યાપ્ત બન્યુ છે ચિત્ત જેનુ એવા જીવો મહામોહરૂપ અધકારથી વિલુપ્ત થયો છે સન્માર્ગ જેમા એવા ગહનસસારમા મૂઢ મનવાળા થયા થકા ભયકર રીતિએ ભમ્યા કરે છે તો હુ એઓને

**આ થી જૈનેન્દ્રપ્રવચનદ્વારા ચોગ્યતા મૂજબ આ સંસારથી પાર ઉતારૂં.'**

આ પ્રમાણે ચિંતવન કરીને પરાર્થવ્યસની કરૂણાદિગુણોએ કરીને સહિત અને પ્રતિક્ષણ પરાર્થ કરવાનો વધતો જતો છે મહાન્ આશય જેમનો, એવા તે મહાત્મા જેવી જેવી રીતિએ અન્ય આત્માઓને ઉપકાર થાય છે તેવી તેવી પ્રવૃત્તિ કરે છે અને એનાજ યોગે એ પ્રમાણે કલ્યાણસંપાદનદ્વારા પ્રાણીઓના ઉપકારને કરતા તે તીર્થંકરનામકર્મને ઉપાર્જન કરીને પ્રાણીઓના પરમાર્થના સાધનરૂપ તીર્થંકરપણાને પ્રાપ્ત કરે છે આવી ઉત્તમ ભાવના એજ તીર્થંકર નામકર્મને મેળવવાની અને મજબૂત બનાવવાની ખરેખરી ચાવી છે ઉપરની ભાવનામાથી સંસારની અસારતા નીકળે છે કે સુંદરતા? એ ખૂબ વિચારજો ઉપરની પરોપકારની ભાવનામાં પોતાના આત્મિક ઉપકારની ભાવના પણ કેટલી તરવરે છે એ પણ વિચારશો તો જોઇ શકશો

**શ્રીજિનશાસનની એજ એક વિશિષ્ટતા છે કે-**

પરના ઉપકારમાં પોતાનો ઉપકાર પણ રહેલોજ હોય શ્રી જિનશાસનની એકે એક આજ્ઞા એવી છે કે જેના પાલનમાં સ્વહિત સાથે પરહિત થયાજ કરે અને એજ કારણે શ્રી જિનેશ્વરદેવની **આજ્ઞા એજ ધર્મ** એ જૈન શાસનનો મુદ્રા લેખ છે અકબર બાદશાહને પ્રતિબોધ કરનાર જગદ્ગુરૂ આચાર્યદેવ શ્રીમદ્ વિજયહીરસૂરીશ્વરજીને અકબરનું આમંત્રણ આવ્યું અકબરે બધા સૂબાઓને હુકમ મોકલ્યા કે સૂરીશ્વરજીને દીલ્હી આવવા માટે હાથી ઘોડા પાલખી વિગેરે જે સામગ્રી જોઇએ તે પૂરી પાડવી સૂબાઓએ સામે આવી બધું ધરવા માંડયું કહ્યું કે બાદશાહનો હુકમ છે સૂરીશ્વરજીએ ફરમાવ્યું કે અમારે આ કંઇએ ન ખપે સૂબાઓ કહે, 'દીલ્હી પહોચશો શી રીતે?' સૂરિજી-'પગે ચાલીને' શાસનજ્ઞાતા સૂરીશ્વરજીને એમ ન થયું કે વહેલા વહેલા જઇએ અને વહેલા ઉપદેશ આપીએ તો પેલા ઝટ સુધરે એમણે તો એ વિચાર્યું કે, મારૂં પોતાપણું મૂકીને ઝટ જાઉ

તો પેલા સુધરવાની આશા શી? સૂબાએ તરત કાગલ લખી જણાવ્યુ કે, આજ સુધી મે ઘણા ત્યાગી જોયા પણ આવો ફકીર કોઈ જોયો નથી બાદશાહે વિચાર્યું કે, કોઈની પણ પ્રશસા ન કરે છતા આ સૂબો જ્યારે આમની આટલી પ્રશસા કરે છે ત્યારે એ ફકીર કેવાક હશે! દીલ્હી પહોચ્યા પહેલા એમના સયમની છાયા બાદશાહના હૃદયમા પડી ગઈ તમારા આત્મામા, સસારની અરૂચિ અને મોક્ષની રૂચિ થાય નહિ ત્યા સુધી, ઝીધી શ્રી જિનેશ્વરદેવની પૂજા કે ગુરૂસેવા કે સીધુ વ્યાખ્યાનશ્રવણ કે સામાયિક પ્રતિક્રમણ, દાન, શીલ, તપ, ભાવનાદિક ધર્મ, એકે પ્રવેશ ન કરી શકે સસારપર અરૂચિ અને મોક્ષપર રૂચિ એજ ધર્મનુ બીજ છે સસારની લીલા વધારવા માટેજ જો તમે જિનપૂજા કરતા હો, સાધુઓને મોતીડે વધાવતા હો તો ખરેખર વાસ્તવિક રીતે તમે ભૂલો છો તમારી ઉત્તમ ધર્મક્રિયાઓના યોગે તમારા ઘરમાથી નિધાનો નીકળે તો અમને ઇર્ષ્યા નથી, તમે સેવેલા ધર્મના પ્રતાપે દેવતા તુષ્ટમાન થઇ સોનૈયા વરસાવે તો અમને વાંધો હોય? પણ તમારી મનોવૃત્તિ કઇ હોવી જોઇએ? તમારી ધર્મક્રિયા એ નિધાનાદિની પ્રાપ્તિ માટે ન જોઇએ ભવની ભીરૂતા નહિ અને મોક્ષની અભિલાષા નહિ, તો પછી એ જિનપૂજા વિગેરે શા માટે કરે?

<u>સયમ કઠીન કોને માટે?</u>

'शरणदयाण' કોને? ભગવાન્ શરણ કોને આપે? ભવથી ભય પામેલાને શરણ આપે પણ અન્યને નહિ સયમના પરિણામ એટલા બધા કઠીન અને કરડા છે કે જેનો શુમાર નથી પરિણામ થયા પછી ટકવા બહુ મૂશ્કેલ છે, પરિણામ થાય એ પુણ્યવાન્ પરિણામ થયા પછી ન ટકે એના કરતા જેને ટકે એ પુણ્યવાન્ પરિણામ થતા નથી એના કરતા થાય એ અધિક મહા પુણ્યવાન્ ન લઇ શકે એના કરતા લઇ શકે એ અધિક પુણ્યવાન લઇને ન પાળી શકે એના કરતા પાળી શકે એ અધિક પુણ્યવાન્

## મેઘકુમારનુ દૃષ્ટાત.

શ્રેણિકમહારાજાના કુવર મેઘકુમારે ઉત્તમ વૈરાગ્યથી સયમ લેવાની માતાપિતા પાસે આજ્ઞા માગી તે વખતે ધારણી માતા ઉપદેશ દેતા શુ કહે છે –

"कुमार! सुकुमारस्त्व, कथमेतच्चरिष्यसि?"

હે કુમાર! સુકુમાર એવો તુ એ ચારિત્રનુ પાલન કેવી રીતિએ કરી શકશે? ઉત્તરમા સુજ્ઞ મેઘકુમાર જણાવે છે કે–

"मेघोऽप्युचे भवाद्भीत सुकुमारोप्यह व्रतम्।
करिष्ये दुष्करमपि, तदिदानीं प्रसीदतम्॥"

સસારથી ભય પામેલો હુ સુકુમાર છતા દુષ્કર એવા પણ વ્રતનુ પાલન કરીશ માટે હાલ આપ અનુમતિ આપવાની મહેરબાની કરો છેવટે શ્રેણિક મહારાજાએ કહ્યુ કે 'સસારથી ઉદ્વિગ્ન થયેલો એવો પણ તુ એક વખત રાજ્યને અંગીકાર કર અને મારી દૃષ્ટિને આનદ આપ' આ વાતને અગીકાર કરવાથી શ્રેણિક મહારાજાએ મેઘકુમારને ગાદી ઉપર સ્થાપન કર્યા અને હર્ષમા આવી જઈને એમ કહ્યુ કે–'હવે હુ તારૂ શુ કરૂ?' ઉત્તરમા શ્રી મેઘકુમાર જણાવે છે કે–

"मेघोऽप्यगात्तर्हि तातानीयतां कुत्रिकापणात्।
रजोहरणपात्रादि, मह्य दीक्षां जिघृक्षवे॥"

હે તાત! તો દીક્ષા લેવાને ઇચ્છતા એવા મારા માટે કુત્રિકાપણથી રજોહરણ અને પાત્રો વિગેરે લાવો.

વચનથી બધાયેલા એવા શ્રી શ્રેણિક મહારાજાએ પણ શ્રી મેઘકુમારના કહેવા પ્રમાણે કર્યુ અને શ્રી મેઘકુમારે પણ ભગવાન્‌શ્રીમહાવીરદેવ પાસે દીક્ષા અગીકાર કરી

એ પિતા, એ માતા અને એ પુત્ર.

આવા ઉત્તમ વૈરાગ્યવાળા મેઘકુમારે સયમ લીધુ પણ પહેલીજ રાત્રે પરિણામ ઢીલા થયા એમનો સથારો છેલ્લો હતો સખ્યાબધ મુનિઓ રાત્રે જાય અને આવે, એમના પગની રજ એમના સથારામાં પડતી પુષ્પની શય્યામા સૂનાર, સુકોમલ મેઘકુમારથી આ સહન ન થયુ એમણે વિચાર્યુ કે આ આપ-

ણાથી નહિ બને, સવારે આપણે તો પાછા ઘેર જવુ, પણ પ્રભુને પૂછીને જવુ એક ભાવના પૂરી હતી કે પ્રભુની આજ્ઞા સિવાય જવુ નહિ **આજ્ઞા કરનાર પર પ્રેમ હોય તો આજ્ઞા પતિતને પણ તારનારી છે.** સવારે મેઘકુમાર સીધા ભગવાન પાસે આવ્યા ભગવાન અનતજ્ઞાની છે કહે છે કે, હે વત્સ ? જે પ્રાણીની રક્ષા માટે અઢી અઢી દિવસ સુધી પગને અદ્ધર રાખીને ઉભો રહ્યો, તે તુ આજે, જગતના પૂજ્ય મુનિઓના પાદઘટ્ટનથી કટાગી જાય છે ? ભગવાને શ્રીમેઘ કુમારને સ્થિર કરવા માટે કેવા શબ્દોમા કહ્યુ એ જોયુ ? ભગ વાનના એ જાગૃત કરે એવા કથનથી શ્રી મેઘકુમાર ચોકયો અને અભિગ્રહ કર્યો કે આજથી નેત્રો છોડીને આ શરીરની સેવા નહિ કરૂ ભગવાને તરત અભિગ્રહ આપ્યો ભગવાનને એવી દયા ન આવી કે આ રાજપુત્ર છે, કોમળ છે, નવો આવેલો છે ! કારણ કે ભગવાન તો જાણે છે કે શરીરનો મોહ ન છૂટે ત્યા સુધી આત્માનુ શ્રેય નથી મેઘકુમાર આજે સર્વાર્થસિદ્ધ વિમાનમા છે એકાવતારી નક્કી થઈ ચૂકયા ત્યાથી ચ્યવી મનુષ્યપણામા આવી સીધા મોક્ષે જશે આ શાના યોગે ? તરવાની ભાવના તથા તારકની શીખામણના યોગે તીર્થંકરનામકર્મ નિકાચના કરતી વખતે ત્યા ભાવના અપૂર્વ હોય ભગવાન્ શ્રી મહાવીરદેવે પોતાના પૂર્વના શ્રી નદન મુનિના ભવમા વીસે સ્થાનકની આરાધના કરી છે અને તે પણ માસખમણને પારણે માસખમણ કરીને નદનમુનિના ભવમા, વીસ સ્થાનકની આરાધના વડે, 'સવિજીવ કરૂ શાસનરસી,' એ ભાવનાના યોગે, તીર્થંકર નામકર્મ નિકાચના કરી એમની અતિમ વખતની આરાધના કેવી ? આવા મહાપુરૂષની અતિમ સમયે ભાવના કેવી ? મરતી વખતે નિર્યામણાનો વિધિ છે મુનિને પણ નિયામણા જોઇએ-નિર્યામક જોઇએ અતિમ સમયે અશુભ કર્મનો ક્ષય થાય, આત્મા સમાધિમા રહી જીવનને ન બગાડે એનુ નામ નિર્યામણા શ્રાવકને પણ કુટુબીઓ અત વખતે પુણ્યપ્રકાશનુ સ્તવન સભળાવે છે પેલો પથારીમા પડેલો સમજે નહિ તો પણ એ ઉત્તમ વસ્તુ સભળાવે શુદ્ધિ હોય તો આના

યોગે ભાવનાશુદ્ધિ સભવિત છે મુદ્દો એ છે કે અતિમ વખતે જેનુ શરણુ લેવાનુ એનો અભ્યાસ પહેલા કેમ નહિ? ક્રિયાનો અભાવ ન થાય, રૂચિ નાશ ન પામે, માટે ક્રિયા તો અમે જોર શોરથી પોષીયે, પણ પામેલાને તો એમા થતી ખામીઓ પણ બતાવીયે મદિરે નહિ જનારા કરતા જનારા કઈ ગુણા ઉચા, પણ જનારાને પણ કહેવુ તો પડશે કે કલાક બે કલાક જે પૂજામા ગાળો એ વખતે ખામી હોય એને દૂર કરો વિધિને સાચવો વ્યાખ્યાને નહિ આવનાર કરતા આવનાર કેઈ ગુણા-સારા પણ ન આવનારાઓ ન પામે, અને આવનારાએ ન પામે તો આવનારને એ પણ કહેવુ જોઈએ કે-ધ્યાનપૂર્વક સાભળી એકદમ ન બને તો ક્રમે ક્રમે પણ શક્તિ મુજબ મોક્ષમાર્ગની આરાધનામા ઉદ્યમશીલ બનતા જાવ

## આગમોક્ત પદાર્થોમા અશ્રદ્ધા ન કરે

નદનમુનિ તીર્થંકર નામકર્મ નિકાચના કરી અતિમ વખતે આરાધના કરે છે પહેલા તો અતિચારની નિદા, જેમા અનાચાર પણ આવી જાય પાપની આલોચના ન કરીએ તો જીવન સુધરે નહિ, પણ પાપને પાપ ન માનતા હોય તેઓનુ શુ? શાસ્ત્રકાર તો કહે છે કે નદનમુનિએ કલક વિનાનુ સાધુપણુ પાળ્યુ છે એમા કલકનો સભવ પણ નથી છતાએ કોઇ અતિચાર અજાણપણે થઈ ગયો હોય તેની આલોચના અવશ્ય કરવીજ જોઇએ હવે આરાધના કેવી રીતે કરે છે જ્ઞાનાચાર આઠ પ્રકારના-

काले विणए बहुमाणे, उवहाणे तह य निह्नवणे ।
वंजण अत्थ तदुभये, अट्ठविहो नाणमायारो ॥

કાલ, વિનય, બહુમાન, ઉપધાન-તપ, અનિન્હવણુ-ગુરૂનો અપલાપ, વ્યજન, અર્થ અને તદુભય એટલે વ્યજન અને અર્થ બે આ આઠ જ્ઞાનાચારમા જે કોઈ અતિચાર લાગ્યો હોય તેને હુ નિદુ છુ એમ શ્રીનદનમુનિજી કહે છે દર્શનના પણ આઠ આચાર છે-

પહેલો નિ શક્તિ-એટલે શકારહિતપણુ શ્રી જિનેશ્વરદેવે કહ્યુ એજ સાચુ અને શકા વિનાનુ એવો મજબૂત વિશ્વાસ એ સમ્યગ્દર્શનનો 'નિ શક્તિ' નામનો પહેલો આચાર છે સમ્યક્ત્વ મોહનીયના ઉદયથી શકા થાય પણ એ શકા વસ્તુને હૃદયમા ઉતારવા માટે થાય, નહિ કે વસ્તુ પ્રત્યેની અશ્રદ્ધાથી આ વીસમી સદીમા ભગવાનની આજ્ઞા કામ ન લાગે એ બને? સમ્યગ્દર્શનવાળાને એ ભાવના આવે? આજે શ્રીજિનેશ્વરદેવની આજ્ઞાની આવશ્યકતા નથી એમ પોતાને સમ્યગ્દૃષ્ટિ તરીકે ગણાવતા આત્માથી બોલાય? એટલુ તો સમજવુજ જોઇએ કે 'નિષ્કારણ ઉપકારી, રાગ, દ્વેષ અને મોહથી સર્વથા મુક્ત બનેલા અનત જ્ઞાનના ધરનારા શ્રી જિનેશ્વરદેવો કદીએ અસત્ય કહે એ સભવતુજ નથી, મને નથી બેસતુ, એમા કારણ મારી બુદ્ધિની મદતા છે, માટે શ્રી જિનેશ્વરે કહ્યુ એમા તો ફેરફાર નહિજ' આ સમજના યોગે આત્મા સ્થિર રહી શકે છે, પણ 'મારી મતિની મદતા છે એમ માનવાની તો ધીરજ આવવી જોઇએને!' આજ તો કહેનારા એમ પણ કહે છે કે અમારી બુદ્ધિમા બેસે નહિ એ આગમ નહિ પણ વિચારી નથી શકતા કે પોતાની બુદ્ધિ કેટલી? જ્ઞાનીના વચનો વિચારવાની કે સમજવાની તાકાત નથી, એ દોષ, છુપાવવા માટે સીધો આક્ષેપ કર્યા? ત્યા આવા બુદ્ધિવાદને માનવાથી એક પણ તત્વ સ્થિર નહિ થાય 'મુણ્ડે મુણ્ડે मतिर्भिन्ना એ ન્યાયે તો કયુ તત્ત્વ સ્થિર બને? એક પણ નહિ માટે અનત જ્ઞાનીએ કહ્યુ એ જ સાચુ અને શકા વિનાનુ એવો નિશ્ચય ધરવોજ જોઇએ શ્રી ગણધરદેવે પણ એજ ફરમાવ્યુ કે-"तमेव सच्च निस्सक ज जिणेहिं पवेईयं" તેજ સાચુ અને શકા વિનાનુ કે જે શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપ્યુ આથી વિપરીત શિક્ષણ જ્યા અપાય ત્યા જૈન શાસનનો પાયો દોદરો થાય એમા નવાઈ શી? એ દોદરા પાયા ઉપર ચણાયેલી ઈમારત બેસવા લાયક તો નહિ પણ છાયાયે લેવા લાયક નહિ ઈરાદા પૂર્વક મરવુ હોય એજ એ દોદરા પાયા ઉપર ચણાયેલી ઈમા

રતમા બેસવા અગર એની છાયા લેવા પણ જાય હવે જે શ્રદ્ધા ઉપર આપણે ભાર મૂકીએ છીએ, તે શ્રદ્ધા કોના ઉપરની? ઉત્તરમા કહેવાનું કે 'શ્રી જિનેશ્વર ઉપર અને તેમની આજ્ઞા ઉપર' **શ્રી જિનેશ્વરદેવ અને તેમની આજ્ઞા ઉપરની શ્રદ્ધાને અંધશ્રદ્ધા તરીકે ઓળખાવી તેની અવગણના કરનાર ખરેખર શ્રી જિનેશ્વરદેવને પીછાનતાજ નથી** એવાઓએ આપણા શાસનને ડહોળી નાખ્યુ છે અમૂકમા આટલા જીવો અને એની આ સ્થિતિ એ બધુ અનંતજ્ઞાનીએ પોતાના જ્ઞાનચક્ષુથી જોઈ કહ્યુ, એ આપણી દૃષ્ટિએ ન દેખાય માટે ન માનીયે, તો આપણો ઉદ્ધાર શી રીતિએ થાય? શાસ્ત્રે કંદમૂળમા, અનંતકાયમા જીવોનું વર્ણન કરતા કહ્યુ કે અનંતકાય ગણાતી ચીજના એક સોયના અગ્રભાગ જેટલા ભાગમા અનંતા જીવો છે અને એ અનંતા એટલે કેટલા? તો કે આ દુનિયામા જેટલી પૃથ્વી, જેટલુ પાણી, જેટલી અગ્નિ, જેટલો વાયુ, જેટલી પ્રત્યેક વનસ્પતિકાય, દેવતા, નારકી, બાકીના તીર્યંચ અને મનુષ્ય, એ બધા જીવોને ભેળા કરીએ એનાથી પણ અનંતગુણા હવે પેલો પૂછે છે કે 'એટલા, આટલામા કયાથી માન્યા?' તો ઉત્તરમા એજ કે 'અનંતજ્ઞાનીઓએ કેવલ આપણા ઉપકાર માટે એટલે કે આપણને હિંસાથી બચાવી અહિંસક બનાવવા માટેજ કહેલ છે' તે શિવાય એ વસ્તુ કહેવાનું એમને બીજુ એક પણ કારણ ન હતુ તો પછી એ એકાંત ઉપકારક અને સત્ય કથનમા શંકા કરવી એ અજ્ઞાન હઠ સિવાય બીજુ શુ છે? આવી અનેક આગમગમ્ય વસ્તુઓને માન્યા વિના કદીજ ઉદ્ધાર થઈ શકે તેમ નથી આપણે એક વ્યવહાર દૃષ્ટાંત લઈએ જેમકે એક હુશીયાર વૈદે રતિ રતિ ભર એક ક્રોડ ચીજો ભેગી કરી લસોટાવી અને એક એક રતિભરની એક ક્રોડ ગુટિકાઓ બનાવી હવે એ એક ગોળીમા પણ તે ક્રોડ વસ્તુ ખરી કે નહિ? આ કોણ જાણે અને માને? એક તો વૈદ અને બીજો લસોટનારો, જો તે હુશીયાર હોય તો તથા જે જે એ બેના વચન ઉપર વિશ્વાસ રાખનારા

હોય તે, બાકીના તો નહિજ ને? દરદીને વૈદ્ય કહે કે આ દવા કિંમતીમાં કિંમતી છે, આટલી નાનીશી ગોળીમાં ક્રોડ કિંમતી ઔષધો છે, આ દવા નાનીસૂની નથી પેલો દરદી કહે કે મને તો નજરે બતાવો તો માનુ, તો તે કી રીતે બતાવો? છતાં વૈદ્ય કહે કે તારે એવી હોય તો હું કહું છું કે એ ક્રોડ ચીજ લાવ, લગોટ અને જો પણ પેલો તો કહે કે એ હું લાવુએ નહિ અને લસોટુએ નહિ વૈદ્ય કહે કે તો એને સુંઘ, જો તારી ઘ્રાણે-દ્રિય તેજ હશે તો ક્રોડ ચીજની સુગંધ આવશે.

દરદી૦-'એ તાકાત મારી ઘ્રાણેદ્રિયમાં છે નહિ'

વૈદ્ય૦-'તો મારૂ વચન માન'

દરદી૦-'માનુએ નહિ,' વૈદ્ય૦-'તો તારૂ ભાગ્ય'

એવી જ રીતે આગમગમ્ય વસ્તુ જો શ્રદ્ધાથી ન માનવામાં આવે તો તેના હિતને માટે બીજો કોઈ ઉપાયજ નથી

---

## વ્યાખ્યાન ૩૧ મું

### શ્રી તીર્થંકરોના અતિશયો અનુપમ હોય છે



પરમ ઉપકારી સૂત્રધાર મહર્ષિ અનંત પુણ્યરાશિથી મળેલા માનવજીવનની સફલતા માટે ફરમાવે છે કે જો આ માનવજીવનને સફલ કરવું હોય તો શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રને શ્રવણ કરવું, એના ઉપર શ્રદ્ધાને મજબૂત કેળવવી અને એ શ્રદ્ધામાં મક્કમ રહીને શક્તિ પ્રમાણે સંયમમાં પ્રવર્તન કરવું તોજ આ માનવજીવનની સફલતા થઈ શકે તેમ છે એમાં કઈ કઈ જાતિના

એનો છે એને હાલ બાજુપર રાખીને આપણે એ વિચારી
શકીએ કે, આ શાસ્ત્રના કહેનારા, વર્તમાન શાસનને અનુ
લક્ષીને ભગવાન્ શ્રી મહાવીરદેવ છે એ તીર્થપતિ કઈ રીતે
બન્યા ? કઈ કરણીના યોગે બન્યા ? ભગવાન્ શ્રી મહાવીરદેવના
ભવ સત્તાવીસજ ગણાયા એની પહેલાના ભવોની વિચારણા
કરવાની નથી ખુદ મહાવીરના ભવની વાતો તો આપણાથી બને
તેમ નથી જે દાન એમણે દીધુ, જે શીલ એમણે પાળ્યુ, જે
તપ એમણે કર્યું અને જે જાતિની ભાવના એમણે રાખી, તે
દાન, તે શીલ, તે તપ અને તે જાતિની ભાવના આપણાથી કરી
કે રાખી શકાય તેમ નથી કેટલો બધો ફેર છે ! સામાન્ય
જિનમા અને જિનેશ્વરમા પણ કેટલો ફેર છે ! જ્ઞાનદર્શન તો
બે બેયને સરખા શ્રી જિનેશ્વરદેવને જે કેવલજ્ઞાન છે તેજ સામાન્ય
જિનને પણ છે સામાન્ય કેવલિની અને જિનેશ્વરની વાણીમાયે
ફેર, અતિશયોમાયે ફેર આથી શ્રી મહાવીર, તીર્થપતિ તરીકેનુ
જે જીવન જીવ્યા એ તો શક્ય નથી જે વાત તે કાલના ચરમ
શરીરી એટલે કે તેજ ભવે મુક્તિ પામનાર આત્માઓ માટે,
ખુદ શ્રી ગણધરદેવો માટે શક્ય નથી, એની અશક્યતાની
આપણે માટે વાતો કરવી એ ખોટી છે શ્રી જિનેશ્વરદેવનુ જીવન
તો શ્રી જિનેશ્વરદેવજ જીવે આપણે તો એના અનુયાયી તરીકેનુ
જીવન જીવીએ તોયે ઘણુ છે જ્યા સુધી આપણામા શ્રી જિને
શ્વરની અવસ્થા ન આવે ત્યા સુધી એમણે કર્યું તે કરવાની
વાત મૂકી દઈ, એમણે કહ્યુ એ કરવાની વાત અનુપમ છે એ
તો દેવલોકથી ચ્યવે અને માતના ગર્ભમા આવે ત્યારે પણ
ઈંદ્રોનુ સિંહાસન કપે દેવલોકના ઘટા સ્વયમેવ વાગે એ પુણ્ય
અનુપમ ! એ પુણ્ય કયાથી લાવવુ ? પાચે કલ્યાણકમા નારકીના
જીવોને પણ, क्षण सुख भवेत् । ક્ષણ સુખ થાય એ મહાપુ
રૂષની સાથે બેસવાની વાત કરાય ? તેવા થવાની ભાવના પૂરી
રાખવી શ્રી જિનેશ્વર થવાની ભાવના રાખવી એ અનુપમ એક
વાત યાદ રાખવાની જરૂર છે કે જગતના તારક થવાની ભાવના

રખાય, પણ 'ઈંદ્રો વગેરે સેવા કરે' એવી ભાવના ન રખાય. કેટલીક વખત ભાવના દેખાય છે જૂઠી અને અંદર ચાવે છે બીજુ ભાવનાનોયે ઝીણામા ઝીણો અભ્યાસ કરવાનો છે જો ભાવના કરતાયે ન આવડે તો જે ભાવના ભવનાશિની તેજ ભાવના ભવભ્રમણ વધારનારી નીવડે **"या भावना भवनाशिनी सैव भववर्द्धिनी"** આદમીને આપત્તિ આવે, જે વખતે એને કોઈ આગણે પણ બેસવા ન દે, તે વખતે એ એમ ચિંતવે કે હું એકલો છુ એ ભાવના તે એકત્વભાવના કે દીનભાવના? ભાવનાના રૂપકને શુદ્ધ બનાવવાનો પ્રયત્ન તો અયોગ્ય પણ કરે છે ભાવના શબ્દનું રૂપક તો મઝેનુ ગોઠવાય છે પણ અમારે તો ભાવનાનું હાર્દ મઝેનુ જોઈએ ! **જેની અંદરની સુંદરતા ત્યા બહારની અસુંદરતા પણ સુંદર, જેની અંદર અસુંદરતા ત્યા બહારની સુંદરતા પણ અસુંદર** કેવલ બહારની સુંદરતા કામ નહિ લાગે 'શ્રી જિનેશ્વરદેવનું જીવન શ્રી જિનેશ્વરદેવથીજ જીવાય બીજાથી ન જીવાય.' એ જો સમજી જવાય, તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાપર પ્રેમ થાય આ વ્યક્તિનો જોટો શ્રી જિનેશ્વરદેવ શિવાય બીજો કોઈ મળે તેમ નથી, માટે એના પગમા પગ મૂકાય એમ નથી એની આજ્ઞા મૂજબ વર્તવામાજ કલ્યાણ છે, એમ જો થઈ જાય તો આજ્ઞાપર પ્રેમ થાય **સારીયે દુનિયામા સર્વથી શ્રેષ્ઠ વ્યક્તિ શ્રી જિનેશ્વરદેવ છે** એનુ જીવન જીવાય તેમ નથી એની આજ્ઞાજ પાળી શકીએ એમ છીયે આમ થાય તો આજ્ઞાપર પ્રેમ થાય એ પ્રેમ પ્રગટ કરવા માટેજ આપણે વિચારી રહ્યા છીયે કે ભગવાન્ શ્રી મહાવીર, તીર્થપતિ બન્યા શાના યોગે? 'તીર્થંકર નામ કર્મ એ પુણ્ય પ્રકૃતિજ એવી છે કે એમા સઘળા પુણ્ય ખેંચાઈને આવે એમનુ શરીર, મન, એમનો દેખાવ એ બધુજ જૂદુ એમના રૂપનુ વર્ણન પણ વચનાતીત છે અનુત્તર વિમાનના દેવોના શરીરનુ રૂપ અજબ છે, એ રૂપ શ્રી જિનેશ્વરદેવના રૂપ આગળ બૂઝાયલા અંગારા જેવુ દેખાય છે

જે રૂપને જોઈને જોનારના શિર ઝૂકે, પખીઓને પણ પ્રદક્ષિણા દેવાની ભાવના થાય એ રૂપનુ વર્ણન વાણીમા આવે? એમના અતિશયો અનુપમ જો એ અતિશય ન હોત તો ચડકો શીયો નાગ બુઝત-બોધ પામત શી રીતે? પ્રભુના જન્મ સિદ્ધ અતિશયે તો એ બોધ પામી સદ્ગતિએ ગયો એ નાગ, સૂર્યની સામે દષ્ટિ કરી ફુક મારે કે તરત પ્રાણી બળીને ભસ્મ થઈ જાય પણ એ પ્રમાણે જ્યારે એણે કર્યું ત્યારે ભગવાન્ શ્રી મહાવીર કાઇ ડગ્યા નહિ વધુને વધુ ગુસ્સામા આવી તે એમ કરતો ગયો એને તો એમજ કે મનુષ્ય આ અટવીમા આવેજ નહિ અને આવે તો જીવતો જાય નહિ ફૂફાડા મારીને પણ પાછો હઠતો કે રખે શરીર આગ પોતા પર ન પડે એનો ગુસ્સો વધતો ગયો કષાય વધતો ગયો ગુસ્સામા આવેલાઓ ગમે એટલા પ્રહાર કરતા જાય પણ સામો જો ધૈર્યથી ન ચળે તો ભલે ગુસ્સો વધતો જાય પણ એના હૃદયમા ઘણું કરીને એવી એક ભાવના તો આવે કે આમા કાક છે એ નાગ સૂર્યની સામે દષ્ટિ કરી જેના ઉપર દષ્ટિ નાખે એ બળીને ખાખ થઇ જાય પણ જ્યારે ભગવાન્ શ્રી મહાવીરદેવની આગળ તે તેમા સફલ ન થયો, ત્યારે છેલા ઉપાય તરીકે તે ભગવાન્ શ્રી મહાવીરદેવને ડસ્યો ડસીને પણ પાછો હઠયો કે રખે શરીર ગબડે અને મારા પર પડે હવે એ નાગ પાછુ વળી જૂએ છે કે શુ થયુ? પ્રભુના શરીરથી દૂધની ધારા જેવી શ્વેત લોહીની ધારા નીકળતી જોઇ ચડકોશીયો ચોકયો આ અતિશય શ્રી જિનેશ્વરદેવનેજ હોય બીજાને ન હોય ચડકોશીયાને થયુ કે આ કોઇ સામાન્ય માનવી નથી વિચારણામા ચઢ્યો કે જાતિસ્મરણ જ્ઞાન પામ્યો ભવ્ય આત્મા, લઘુકર્મી આત્મા, થોડી પણ યોગ્યતા હોય એવો આત્મા આવા સહવાસથી પામ્યા વિના રહે નહિ જાતિસ્મરણમા પૂર્વ ભવની આરાધના જોઈ આવા પ્રસગે બોધ પામેલાઓને પણ કારણભૂત પૂર્વની આરાધના છે માત્ર મરૂદેવી માતાનું દષ્ટાત છોડીને મરૂદેવી માતાનો જીવ નિગોદમાથી નીકળી, કેળમા

ઉત્પન્ન થઈ, ત્યાથી મરૂદેવી માતા થયા અને ત્યા અતર્મુહૂર્તમા સમ્યક્ત્વ, સર્વ વિરતિ અને મોક્ષ અનતી ઉત્સર્પિણી અવસર્પિણી જાય ત્યારે એકાદ બનાવ એવો બને કે જે આ રીતિએ એકદમ સિદ્ધિપદે જાય ગમે તેવા અયોગ્ય નિમિત્તોથી પણ પ્રતિબોધ પામેલાઓને પણ કારણભૂત એ નિમિત્તો નથી પણ પૂર્વની આરાધના છે ઇલાચી કુમારને વાસડા ઉપર કેવલજ્ઞાન થયુ ભરતજીને આરિસાભુવનમા કેવલજ્ઞાન થયું જ્ઞાની કહે છે કે આ દૃષ્ટાતો લક્ષ્મ શકાયજ નહિ નિમિત્તો એ કારણ નથી પણ કારણ પૂર્વની આરાધના છે ચડકોશીયાના દૃષ્ટાતથી 'પ્રભુને બચકુ ભરવુ એ પણ તરવાનો માર્ગ છે' એમ જો કોઇ કહે તો તે કહેનાર સમજુ છે એમ મનાય? નહિ-જ ચડકોશીયાએ ડસ્યા પછી જાતિસ્મરણના પ્રતાપે જોયું કે આ તો અર્હન્દેવ છે પૂર્વે અરિહતના માર્ગને ન જાણ્યો હોત, અરિહતના સ્વરૂપને ન પીછાણ્યુ હોત તો એને આ જ્ઞાન અને આ પીછાણ થાત? કેટલાક કહે છે કે આ કાલમા જે વસ્તુ નહિ એની ચર્ચા શુ કામ? **તત્ત્વમાત્રની સાચી પીછાણ, સાચી શ્રદ્ધા, એનુ નામ સમ્યક્ત્વ જીવથી માંડી નવે તત્ત્વની તથાવિધ શ્રદ્ધા એનુ નામ સમ્યક્ત્વ.** કોઇ કહે કે મને પૌદ્ગલિક પદાર્થોપર અરૂચિ થઇ, તો જીવ કેટલા અને કેવા એ જાણવાની શી જરૂર? શાસ્ત્ર કહે છે કે એ જણાયા વિના કે એના ઉપર યથાર્થ શ્રદ્ધા થયા વિના વસ્તુત પૌદ્ગલિક પદાર્થોપર તેવી અરૂચિ થતી નથી મોક્ષ અત્યારે નથી છતા પણ તેની શ્રદ્ધા તો જોઇએજ કોણ મોક્ષે ગયા, કેવી રીતે ગયા, કેવી રીતે જઇ શકાય, એ બધુ જાણવાની તો જરૂર ખરીને! કહે છે કે ભગવાનના અતિશયો જાણવાની જરૂર શી? ભગવાનનુ લોહી ધોળુ કે લાલ એ જાણવાની જરૂર શી? આવી માન્યતાવાળા આત્માને ચડકોશીયાને જેમ બોધ થયો, એમ કદી પણ ન થાય જૈન કુલમા જન્મીને, આવી અનુપમ વાતો સાભળીનેયે, બરાબર અગીકાર ન કરે તો ભવિષ્યમા સુદર ફળ કઈ રીતે પામે? ચડકોશીયાને ખાતરી થઈ કે આ

અ ય કોઇ નહિ, પણ અર્હન્ દેવ! પૂર્વે સાભળ્યા હતા અને આજે પ્રત્યક્ષ થયા હવે એ ચડકોશીયાનો બધો કષાય શમ્યો, એ નમ્યો. એ ભાવના ન આવી હો. । તો " "

અધમમા અધમ સયોગોમા પણ, ગૃહસ્થપણામા રહ્યા છતા કોઇ જીવો પામી જાય તો તે પ્રતાપ એ અધમ સયોગોનો કે ગૃહસ્થપણાનો નહિ, પણ પૂર્વની આરાધનાનો. શ્રી જિનેશ્વરદેવના એક પણ વચનમા અશ્રદ્ધા કરવી, એ સમ્યક્ત્વમા દૂષણ લાવનારૂ છે અમુક વસ્તુમા જ્યા કહેવા જોગી હોય ત્યા કહીયે, પણ જરૂર ન હોય ત્યા ન પણ કહીયે એ વાત ન્યારી છે, એથી કઇ મૂળ વસ્તુને વાંધો આવતો નથી નયની ભાષા પણ સુનય રૂપે રહેવી જોઇએ દુર્નય રૂપે થાય અગર તેવો ભાસ થાય એ ન ચાલે જ્યારે નયની ભાષા બોલાય ત્યારે પણ પ્રમાણને દૃષ્ટિમા રાખીને નય ને પ્રમાણ મળીને જૈનશાસન એક દેશીય વચન તે નય અને સર્વદેશીય વચન તે પ્રમાણ નયની વાતો વક્તા કરતો હોય ત્યારે પણ સુજ્ઞ શ્રોતાના હૃદયમા એજ થાય કે વક્તા પ્રમાણમા પણ મજબૂત છે કલિકાલ સર્વજ્ઞ ભગવાન્શ્રી હેમચદ્ર સૂરીશ્વરજી મહારાજા શ્રી વીતરાગસ્તોત્રમા કહે છે કે—

"श्राद्ध श्रोता सुधीर्वक्ता, युज्येयाता यदीश तत्।
त्वच्छासनस्यसाम्राज्य-मेकच्छत्र कलावपि ॥"

હે સ્વામિન્! શ્રદ્ધાળુ શ્રોતા અને બુદ્ધિશાલી વક્તા આ બેનો જો યોગ થઈ જાય તો આ કલિકાલમા પણ તારૂ શાસન એક છત્ર બની શકે છે

## સત્ય એ આરીસો છે

સત્ય જેને ન રૂચે તેનાથી ધાંધલ થાય ધાંધલ બહાર નીકળ્યા શિવાય ન રહે એથી સુજ્ઞઓ મા વાત સમજે તો સમજાવો જેને કઈ સાભળવુ ન હોય, સમજવુ ન હોય, એની સાથે વાતચીતનુ પરિણામ ખોટુ સત્ય એ આરીસો છે એ

ધરીયે તો દરેક પોતે હોય એવો દેખાય. એ આરીસામા કોઇને પોતાનું મોઢુ શ્યામ દેખાય તો એને થાય તો ખરૂ કે હુ આવો કેમ દેખાઉ ? પણ તેથી તેના તરફથી કરવામા આવતો આરી સાનો નાશ તો નજ થવા દેવાય તે સત્યરૂપ આરીસાના નાશ પહેલા તો પ્રાણ સમર્પણ થાય જે આત્મા એ સત્યરૂપ આરી સામા પોતાની જાતને ઘણી ભયકર દેખે, એટલે પોતાની તે અધમતાને છુપાવવા ઇચ્છનાર આ માટાગ ધમાલ તો થાય, કારણ કે આરીસો તો અનુપમ છે, પોતાની જાતને બગબગ બનાવે છે સત્યનો પ્રભાવ છે કે યોગ્યને વાળે, પણ અયોગ્યને તો ગભ રાટજ થાય સૂર્ય ઉગે ત્યારે જગત્ આનદ પામે પણ ઘુવડો, એની જાતિનાઓ અને એની સમાન સ્થિતિવાળાઓ એ બધાને અધાપો આવે સૂર્યનું કામ તો તપે જવુ, ખીલ્યે જવુ, કિરણો વિકસાવતા જવુ, અને શાણાઓનુ કામ લાભ લેવાય એટલો લઈ લેવો, અસ્તકાલ પહેલા નિપટાય એટલુ નિપટી લેવુ પણ એ શાણાઓ, જો પેલા આધળાઓની વાતોમા પડે, તે નાતની પચાતમા પડે, તો પરિણામ શુ આવે ? **પ્રભુના શાસનની રક્ષા વખતે ખોટી શાતિ અને ખોટી સમતા કામ ન આવે** સાક્ષાત્ શ્રી જિનેશ્વરદેવ માટે, સારીયે દુનિયાના એક ઉત્તમમા ઉત્તમ આત્મા માટે કોઇ જેમ આવે એમ બોલે, અને સાભળનાના સાભળે, એ કેટલુ દુખદ છે '**नमो अरिहताण**' પદમાથી હિસા કાઢનારા અને હિસામાથીજ જૈનધર્મની ઉત્પત્તિ છે, આમ કહેનારાના જ્ઞાન માટે આપણને શુ થાય ? દયાજ આવે બીજુ શુ ? ખરી વાત છે કે ભગવાન્ અરિહત દેવોએ અનત કર્મ શત્રુને હણ્યા પણ એ કઈ રીતિએ ? હિસા કરીને કે અહિસક બનીને? '**नमो अरिहताण**' જેવા સર્વોત્તમ મગલ મય પદમા પણ જેને હિસા દેખાય તેને તત્ત્વ પામવાની કોઈ પણ બારી છે ? ચૌદ પૂર્વના સારભૂત શ્રી નવકાર મત્રનુ પ્રથમ પદ '**नमो अरिहताण**' કે જેને સ્મરતા મરણાવસ્થા જેવી દુખદ અવસ્થામા પણ સમાધિ થાય, વગર અર્થ સમજ્યે પણ શ્રદ્ધા અને

પ્રેમપૂર્વક બોલનારનુ અને સાભળનારનુ કલ્યાણ થાય, તે પદમા પણ જે વકતાને હિંસા દેખાય એના કલ્યાણની કોઈ બારી છે? અર્થાત્ નથીજ સત્યને સતાવનારાઓની સામે સ યના પૂજારીએ પણ તૈયાર રહેવુ જોઈશે નહિ ચેતો તો એ તે સામે છાતી કાઢીને ઉભાજ છે હાલોથી વસ્તુની રક્ષા કરો એમના પ્રહારોને બુઠ્ઠા કરો એટલે એઓ આપોઆપ ભાગી જશે સત્યના બચાવ **માટે છતી શક્તિએ બેદરકાર રહેનાર પણ પાપના ભાગીદાર છે** છ છ માસ સુધી સગમે ઉપસર્ગ કર્યા, એક રાત્રિમા વીસ વીસ ભયકર ઉપસર્ગ કર્યા, લગભગ છ મહિના સુધી આહાર પાણી ન લેવા દીધા, એ સગમ પણ જ્યારે ગયો ત્યારે અનત કરૂણાળુ ભાવદયાના સાગર પ્રભુ શ્રી મહાવીરદેવની આખમાથી દયાના આસુ આ યા અને ભગવાને વિચાર્યું કે અમારા જેવાના સહવાસમા આવવા છતા બીચારો ડુબી ગયો આવા આવા દયાળુ અરિહત દેવો જે પદમા છે તેમાથી પણ હિંસાનો આવિર્ભાવ કરનાર માટે શુ કહેવુ?

'અપરાધીશુ પા. નવી મન થકી, ચિતવીયે પ્રતિકૂળ '

આ જેમના શાસનનો ઉપદેશ અને નાનામા નાના જતુને હાનિ ન થાય માટે જેમણે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપ મોક્ષ માર્ગના પ્રચાર માટે ધર્મતીર્થની સ્થાપના કરી તેમના સ્મરણરૂપ પદમાથી હિંસા કાઢનાર આત્માની હાલત કેવી?

પડિત શ્રી વીરવિજયજી મહારાજ કહે છે કે—

**પ્રભુ તુજ શાસન અતિ ભલુ, માને સુરનર રાણો,**
**મિથ્ય અભવ્ય ન ઓળખે, એક અધો એક કાણો ।**

શ્રી જિનેશ્વરદેવનુ અતિ ભલુ શાસન, જેને સુરનરનો રાણો એટલે ઇંદ્રો-ચક્રવર્તિઓ માને છે તેને ન ઓળખે, ઉધી રીતે ઓળખે, કહે, તો તે અધા અને કાણા છે તમે અને હુ પણ એવા હોઇએ તો એવા શાસ્ત્ર કહે છે જે મિત, **મધુર અને સત્ય છે છતા અહિતકર છે તો તે મિત, મધુર અને**

**સત્ય નથી તથા જે હિતકર છે તે અમિત છતા મિત છે, કટુ છતા મધુર છે, અને દેખાવમા અસત્ય છતા વસ્તુત સત્ય છે.** ભરસભા વચ્ચે આવી સાચો સ્નેહી લાત મારે તોયે હૃદયમા એમ થાય કે કાક કારણ હશે! એ લાત પણ મીઠી લાગે, કારણ કે તેમા હિતજ સમાયલુ હોય અને દુશ્મન માન સન્માન કે આગતા સ્વાગતા કરે તોયે શકાજ થાય કારણ કે તેના દ્વારા અહિત થવાની સભાવના છે હિતસ્વીઓ, સાચા હિતના સમયે, કડવુ પણ કહ્યા વિના રહ્યા નથી અને રહે પણ નહિ દીકરો અયોગ્ય વર્તે, ગુન્હો કરે તો શરીરની પરવા ન કરતા સાચો બાપ તો ધોલ મારે રૂએ એની પણ એ હિતસ્વી પિતાને પરવા નથી હોતી એ પિતા બાળકને નિશાળે મૂકતા તેના રોવા તરફ નથી જોતા, કારણ કે તે જોવામા એનું અહિત સમાયેલુ છે કોઈ પણ સયોગોમા હિતકર વસ્તુઓ લેવામા ચુક ન થાય તેની ખાસ કાળજી રાખજો આજે વિરોધીવર્ગ તરફથી હિતકર સત્યથી વચિત રાખવાનાજ પ્રયત્નો ચાલી રહ્યા છે એ જાલમા ન ફસી જવાય એમાજ એકાતે હિત સમાયેલુ છે

## અતિચારની નિદા

ભગવાનને થયેલા ઉપસર્ગોમ એજ ટકી રહે આપણે ભગવાનના નદન મુનિનો ભવ જોયો એ ભવમા માસ ખમણ પર માસ ખમણ કર્યા અને તીર્થકર નામકર્મની નિકાચના કરી અતિમ સમયે આરાધના કરી એમા પ્રથમ અતિચારની નિદા કરી પોતે જે જીવનમા હતા તે જીવનમા અત્યાર સુધી લાગેલા દોષોની નિદા કરી હવે દર્શનાચાર એના આઠ પ્રકાર

૧ પહેલો દર્શનાચાર નિશકપણુ એટલે કે શ્રી જિનેશ્વર દેવોના વચનમા શકાનો સર્વથા અભાવ સમજવા માટે પ્રશ્નો કરવા એમા વાધો નહિ પણ શ્રી જિનેશ્વરદેવે કહેલા પદાર્થમા અશ્રદ્ધા તો નજ થવી જોઇએ

૨ નિષ્કારણ ઉપકારી શ્રી જિનેશ્વરદેવના શાસન શિવાય, ઇતર દર્શનની આકાક્ષા ન થાય એ 'નિષ્કાક્ષિત' નામનો બીજો દર્શનાચાર એટલે કે પરમતની અભિલાષાનો અભાવ.

૩ 'નિર્વિચિકિત્સા' એ ત્રીજો દર્શનાચાર છે 'નિર્વિચિકિત્સા' એટલે શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા અનુષ્ઠાનોના ફલ પ્રત્યે સદેહનો અભાવ

૪ ચોથો 'અમૂઢદષ્ટિ' નામનો દર્શનાચાર મૂઢ એટલે મૂર્ખ, અમૂઢ એટલે વિચક્ષણ એ ગમે એવા સયોગોમા પણ અમૂઢ દૃષ્ટિ રહે, એટલે કે એનો આત્મા ગમે તેવા પ્રસગોમા પણ સન્માર્ગથી ચળે નહિ

૫ 'ઉપવૃહણા' એટલે શ્રી સઘમા રહેલ ગુણવાનની પ્રશસા ગુણવાન આત્માની ઉપેક્ષા કરવી એ દર્શનાચારની ઉપેક્ષા કરવા બરાબર છે સમ્યગ્દર્શનના પૂજારીની ફરજ છે કે સદ્ગુણના ધારક આત્માની ઉપવૃહણા કરવી

૬ 'સ્થિરીકરણ' પ્રભુના શાસનમા શિથિલ બનતા આત્માને સ્થિર કરવો એ 'સ્થિરીકરણ' નામનો છઠ્ઠો દર્શનાચાર છે

૭ 'વાત્સલ્ય' એટલે સાધર્મિ પ્રત્યે વત્સલભાવ બતાવવો તેની ઉચિત ભક્તિ કરવી એ 'વાત્સલ્ય' નામનો સાતમો દર્શનાચાર છે

૮ 'પ્રભાવના' એટલે કે શ્રી જિનશાસનની વિશ્વમા પ્રભાવના થાય, અનેક આત્મા શ્રી જિનશાસન પ્રત્યે આકર્ષાય તેવી પ્રવૃત્તિ કરવી

આ આઠ દર્શનાચારોમા જે કાઇ ન સેવાયા હોય અગર જ્યા અતિચાર લાગ્યા હોય, એ અસેવાભાવથી અને સેવવામા લાગેલા દોષની હુ નિદા કરૂ છુ એટલે કે મારા આત્માની ખામી માટે હુ પ્રશ્ચાતાપ કરૂ છુ

## વ્યાખ્યાન ૩૨ મું

### આપઘાત કે આત્મશુદ્ધિ ?



આ શાસ્ત્રના કહેનાર ભગવાન શ્રી મહાવીરદેવ એ કયા અનુષ્ઠાનના યોગે તીર્થપતિ બન્યા એ વિચારી રહ્યા છીયે છે. તેથી ત્રીજા ભવમા એટલે કે શ્રી નદનમુનિજીના ભવમા, એ મુનિ, એ મહર્ષિ, અતિમ આરાધના કરે છે જેમા પહેલો પ્રકાર અતિચારની આલોચના છે જે દોષને જીવનમા સેવ્યા હોય તેની આલોચના, એ આરાધનાનો પહેલો પ્રકાર છે જ્યા સુધી દોષનુ દોષ તરીકે ભાન ન થાય, ને દોષને દોષ તરીકે માનવામા ન આવે, ત્યા આલોચનાની વાત શી? કરણીયને કરણીય તરીકે, અને અકરણીયને અકરણીય તરીકે બરાબર નિશ્ચિત બનાવી લેવા જોઇએ, એમા જેટલી શકા એટલા મોક્ષ માર્ગની આરાધનામા બાધા!

એક આદમીથી સત્ય વસ્તુનુ સેવન ન થાય એ નિભાવાય પણ તે અસત્યને અસત્ય ન માને એ ન નિભાવાય એક આદમી આગમની આજ્ઞાનુ પાલન ન કરે એ નિભાવાય, પણ આગમની આજ્ઞા આઘી મૂકવાનુ કહે એ ન નિભાવાય. એ નિભાવવામા તો વસ્તુની સત્યતાનો વિનાશ થાય ઢીલાને નિભાવાય અને ઉગ્રનેયે નિભાવાય –બધાને નિભાવાય, પણ જ્યા વસ્તુમા બાધા પડતા હોય તેને ન નિભાવાય

જીવનમા અયોગ્ય વસ્તુ બની હોય તેની અતિમ સમયે આલોચના કરવી એનુ નામ આરાધના આરાધ

નાનો એ પહેલો પ્રકાર પણ મૂળ વસ્તુમા એટલે કે પાપને પાપ સમજવામા પણ વાધા હોય ત્યા શુ ?

હજી તો પાપને પાપ સમજવામા પણ મોટી મુશ્કેલી છે આજે તો એમ કહેવાય છે કે, 'અમને જેની જરૂર હોય, જેના વિના અમને ચાલે નહિ, જે ક્રિયા રાત દિવસ અમને કરવી પડે એને પાપ કહો એ કેમ ચાલે?' જેને જરૂરી માન્યુ, જેના વિના ચાલે નહિ એમ માન્યુ, એ પાપ હોય, તોયે તેને પાપ કહેવામા પણ જેને ગભરામણુ થાય તેનો નિસ્તાર શી રીતે થાય ? આળસુ વેપારી પોતાની આળસને કાઇ ગુણ તરીકે ગણાવે ઉલટુ એ તો સમજે કે હુ જાઉ તો બે પૈસા મલે, પણ મોડુ જવામા મારી આળસ છે, અને એ દોષ છે જેને જરૂરી મનાય, જેના વિના ન ચાલે એને તો ખોટુ મનાયજ નહિ તો પછી આલોચના શાની? અતિમ આલોચના રહી ક્યા? પછી તો અતિમ વખતે કહી દેવાનુ કે જેના વિના ચાલતુ નહોતુ તેજ કર્યું છે, માટે આલોચના શી? બધાએ એમજ કહેનારા કે અમે જે જે કર્યું છે તે તે તેના વિના ચાલતુ નહોતુ માટે કર્યું છે

પણ શ્રી જિનશાસનમા તો કાયદો છે કે-'ચાલે કે ન ચાલે કરવુ પડે કે ન કરવુ પડે પણ અયોગ્યને તો અયોગ્યજ કહેવાય' ત્યા બચાવ કે દલીલ નહિ જે વસ્તુ જે સ્વરૂપમા હોય તેવી માનવીજ જોઇએ હેયને હેય તરીકે,જ્ઞેયને જ્ઞેય તરીકે અને ઉપાદેયને ઉપાદેય તરીકે માનવી જોઇએ, એમા ભેદ નહિ

આ તો મુનિની આલોચનાની વાત ચાલે છે મહાવ્રતોમા લાગેલા અતિચારોની, ઉત્તર ગુણમા થયેલ ભેદની એટલે એના પરિપાલનમા થયેલા પ્રમાદની, ચિત્તની વિહ્વલતાની, અથવા શ્રી જિનેશ્વરદેવના વચનથી વિપરીત બોલાયુ, લખાયુ કે કહેવાઈ ગયુ હોય, એની મુનિને આલોચના છે ગૃહસ્થને, શ્રાવકને તો વ્રત તથા સમ્યક્ત્વમા લાગેલા અતિચારની તથા બાકીની ઉઘાડી બધી અવિરતિની આલોચના હોય છે

આખી અવિરતિ મોહના ઘરની છે એની આલોચના વિના, એના પશ્ચાત્તાપ વિના છુટકોજ નથી આશ્રવનુ તો અવિરતિ

**એ** કારણ છે એનાથી તો આશ્રવ પેદા થાય છે અવિરતિની તો આલોચનાજ હોય, એની અનુમોદના ન હોય! અતિચારનીયે આલોચના કારણ કે અતિચાર સેવવા એ કાંઈ શ્રી જિનેશ્વરદેવનું ફરમાન નથી જે કરવાની શ્રી જિનેશ્વરદેવે આજ્ઞા કરી છે તેની આલોચના નહિ, તે શિવાય જે કરાય તે બધાની આલોચના હોય જ આજ્ઞાથી વિરૂદ્ધ કરાય તેની, અને જેનું વિધાન ન હોય તે કરાય તેનીયે આલોચના હોય માત્ર શ્રી જિનેશ્વરદેવે વિધાન તરીકે ફરમાવેલી વસ્તુના સેવનની આલોચના નહિ

શ્રી જિનેશ્વરદેવે નિષેધેલી, આજ્ઞાથી વિહિત નહિ કરેલી એવી-જે જે ચીજો આ જીવનમા સેવાઈ હોય તેની આલોચના કરવી,-એ આરાધનાનો પહેલો પ્રકાર નિષેધેલી વસ્તુ એ મહા પાપ છે, નહિ નિષેધેલી વસ્તુ પાપરૂપ છે, માટે એની આલોચના **જે જે સ્થાને જે જે વસ્તુ નિષેધી તે તે સ્થાને તે તે વસ્તુ મહાપાપ અને જેને ન નિષેધી એ વસ્તુ પણ પાપ તો છે, માટે એનીય આલોચના વિના છૂટકો નહિ.** આલોચનાનો વિચાર કરતી વખતે આખુ જગત, જગતનો એક એક પદાર્થ વિચારવો પડે ' **દુનિયામા આત્મશુધ્ધિ માટે કોઇપણ ચીજ હોય તો તે શ્રી જિનેશ્વરદેવે વિહિત કરેલી હોય તે'-આ સમ્યગ્દૃષ્ટિનો આદર્શ હોય** વિહિત ન કરેલી ચીજ કરવી પડે ત્યારે હૃદય કપે! અને નિષેધ કરેલી ચીજો કરવાનો સમય આવે ત પહેલા તો મન મ વા ચાહે કોઈ પણ જાતના વિચાર, ઉચ્ચાર અને વર્તન કરતી વખતે સમ્યગ્દૃષ્ટિ આત્મા ઉપર કહી ગયેલા આદર્શરૂપ આરીસામા ભાળે વિહિત કરેલી વસ્તુ આનદપૂર્વક, ઉછળતે હૃદયે-રીમોલ્લાસ પેદા કરીને કરે-એ કરનાને સર્વસ્વ સમર્પિ દે

<u>દ્રવ્યપ્રાણના ભોગે ભાવપ્રાણની રક્ષા-</u>

આનાથી વિહિત નહિ કરાયેલી વસ્તુનુ સેવન કરવુ પડે તો કપે નિષેધેલી ચીજો કરવાનો સમય આ યા પહેલા મરવાના પ્રયત્નો કરે એ પ્રયત્નો પહેલા કદાચ થઇ જાય તો કમભાગ્ય

માને શ્રી નદિષેણે કર્મના ઉદયે સયમની શિથિલતા- પતન શીલતાના પ્રસગે મરવાના દરેક પ્રયત્ન કર્યા! કહ્યુ છે કે અગ્નિપ્રવેશ સારો પણ શીલ ખડન સારુ નહિ આ મરણ એ આપઘાત નથી દુન્યવી પદાર્થોની લાલસા ખાતર, મોટાઇ ખાતર મરાય એ આપઘાત પૌદ્ગલિક વાછાએ મરવાનો પ્રયત્ન એ આપઘાતનો પ્રયત્ન પણ જ્ઞાનીએ નિષેધેલી ચીજથી તેવે સમયે બચવા ખાતર મરવાના પ્રયત્નો એ તો આત્મશુદ્ધિના ઉપાયો છે. ઉસૂત્રભાષણ એ નિષિદ્ધ વાત છે ઉત્સૂત્રભાષણ કરવાનો વિચાર થઇ જાય, આત્મા કાબુમા ન રહે અને બોલવાનુ જીભ પર આવી જાય તો જીભ ચાવીને કરડી મરવુ પણ બોલવુ નહિ આપઘાતથી આ બાહ્ય અને અવશ્યવિનાશી દ્રવ્ય પ્રાણોનોજ નાશ થાય છે પણ નિષિદ્ધ- ઉત્સૂત્રભાષણ આદિના સેવનથી તો ભાવપ્રાણોનો નાશ થવાના કારણે અનત વખત મરવાની દશા ઉભી થાય છે, એ હેતુ સમજવાનો છે

મર્તુ એ સહેલુ નથી ઝેરના પ્યાલા મોઢે આવી આવીને પાછા જાય છે આપઘાત કરનારાઓ શુ શુ કરે છે એ શોધો જ્યા સુધી શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ઉપર અખડ પ્રેમ જાગ્યો ન હોય ત્યા સુધી નિષેધેલી વસ્તુના સેવનનો સમય આવે તે પહેલા મરવાની ભાવના જાગે? ભાવપણાની ખીલવટ માટે દ્રવ્યપ્રાણના નાશની ભાવના એ ઇષ્ટ છે નામની આલો ચનાથી ન વળે આલોચના કોની એ નક્કી કરો પાપની-અતિ ચારની આલોચના કરતી વખતે આત્મા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી તન્મય બનવો જોઇએ

વિહિત એજ કરણીય બીજુ કાંઇપણ નહિ વિહિત વિનાનુ એ પાપ નિષિદ્ધ એ મહાપાપ અવિહિત ચીજો તો ઘણી વખતે આત્માને કર્યા વિના ચાલતુ નથી, પણ તે ઘડી આત્મા ધ્રુજે, પીડા પામે રસપૂર્વક નિષેધેલ કરે ત્યા તો એ શ્રી જિનેશ્વર દેવનો વિરાધી બન્યો કહેવાય હિંસીએ જે નહિ

ઠરવાનું ફરમાન કર્યું તે કરવાની ભાવના થાય તો પણ આત્મા મલિન થાય

**સાવદ્યાચાર્યનું દૃષ્ટાંત—**

કમલપ્રભ નામના એક આચાર્ય હતા સાવદ્યાચાર્ય નામ શાથી પડ્યુ એ જણાવવા જ આ દૃષ્ટાંત છે એમણે ઉત્સૂત્ર ભાષણ કર્યું ત્યારથી એમનું નામ સાવદ્યાચાર્ય કહેવાયુ બહુ જ્ઞાની હતા એમનાથી એક એક શાસનવિરોધી વરથરતો હતો એમણે પ્રભુના શાસનની અપૂર્વ રક્ષા કરી તીર્થંકરનામકર્મના દલીયા ભેગા કર્યા હતા કુલિંગીયો લિંગમા રહીને ચૈત્યવહીવટ વિગેરે ઉંધી પ્રવૃત્તિ કરતા હતા, એ રોકવા માટે એમણે પ્રબલ પ્રયત્નો કર્યા હતા પેલાઓએ પણ આમને પોતાના પક્ષમા લેવા ઘણી મહેનત કરી હતી એક વખત સામૈયામા પણ તેઓ સામેલ હતા એ બધા આવીને વિનવે છે કે—'આપ પ્રભાવ સંપન્ન છો જો આપ અમારી વિરૂદ્ધ ન બોલો તો અમે બધા આપની સેવા કરવા તૈયાર છીએ'

આચાર્યે કહ્યુ કે—'સેવા ન જોઇએ' શાસનની અખંડ સેવા કરનાર એ મહર્ષિએ એવી સેવાની પરવા નહોતી કરી અને એ અખંડ શાસનસેવાના પ્રતાપે જ તીર્થંકર નામકર્મના દલીયા ભેગા કર્યા હતા

વિરોધીયોએ એક વિપરીત સંયોગ લાવીને મૂકયો ભવિતવ્યતાના યોગે એવો સંયોગ બન્યો ભરસભા વચ્ચે એક એવો પ્રશ્ન ઉભો કર્યો, કે જેમા એક ઉત્તર આપે તો માનહાનિ, અને બીજા ઉત્તરમા ઉત્સૂત્રભાષણ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાની વિરાધના!

એમનો આત્મા મુંઝાય છે માન સાચવુ કે આજ્ઞા? આત્મા દુર્બલ થઈ ગયો, ચરી ન શકયો, માન મૂકી ન શકયો, માન સાચવવા જોગુ વચન બોલી ભેગા થયેલા તીર્થંકર નામકર્મના દલીયા વિખેરી નાખ્યા, અને એ ઉત્સૂત્ર કથનના પ્રતાપે અનંત સંસાર વધી ગયો (સભામાથી–)

## એ પ્રશ્ન શો હતો?

આચાર્યને વદન કરવા માટે સાધ્વી સમુદાય આવ્યો હતો અને અકસ્માત્ રીતિએ આચાર્ય સાથે સાધ્વીને માત્ર સઘટ્ટો થઈ ગયો વસ્ત્ર અડી ગયુ

તારકથી-રક્ષકથી શ્રી જિનેશ્વરદેવના માર્ગથી ઉલટા ચલાય નહિ, ચાની જવાય તો સુધારતા તે આચકો ખાય નહિ આવા નામાંકિત આચાર્યના સબધમા આનો પ્રસગ બની ગયો વિરોધીઓએ આ બનાવ જોયો પૂછયુ -'આમ થાય કે નહિ?' જો એમ કહે કે ન થાય તો પૂછે કે 'કર્યો કેમ?' થઇ ગયો એ પેલા વિરોધીઓ માને? એ તો કહે કે 'થાય કેમ? ઇરાદાપૂર્વક જ કર્યો ' આથી આચાર્યે માનહાનિ ન થાય એ કારણે જ્યા અપવાદ નથી ત્યા પણ અપવાદ છે, એમ કહ્યુ, અપવાદ ન જોઇયે છતા અપવાદ કહ્યો જૈનશાસન પહાડની ટોચ જેવુ છે ત્યા ઉભેલો મ્હેજ પગ ચાકો કરે તો ન ચાલે **જેટલી વસ્તુ કિંમતી એટલી સાવધાનતા પણ જબરી** પ્રભુના માર્ગે આરૂઢ થવુ ત્યા પોલ ચાલે નહિ જરા પણ ભલ થાય તો તેની ક્ષમાપના અને કામ પડે તો જગતમા જાહેરાત થાય એવી ક્ષમાપના કરવી પડે અલબત્ત આચાર્યની એટલી નિર્બળતા, દુનિયામા હલકા ન પડી જવાય એવી માન્યતાની નબળાઈ માટે તો તીર્થંકરનામકર્મના દળીયા વિખરાઈ ગયા અને અનત સસાર વધી ગયો જ્ઞાની કહે છે કે આવા પ્રસગે માનહાનિની તો શુ પણ જીવનની પણ દરકાર ન કરવી જોઇએ નિષેધેલી ચીજોની આચરણા કરવાના પ્રસગ પહેલા મરી જવાના પ્રયત્નો કરનારને જ્ઞાનીઓએ ધન્યવાદ આપ્યો ઉત્તમ કોટિના આત્મા કહ્યા કારણ ત્યા સ્વ-ભાવના પ્રધાન છે

## વિહિત શુ, અવિહિત શુ, નિષિદ્ધ શુ?

અવિરતિમા તો બગલો, બગીચો બધુયે આવે કરણીય એકજ કે શ્રી જિનેશ્વરદેવે કહ્યુ ત તે સિવાય બધુ અકરણીય અને નિષેધેલ તે નિષિદ્ધ

## તમારે માટે શુ વિહિત?

'**શ્રી જિનેશ્વરદેવની પૂજા, ગુરૂની સેવા, દાન, શીલ, તપ, શુભ ભાવના, સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, સમ્યક્ત્વ મૂળ બાર વ્રત, વિગેરે બધુ ગૃહસ્થો ને દેશવિરતિ માટે કરણીય, બાકીનુ બધુય અકરણીય, આટલો ખ્યાલ થઈ જાય તો આજ જીવન પલટાઇ જાય.**

સમ્યગ્દૃષ્ટિએ તો નિશ્ચિત કરવુ જોઇએ કે કરણીય શુ? અને કરણીય પણ કયી રીતે કરાય? તથા કરવુ એ શા માટે? 'શા માટે કરવુ?' એ વિચાર તો આજે વિકટ થઈ પડ્યો છે 'કયી રીતે કરવુ?' એ વિધિ તરફ પણ બેદરકારી કઈ ઓછી નથી

કરણીયના વિશ્વાસ માટે પણ આજે શી દશા છે? શ્રાવકને કરણીયનો નિશ્ચય થઈ જાય તો જીવન મઝેનુ ચાલે એને કહેવુ ન પડે કે આ ચીજથી બચી જા એને તો એટલુ જ કહેવુ પડે કે 'ભાઇ! આ વસ્તુ શ્રી જિનેશ્વરદેવે વિહિત કરી નથી' એટલે એ ઝટ ચોંકે

સામાયિકમા શ્રાવક **समणो इव सावओ** એ કયી બુદ્ધિયે? પૈસા, ટકા, રાજ, ઋદ્ધિ સિદ્ધિને ઉપાદેય માને, સે ય માને તો શુ થાય? આવી માન્યતાએ સામાયિકમા રહેલો શ્રાવક **समणो इव सावओ** શ્રમણ જેવો હોય? એટલે શ્રામણ્યરહિત બધાનો પશ્ચાતાપ કરવો પડશે

આલોચનાના પ્રકાર બહુ ગભીર છે થાય એટલો લાભ એ ઠીક છે પણ આલોચનાનુ સ્વરૂપ, અને આલોચ્ય વસ્તુ એ વિગેરે તો બરાબર સમજવુજ જોઈએ

આ બધી દુનિયાની વસ્તુ ભલે એકદમ સર્વથા ન તજી શકાય પણ આત્મા જરૂર કહે કે આ મારૂ નહિ સાથે આવનાર નહિ એથી આત્માનુ ભલુ નહિ અને અશ પણ રહી જાય તો ભૂડુજ કરનાર—એમા આસક્તિ કેમ રખાય?

ઉચિત પ્રયત્ન કર્યા વિના 'કર્મનો ઉદય—પાપનો ઉદય માટે નથી બનતુ' એ સમ્યગ્દૃષ્ટિ માટે ન હોય 'નથી બનતુ, નથી

બનતુ' એ મિથ્યાદષ્ટિને કરતા હો 'કેમ ન બને, કર્મ કેમ ન છૂટે' એ વિચાર સમ્યગ્દષ્ટિનો હોય

પૈસા કમાતી વખત કયા વિચાર ? કેમ બે લાખ ન લાવુ ? કેમ પચીસ લાખ ન મળે ? કેમ મોટર ન વસાવુ ?

સાસારિક પદાર્થો પ્રત્યે જેવી ઈચ્છા છે તેવી અહીં કરો સમાગમા જે રાગ છે તેટલો અહીં થઇ જાય તો તમે ને અમે બે વિચારમા તો એકાકાર થઈજ જઈએ

## ઉપદેશ શા માટે?

સભામાથી-'પછી ઉપદેશની જરૂર ન રહે'

ઉપદેશની જરૂર તો નહેજ ઉપદેશ સમજાવવા માટે, સમ જેલાને સ્થિર કરવા માટે અને શુદ્ધિને વધારવા માટે છે એ બધ કરવાની જરૂર નથી ગણધરદેવોએ પણ ઠેઠ સુધી સાભળ્યુ કરણીયના નિશ્ચય વિનાના જીવો જે દશામા સાભળે તેના કરતા કરણીયના નિશ્ચયવાળા જીવો અનુપમ રીતે સાભળે

ઉપદેશમાલાકાર કહે છે કે-

'महो त्रिणिअ विणओ, पढमगणहरो समत्तसुयनाणी ।
जाणतोऽवि तमत्थ विम्हिअहिअओ सुणइ सव्व ।।१।।'

કરુણાની હૃદયવાળા, વિનયના ભડાર અને સમસ્ત શ્રુતજ્ઞાનના ધણી એવા પ્રથમ ગણધરદેવ તે અર્થને જાણવા છતા પણ પ્રભુ જે કહે તે સર્વ વિસ્મિત હૃદયે સાભળે છે સમજ્યા પછી તો આગમ સાભળનારને ચોધાર આસુ આવે કાતો ભૂતકાલમા કરેલા પાપના પશ્ચાત્તાપે રોવાય, કાતો પામેલ વસ્તુના આનદના આસુ આવે

શ્રી જિનેશ્વરદેવના શાસનમા રહેલા, સાધુ, શ્રાવક, અને સમ્યગ્દષ્ટિની દશા આટલા નિર્ણયવાળી જોઇએ અકરણીય વસ્તુ આજે અકરણીય તરીકે હજી ભાસતી નથી અકરણીય ભાસે તો આત્માને આઘાત થાય અને એ આઘાતના યોગે તે આત્મા ઘણા પાપથી બચી જાય, પણ આજે કેટલેય સ્થળે ખાવાપીનામા

અને વેપારરોજગારમા જીદગી ચાલી જાય છે, પણ અકરણીયનો અત આવતો નથી

જૈન શાસનની ચાવી જો હાથમા આવી જાય, શ્રી જિનેશ્વર દેવનુ સ્વરૂપ જો તદાકાર દેખાય, તો એમની આના કેવી હોય તે સમજી શકીયે ભગવાનના વખતે પણ બધા સાધુ દ્વાદશાગીના પાઠી હતા એમ નહોતુ શાસ્ત્ર કહે છે કે એ મુનિયો ભલે દ્વાદશાગી ન જાણતા હોઈ આજ્ઞા કેટલી છે એ ન જાણે પણ આજ્ઞા કયી ન હોય, કયા ન હોય એ તો જાણે

સાગ આદમીએ શુ કહ્યુ કે શુ ન કહ્યુ તેની ખબર ન હોય, પણ એ શુ કહે અને શુ ન કહે એની તો ખબર હોય પરિચય વગરના સાધુ માટે તમને કોઇ કઈ કહે તો સાધુ શુ બો યા કે ન બો યા એ તમને ખબર ન હોય, પણ સાધુ શુ બોલે કે શુ ન બોલે એ તો તમને ખબર હોય, અમારા સાધુ આ બોલે અને આ ન બોલે, એ તો તમે જાણો અને ન બોલાય એવુ બોલનાર અમારા સાધુ ન હોય એ પણ તમે જાણો

## આશયને ઓળખો !

અમૂક શેઠે આમ કહ્યુ હતુ એમ કોઈ કહે તો એને ઓળખનાર કહી શકે કે 'ભાઈ ! એની ખ્યાતિ જાણુ છુ એમણે શુ કહ્યુ તે તને ખબર, પણ આમ તો નજ કહે તને કઈક કહ્યુ હશે તે તાર મા ખામી હશે'

છોકરો આવીને કહે કે 'બાપાજી ! માસ્તરે માર્યો'

બાપાજી કહે કે 'વાકા બો યા હશો ! કજીયા કર્યા હશે ! બીજા ભણનારાને હેરાન કર્યા હશે !'

બાપાજી સમજે છે કે, 'મારા દીકરાને રમત ગમતમાથી, અકુશે વડે, શિક્ષા વડે ખીચી ખીચીને વિદ્યાભ્યાસ કરાવવાનો શિક્ષકનો આશય છે'

વ્યવહારમા આ બધુ તમે સમજો છો અહી બધાય વાધા

બાપ છોકરાને કઇક કરડુ કહે અને એ છોકરો બહાર જઇને કહે કે 'મારા બાપે મને કરડુ કહ્યુ' તો બીજો એને કહે

કે 'જેશ, બેશ, તારા બાપે તને કહ્યુ છે ને? જો કહ્યુ હશે તે તારા હિતની ખાતર જ કહ્યુ હશે' ભક્તિ કરતા કરતા ભગવાનને તમે પણ કહો છોને કે—

'ક બાગ્રાગર કેમ કહેવાનો,
જો ઉપમાર ન કરશો જ

અર્થાત્ 'મારા જેવાને નહિ તારો તો કરુણાસાગર કેમ કહેવાશે!'

આ ભક્તિના વચનો છે ભક્તિનો મીઠો ઉપાલભ છે અહીં કોઈ એમ કહે કે સ્તવનના કર્તાએ યા તેના બોલનારે ભગવાનને ગાળ દીધી, નિર્દય કહ્યા તો એ કહેનારને મૂર્ખો કહેવો કે ડાહ્યો? માટે હુ કહુ છુ કે શબ્દના ભાવને પણ સમ જવોજ જોઇએ

કેટલાક તો અમને વિનતિ કરવા આવે ત્યારે કહે છે કે 'તમને શુ કહીએ, તમારામા દયા કયા છે? દયા હોત તો અમારા સાસુ ન જૂઅત!'

આ પ્રમાણે કહેનારાઓ માટે અમે એમ માનીએ કે 'આ લોકો અમારૂ અપમાન કરવા બોને છે? અમે જાણીએ કે 'દુ ખ થાય છે માટે બોલે છે' ઘણુ ગામડામા રહેતા હોય, પોતે ધર્મી હોય, સાધુનો વિહાર ન હોય ત્યારે દુ ખના માર્યા બોલી જાય

તમારી કુપ્રવૃત્તિઓ જોવાથી, જાણવાથી યા સાંભળવાથી સાધુ જરા લાલ પીળા થાય, તમને તમારી પામરતા બતાવે અને સુધારવાના ઈરાદે હિતકર એવી કટુ વાર્તાને પણ કહે એટલે એમ કહેવાય ખરૂ કે 'ગાળો દેવા બેઠા હતા!' સાધુ ગાળો **દેવા નથી બેસતા પણ હિતશિક્ષાઓ દેવા બેસે છે** પહેલે તો મીઠાશથી દે, ન સમજે તો કડવાશથી પણ દે અને એ દેવા માટે જેટલા ઉચિત ઉપાયો કરવા પડે એટલા યથાશક્ય કરવા એ તદ્દન જરૂરનુ છે

## શ્રી મેતાર્ય અને તેમના સાથી (મિત્ર)નું દૃષ્ટાંત વિચારો !

મુનિવર મેતાર્ય અને તેમના મિત્ર બન્ને પૂર્વ ભવમાં સંયમી હતા ત્યાં મુનિવર મેતાર્યના જીવે મુનિપણાની અમૂક ક્રિયા તરફ દુગચ્છા કરી હતી જેથી નીચ ગોત્રકર્મ ઉપાર્જન કર્યું હતું

સામાને સીધી ગતિમાં લઇ જવા માટે જેટલા ઉચિત ઉપાયો કરવા પડે એટલા બધાય કરવાની શાસ્ત્રમાં છૂટ છે પણ તે યોગ્યને માટે !–અયોગ્યને માટે તો ઉપાયો યોજવાથી તો લેવાના દેવા થાય. એક કવિવરે કહ્યું છે કે—

'મૂરખને જ્ઞાન કહી નર થાય, દેતા પોતાનું પણ જાય '

વાત લાવનારા એવી પણ વાત લાવે છે કે 'હવે બોલવામાં નહિ ફાવનારાઓ પથરા ઉડાડવા ઇચ્છે છે' પણ હું કહું છું કે 'એવી વાતો ઉપર ધ્યાન ન આપો ગમે એવા વિષમ સંયોગોમાં પણ શાસનસેવાની જે અમારી ફરજ છે તે અમે ન ચૂકીએ, એજ અમારી ભાવના વર્તે છે બાળક ગાળ દે, છણકો કરે, પેટમાં લાત મારે તોયે માતા, ઉકાળાનો પ્યાલો મોમાં રેડયા વિના રહે નહિ તેજ રીતિએ હિતૈષી પણ ગમે તે હિતકર વસ્તુ કહ્યા વિના નથીજ રહેવાના મારી ઈચ્છા તમને આ રજોહરણ એટલે કે સંયમ, તેના રાગી બનાવવાની છે કદાચ તેનો તમે આસક્તિ આદિના યોગે સ્વીકાર ન કરી શકો એ જૂદી વાત છે પણ 'તેનો સ્વીકાર કરવોજ જોઇએ, તેના સ્વીકારમાજ આત્માનું શ્રેય છે' આમ માનતા તો તમને બનાવવાજ જોઇએ અને તમારે પણ બનવુંજ જોઇએ કારણ કે, એ ભાવનામાજ જૈનશાસનની સાચી પ્રભાવના રહેલી છે પેલા મિત્રો સંયમના પ્રતાપે દેવલોકમાં ગયા ત્યાં એક વખત જ્ઞાનીની પાસે ગયા ત્યારે મુનિવરશ્રી મેતાર્યના જીવે જ્ઞાનીને પૂછયું કે 'હે ભગવાન્ ! હું ભવ્ય કે અભવ્ય ?'

જ્ઞાનીએ કહ્યું કે 'તું તો ભવ્ય પણ દુર્લભબોધિ છો, તને બોધિ પમાડનારને મહેનત ઘણી પડશે તે મુનિપણાની અમૂક ક્રિયાની ઘણી દુગચ્છા કરી છે'

જે ચીજ પામવી છે, પછી તે આજે કે કાને, આ ભને કે ભવાંતરે, તેની સામે જેટલા ચાળા કરવામા આવે, એટલુ દુર્લભબોધિપણુ થાય છે માટેજ તે જિનકથિત સન્માર્ગની સામે ચેન કરવામા લાભ નથી

મુનિવરશ્રી મેતાર્યના જીવ દેવતાએ પોતાના મિત્રને કહ્યુ કે 'જ્ઞાની મહારાજ મને દુર્લભબોધિ જણાવે છે, મારૂ આયુષ્ય પૂરૂ થવા આવ્યુ છે, હુ અધમ કુલમા જવાનો છુ, જો તુ સાચો સ્નેહી હોય તો કોઈ પણ પ્રકારે મને શ્રી જિનેશ્વરદેવનો ધર્મ પમાડજે'

ભાવના ફરી તૈયારી કરવા માટે એક વસ્તુ એવી બનાવી જેમા આ દેવનુ નામ લખ્યુ, જ્યા ઉત્પન્ન થવું છે એ વિગત લખી અને એ વસ્તુને જોતાજ સ્મરણ તાજુ થાય એવી રચના કરી, એ વસ્તુને યોગ્ય સ્થાને મૂકી મિત્ર સાથે ધર્મ પમાડવાનો સકેત કર્યો ત્યાથી ચ્યવી નીચ ગોત્રમા એ અવતર્યો ત્યા એકજ દિવસ રહ્યો, બીજે દિવસે શેઠને ત્યા આવ્યો શેઠની સ્ત્રીને તથા ચડાલની સ્ત્રીને સખીપણા હતા શેઠની સ્ત્રીને પુત્રીઓ થતી હતી માટે સંકેત કર્યો હતો કે 'તને પુત્ર આવે તો મને આપવો મારી પુત્રી તારે લેવી' આ મુજબ મેતાર્યનો જીવ ગર્ભમા આવી જન્મ્યો ચડાલને ત્યા,–પણ બીજેજ દિવસે શેઠને ત્યા આવી ગયો મેતાર્ય ઉમર લાયક થયો નગરના સારા સારા શ્રીમાનોએ પુત્રીનો વિવાહસબધ પણ તેની સાથે યોજ્યો મિત્ર દેવતાએ ઉપયોગ મૂકી જોયુ કે મારો મિત્ર તૈયાર થયો છે કે નહિ ? દેવ આવ્યો અને મળ્યો, કહેવા લાગ્યો, 'યાદ છે ? હુ આવ્યો,'

'કયાથી ?' 'દેવલોકમાથી '

'શી ખાત્રી ?' પેલા દેવે પેલી વસ્તુ બતાવી તરત યાદ તો આવ્યું પણ જ્ઞાનીએ દુર્લભબોધિપણુ કહ્યુ છે એટલે એ પણ એનો ભાવ'તો ભજવેજ ને ? મેતાર્ય–'વાત તો સાચી પણ હાલ મારાથી બની શકે તેમ નથી' **આત્મામા યોગ્યતા આવે તોજ જાતિસ્મરણ પણ લાભ આપે**

દેવતાએ કહ્યુ, 'તારે અને મારે સકેત છે, માટે તારા કહેવા મૃજબ બધુ કરીશ મારૂ માનીશ તો સુખી થઇશ નહિ તો એક પણ સુખ સીધુ ઉતરવા દઇશ નહિ'

દેવતાએ જાણ્યું કે આને ભયકર શિક્ષા ન થાય ત્યા સુધી આ માને તેમ નથી હવે પેલા ચડાળના શરીરમા પ્રવેશ કર્યો રાજગૃહીના મેદાનમા મેતાર્ય જ્યારે શ્રેષ્ઠિવર્યોની પુત્રીયોને પરણુવા ઘોડે ચઢીને વરરાજા બનીને જાય છે ત્યારે તરત પેલા ચડાળે આવીને કાડુ પકડયુ, 'અરે આ તુ દીકરો મારો, ને તુ આ બધી શ્રેષ્ઠિપુત્રીયોને પરણવા જાય!' તરત બધા વિસ્મય પામ્યા ચડાળણીને પૂછવા લાગ્યા ચડાળણીએ હતુ એ કહ્યું લોકોએ ચડાળ ચડાળ કરી દીધો મેતાર્યને ચડાળ પોતાના ઘરમા લઇ ગયો મેતાર્ય ચડાળના ઘરમા બેઠા છે, વિચારે છે 'મારી હાલત શી? શુ મોઢુ લઇ બહાર નીકળુ?'

દેવતા-'પરણી આવ્યા?'

મેતાર્ય—'આ જૂનમ?' દેવતા કહે, 'ત્યારે છોડ સસાર' મેતાર્ય કહે છે કે 'આવી રીતે? મારૂ માનપાન ગયુ, આબરૂ ગઇ, હવે સયમ લઉ તો લોક મને શુ કહે? હુ તને પગમા પડી કહુ છુ કે કોઇપણ ભોગે એકવાર શ્રેણિકની દીકરી જોડે પરણાવ, મારૂ હતુ એથીએ અધિક માનપાન કરી આપ, પછી જેમ તુ કહીશ તેમ કરવા તૈયાર છુ' દેવતાના પહેલા ધડાકે આટલી કબૂલાત તો થઈ દેવતાએ એવી કારવાઇ કરી કે એના ચડાળપણાનુ કનક ફીગાડી એને મૂળ સ્થિતિએ મૂકી દીધો અને રાજા શ્રેણિકની દીકરી સાથે પરણાવ્યો હજી તો પરણીને આવ્યો કે દેવતા આવ્યો અને કહ્યુ કે 'ઉઠો'

(સભામાથી) 'દેવતા પુઠે પડયો'

સમ્યગ્દૃષ્ટિ તો એને નિસ્તાર કરનારો માને વિષયકષાયમા લીન હોય તે એમ માને કે કેડે પડયો! આ તો ઉપકારીનો પ્રયત્ન છે હુ પણ એજ રીતિએ તમને વિષયકષાયથી બચાવવા માટે તમારી કેડે પડુ, એમા તમને કઇ વાધો છે?

મેતાર્ય —'ના, બાપા, ના, જરા દયા તો ખા પામ્યો છુ તે થોડી વાર ભોગવવા તો દે!'

બાર વર્ષ નીકળી ગયા મેતાર્યે જાણ્યુ કે દેવના આવીને ઉભો રહેશે એટલે સ્ત્રીને શીખવાડી રાખ્યુ સાભળ, 'મે દેવતાને બે વાર સમજાવી કામ કઢાવી લીધુ છે હવે મારૂ કહ્યુ નહિ માને તારાથી કૈંયુ પીગળાવાય તો પીગળાવજે'

બારે વર્ષે દેવ આવ્યો અને કહ્યુ કે 'ચાલો' સ્ત્રી કહે, 'મારી પર દયા નહિ?'

ઉપકારની ભાવના છતા, અવિરતિ દેવના, સ્ત્રીના કાલાવાલા અને રૂદન જોઇ ઢગી પડ્યો

સ્ત્રીએ કહ્યુ, 'બાર વર્ષ મારા'

દેવતાએ કહ્યુ, 'તમે હદ કરી બેયને કહુ છુ કે હવે હુ આવુ ત્યારે હુ નહિ માનુ'

દેવતા ફરી બારે વર્ષે આવ્યો તે વખતે પણ મેતાર્યની ભાવના તો નહોતી, પણ હવે ના કહ્યે ચાલે એમ નહોતુ હવે એ નીકળ્યો અને સયમ લીધુ અને ઉત્કટપણે પાળ્યું

દુર્લભબોધિપણા પર પ્રહાર થવા માટે કે તે હલકુ તો થવાજ માટે દેવતાના પ્રયત્નથી એને એમ તો થયાજ કરતુ હતુ કે ગયા વિના છૂટકો નથી વિચારો આવ્યા કરતા હતા દુર્લભબોધિ પણુ મટી સુલભબોધિપણું થતુ જતું હતુ યોગ્ય વિચાર ગમે તે યોગે આવે તો પણ લાભ આપ્યા વિના રહે નહિ

દુર્લભબોધિ મેતાર્ય દેવતાના પ્રહારોથી, ચાલુ વિચારોથી, સુલભબોધિ થતા જતા હતા તદ્દભવમુક્તિગામી એ હવે મહાત્મા બન્યા—મહર્ષિ બન્યા તેમના ઉગ્ર ચોરીનો આરોપ આવ્યો માસખમણુને પારણે, એકત્રીસમે દિવસે, ઉનાળાની ઋતુમા મધ્યાહ્નકાલે, એ મહર્ષિ ભિક્ષા લેવા નીકળ્યા ફરતા ફરતા એક સોનીના મકાન પાસે પધાર્યા સોની ધર્મવાસિત હતો આ મહાત્માને આવતા જોઇ બહુમાનપૂર્વક જવલા ઘડતો હતો તે ત્યાંજ મૂકી, પોતાને ત્યા લઇ જઇ મહર્ષિને વ્હોરાવવા માટેની વસ્તુ

લેવા અંદર ગયો ભવિન તતાનો યોગ છે કૌચ પક્ષી જવલા ચરી ગયો સોનીએ ભિક્ષા વહોરાવી મુનિવર શુદ્ધ ભિક્ષા લઈ ચાલી નીકળ્યા સોનીએ જવલા ન જોયા

સોનીએ વિચાર્યું કે 'મુનિ સિવાય કોઈ આવ્યુ નથી જવલા જાય કયા?' સોની પાછળ આવ્યો

મહીનાના ચાતિહારા ઉપવાસ છે, એકત્રીસમો દીવસ છે, મધ્યાહ્ન સમય છે, સૂર્ય ઉપર તપ્યો છે, નીચે જમીન રેતી તપેલી છે, બરાબર તડકા વચ્ચે, પાછળથી આવીને સોનીએ મુનિને ઉભા રાખ્યા ને પૂછ્યું કે 'જવલા કયા?'

મુનિ શુ કહે? હા, કે ના? હા કહે તો કૌચ પક્ષીના પ્રાણ જાય, ના કહે તો મૃષાવાદ થાય છે મુનિએ મૌન ધર્યું જેમ જેમ મુનિનુ મૌન વધતું ગયુ તેમ તેમ સોનીનો કષાય વધતો ચાલ્યો સોની કહે છે, 'જવલા લઈ જવા અને બોલવું નહિ!'

આ ભવમા બોધિ પામતા નહોતા દેવતાએ પમાડયા એજ આજે આ મહાત્મા છે એમણે બેય ભવમા બળાત્કારે દીક્ષા લીધી છે

પૂર્વભવમા તો આથીયે વધારે કફોડી સ્થિતિએ દીક્ષા લીધી છે આ ભવમા તો દેવતાએ વિનતી વિનવીને દીક્ષા લેવરાવી, પણ પૂર્વભવમા તો મુનિએ તકલીફ આપીને દીક્ષા આપી છે મુનિએ શરીરના અગોપાગ પણ મરડી નાખ્યા હતાં પૂર્વભવે પણ રાજીખુશીથી સયમ લીધુ નથી જેમ આ ભવમા દેવે પ્રેરણા કરી કરીને સયમ અપાવ્યુ તેમ પૂર્વભવમા મુનિએ બળાત્કારથી સયમ આપેલ છે

દેવતાનો જીવ તથા મુનિવર્ય મેતાર્યનો જીવ પૂર્વભવમા રાજપુત્ર તથા પુરોહિતપુત્ર હતા બેય ઉચ્છૃખલ હતા મુનિનું દર્શન પણ ગમતુ નહોતુ મુનિને દેખે કે મશ્કરી કરતા, ત્રાસ આપતા, દુખી દુખી કરી સાધુને રવાના કરી દેતા કુટુંબીની નારાજી હતા એ બન્નેય મુનિવરોને ભયંકર ત્રાસ આપતા એવા

એવા એ ઉચ્છૃખલ બની ગયા હતા. જે નગરના આ રાજપુત્ર અને પુરોહિતપુત્ર છે, તે નગરના રાજાના મોટાભાઇએ દીક્ષા લીધી છે રસ્તામા એમને કેટલાક ત્રાસ પામેલા સાધુઓ વિહાર કરતા કરતા જઇ ચડેલા મળે છે સાધુ (જે રાજા હતા) એ પૂછે છે કે 'એ નગરના શા સમાચાર છે?'

સાધુઓ કહે છે કે 'એ નગરમા સાધુઓએ જવુ વ્યાજબી નથી, ત્યા રાજપુત્ર અને પુરોહિતપુત્ર તરફથી બહુજ ત્રાસ છે'

સાધુએ વિચાર્યુ કે 'હુ જે નગરનો ત્યા આ ત્રાસ! ત્યાના રાજપુત્રથી ત્રાસ? એ રાજ્યમા સાધુઓ સુખેથી રહી શકે નહિ'' ગુરૂની અનુમતિ માગી ગુરૂ ગીતાર્થ હતા, તેને એ મુનિને એકલ વિહારની પણ આજ્ઞા આપી

પેલા મુનિ ત્યા આવ્યા ભિક્ષા લેવા પણ ગયા, અને ત્યા પેસતાજ મોટેથી ધર્મલાભ દીધો કુટુબીયો ભેગા થયા અને કહેવા લાગ્યા કે 'મહારાજ, ધીમેથી બોલો આ રાજપુત્ર તથા પુરોહિતપુત્ર બેય એવા પાકયા છે કે આપને કનડગત કરશે' મુનિએ ફરીથી પણ જોરથી ધર્મલાભ દીધો પેલા બેય જણા ઉપર હતા પણ હજી સુધી સાભળ્યુ ન હતુ મુનિએ વ્હોરીને નીકળતા એવો ધર્મલાભ દીધો કે જે અવાજ ઉપર પેલાના કાને જાય પેલાઓ નીચે આવ્યા અને મુનિની મશ્કરી કરવા માડી આ મુનિ કોણ છે, એ પણ એ ઓળખતા નથી પેલાઓ મુનિને કહે છે, 'કેમ નાચતા આવડે છે?' 'હા, આવડે છે તમને વગાડતા આવડે છે? તમે વગાડો અને અમે નાચીએ તમને વગાડતા નહિ આવડે તો હુ સજા કરીશ' મુનિએ નાચવુ શરૂ કર્યુ પેલાઓએ વાજુ વગાડવુ શરૂ કર્યુ વગાડતા ચૂકયા આ મુનિ પૂર્વાવસ્થામા બધી કલાઓમા પ્રવીણ હતા તરત ઉભા થઇને હાથ પગના હાડકા એકે એક ઉતારી મરોડી નાખ્યા એવા ઉતારી નાખ્યા કે પોતાના સિવાય કોઇ ઠેકાણે લાવી પણ ન શકે મુનિ ચાલ્યા ગયા પેલાઓ આમને ઓળખતા નહોતા, બૂમરાણ પાડવા લાગ્યા કુટુબીઓ જાણે છે કે મુનિની અવજ્ઞા થઇ રહી છે એટલે એ રાજપુત્ર

અને પુરોહિતપુત્રના ત્રાસથી કોઇ ખબર કાઢવાયે જતું નથી આખરે મુનિ ગયા પછી થોડીવારે બધા ભેગા થયા ત્યારે તપાસ કરી તો આ દશા જણાઇ રાજાને બોલાવ્યો રાજાએ જોયુ અને મુનિવર પાસે જઇને કહ્યુ કે 'ખૂબ આશાતના કરી છે, હવે ભોગવે આશાતનાના ફળ'

રાજા–'મહારાજ ! પણ હવે એ આવી અવજ્ઞા કદી નહિ કરે આપને પગે પડુ, આપ કહો તેમ કરીએ'

'તેઓ સયમ લેવાની કબૂલાત કરતા હોય તો આવુ'

રાજા તે છોકરાઓ પાસે આવીને કહે છે કે 'એ મુનિવર તો બીજા કોઇ નથી પણ મારા મોટા ભાઇ છે એ અહીં આવવા માગતા નથી જો તમે મુનિ થવાની કબૂલાત કરતા હો તો આવે' પોતા વિચારે છે કે 'જે મુનિપણાની મશ્કરી કરી હતી તે લેવુ પડશે આ શી દશા ! પણ હવે એ કઇ મુનિ થોડા માને એવા છે આપણાથી આમ કઇ થોડુ જીવાય એમ છે' કહ્યુ, 'બાપાજી ! જાઓ, એમ તો એમ' શાસ્ત્ર કહે છે કે **શક્તિનો ઉપયોગ તે જ કરે કે જે અજમાવેલી શક્તિનુ વાળણુ કરી જાણે** આ મુનિવરમા તે બેય ગુણો હતા

રાજા મુનિવરને બોલાવી લાવ્યા મુનિવર પધાર્યા મુનિવર કહે છે કે 'તમારી ખાત્રી નહિ પહેલા કપડા પહેરો તો પછી બધી વાત'

આમની જરાય ઇચ્છા છે ? નહિ

મુનિએ કપડા પહેરાવી પછી હાડકા સીધા જેવા હતા તેવા કર્યા

હવે મુનિની સાથે ચાલ્યા છૂટકો થાય ?

કુળવાન છે કપડા પહેર્યા, હવે મૂકાય નહિ **કુળવાનને બળાત્કારે પણ આપેલી ઉત્તમ ચીજ ફળે** મુનિ જાણે છે કે આ બેય કુલીન પણ અયોગ્ય વાતાવરણે એમની આ દશા હતી રાજકુમારે તો અપૂર્વ સયમ પાળ્યુ વિચાર્યુ કે જો આવા ઉપકારી ન મળ્યા હોત તો આપણે ક્યા ગયા હોત ? ચોથા

પુરોહિતનો દીકરો પૂર્વાવસ્થામાં જરા સ્વચ્છતાવાળો ખરોને, એટલે એ મુનિની એક અમૂક ક્રિયાની દુર્ગચ્છા કરતો તેથી તેણે નીચ ગોત્રકર્મ બાંધ્યું

દેવલોકમાં ગયા પછી તો તેણે પણ કહ્યું કે, 'ભવો ભવ આવા ઉપકારી મળજો અને ત્યાંથી અધમકુળમાં જતા પહેલાં દેવને પણ કહ્યું કે જેમ મુનિવરે ઉપકાર કર્યો તેમ તું પણ કરજે'

ફાયદાકારક વસ્તુ-ઔષધિ હોય તે બાળકને આપવી તો પડે જ સાકરના ગાંગડા સાથે લે તો તેમ, નહિ તો સૂવાડીને, છાતી પર પગ મૂકીને, મોઢું પહોળું કરીને અને અંદર વેલણ ઘાલીને પણ આપવાની યોગ્ય ઔષધિ આપવીજ પડે પણ ઇરાદો રોગથી મુક્ત કરવાનો હોય મુનિ પણ ગમે તેવા ઉચિત ઉપાયો આદરે પણ ઇરાદો કયો? સંસાર રોગથી પીડાતાઓને ભાવ ઔષધ આપવાનો બીજો ઇરાદો હોય તો દોષના ભાગીદાર

**જેને એક લાખ શિષ્ય હોય, પણ જો તેનામાં ગુરૂતા ન હોય તો એ દુર્ગતિએ જાય. લાખ શિષ્ય કંઇ મુક્તિએ લઇ જાય તેમ નથી મુનિપણું પાળે તો વગર શિષ્યવાળો પણ મુક્તિએ જાય**

(પ્રશ્ન૦ એકસો આઠ શિષ્ય કરે એ ગણધર થાય એમ ખરૂં?)

ગણધર કોણ હોય? ભગવાનના હસ્તે દીક્ષિત, બીજબુદ્ધિના ધણી ને સ્વયં દ્વાદશાંગીના રચનાર હોય કહો હવે આ વાત સાથે ૧૦૮નો મેળ શો?

પાંચસે શિષ્યના ગુરૂ અભવ્ય હતા એ તમે ક્યાં નથી જાણતા? જે તીર્થંકરદેવો 'સવિજીવ કરૂં શાસનરસી'ની ભાવના વાળા, એમના અનુયાયી અમે 'એકસો આઠજ સંયમી થાય,' એમ કેમ ઇચ્છીએ? (સભામાંથી-ક્રોડો)

અરે ક્રોડો પણ નહિ બધાએ

શ્રી જિનેશ્વરદેવે પહેલા સમવસરણમાં કેટલાકને સાધુ બનાવ્યા, કેટલાકને શ્રાવક બનાવ્યા અને કેટલાકને સમ્યક્ત્વ આપ્યું

બધા ઉભા થયા હોત અને સાધુપણું માગ્યુ હોત તો ભગવાન્ ના પાડત? ના, ભાઈ, ના, તમે બધા આવશો તો ઘરમા કોણ રહેશે, એમ ભગવાન કહેત? નહિજ

સાધુ ધર્મની શકિત બધામા નહોતી માટે બાકીના શ્રાવક બન્યા અને જેઓમા એ પણ તાકાત નહોતી તેઓએ સમ્યક્ત્વ લીધુ

આજે તો કહે છે કે બધા મુક્તિએ જાય તો સસારનુ શું થાય? આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરેલો સસાર ખાલી થાય એમા તમને શોક કે આનદ? જો કે એમ કદી થવાનુજ નથી

કોઇ પણ કાલે જ્ઞાની પામ જનારે જ્યારે આ પ્રશ્ન પૂછાયો, પૂછાય, અને પૂછશે કે—

'ભગવન્! સિધ્ધમા કેટલા જીવો ગયા?'

ત્યારે ત્યારે એકજ જવાબ અને તે એકે,—

'એક નિગોદનો અનતમો ભાગ' આવી અસખ્યાતી નિગોદ છે

આ ઉત્તર કાયમનો છે કાયમ રહેશે સસારના જીવો કેટલા? એક નિગોદમા અનતા જીવો છે માટે સસાર ખાલી થવાનો નથી એટલે સસારના રસીયાઓએ, કોઇ આત્મા મુક્તિ માર્ગે પ્રયાણ કરતા હોય તો તે માટે રોવાની જરૂર નથી

**બીજાને પૈસા મળે એ દેખીને દરિદ્રી રૂએ છે તેમ** ન થવુ જોઇએ શ્રી મેતાર્ય મુનિવરે પણ બલાત્કારે સયમ લીધો હતો અને આ ભવમા પણ એમજ આજે એ ઉન્નત કોટિના આત્મા બન્યા મહાવ્રતની રક્ષા અને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના પાલન માટે સ્થિર ઉભા ગુસ્સે થયેલા સોનીએ લીલી ચામડની વાધર કપાળે વીંટી, બાધી અને ખેંચવા માંડી મુનિ તો એજ વિચારે છે કે મારી પ્રતિજ્ઞા પલાતી હોય, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ઉપર નિર્ભર રહેવાતુ હોય તો મારા શરીરની શી ચિંતા? નસો તૂટે છે તટ તટ અવાજ થાય છે, ગરમીના યોગે હાડકા ફટ ફટ ફુટે છે

મુનિ-આ મહર્ષિ ચિંતવે છે, 'હે આત્મન્! કલેવરનું દુ ખ ન ચિંતવ શાંતિપૂર્વક સહન કરવાની આવી તક ફરી ફરી મળવાની નથી નરકાદિમા પરાધીન પીડા છે ' સખ્યાબધ આત્માઓ અનતગુણી વેદના ભોગવી રહ્યા છે, તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના પાલન માટે આ વેદના સહી લે એમા સોનીનો દોષ નથી મ્હારા કર્મનો દોષ છે'

મુનિ સમતારૂઢ બન્યા પૂર્વના મહર્ષિઓએ સહન કરેલુ ચિંતવવા લાગ્યા જેમ વાધર તથા ગરમીના યોગે નસો તૂટવા લાગી, અને હાડકાં ફૂટવા લાગ્યા, તેમ ભાવનાના યોગે કર્મના બધ છૂટવા લાગ્યા અહીં જે વખતે વાધરની પીડાના યોગે મુનિની આંખો બહાર નીકળી તેજ વખતે મુનિના ઘાતિકર્મ ક્ષય પામ્યા ચર્મચક્ષુ પ્રગટ થયુ-કેવલજ્ઞાન થયુ અને ત્યાને ત્યાજ અતકૃત કેવલિ થઇ મુક્તિએ ગયા બલાત્કારના સયમનુ પણ આ ફળ

સોની એ મુનિવરને તે સ્થિતિમા મૂકી ઘેર આવ્યો એજ વખતે દૈવયોગે પોતાની સ્ત્રીએ ઉપરથી લાકડાનો ભારો નીચે નાખ્યો એના અવાજથી ઘેનમા પડેલુ કૌચપક્ષી જાગી ગયુ અને એને દસ્ત થઇ ગયો દસ્તમા તમામ જવલા નીકળ્યા સોનુ 'કાઇ પચે? સોનીએ વિચાર્યું', 'જૂલમ થયો, ઋષિની ઘાત થઇ' ગુરૂ કોના? શ્રેણિક મહારાજાના પણ ગુરૂ

ભયના યોગે સોનીએ ઘરબાર મૂકી તે મુનિવરના શબ પાસે આવી એજ વખતે એજ મુનિનો ઓઘો મુહુપત્તિ લઇ-અગીકાર કરી મુનિપણ સ્વીકારી લીધુ શ્રેણિક મહારાજાને ખબર પડી કે તરતજ આવ્યા પણ જ્યા સોનીના હાથમા રજોહરણ જોયુ-એટલે બસ શ્રેણિક મહારાજાએ કહ્યુ કે 'થયુ તે થયુ, અત્યારે જો તમે આ વેષમા ન હોત તો તો સખ્ત શિક્ષા કરત'

સોનીને ભય હતો કે શ્રેણિક મહારાજા શુ કરશે? ધર્મનુ અપમાન-ઋષિનો ઘાત તેઓ સહન નહિ કરે

ધર્મની આ ખ્યાતિ હતી સોની પણ મુનિપણુ પામ્યો વસ્તુ ફળે પણ તે માટેની યોગ્યતા જોઇએ

## વ્યાખ્યાન ૩૩ મુ.

### સસાથી સાધક શુ માને?

પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ દુર્લભ માનવજીવનની સફળતા માટે ફરમાવે છે કે –'શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ, એના ઉપર શ્રદ્ધાને મજબૂત કેળવવી અને શ્રદ્ધામા મજબૂત રહીને યથાશક્તિ સયમમા પ્રવર્તન કરવુ ' શાસ્ત્રના શ્રવણ પર રૂચિ થાય–આત્મા પ્રબલપણે જાગૃત થાય, તે ખાતર શાસ્ત્રના કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ કયા અનુષ્ઠાનોના યોગે તીર્થપતિ બન્યા તેની વિચારણા કરી રહ્યા છીયે શ્રી નદનમુનિજીના ભવમા, માસખમણને પારણે માસખમણ કરી વીશસ્થાનક તપ આરાધી, એમણે તીર્થંકર નામકર્મની નિકાચના કરી એ ભવમા એ મુનિવર અન્તિમ આરાધના કરે છે, અત્યારે આપણે એ વિચારી રહ્યા છીયે આવા મુનિવરને પણ અત સમયે આરાધના વિના ચાલતુ નથી આપણે જોયુ કે આરાધનાનો પહેલો પ્રકાર અતિચારની આલોચના છે અતિચાર કહો, પાપ કહો, કે દેષ કહો બધુ એનુ એક છે, પરતુ અતિચાર શબ્દ વિશેષ સ્થાને વપરાય છે **વ્રતમાં-નિયમમા જે દોષ લાગ્યા હોય તેને અતિચાર કહે છે.** સામાન્ય રીતે જોના દૈનદી બધી ક્રિયાઓમા દોષ તો ભરેલોજ છે મનમાય દોષનો સભવ છે બીજે તો દોષ છે જ એ સ્પષ્ટ કરવા આપણે મુનિપણાની આલોચનામાથી ગૃહસ્થની આલોચનામા આવ્યા મુનિને અવિરતિ નથી દોષને ઇરાદાપૂર્વક સઘર્યો નથી મુનિને સર્વથા અહિસક કહ્યા છે, કારણ તેઓએ ત્રિધા ત્રિધા એટલે મન, વચન, અને કાયાથી ન કરવું–ન કરાવવુ, ને ન અનુમોદવુ તે મૂજબનુ સર્વસાવદ્યયોગનુ પચ્ચખ્ખાણ આખી જીદગી માટે

કરેલ છે એ અપેક્ષાએ વ્રતધારી ગૃહસ્થ માટે વ્રતનુ બધન થોડુ છે અને મોકળાશ ઘણી છે

[ સભામાથી-આદર્શ ઉચો હોયને ? ]

આદર્શ ઉચો હોય પણ હૃદયમા ઉતરવો જોઇયે ને ! દોષ રહિત આદર્શ અવળે માર્ગે જતા કદાચ અટકાવે પણ તેટલુજ પૂરતુ નથી મુક્તિનો ગમે તેવો આદર્શ હોય છતા સર્વ કર્મોનો ક્ષય થયા વિના મુક્તિ ન મળે **ત્યાગના અવલબન વિના આત્માની સિધ્ધિ નથી.** ગૃહસ્થને વ્રત હોય સો વ્રતના અતિચારની, તે ન હોય તો સમ્યક્ત્વના અતિચારની તથા તે શિવાયની બધી વસ્તુની આલોચના કરવી પડે પણ એ દેશવિરતિ, સમ્યક્ત્વ અને માર્ગાનુસારીપણાના ગુણો શિવાયની વસ્તુઓને અકરણીય માને તેને ? સમ્યગ્દૃષ્ટિ આત્મા સમ્યગ્દર્શન, દેશ વિરતિ, અને સર્વવિરતિ શિવાય બીજુ બધુ કરણીય માને કે અકરણીય ? જ્યારે શ્રી સર્વજ્ઞદેવે વિહિત નહિ કરેલ સર્વ ત્યાજ્યરૂપ લેખાય ત્યારે તેનુ જ્યા જ્યા સેવન થતુ હોય એને એ પાપ માને કે નહિ ? અને પાપ માન્યા પછી 'કરવું પડે છે માટે કરીએ છીએ, એમા દોષ શો ?' એવો બચાવ સમ્યગ્દૃષ્ટિ કરે ખરો ? સમ્યગ્દૃષ્ટિ આત્મા તો એમજ માને કે 'આ બધુ (પાપાચરણ) કરવુ પડે છે, એજ એક જાતની પામરતા છે સર્વ વિરતિ, દેશવિરતિ સમ્યગ્દર્શન અને તેની પ્રાપ્તિમાં સહાયક એવા નિયમાદિ શિવાય કોઇ ચીજ કરણીય નથી અનાદિકાલથી આત્મા કર્મયોગે નબળો (Nervous નર્વસ) બન્યો છે,-આત્મ સત્તાને હારી ગયો છે, એનુંજ આ ભ્રમણ ચાલી રહ્યુ છે' શ્રી જિનવિજયજી મહારાજ મહાવિદેહક્ષેત્રમા વિચરતા શ્રી અનત વીર્ય જિનની સ્તુતિ કરતા કહે છે કે —

'આતમસત્તા હારી, સસારે હું ભમ્યો,
મિથ્યા અવિરતિ રગ, કષાયે બહુ દમ્યો'

આટલો વિવેક આવી જાય તો શ્રી જિનેશ્વરદેવનુ શાસ્ત્ર સાભળના એવો ~~~ અને આનદ આવે કે જેની સીમાજ

**બલનો ઉપયોગ.—**

**જૈનશાસનમા તે વસ્તુની કિંમત છે કે જે વસ્તુ આત્મકલ્યાણની સાધનામા ઉપયોગી થાય. બલ પણ તેજ પ્રશસ્ય લેખાય છે કે જે આત્મગુણોના આવિર્ભાવમા ઉપયોગી થાય.** શ્રી તીર્થંકરદેવોના અનંત બલને જૂઓ, તે પરમ ઉપકારીઓના અનંત બલની કારવાઈ પારખો, જે જે કારવાઈ કરીને તેઓ તીર્થપતિ બન્યા તે તે કારવાઈ કરો તે તારકોએ બતાવેલા માર્ગે ચાલશો તો જ તે હદે પહોંચશો બાકી સ્વચ્છંદપણે યથા–તથા પ્રવૃત્તિ કર્યે અનંત બલ આવી જાય, એ માનતાજ ના. નાચવા કૂદવાથી કે દોડધામ કરવાથી કે ગમે તે ખાવા પીવાથી કે માદક પદાર્થોને ઠાંસી ઠાંસીને ઉદરમા ભરવાથી, કે ભક્ષ્યાભક્ષ્યના વિવેકને ભૂલી જઇ મોજશોખની ખાતર, અથવા શક્તિ આવી જશે એવી ભાવનાથી જે તે વસ્તુનો ઉપભોગ કરવાથી શરીર બલવાન બની જાય એમ એકાંતે માનવાની ભૂલ કદીજ ન કરતા! અને કદાચ તેમ કરતા એક જાતનુ ભયંકર ઉત્તેજના કરતુ બલ આવી પણ જાય તો તેની કશીજ કિંમત નથી, એટલુજ નહિ પણ ઉલટુ તે આત્મકલ્યાણની સાધનામા વિઘ્નરૂપ હોઇ આત્મગુણોનુ નીકંદન કરનાર થાય છે જે બલ આત્માના અનંતજ્ઞાનાદિ ગુણોને વિકસિત કરે તેજ ખરૂ બલ છે જે આત્મામા તે બલ જેમ જેમ આવતુ જાય તેમ તેમ તે આત્મા ક્ષમાનો ભંડાર બનતો જાય જેનામા ક્ષમા નથી તે સાચા બલવાન નથી, જેનામા ઉદારતા નથી તે વાસ્તવિક અર્થમા શ્રીમાન્ નથી, જેનામા નીતિ નથી તે સત્તાધીશ નથી, અને જેનામા વિનય નથી તે વસ્તુત જ્ઞાની નથી

**હિતનાશક દુનિયાદારી —**

પણ વિનય એટલે દંભ નહિ–'દગલબાજ દૂણા નમે' એવુ નહિ બોલવુ જૂદુ બતાવવુ જૂદુ, ને વર્તન જૂદુ તે દંભ જ્ઞાન ઘણુ ઉંચુ, વસ્તુ મઝેની, પણ એની સાથે જે જોઇયે તે હોય તો એ કામનુ ધર્માત્મામા બલ જૂદી જાત હોય છે

તો આત્માઓના શરીર ઉપર આપત્તિ આવતી તે લાગતી નહોતી એમ નહિ, પણ તેઓને તે આપત્તિરૂપ નહોતી લાગતી, કારણ કે એઓ આપત્તિમા પ્રાપ્તિ જોતા આપણે સપત્તિ જુદી માની છે દુનિયાદારીના સયોગોથી આ સયોગો સારા છે ક નહિ તે હજી કળતુ નથી કેટલાક કહે પણ છે કે સાભળતા તો આ સારૂ લાગે છે, પણ સાભળવાનુ બધ થયુ કે મોહના યોગે ઝેર પીનુ સારૂ લાગે છે,

## (સભામાથી-પણ ખુમારી તો રહેને ?)

ખુમારી રહે તો સારી વાત આ બે કલાકની ખુમારી બાકીના બાવીસે કલાક રહે એ હુ ઇચ્છુ છુ, અને તો તો પછી એવી સ્થિતિ થાય કે માત્ર સાભળવાપણુજ, લાંબો કાળ ન રહે પૌદ્ગલિક પદાર્થો અનિત્ય છે, એના સયોગો આ માને ખરાબ કરનાર છે, એના સેવનથી આત્માનુ શ્રેય નથી, એમ લાગે તે માટે જ આ મહેનત છે જે આત્માને પૌદ્ગલિક ભાવોની અસારતા ન દેખાય તે મૂકીને આવે? પેલુ તો મળેલુ છે, અહી તો મેળવવાનુ છે મળેલુ મૂકી મેળવવાનુ લેવા કોણ આવે? મનથી ભલેને બધાએ હવાઇકિલ્લા બાધે, પણ દરેકને એ માન્યા વિના છુટકોજ નથી કે 'આ સઘળુ મૂકીને ગયા સિવાય ચાલવાનું નથી' એ જાણવામા, માનવામા અને સમજવામા પણ છે, છતા હજી એ જાણવો જોઇએ તેવો ભાસ થયો નથી કે આ બધી વસ્તુઓ હિતકર નથી જાણવામા હોવ, સમજાય, નજરે અનુભવાય છતા મૂકવાની વૃત્તિ થતી નથી, તેનુ કારણ આ હિતકર છે તેની જોઇએ તેવી ખાત્રી નથી થઇ એજ છે, અને એ સમજાવવા માટેનોજ આ બધો પ્રયાસ છે

**સમ્યક્ત્વનુ લક્ષણ**

સમ્યગ્દૃષ્ટિ આત્મા સમ્યગ્દર્શન, દેશવિરતિ અને સર્વવિરતિ પોતામા જે હોય તે સિવાયની બીજી એક પણ ચીજને કર્ણીય કોટિમા માનશે નહિ સાધુએ તજ્યુ તેને સમ્યગ્દૃષ્ટિ અકરણીય માને-સાધુએ છોડયુ તેને શ્રાવક છોડવા જેવુ માને

બધુ છોડવાનુ કહે તેમા શ્રાવક હાજી ભણે શ્રાવકનો તો એકજ ભાવ હોવો જોઇએ કે આ બધુ છૂટશે તો જ અમારૂ કલ્યાણ શ્રાવકે તો એમજ કહેવુ રહ્યુ કે, 'અમે તો છોડવાજ આવીયે છીયે, આપ છોડાવો—છોડાવવા પ્રયત્ન કરો!' શ્રી જિનેશ્વરદેવ પાસે અને નિર્ગ્રંથ ગુરૂવર્ગ પાસે ત્રણે કાલ એમની સેવામા દર રોજ બરાબર લીન રહેવાનુ એકજ કારણ છે અને તે એજ કે મિથ્યાત્વ, અવિરતિ એને કષાયાદિક બધનોથી આત્મા છૂટો થાય અને એજ વિનવવાનુ કે—'અમે વિષયકષાયોમા ફસાયેલા છીએ અને સ્નેહાદિ બધનોના યોગે તદ્દન નમાલા બનેલા છીયે, હવે સાચી સસારતારક શૂરવીરતા આવે અને એ નમાલાપણુ મટી જાય, બધન છૂટી જાય તે માટે પ્રયત્ન કરો! આપ તારક છો તારક તરીકે આપની ફરજ છે' તમારા અને અમારા સબધનુ પરિણામ અને હેતુ તો આજ કે કોઇ બીજો? એક જૈન તરીકેનુ ધ્યેય આજ હોયને? આ ન થાય ત્યા સુધી સાધુ—શ્રાવકની પણ સાચી એકતાની વાતો કરવી ફોકટ છે, એમ તમને નથી લગતુ? **ભગવાન્ શ્રી મહાવીરદેવનુ નામ દેવુ અને ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞાની વાત આવે ત્યારે તે આજ્ઞાની અવગણના કરવા તૈયાર થવુ એ ખરેખર ભગવાન્ શ્રી મહાવીરદેવ પ્રત્યેની ભક્તિ નથી પણ ઉ ટી આશાતનાજ છે** 'શેઠ ખરો, માલીક ખરો' એમ કહેનાર પણ જો શેઠની આજ્ઞાનો અનાદર કરે તો ચાલે ખરૂ? જો તે નજ ચાલે તો પછી ભગવાન્ શ્રી મહાવીરદેવને પોતાના તારક તરીકે સ્વીકારનાર જો જમાનાના નામે ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞાનો અનાદર કે અવગણના કરે તો એ કેમજ ચાલે? ભગવાન્ શ્રી મહાવીરદેવને સર્વજ્ઞ અને સર્વદર્શી તરીકે સ્વીકારનારે એમ કહેવુ કે 'ભગવાન્ શ્રી મહાવીરદેવની આજ્ઞા આ જમાનામા નહિ ચાલે'—એ જૈનપણાનુ ભયકર લીલામ છે એવુ કથન કરવુ એ જૈનપણાની સેવા ન કહેવાય **દરેક કાલમા સમ્યક્ત્વપ્રાપ્તિ જેટલી કઠીન હોય તેથી પામેલા સમ્યક્ત્વની રક્ષા કરવી એ કઈ**

ગુણી કઠીન છે પંચમકાલ, તેમાંયે હુંડાવસર્પિણી કાલ, કૃષ્ણપક્ષીના જીવ, એનું મોટું ટોળું, એની દયા, એનાથી પોતે બચવું અને અન્યને બચાવવા એ નાની સુની વાત નથી આત્મા જો શ્રી જિનાજ્ઞામય બને, શ્રી જિનાજ્ઞામાં ઓતપ્રોત થઇ જાય અને ભીતવાતમાં 'जिना' किं कथयन्ति ? जिना' किं कथयन्ति?' જિનેશ્વરો શું કહે છે? જિનેશ્વરો શું કહે છે?'' એનીજ ઉદ્‌ઘોષણા અને વિચારણા ચાલતી હોય તો આત્માનો ઉદ્ધય સ્હેજે થઇ જાય શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને અનુસરતી કારવાઇ તો દૂર રહો પણ આજ્ઞાથી વિરૂધ્ધ કારવાઇ ન થઈ જાય એની ખાસ કાળજી રાખવી જોઇએને? આ જાતની કાળજી ન રાખે તો હોય તે પણ ગુમાવાય ગૃહસ્થ છેવટે આલોચના કરતી વખતે તો સઘળી પૌદ્‌ગલિક વસ્તુઓને હૃદયથી વોસિરાવે અને વિચારે કે 'હું પામર છું આ આખી જીંદગી વહી ગઇ, વર્ષોના વર્ષો વીતી ગયા, જે શાસનમાં નાનામાં નાના બાળકોએ પણ સઘળા કર્મબંધના સંયોગો તજી દીધા તે શાસન-સુરતરૂને પામવા છતાં હું પામર આખી જીંદગી વહી ગઇ ત્યાં સુધી ન તજી શક્યો હવે આ છેલ્લી ઘડીએ તો તજું'

**શ્રી ઉદાયન રાજર્ષિની વિચારણા**

અંતિમ રાજર્ષિ ઉદાયન કોઇ એક દિવસે પાક્ષિક પર્વમાં પૌષધ અંગીકાર કરી પૌષધશાલાની અંદર રાત્રિએ ધર્મજાગરણ કરતાં દુષ્કર્મનાશક વિચારણા કરતા વિચારે છે કે –

"जीवाण जलहिनिवडिय-रयण व सुदुल्लह मणुस्सत्त।
तत्थवि आरियखित्त, तओ य कुल्जाइओ सुद्धा ॥१॥
तओ य दुल्लह इह, अहीणपचिंदिय जए रूव।
तमि वि निरोगत्त, तत्थावि दीहमाउ च ॥२॥
अह दुल्लहधम्ममई, तो गुरुजोगमि धम्मसवण च।
एयमि वि सद्दहण, तओ य जिणदेसिया दिवसा ॥३॥
ता पत्तो एस मए, मणुवसाईण दुल्लहो लाहो ।
इक्क जिणदहिक्ख, दुक्खक्खयकारण मुत्तु ॥४॥

धन्ना जयंमि जेहिं, पत्ता बालत्तणे वि जिणदिक्खा।
जम्हा ते जीवाण, न कारण कम्मबंधस्स ॥८॥
विजयंतु ते पएसा, विहरेई जत्थ वीरजिणनाहो ।
जेसिं तप्पउमकरो, सिरंमि जाओ य तेसिं नमो ॥९॥
धन्नो ह जइ सामी, वीरजिणो इत्थ एइ विहरंतो ।
तो सहलं नियजम्मं, करेमि गिन्हिय समणधम्मं ॥१०॥''

"આ સંસાર-સાગરમા, સાગરમા પડેલા રત્નની માફક, મનુષ્યપણું પણ જીવોને સુદુર્લભ છે તેમા પણ આર્યક્ષેત્ર, તે પછી શુદ્ધ કુલ અને જાતિ, તેમા પાચે ઇંદ્રિયોથી સંપૂર્ણ શરીર, તેમા પણ નિરોગીપણુ અને દીર્ઘ આયુષ્ય અતિશય દુર્લભ છે આ સઘળી વસ્તુઓની પ્રાપ્તિ પછી પણ ધર્મની મતિ થવી એ દુર્લભ છે, તે થયા પછી ગુરૂના યોગમા ધર્મનું શ્રવણ દુર્લભ છે, તે શ્રવણનો લાભ મળ્યા પછી પણ શ્રદ્ધા થયા બાદ શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશેલી દીક્ષાની પ્રાપ્તિ ઘણીજ દુર્લભ છે, છતા પણ મે તો દુ ખના ક્ષયમા કારણરૂપ એક શ્રીજિનદીક્ષાને છોડી મનુષ્યપણા દિનો દુર્લભ લાભ મેળવ્યો છે **આ જગતમા તેઓ ધન્ય છે કે જેઓએ બાલપણામા શ્રી જિનદીક્ષા પ્રાપ્ત કરી છે, કારણ કે તેઓ જીવોને કર્મબંધનના કારણરૂપ થતા નથી,** તે પ્રદેશો વિજયવતા છે કે જ્યા શ્રી વીરજિનનાથ વિચરે છે અને તેઓને મારા નમસ્કાર છે કે જેઓના મસ્તક ઉપર શ્રી જિનેશ્વરદેવનુ કરકમલ સ્થાપિત થયુ છે જો વિચરતા સ્વામિ શ્રી વીરજિનેશ્વર અહીં પધારે તો ધન્ય એવો હુ શ્રમણધર્મ અંગીકાર કરીને મારા જન્મને સફળ કરૂ"

હવે વિચારો કે જે રાજા મહારાજાઓએ, જે મંત્રીશ્વરોએ અને જે શેઠ શાહુકારોએ શાસનની પ્રભાવના કરી તે કયી ભાવનાઓના યોગે? રાજર્ષિ ઉદાયન તો વિચારે છે કે—

**"તેઓ ધન્ય છે કે જેઓ બાલપણામા સંયમ પામ્યા છે અને હવે તો પ્રભુ પધારે તો હુ પણ તે શ્રમણધર્મનો સ્વીકાર કરૂ."**

આવી ઉત્તમ ભાવનાઓમાજ જીવનનુ શ્રેય સમજતો શ્રાવક અતિમ આલોચના સમયે એ વિચારે કે, 'જે શાસનમા બાળ કોએ પણ સઘળુ વર્જી શાસનસેવામા પોતાના જીવનને સમર્પ્યુ, તે શાસનમા રહેવા છતા પણ હુ મરતા સુધી આ જ જાળ છેડી શકયો નહિ નહિ સેવવાયોગ્યની સેવામા કેટલો કાળ વીતાવ્યો? જે જીવનમા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુ સેવન કરવુ જોઇયે, તે જીવનમા વિષયકષાયનુ સેવન કર્યુ, પામર બન્યો અને કર્મના વિષમ ઉદયને આધીન બન્યો હવે જ્યારે મને કે કમને મારે આ બધુ છોડ્યા શિવાય છૂટકો જ નથી, તો અત્યારે આ છેલ્લી ઘડીએ તો મારે હૃદયથી સર્વ વર્જવુ જોઇએ અને અ યાર સુધી સેવેલ પાપસ્થાનકોની આલોચના અ ત કરણ પૂર્વક કરવીજ જોઇએ જે આલોચના અ તે કરવાની છે, એનો અભ્યાસ તો અત્યારથી કરો! પ્રત્યેક પાપક્રિયાને આચરતા પહેલા એનુ ફ્લ આત્માને કેટલુ હેરાન કરનારૂ અને પરભવમા દુ ખ દેનાર થશે તે વિચારી યથાશકય રીતે પાપવૃત્તિથી પાછા હઠતા શીખો!

નિર્યામકની જરૂર–

ભગવાન્ શ્રી વજ્રસ્વામિજીને દશ પૂર્વધર બનાવનાર દશ પૂર્વ ધર શ્રી ભદ્રગુપ્ત ગુરૂશ્રી જેવાએ પણ અધ્યયન માટે શ્રી વજ્ર સ્વામિજી પાસે જતા ભગવાન્ શ્રી આર્યરક્ષિતને કહ્યુ કે –

"ऊचुश्च वत्स ! धन्योऽसि, कृतार्थोऽसि सुधिरसि ।
विहाय यो हि ब्राह्मण्य, श्रामण्य मत्यपत्स्यथा. ॥१॥
अथाह क्षीणशेषायु'–कर्मा त्वामर्थयेऽनघ ! ।
कर्तुकामोऽस्म्यनशन, मम निर्यामको भव ॥२॥"

"હે વત્સ! તુ ધન્ય છો, કૃતાર્થ છો અને સારી બુદ્ધિનો સ્વામી છો કારણ કે તે બ્રાહ્મણપણાનો ત્યાગ કરીને શ્રમણ પણાનો સ્વીકાર કર્યો છે આજે હે અનઘ! ઘણુ ક્ષીણ થઇ ગયુ છે અને થોડુ બાકી રહ્યુ છે આયુષ્યકર્મ જેનુ, એવો હુ તને અભ્યર્થના કરૂ છુ કે–હુ અનશન કરવાની ઇચ્છાવાળો છુ માટે તુ નિર્યામક થા."

આવા દશ પૂર્વધરો પણ નિર્યામકની તપાસ રાખે છે તો તમારે અને અમારે તેની ચિંતા કેટલી રાખવી જોઇએ? જેમ રાજા મહારાજાઓ શરીરની રક્ષા માટે ડૉક્ટરો સાથે રાખે છે, તેમ આત્માના પૂજારીને આત્માની રક્ષા માટે કોઇ તેવા રક્ષકની જરૂર ખરી કે નહિ? ઘરમા, કુટુબમા, પરિવારમા એક એક આત્મા તો એવો જોઇએ કે જે ચોવીસે કલાક પાપમાથી બચાવવા માટેની ઘોષણા કર્યા કરે, એટલે કે એ એમ કહ્યા કરે કે – "નાની જીદગી છે, કયા સુધી ધંધા ને રોજગાર આરભ ને સમારભ! ચેતો!" આજ તો આવી ઉલટુ બોલનાર પણ સારા મનાય છે, એ એક દુર્ભાગ્યનીજ નીશાની છે કે નહિ? તમારે પાપના ખાડામા ગબડવુ ન હોય તો આવા એક આત્માને સાથી તરીકે રાખો કે જે સમયે સમયે તમને ચેતવે,–પાપને પાપ તરીકે સમજાવે. પૂઠે પડનાર જોઇએ આવા પૂઠે પડી પાપને પાપ તરીકે સમજાવી ચેતવનારાઓના યોગેજ ઘણા આત્મા બચી ગયા છે, બચી જાય છે અને બચી જશે

## જ્ઞાની ગમે તેમ વર્તે તોયે ચાલે!

શ્રી બપ્પભટ્ટીસૂરિવરનુ દષ્ટાત જોઇએ "શ્રી બપ્પભટ્ટીજીની પ્રાય સોળ વર્ષની વય છે જુવાનીએ ચઢતા અને સમર્થ વિદ્વાન્ છે રૂપમા કામદેવ અને આમરાજા જેવા જેમના શિષ્ય છે, એમને ગુરૂએ આચાર્યપદ ઉપર સ્થાપિત કર્યા અને હિતશિક્ષા આપતા ફરમાવ્યુ કે –

"अथानुशिष्टो गुरुणा, विधिवद्ब्रह्मरक्षणे।
तारुण्य राजपूजा च, वत्सानर्थं द्रय हृद ॥ १ ॥"

ગુરૂએ બ્રહ્મવ્રતના વિધિપૂર્વક રક્ષણ માટે કહ્યુ કે –"હે **વત્સ! તરૂણ અવસ્થા અને રાજાની પૂજા એ બન્ને અનર્થના કરનાર છે"** આ પ્રમાણે સાભળીને ભગવાન્ શ્રી બપ્પભટ્ટીસૂરિજી વિચારે છે કે આવી અનુપમ હિતશિક્ષા ભવોદધિત્રાતા પરમ ગુરૂદેવ શિવાય અન્ય કોણ આપે? મારે એવુ જીવન

બનાવવુ જોઈએ કે ગુરૂને 'આનો દુરૂપયોગ નહિ થાય' એવી ખાત્રી થવી જોઈએ આથી આચાર્યદેવ શ્રી બપ્પભટ્ટીસૂરિવરે–

भक्तं भक्तस्य लोकस्य, विकृतीश्चाखिला अपि।
आजन्म नैव मोक्ष्येऽह–ममु नियममग्रहीत्   ॥१॥

'ભક્ત લોકનુ ભોજન અને સઘળી પણ વિગઈઓને એટલે કે ઘી, દૂધ, દહીં, તેલ, ગોળ અને તળેલી વસ્તુનુ આખી જીદગી સુધી કદીજ ભક્ષણ નહિ કરૂ'–આ પ્રકારના નિયમ અગીકાર કર્યો. આથી ગુરૂદેવને આનદ થયો પણ દયા ન આવી, કારણ કે આ ગુરૂદેવ તાત્ત્વિક દયાળુ હતા. આથી તેઓ પ્રફુલ્લિત થયા, કારણ કે તેઓને શરીરની ચિંતા કરતા આત્માની ચિંતા વધુ હતી સોળ વર્ષની વયમા આ ભાવના! **વિગઈઓ વિકારનુ ઘર છે અને વગર કારણે તેના ભક્ષણને શાસ્ત્રે પાપ કહ્યુ છે.** જે ચીજોથી પડવાનો સભવ છે, તે ચીજોને વાતવાતમા તજી દેવા તૈયાર થાય એ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાની અપૂર્વ આરાધના કરી શકે છે ત્યાગના મર્મને સમજનારા આત્માઓ 'ત્યાગ અને વૈરાગ્ય હૃદયમા છે,' એમ કહીને પોતાની અશુભ પ્રવૃત્તિઓનો કદીજ બચાવ ન કરે આજ તો પોતાની જાત માટે કેટલાક કહે છે કે હૃદયથી વીતરાગ છીયે, પછી સસારમા રહીએ તો વાધો શો? આ વીતરાગતા જૂઠી ભાઈ!, વીતરાગતા આવી તો સસારમા રહ્યા છો શુ કામ? બેઠા તો રાગમા છો અને વિરાગી છુ, વિરાગી છુ–એમ સસારમા રહીને પણ કહ્યા કરે એની અસર શુ થાય? હૃદયથી વૈરાગ્યવાસિત, દુષ્કર્મના યોગે સસારમા બેઠો હોય તો પણ એને દુ ખ થાય, પણ બચાવ ન કરે કે રહેવામા વાધો શો?

(સભામાથી–એક પુસ્તકમા લખેલ છે કે, 'જ્ઞાની ગમે તેમ બોલે, ખાય, પીએ, વર્તે તો હરકત નહિ આ વાત મને બેસતી નથી')

તમારી વાતને હુ સમજ્યો જે પુસ્તકમા એ જાતના લખાણની વાત કરો છો, તે પુસ્તકમાં જે ઉપશમશ્રેણિનુ સ્વરૂપ લખ્યું છે તે, જૈનશાસ્ત્રથી તદ્દન વિપરીત છે અને ઉપરથી 'વધા

રામા લખે છે કે 'જાતે અનુભવેલુ છે' જે કાલમા જે વસ્તુના અનુભવનો શ્રી જિનેશ્વરદેવે નિષેધ કર્યો છે તે વસ્તુનો અનુભવ થવાનુ તે પોતે જણાવે છે વધુમા આગળ ચાલતા એવા આશયનુ લખ્યુ છે કે—

'આ વાત વર્તમાન આગમમાથી કદાચ નીકળે, છતા ન નીકળે તો ગભરાવુ નહિ, ભગવાન્ મહાવીરના હૃદયમાં એ વાત હતી એ અમે બરાબર જાણીએ છીએ'

આ ઉપરથી સમજી શકાય છે કે તે આદમીને વર્તમાન આગમોનું પણ જ્ઞાન નથી, કારણ કે તે સબધમા તો કહે છે–'કદાચ નીકળશે' તો પછી તેમણે 'મહાવીરના હૃદયમા આ વાત હતી' એ કયા જ્ઞાનથી જાણ્યુ ? આ એક મહત્ત્વનો પ્રશ્ન છે

એવા આશયનું પણ લખાણ છે કે–'હુ કઇંક અદ્ભૂત કરવા માગુ છુ કઇંક નવું કરવા માગુ છુ પણ વાર છે આ વાત પવનથી પણ ગુપ્ત રાખજો આ વાત સાધુઓને કાને ન પડે એની કાળજી રાખજો નિર્વિકલ્પ અવસ્થાની ભૂમિકાએ, પહોચી ગયો છુ લગભગ તીર્થંકરપણાની કોટિમા ગયો છુ!' વિગેરે. કોઇએ પૂછયું કે, 'તીર્થંકર છદ્મસ્થાવસ્થામા કેવલજ્ઞાન પામેજ નહિ, એ વાત ખરી?' ત્યારે કહ્યુ કે 'કૂર્માપુત્ર કયા નહોતા પામ્યા?' પણ વાત એ છે કે, ભલા આદમી! કૂર્માપુત્ર તીર્થંકર કયા હતા? કોઇએ શ્રી તીર્થંકરદેવો જ્યા ભિક્ષા લે ત્યા પચ દીવ્યો પ્રગટ થવાની વાત પૂછી ત્યારે કહી દીધુ કે, 'એ તો શાસ્ત્રોની અતિશયોક્તિ છે!' આવુ આવુ કહ્યુ છે 'આગમ બાગમ વાચવાની જરૂર નથી હાથમા ચાવી આવી ગઈ છે સાધુઓ આગમનો અર્થ કરે તે સાભળશો નહિ એ અર્થ તો મને કાનમા કટકની જેમ ખટકે છે' આવા આવા આશયના લખાણોનો પણ એ ગ્રથમા ખજાનો છે **સાચુ જ્ઞાન હાડી પીટવા ન પ્રેરે.** કૂર્માપુત્રને ગૃહસ્થપણામા કેવલજ્ઞાન થયુ અને દેવતાએ છ માસ સુધી ઉપયોગ ન મૂકયો, આવ્યા નહિ, ત્યા એ એવી રીતે રહ્યા છે કે કોઇએ એમને કેવલજ્ઞાની જાણ્યા નથી **હાથો પોતાને**

**અભિમાનથી ડાહ્યો ન કહે વિરાગી ડાહી ન પીટે કે હુ વિરાગી છુ.** ઉપરના કથનમા શુ ભર્યું છે, એ બુદ્ધિશાલી ધારે તો સમજી શકે તેમ છે

'આત્મા ઉચી કોટિમા આવે ત્યારે ગમે તેમ ખાય, પીએ, વર્તે, બોલે તોયે એને કોઇ પૂછનાર નથી' આ પ્રમાણે જ્ઞાની કહે? ઉચી કોટિના આત્મામા આવુ સભવે? તેનુ કથન આવુ હોય? આ તો શ્રીજિનેશ્વર દેવના શાસનના સ્વરૂપને નહિ સમજવાથી નીકળેલા વચનો છે **ગુણુ દેખાય તેના પણ ગુણોને વ્યક્તિની પરીક્ષા કર્યા વિના જાહેરમા બોલતા ના.** નીચામા નીચા આદમીમા સારો ગુણુ હોય તો તે હૈયે રખાય, પણ એ શુદ્ધ માર્ગનો અનુયાયી છે કે નહિ એની ખાત્રી થાય નહિ ત્યા સુધી એના ગુણુને બોલાય તો પરિણામ વિપરીત આવે **માટે ગુણ અને ગુણાભાસને ઓળખતા શીખો.**

**<u>સ્યાદ્વાદ કે કુદ્દીવાદ!</u>**

શ્રી જિનેશ્વરદેવના શાસનનો વ્યવહાર પણ કેવો ઉમદા છે! ધર્મવ્યવહારની આ વાત છે શ્રીમતી ચદનબાલા અને શ્રીમતી મૃગાવતીજી, ભગવાન્ શ્રી મહાવીરદેવની દેશના સાભળવા ગયા હતા ચદ્ર સૂર્ય મૂળ વિમાને વદન કરવા આવ્યા હતા ચદનબાલા તો સમય જાણી ગયા વિમાનોના પ્રકાશના સદ્ભાવે, મૃગાવતી દિવસ છે, એમ માનીને ત્યા બેઠા છે વિમાન ગયા બાદ મૃગાવતી ચોકે છે અને સીધા મકાનપર જાય છે રાત વીતી છે ચદનબાલા નિદ્રામા છે મૃગાવતી ઇરિયાવહીનો આદેશ માગે છે ચદનબાલા સ્હેજ નિદ્રામા હતા તે જાગી કહે છે કે-'મૃગાવતી! તારા જેવી કુલવાનને માટે આ શોભતુ નથી' હવે વિચારો કે શ્રીમતી મૃગાવતીજી ભગવાન્ શ્રીમાન્ મહાવીર દેવના સમોસરણમા બેઠા છે ભગવાન્ શ્રી મહાવીરદેવના અતિશયો એવા છે કે જ્યા જાતિવૈરવાલા જતુઓ પણ મિત્રની જેમ મ્હાલે ત્યા વિકારને સ્થાન પણ નથી મહાસતી મૃગાવતીજી પણ શુદ્ધ હૃદયથી બેઠેલા છે વખત થઇ ગયો છે એમ જાણવા છતા બેઠા

હતા, એમ પણ ન હતુ –એવો ઈરાદો પણ ન હતો છતાં મહા સતી શ્રીમતી ચદનબાલા કહે છે કે –'જિનશાસનમા આ શોભતુ નથી, આ વ્યવહાર નથી' ચદનબાલાજીએ મર્યાદિત શબ્દોમા ટકોર કરી શ્રીમતી મૃગાવતીજી માટે આ કાઇ જેવો તેવો ઠપકો નહોતો **તેજ ઘોડાને તો ચાબુક દેખાડી એટલે બસ** શ્રીમતી મૃગાવતીજી તો સજ્જડ થઈ જાય છે અને ચિંતવે છે કે –'ખોટુ થયુ, ઉપયોગ ન રાખવાથી ન કરવાનુ કામ થયુ આ વ્યાજબી નથી ગુરૂણીજી કહે છે તે બરાબર છે' ઉત્તમ આત્માને થોડા શબ્દ કેટલી અસર કરે છે? મૃગાવતીજી ચદન બાલાજીના પગમા પડે છે ચદનબાલાજીના મનમા કઇ નથી ભવિષ્યમા ભૂલ ન થાય માટે કહ્યુ હતુ, પછી એ તો નિદ્રાગ્રસ્ત બની ગયા નિદ્રાગ્રસ્ત ચદનબાલાજી તરફથી ઉત્તર નહિ મળવાથી મૃગાવતીજીએ જાણ્યુ કે ગુરૂણીજીને કોપ થયો 'ગુરૂણીને શાંતિ સમાધિ આપવી તો દૂર રહી પણ અશાંતિ કરનાર હુ થઇ મારે પશ્ચાતાપ કરવો જોઇએ ગુરૂણીજી માફી ન સમર્પે ત્યા સુધી માથુ ઉઠાવુ નહિ' બસ, એજ દશામા પશ્ચાત્તાપ કરતા કરતા ક્ષપકશ્રેણિના યોગે શ્રીમતી મૃગાવતીજીને કેવલજ્ઞાન થયુ એ વખતે ત્યા એક ફણીધર નીકળ્યો શ્રીમતી ચદનબાલાજીના હાથ પાસે થઈ પસાર થાય તે પહેલા મૃગાવતીજીએ ચદનબાલાજીનો હાથ ખસેડયો ચદનબાલાજી જાગૃત થઈ ગયા અને પૂછ્યુ કે 'મારો હાથ કેમ ખસેડયો ?'

મૃગાવતી૦ ફણીધર જતો હતો માટે ખસેડયો.

ચદનબાલા૦ આવી અધારી રાતે ફણીધરને જોયો કેવી રીતે ?

મૃગાવતી૦ આપની કૃપાથી

ચદનબાલા૦ કઈ જ્ઞાન થયુ છે?

મૃગાવતી૦ હા ચદનબાલા પ્રતિપાતિ, કે અપ્રતિપાતિ?

મૃગાવતી૦ અપ્રતિપાતિ અને આ શબ્દો સાથેજ ચદન બાલાજી ઉભા થયા અને પોતાથી કેવલીની આશાતના થઇ, તે બદલ પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને પરિણામે શ્રીમતી ચદનબા

લાજીને પણ કેવલજ્ઞાન થયુ જૈનશાસનનો વ્યવહાર આ છે આમ પોતે સસારસાગરને તરે ને બીજાનેય તારે. સ્યાદ્વાદને નામે વૈરાગ્ય હોવા છતા આનદપૂર્વક સસારમા રહે એમ? 'જ્ઞાની, વિરાગી, મરજી મુજબ આનદપૂર્વક ખાય, પીયે, સ્ત્રી સાથે હરે ફરે, અને જૈનશાસનમા રહી શકે'–એમ જેઓ માનતા હોય તેઓનાથી દૂર રહી ચાલવુ એમાજ શ્રેય છે સ્યાદ્વાદના નામે, ધજાની માફક જે તરફનો વાયુ વાય તેમા ફરનાર, સ્યાદ્વાદનુ ખૂન કરનાર છે એવા સ્યાદ્વાદવાદીનો સસર્ગ ભવેભવે ન મળજો, એવુ નિયાણુ કરજો! એ નિયાણામાય કલ્યાણ સમાએલુ છે, કારણ કે આત્માને ત્યા સ્યાદ્વાદ શબ્દનો દુરૂપયોગ કરનારાથી બચાવવાની ભાવના છે આજે કહે છે કે, ફલાણા આદમીનો ફલાણો ગુણ કહેવામા શું વાધો? પણ એમ કહેનારને પૂછો કે એક ગુણના રાગી બનવા જતા હજારો દોષમા દુનિયા ડૂબી જાય એનુ શુ?

## ગુણાનુરાગ એટલે?

હુ પહેલા કહી ગયો છુ કે વેશ્યાની સુદરતાને વર્ણવવાનુ મન થાય, બહુ સુદર છે–બહુ રૂપવાળી છે–એમ કહેવાની ભાવના થાય, તો એવી તાકાત કેળવજો કે એ સુદરતાની પૂઠે રહેલી વિપરીત પ્રવૃત્તિને ખુલ્લી બનાવી શકો એ સુદરતામા કોઈ લોભાઈ જઈ વિલાસના માર્ગે ન દોરાય માટે એ સુદરતાની સુદરતા વર્ણવજો, ને એમા છુપેલા મળ-મૂત્રનુ નિદર્શન કરાવજો! પણ ત્યા તો કહે છે કે એમ દોષ જોવાય? ગુણાનુરાગના નામે ગુણા ભાસની પ્રશસાથી, આત્મિકહિતની કતલ ન થઇ જાય તેની કાળજી રાખવી જોઇએ. **લોભી વેપારીની ક્ષમા, સમતા કદી ન વખાણાતા.** ચાહના પ્યાલા પાય, મૂછમા હસે, દાઢીમા હાથ નાખે, ભરભર્યું બતાવે પણ એથી મુઝાતા ના, કારણ કે ઇચ્છિત લાભ મેળવવાની એ કરામત છે, એ રીતભાત છે **ગુણ જોતા પહેલા વ્યક્તિની પરીક્ષા કરવાનુ ન ચુકતા. ઉઠાવગીરોને, ખોટુ કહેનારાઓને, નવુ સ્થાપનારાઓને, કુદરતી**

**રીતેજ શાંતિ કેળવવી પડે છે.** કારણ કે તેઓ શાંતિ ન રાખે તો એમને સાભળે કોણ? ગુસ્સો કોને આવે? જેનુ જાય તેને

## સ્યાદ્વાદ એટલે?

તમે દુકાન પર બેઠા હો અને દુકાનમા કોઇ ઘુસી જાય, તથા ઉપરથી તમોને આવીને કહે કે, 'આમા મારો ભાગ છે ને? મે બે લાખ ધીર્યા છે ને?' ત્યારે ગુસ્સો કોને થાય? તમે એમજ કહો કે, 'જા, જા, ઉઠાવગીર! આવ્યો કયાથી? એ વખતે ગાડો પરીક્ષક તો કહે કે, 'આ કેવો શાત છે? તમારે એને પણ કહેવુ પડે કે, 'ભાઇ! સમજ્યા કર્યા વગર વચ્ચે ન પડો' પેલો ઉઠાવગીર આખમા આસુ પણ લાવે કોના બાપની દીવાળી? તમે પગ મારો તોયે ચાટે, અને સલામો ભરે, એ વધારામા એ વખતે વળી બીજા ચાર આવીને તમને કહે કે, 'મૂર્ખા! આ શાતિમા બેઠો છે અને તુ ગુસ્સો કેમ કરે છે?' તમારે કહેવુ પડે કે, 'એ શાત કેવો છે તે હુ જાણુ છુ' આવી રીતિએ ધર્મનાશક શાતિને વખાણનારો પણ પાપી છે મિથ્યાત્વને પ્રચારનાર શાતિની પ્રશસા કરનારો પાપી છે પાપાત્માને પુષ્ટિ આપનારો પણ ભયકર પાપાત્માને? સમ્યકૃત્વની બીજી ભાવના, પ્રમોદ ભાવના છે પ્રમોદ ભાવનાના ઉપાસકો અયોગ્યની પ્રશસા કરતા બચે, તે માટે જ્ઞાની પુરૂષોએ મિથ્યામતિના ગુણ વર્ણનને સમ્યકૃત્વના ચોથા દૂષણ તરીકે ઓલખાવ્યુ આ બેમાથી એક લો અને એક મૂકો તો નાશ થાય, એમા આશ્ચર્ય શુ છે? શ્રી જિનશાસનનો અનુપમ સિદ્ધાત જે સ્યાદ્વા૦, તે ખાસ સમજવા જેવો છે તે અનેક પદાર્થોને સુસ્થિત બનાવનારો છે **બધામા પોલ રાખે, એ તો સ્યાદ્વાદ નહિ** પણ કુદડીવાદ કહેવાય એ વસ્તુને જે જે સ્વરૂપે હોય, તે તે **સ્વરૂપે ઘટાવવી, એનુ નામ સ્યાદ્વાદ છે** સ્યાદ્વા૦ના નામે ગમે તેમ ચલાવનારાઓ ખરેખર શ્રી જૈનશાસનના વૈરી છે જ્ઞાની પુરૂષો સલાહ દે છે કે, એવાથી છેટા રહો, અને સદ્ગુરૂની નિશ્રાએ રહેતા શીખો

## શિક્ષણ કેવુ હોવુ જોઇએ ?

બપ્પભટ્ટી માનતા હતા કે ગુરૂની વિચારણા બરાબર છે શાસ્ત્રે આગેવાનો પર મોટી જોખમદારી કહી છે, કારણ કે એની પાછળ મોટો સમુદાય છે શ્રીજિનશાસનમા આગેવાન તરીકે રહેવા ઇચ્છનારથી શ્રીજિનેશ્વરદેવના શાસનથી વિપરીત જતી વાતો બોલાયજ નહિ જે આગેવાન, શ્રીમાન્ કે વિદ્વાન્, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનો વિરોધ કરી પોતાના આત્માને શ્રી જિનેશ્વરદેવના પવિત્ર માર્ગની સામે સ્વચ્છદી બનાવે-તેવાને શ્રી જિનેશ્વરદેવના શાસનમા રહેલો એક પણ માણસ કયી રીતિયે વખાણે ? કારણ કે શ્રી જિનેશ્વરદેવના શાસનમા શિક્ષણજ તેવુ ઉચા પ્રકારનુ છે એ શિક્ષણને પામેલાઓ પ્રભુમાર્ગની વિરૂદ્ધ પ્રવૃત્તિ કરનારાનો સાથજ ન કરે અને સાચી વિદ્યા પણ કોનું નામ ? **જે વિદ્યા પાપના અખતરાથી પાછા ન હઠાવે, તે વસ્તુત વિદ્યાજ નથી** ભણેલો યદ્વા તદ્વા બોલે ? જીભ પર અકુશ ન મૂકે ? શાસ્ત્રને, ધર્મને કે સત્ય વસ્તુના સેવનને હમ્બગ કહેતા પહેલા તે પોતાની છાતીમા ખજર ભોકવાનું વધુ પસદ કરે ! પણ જે વિદ્યા કે શિક્ષણથી પાપની ભીરૂતા ઉડી જાય, આરભ સમારભની વૃદ્ધિ થાય, પ્રાણીનો સહાર કરતા કપારી સરખી પણ ન થાય, તે વિદ્યા કે શિક્ષણને જૈનસમાજ કયી રીતિયે નિભાવી લે ? ધર્મરસિક એવા જૈન સમાજના પૈસાનો ઉપયોગ એવો નજ થવા જોઇએ ઉત્તમકુલમા જન્મ પામેલા આત્માને શિક્ષણ અને વિદ્યા એવા પ્રકારના આપવા જોઇએ કે, જેમ જેમ ભણતો જાય તેમ તેમ પાપથી ડરે, તેની બુદ્ધિ પાપથી બચાવનારીજ થાય પાપથી બચી સન્માર્ગે જાય, તેજ સાચો પડિત હવે આવો મુનિવર શ્રી નદનમુનિના ભવમા એ મુનિવરે જ્ઞાનાચારના આઠ પ્રકારમા લાગેલા અતિચારની આલોચના કરી-હવે દર્શનાચાર એના આઠ પ્રકાર —

૧ નિશક્તિ ૨ નિષ્કાક્ષિત ૩ નિર્વિચિકિત્સા ૪ અમૂઢ દૃષ્ટિ ૫ ઉપવૃહણા-૬-સ્થિરીકરણ ૭ વાત્સલ્ય ૮ પ્રભાવના

દર્શનાચારના આ પ્રકાર ન પાળે એનુ સમ્યક્ત્વ ટકે નહિ, કદાચ ટકે તો મલીન થાય અને મલીન થાય ને સુધારવાને પ્રયત્ન જો ન થાય તો પરિણામે નાશ થયા વિના રહે?

૧ નિઃશંકિત—શ્રી જિનેશ્વરદેવના વચનમા જરા પણ શંકા નહિ એમને ખોટુ બોલવાનું કાઈજ કારણ નથી માટે તેઓનું જ્ઞાન ત્રિકાલાબાધિત હતુ વીસમી સદી એમના જ્ઞાનની દષ્ટિમા હતી તમને અને અમને એ ઓળખતા હતા એમની દષ્ટિમા આપણે આવેલા કે નહિ? કેવલજ્ઞાની હતા કેવલજ્ઞાની, ત્રણે કાલના સર્વ દ્રવ્યો, પર્યાયો સાથે, એકે સમયે બરાબર જાણે એટલે એમની આજ્ઞા આ કાલને પણ સ્પર્શીને નીકળેલી છે

૨ નિષ્કાંક્ષિત–પરમતની અભિલાષા કરવી તે કાંક્ષા અહીં કરતા પોતાની દષ્ટિમા બીજે કાંક અધિક દેખાય, અધિક યોગે લેવાની ઈચ્છા થાય, એ સમ્યક્ત્વનો દોષ છે સુલસાનું દષ્ટાંત તો જાણો છો અબડે તીર્થંકરનુ રૂપ વિકુર્વ્યુ–બારે પરિષદ સામે બેસાડી દેશના દેવા માડી બધા ગયા બધા કહે કે 'તીર્થંકર આવ્યા.' કહેનારે સુલસાને કહ્યુ કે 'તીર્થંકર આવ્યા' સુલસાએ પૂછ્યુ, 'મહાવીર?' જવાબમા 'ના, બીજા' સુલસાએ કહ્યુ, 'હોય નહિ' તોયે કહેનારાએ કહ્યુ 'જોવા તો જા' સુલસાએ કહ્યુ, 'સર્વજ્ઞના અનુયાયીએ એવુ જોવાનુ હોતુ નથી' સમ્યગ્દષ્ટિ નાટક ચેટક જોવાની ક્રિયાને ઉપાદેય માને? નાટક ચેટક જોવાની શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા છે કે નહિ? પ્રતિક્રમણના અતિચાર આવડે છે કે નહિ? મુંબઈ શહેરમા ચૌદશ જેવા દિવસે પ્રતિક્રમણ કેટલા કરે છે? થોડા–સોના આશરે અહીં કરે, સો એક ત્યા કરે કદાચ થોડા ઘેર કરે, પણ થોડા

( સભામાથી–વીસ હજારમાથી બને )

કારણ? વિદ્યા વધી, વિજ્ઞાન વધ્યું, શક્તિ વધી, એથી કેમ? વિચારો કે કોઈ જાતની વિદ્યા અને શિક્ષણ વધે, તેમ શુ શુ વધવુ જોઈએ? કહેશો ડીગ્રી મેળવવા માટે એ છે માબાપ બાળકને સ્કૂલમા, હાઈસ્કૂલમા, કોલેજમા વર્ષો સુધી ભણાવે, ક્ષય

થાય ત્યા સુધીય ભણાવે, પણ બે પાચ વરસ પ્રકરણાદિ ભણાવવાની ફુરસદ નથી નાનુ બાળક રમે, મોટુ થાય, એટલે સ્કૂલે જાય, પછી ક્યાથી આ ભણી શકે? કહેશે ચોપડીયો વધતી ગઇ ત્યા ચારની છ ચોપડી થાય તો ભણે, વાચે, પરીક્ષા નજીક આવે ત્યા તો વાકા વળી વળીને ગોખે, અને પાસ થઇ ડીગ્રી મેળવે કેટલાક ડીગ્રીવાળાને પણ આજે ડીગ્રી હોય તોય નોકરી મળતી નથી–ભણેલાને અભણ પાસે ખોળા પાથરવા પડે છે એવુ ભણ્યો કે તમારૂ જ્ઞાન જોઈ દેખનારને પણ થાય કે કાક વસ્તુ છે ભણેલો બોલે, ચાલે અને ઉઠે, એવી રીતે કે દેખનારને થાય કે કેટલો સુયોગ્ય, નમ્ર, અને શાત છે ભણેલો આદમી ઉચો ચાલે? ભણેલો, દેવ–ગુરૂ–ધર્મની મશ્કરી કરે? વીસમી સદીમા સાધુ ન જોઇએ એમ કહે? કયો દુનિયાનો કાયદો છે કે જે ધર્મની આડે આવતો હોય? પણ આ ઉપરથી હુ એમ નથી કહેતો કે, તમે ભણાવોજ નહિ શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલો તો એમ કહે કે તમારા સતાનોને, કોમના સતાનોને, ભણાવવા ખાતર તમારા ઘરબાર તારાજ થાય ત્યા સુધી આપો, પ્રેમથી ભેટો, ભણાવો ભાઈ તરીકે, પુત્ર તરીકે આપો આપો અને આપો પણ એટલુ તો જરૂર શોચવાનુ કે એથી ઘરનાજ આગણામા બાવળીયા ન ઉભા થાય આબા થતા હોય તો કયો હીણભાગી નિષેધ કરે? **આબાને બદલે બાવળીયા થઇ, માર્ગને કટકોથી દુર્ગમ બનાવી દે, એવા જ્ઞાનને પોષનારનો ઉદ્‌ઘોષણાપૂર્વક એકે એક શાસનપ્રેમીએ નિષેધ કરવોજ જોઇએ** આવી સત્ય વાતોને ઉલટા રૂપમા ગોઠવી, અત્રે નહિ આવનારા અજાણ જીવોને મુઝવનારા, પોતે સ્વય ડૂબે છે અને બીજાને ડૂબાડે છે અમારે તો શ્રી જિનેશ્વર દેવના સિદ્ધાત જગતને બતાવવા છે એ સિદ્ધાતો જગતના જીવો સમજે અને આરાધે તથા તે આરાધનાના પ્રતાપે અનત સુખના ભોક્તા થાય, એજ એક અમારી મન કામના છે

૩ નિર્વિચિકિત્સા–જ્ઞાનીએ કહેલ અનુષ્ઠાન સેવવાથી ફલ મળશે કે નહિ, એની શકા એ વિચિકિત્સા–એ દોષ એ ન

કરવો તે નિર્વિચિકિત્સા જ્ઞાનીએ કહેલ અનુષ્ઠાનની સેવાનું ફળ ન મળે, એ બનેજ કેમ?

૪. અમૂઢ દૃષ્ટિ-જ્ઞાનીએ કહેલા વચન દીર્ઘદૃષ્ટિએ વિચારે, સુંદર બુદ્ધિએ સમજે, વાત વાતમાં જેમ તેમ ન બોલે

૫. ઉપવૃંહણા-શાસનમાં જે કોઈ ગુણી હોય, શુદ્ધ ગુણનો પૂજારી હોય, શુદ્ધ ગુણનો પ્રકાશક હોય, તો તેની સેવા પ્રશંસા કરતા આંચકો ખાય નહિ ગુણવાનની પ્રશંસા કરતા ગુણવાન ગુણમાં આગળ વધે છે અને દુનિયા ગુણને પામે છે

૬ સ્થિરીકરણ-ધર્મ પામેલા આત્માને પ્રભુમાર્ગમાં સ્થિર કરવો એટલે કે તે સ્થિર થાય તેવા શાસ્ત્રવિહિત ઉપાયો યોજવા

૭ વાત્સલ્ય-શક્તિ મુજબ સાધર્મિનું વાત્સલ્ય કરવું

૮ પ્રભાવના-શ્રી જિનેશ્વરદેવના શાસનની પ્રભાવના જેથી જેવી થાય તેવી તેવી ક્રિયાઓ અને પ્રવૃત્તિઓ કરવાના પ્રયત્નો કરવા

---

## વ્યાખ્યાન ૩૪ મું

### કરવાનું શું? કહ્યું તે, કે કર્યું તે?



દુનિયા જે રીતે મનુષ્ય જીવનની સફળતા કલ્પે છે, તે જાતિની સફલતા જ્ઞાની પુરૂષો કલ્પતા નથી દુનિયાએ એમાં સફલતા કલ્પી છે કે, ઋદ્ધિ સિદ્ધિ મળે, મોજશોખ મળે, અને શાહ તરીકે રહી નામનાથી જીવીએ જ્યારે આ મહા પુરૂષો તો સફલતા જૂદા પ્રકારની કહે છે, આ જીવનને-આ માનવજીવનને, આ જ્ઞાનીયોએ ભોગનું સાધન કહ્યું નથી અતિશય રસપૂર્વક ભોગવેલા ભોગનો વિપાક ભોગવવાનું

મૂખ્ય સ્થાન નરક છે અને ઉગ્ર ભોગોનો ઉપભોગ કરવાનુ સ્થાન સ્વર્ગ છે હવે આ મનુષ્યગતિની મહત્તા શા માટે? ભોગને અગે જો હોય તો તે દેવગતિમા વધારે ભોગ છે મનુષ્ય લોકની તો દુર્ગંધ વધુમા વધુ પાચનો યોજન ઉછળે છે દેવલોકની દૃષ્ટિએ આ લોક એટલો ગદો છે કે ઇન્દ્રાદિદેવો શ્રી તીર્થંકરદેવના કલ્યાણક આદિ વિશિષ્ટ કારણો શિવાય મનુષ્યલોકમા આવતા નથી ભોગનીજ મહત્તા રાખવાની હોય તો તો સસારની ચાર ગતિમા પહેલે નબરે દેવગતિ છે, એટલે માનવભવની એથીય વિશેષ મહત્તા છે, એમ જ્ઞાનીઓ ન કહેત ત્યારે સાબીત થાય છે કે આ ગતિ ભોગને માટે તો નથી તો પછી એની સાર્થકતા માટે શુ કરવુ જોઇએ? શ્રી તીર્થંકરે કહ્યુ તે કરવાનુ કે કર્યું તે? શ્રી તીર્થંકરદેવ લોકોત્તર મનુષ્યયોનિમા રહ્યા માટે મનુષ્ય ખરા, પણ એ લોકોત્તર પુરૂષ! એ પરમપુરૂષ જેવા થવાની ઇચ્છા રાખનારે આ પરમપુરૂષે કર્યું તે કરવાની વાત કરવા કરતા, કહ્યુ તે કરવાની વાત કરવી સારી છે આપણે થોડુ જે કરીયે છીયે, તે એ મહાપુરૂષની આજ્ઞામા સમાઇ જાય છે એ પરમપુરૂષ જે રીતનુ જીવન જીવ્યા, તેજ ધર્મ હોય તો આટલેથીજ ન ચાલે શ્રી તીર્થંકરદેવ માતાના ગર્ભમા આવ્યા, ત્યારે ત્રણ જ્ઞાન સાથે લઇને આ યા આપણે શુ લઇને આ યા? (સભામાથી૰ બે) એ પણ કેવા? ખાવુ કેવી રીતે અને મૂતરવુ કેવી રીતે, એ પણ માતાને શીખવાડવુ પડે **શ્રી જિનેશ્વરદેવનુ જીવન તો શ્રી જિનેશ્વરદેવજ જીવે. સાગરની સરખામણી સાગર સાથે થાય, તલનાડા સાથે ન થાય!** સાગર કેવો? તો કહેવાય કે સાગર જેવો ભગવાન્ શ્રી મહાવીરદેવ કેવા? ઉત્તરમા એજ કહેવાય કે ભગવાન્ શ્રી ઋષભદેવ સ્વામી આદિ જેવા! ભગવાન્ શ્રી ઋષભદેવ સ્વામી કેવા? એનો પણ એજ ઉત્તર હોય કે ભગવાન્ શ્રી મહાવીરદેવ જેવા અથવા ભગવાન્ શ્રી સીમધરસ્વામી આદિ જેવા એ મહાપુરૂષના સામર્થ્ય, એ પરમપુરૂષની

અપ્રમત્તાવસ્થા, એ પરમર્ષિનું સયમ, એ બધુએ નિરાળુ ! આપણે તો એ તારકની આજ્ઞાનેજ અનુસરવુ જોઈએ આપણી સામે જો એકલુ શ્રી તીર્થંકરદેવનું જીવન ધરવામા આવ્યુ હોત અને એ જીવન મૂજબ જીવવુ એજ ધર્મ છે-એમ કહેવામા આવ્યું હોત તો, કમતાકાત એવા આપણુ થાત શુ ? શ્રી જિન કથિત ત્રિપદીના યોગે ગુથાએલી આ દ્વાદશાગીમા ભગવાન્ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ન સમજાવી હોત ને માત્ર શ્રી જિનેશ્વર દેવના જીવનરૂપી આરીસાને સામે ધરી એમ લખ્યુ હોત કે-'જે આમ વર્તે તેજ મુક્તિમા જાય'-તો તો એ જોઈને જ આપણે તો મુઝાઈ ગયા હોત શ્રી જિનેશ્વરદેવનું સયમ, દાન, શીલ, તપ,- એ બધણુ અનુપમજ હોય છે વાણીથી એનું સપૂર્ણ વર્ણનેય ન વદાય ભગવાન્ શ્રી મહાવીરદેવે જે દાન, જે શીલ, અને જે તપ કર્યું તેને અમૂક અશે તમે કરો તે ભગવાન્ શ્રી મહાવીરે કર્યું તે કર્યું, એમ ન કહેવાય પણ, કહ્યુ તે કર્યું એમ કહેવાય ભગવાન્ શ્રી મહાવીરદેવે જે રીતે પોતે સયમ પાળ્યુ, તેજ રીતે સયમ પાળવાનુ કહી એમ ફરમાવ્યું હોત કે 'જેણે કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મુક્તિપદ પ્રાપ્ત કરવું હોય તેણે સયમ અગીકાર કર્યા બાદ કેવલજ્ઞાન થાય ત્યા સુધી ભૂમિ ઉપર બેસવુ-સુવું વિગેરે કરવુજ નહિ' તો કોઇ પણ સયમી તથા કેવલજ્ઞાની થઈ શકત ખરા ? ભગવાન્ શ્રી તીર્થંકરદેવ જેમ મતે શબ્દ વિના સામાયિક દડક ઉચ્ચરે છે, તેમ આપણે ઉચ્ચરીએ તો ચાલે ? નહિ જ કારણ કે તેઓ સ્વયસબુદ્ધ છે, અને આપણે તેવા નથી એટલે તે પુરૂષસિંહો સ્વયસબુદ્ધ તરીકે વિચરે પણ આપણે તો તે તારણહારોની આજ્ઞા મૂજબજ વર્તવાનું આપણું વાસ્તવિક હિત પણ તેમાજ સમાયલુ છે એ પરમપુરૂષોને ત્રણે જ્ઞાન સહચારી હતા, એના યોગે તે પરમપુરૂષો જાણતા હતા કે અમૂક વર્ષેજ મને સયમની પ્રાપ્તિ, કેવલજ્ઞાનની પ્રાપ્તિ અને મુક્તિપદની પ્રાપ્તિ થવાની છે, એટલે તેઓ સ્વયસબુદ્ધપણે વર્તે તેમ જો આપણે વર્તવા જઇએ તો તેનુ પરિણામ શુ ? શ્રી જિનેશ્વર

**દેવોનુ જીવન એટલુ બધુ અનુપમ છે કે જેની સરખામણી સમગ્ર વિશ્વમા અન્ય કોઈની સાથે થઈ શકે તેમ નથી. માટે મુક્તિ સાધવીજ હોય તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામા રહેવું, એજ હિતાવહ છે સપૂર્ણ અને અતિશયી શ્રુતજ્ઞાનના ધરનારા શ્રી ગણધરદેવો પણ તેજ વસ્તુને સાચી અને શકા વિનાની કહે છે કે જે શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવી માટે દરેકે દરેક સમ્યગ્દષ્ટિ આત્માએ તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનેજ પોતાનો આદર્શ બનાવવો જોઇએ એ આદર્શના પાલનના યોગે શ્રી જિનેશ્વર થાઓ, તો ખુશીથી શ્રી જિનેશ્વરના જીવન જેવુજ જીવજો, પણ તે સ્થિતિની પ્રાપ્તિ થયા વિના 'મોટા કરે તે કરવુ' એવી ઘેલછાનો પ્રચાર કરશો તો પાયમાલી થશે.** આ વસ્તુ સમજવા માટે એક દૃષ્ટાત આવે છે, તે જરા ધ્યાનમા રાખવા જેવુ છે

કર્યું કરનારો નોકર—

એક ખેડુત હતો, એણે એક નોકર રાખ્યો નોકરે પૂછ્યું કે 'મારે કરવુ શુ ?' ખેડુત કહે છે કે 'હુ કરૂ એમ તારે કરવુ' નોકરે ગાઠવાળી કે 'એ કરે તેમ કરવુ' એક દિવસ બન્ને જણા માથે પાણીનો ઘડો મૂકી ખેતરમા કામ કરવા ચાલ્યા આગળ જતા અચાનક કઈક ભરાવાથી ખેડુતના માથેથી ઘડો નીચે પડી ગયો, નોકરે પણ ફેકી દીધો, કારણ કે માલીક કરે એમ કરવુ રહ્યુ ખેડુતે પૂછ્યું, 'તે કેમ ફેક્યો ?' નોકરને તો માલીક કરે તેમજ કરવાનુ હતુ અને બોલે તેમજ બોલવાનુ હતુ! એટલે ઉત્તર આપવાને બદલે નોકરે પણ સામે પૂછ્યુ કે –'તે કેમ ફેક્યો ?' આથી ગુસ્સે થઇ ખેડુતે ગાળ દીધી, એટલે નોકરે પણ ગાળજ દીધી ખેડુતે નોકરને માર્યો એટલે નોકરે માલીક ખેડુતને માર્યો થઇ જપાજપી ખેડુત તો ગભરાયો કે આ અલમસ્ત મારો પ્રાણ લેશે આગળ ખેડુત નાઠો એટલે પાછળ નોકર નાઠો કાંટે ધોતીયુ ભરાવાથી માલીક એ કાઢીને નાઠો એટલે નોકર પણ

પોતીયુ કાઢીનેજ નાઠો માલીક ઘરને ખૂણે જઈ ભરાયો, એટલે નોકર પણ ઘરમા જઈ ખૂણામા ભરાયો શેઠ નોકરની આ મૂર્ખાઇ ભરી ભવાઇ જોઇને એક શાણા આદમીએ આવી સમજાવ્યા, ત્યારે ખેડુત પોતાની ભૂલ સમજ્યો માટેજ કહેવુ પડે છે કે, માલીક કરે તે કરવાની વાત આબાળગોપાળમા ઠસી ગઈ તો પરિણામ ઘણુંજ ખરાબ આવવા સભવ છે નોકરે શેઠ કરે તેમ કરવાનુ ન હોય, પણ શેઠ કહે તેમજ કરવાનુ હોય **આજ્ઞા મૂજબ સયમ પાળનાર મુક્તિ પદે ગયા** એક એક જિનેશ્વરદેવના શાસનમા સખ્યાબધ જ નહિ, પણ અસખ્ય આત્માઓ મુક્તિએ ગયા તેમા એક પણ શ્રી જિનેશ્વરે કર્યુ તેમ કરવાથી નહિ! પણ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મૂજબ કરવાથી ગયા માટે આપણે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મૂજબ જ ચાલવાનું આપણી યોગ્યતા મુજબ તરવાના સાધન બતાવનાર ભગવાનને 'એમની દયા ઓછી' એમ કહેવાય? કોઈ મોટા માણસને કહો કે, 'તમે સેકડકલાસમા બેસો અને હુ થર્ડકલાસમા?' પેલો કહે કે, 'ભાઇ તારી સ્થિતિમા આનદ માન આજે કદાચ હુ બેસાડીશ પણ પછી શુ? એ સ્થિતિમાજ તારા જીવનની શાતિ છે, નહિ તો અશાતિમા મરી જઇશ '

## વિશ્વાસ વચન ઉપર કે પુરૂષ ઉપર?

આજ્ઞા એજ આદર્શ! જ્યા આજ્ઞા ઉપર બહુમાન છે, ત્યા આજ્ઞા કરનારનુ બહુમાન આવીજ ગયું આજ્ઞા પ્રત્યેના બહુમાન વગરનો આદમી વ્યક્તિનું બહુમાન કરે તો તે કપટી છે આજે કહેવાય છે કે **'વચન વિશ્વાસે પુરુષ વિશ્વાસ.'** ત્યારે શાસ્ત્ર કહે છે કે એ તો અણસમજુ માટે ડાહ્યા માટે તો **'પુરુષ વિશ્વાસે વચન વિશ્વાસ'** એવા પણ દુનિયામા પડ્યા છે કે જેના વચનો મીઠા હોય પણ હૃદય ઝેરી હોય એક મોટો આદમી તમને કહે કે 'તુ નાલાયક છે' અને એક રસ્તે ચાલતો અદનો આદમી કહે કે 'તુ નાલાયક છે' પણ એ વચનની અસરમા કેટલો ફરક પડે છે, તે વિચારો 'નાલાયક' શબ્દ બેઉનો સરખો, પણ અસર તો

મોગાના ફટેવાથીજ થાય રસ્તે ચાલતુ રને તો કહી દેવાય કે 'જા, જા, તારા જેવા ઠંક છે' કારણ કે એવી રીતિએ યદ્વા તદ્વા બોલનારા ગમારોની સખ્યા આ દુનિયામા નાની ગુની નથી, પણ કોઈ મોટા માણસ બોલે ત્યારે થાય કે 'જરૂર, એમણે મારામા કઇક ખામી જોઈ હશે, નહિ તો એ બોલે નહિ' દુનિયાના અર્થ અને કામના સેવકોને પણ આ રીતિ અગીકાર કરવી પડે છે ઓફીસમા પરસ્પર ગમે તેવુ બોલે કે 'કેમ કામ કરતો નથી', તો એની અસર ન થાય, પણ ઓફીસર આવે, એ બોલે પણ નહિ, જરા આખનુ નાન ફેરવે કે ટપ નીચી મુડીએ કામ કરવા મડી પડે, કારણ કે સહુ એ સમજે છે કે, શેરો મારનો એ ઓફીસરના હાથમા છે વચન પરથી વ્યક્તિની કિંમત આકવાની જૈનશાસનમા નથી કહી પારધિની ક્રિયા કેવી? પારધિ શરૂઆતમા તો ઉદાર બની જાય જાય બીછાવી, અનાજ નાખી, પક્ષીયોને ભોજન કરવા આમંત્રે એટલુ અનાજ નાખે કે પક્ષીયો ખાતા થાકે એક પછી એક, એક પછી એક, એમ આવી આવીને એમ્પેજ જાય પોતાની સાવચેતી એટલી બધી કે જરા પણ અવાજ ન થાય સામેથી કોઇને આવતો જૂએ તોયે એ બોલે નહિ, એટલુજ નહિ, પણ આવનારને અવાજ કરતો અટકાવવા એ મુખને દયાળુ બનાવી આડા હાથ ધરે જાણે કે મહાદયાળુજ ન હોય એ રીતિયે 'પક્ષીયોને ત્રાસ ન થાય, ભોજનમા અતરાય ન થાય' એની પૂરી કાળજી રાખનો જણાય પેલો આવનારો પૂછે કે 'આ છે કોણ?' કે જે પક્ષીયોનો પરમ ઉપકારી હોય તેમ ધીમે ધીમે ચાલે છે બોલતો પણ નથી અને મુખના આકારથી તથા હાથના ઈસારાથીજ વાતો કરે છે એ વખતે જો કોઇ એ પૂછનારને એમ કહે કે 'એ દયાળુ પશુરક્ષક છે' તો તો ઠીક પણ કોઈ એમ કહે કે 'ભાઈ! એ તો પારધિ છે' તો એ શુ કરે? એવો મોટો અવાજ કરે કે એકેએક પક્ષી ઉડી જાય અનાજ નાખીને દયાળુ પણ ન કરે એટલા પ્રમાણમા પશુરક્ષાનો બાહ્ય પ્રયત્ન

એ પારધિ કરે, કારણ કે એને તો થોડું અનાજ નાખી તમામ પક્ષીયો પકડી લેવા છે કહો હવે કે એ પારધિની દેખીતી સુંદર એવી પણ ક્રિયા સારી કે નરસી? અહીં મધ્યસ્થ બનાય કે? ગમે તેમ તોયે અનાજ નાખવાની ઉદારતા અને સાચવવાની પ્રવૃત્તિ તો કરીને? એની દેખાતી ઉદારતા, દેખાતી રક્ષાની પ્રવૃત્તિ એ બધીયે શું અહિંસાની પ્રવૃત્તિ છે? નહિજ આવા કારણોને લઈને જ્ઞાની કહે છે કે, કેવલ ક્રિયા કે વચનના આધારેજ ભૂલ્યા **તો પરિણામ ખરાબ આવશે પહેલી પરીક્ષા વ્યક્તિની-પુરૂષની અને પછી એની ક્રિયાનો આદર** શાહુકારની પેઢીનો સામાન્ય દશ રૂપીયાનો પગારદાર નોકર તમારે ત્યાં આવે અને એ શેઠની ચીઠ્ઠી આપે તો પચાસ હજારનો ચેક ફાડી આપો પણ શાખ વગરની પેઢીનો માલીક પોતે આવે તોયે પ્રથમ તો ચોખ્ખી ના જ કરો કદાચ એની શરમ પડે, એ માણસ કંઈક કામનો હોય, તો તમે કહી દો કે આજે તીજોરીમાં રૂપીયા નથી **વ્યવહાર પણ સારા વચનના નામે નથી ચાલતો, પરન્તુ વ્યક્તિના નામથી ચાલે છે 'પુરૂષ વિશ્વાસે વચન વિશ્વાસ' ગણનારો કદી ભૂલો પડે નહિ સજ્જનના કરતાં દુર્જનના વચનો વધારે મીઠા હોય છે દુર્જનની જીભમાં મધુ અને હૃદયમાં હળાહળ ઝેર હોય છે, સજ્જનના હૃદયમાં કેવલ મધુજ ભરેલું હોય છે. છતાં પ્રસંગે હિતની ભાવનાથી વચનમાં ઉપલક કટુતા પણ તેને લાવવી પડે ને?** છોકરૂં ગમે તેવું તરફડે, રોતું કકળતું હોય, તોયે માતા છાતી ઉપર પગ મૂકી દવા પાય પાડોશણો આવીને કહે કે 'બાઈ આ શું કરો છે? આમ તે દવા પવાતી હશે!' મા કહે છે કે-'બ્હેનો! તમે તમારે ઘેર જાઓ મા હું છું' એ વખતે ચાર ડાહ્યા ઉભા હોય તેઓ પણ કહે કે-'એ એની માતા છે માતા બીજું કંઈ પાય નહિ માતા પાતી હશે એમાં જરૂર બાળકનું હિતજ હશે.' સ્નેહી આવીને લાત મારે તોય સારી લાગે, પણ દુશ્મન 'પધારો'-કહે તોય શંકા થાય કે ત્યાં

ખાડો તો નહિ હોય ! શ્રી જિનેશ્વરદેવ નિયત થયા છે શ્રી જિનેશ્વરદેવ રાગાદિ શત્રુપર જય મેળવી ચૂક્યા છે એટલે આપણે માટે તો એમણે જે કહ્યુ તેજ ધર્મ પુરૂષની પ્રામાણિકતા પર વચનની પ્રામાણિકતા છે આપણે તો દરેક ક્રિયામા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાજ જોવાની શ્રી જિનેશ્વરદેવે તીર્થની સ્થાપના પણ કેવલજ્ઞાન થયા પછીજ કરી, પહેલા નહિ તીર્થ કરનામ કર્મનો વિપાકોદય પણ કેવલજ્ઞાન પછી જ ભોગવાય, પહેલા નહિ પહેલા પણ ઇદ્રો આવે, સેવા-મહોત્સવ કરી જાય પણ કેવલજ્ઞાન થયા પછીની સેવા વિગેરે ભિન્નજ હોય છે કેવલજ્ઞાન થયા પછી તો દેવતાઓ, ભગવાનને જમીન પર પગ પણ માડવા ન દે આગળ સુવર્ણના કમળ ગોઠવ્યે જ જાય કેવલજ્ઞાન પછીના ૩૫, ૨૫, સાહ્યબી બધુએ નિરાળુ જ હોય છે ઓછામા ઓછા એક ક્રોડ દેવતાઓ તો કાયમ સેવામા રહે છેજ કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી મહારાજા તો શ્રી જિનેશ્વરદેવની સ્તુતિ કરતા કહે છે કે —

"द्वय विरुद्ध भगवन् ! तव नान्यस्य कस्यचित् ।
निर्ग्रन्थता परा या च, या चोच्चैश्चक्रवर्तिता ॥१॥ "

હે ભગવન્ ! ઉત્કૃષ્ટ પ્રકારની નિર્ગ્રંથતા, અને ઉંચા પ્રકારની ચક્રવર્તિતા,-આ બે પરસ્પર તદ્દન વિરૂદ્ધ જણાતી બન્ને વસ્તુઓ એક આપનેજ ઘટે, બીજા કોઇનેજ નહિ

એવા અનુપમ ધર્મચક્રીની આજ્ઞામા જો આત્મા સ્થિર ન થાય, તો આ જીદગીની સાર્થકતા શી? આ દુર્લભ જીવનની સાર્થકતા માટે આડાઅવળા ફાંફા મારવાનું રહેવા દઈ, જ્યા ત્યા 'સબ મે હમ' એ દેખાડવાની મન કામના તજી દેવાની અને 'અમે પણ કાઇ છીએ' એ ભૂલી જવાની જરૂર છે સાચા સમ્યગ્દૃષ્ટિને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા આગળ મસ્તક નમાવતા શરમ નજ આવવી જોઇએ આજ્ઞામા વર્તાય એટલુ વર્તો, ન વર્તાય તો વર્તે એને હાથ જોડો, અને ભવિષ્યમા

**વર્તવાની ઉમેદ રાખો તો પણ આ જીવનમા ઘણુ પામ્યા, એમ મનાય** માટે દરરોજ હાથ જોડીને એજ વિનવવાનુ કે -'હે નાથ! મારે તો તારૂ વચન પ્રમાણ છે, તુ કહે તેજ ખરૂ' તમારી જેટલી બુદ્ધિ અને તર્ક શક્તિ હોય, તેટલી તે આજ્ઞાની આરાધનામાજ વાપરજો એની વિરૂદ્ધમા એક અશ પણ વાપરતા નહિ, કારણ કે એમાજ એટલે કે એના પાલનમાજ સમ્યક્ત્વની શુદ્ધિ સમાયેલી છે

## હુ અને અમે ભૂલી જાઓ

વર્ત્તમાનશાસનના **સ્થાપક** કોણ? શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરદેવ **સચાલક** કોણ? અતિશય સપન્ન સપૂર્ણ શ્રુતના ધરનારા ભગવાન્ ગણધર દેવ **સાધુ** કોણ? એ મહાપુરૂષોની નિશ્રાએ મોક્ષમાર્ગને આરાધી મુક્તિપદે પહોંચવાની મન કામનાંવાળા જેમની નિશ્રામા રહીએ તેમની આજ્ઞામા રહેવામા વાંધો હોય, એ કેમ પાલવે? શ્રી જૈનશાસનના પરમપ્રભાવક સૂરિપુરદર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જો ધારે તો પોતાના વિચાર સામાના અતરમા આરપાર ઉતારી શકે, તેવી અદ્ભૂત શક્તિના ધારક હતા તે છતા એક બાબતમા વિચાર-ભેદ થયો એમના ગુરૂદેવ પણ એમના વિચારને સમ્મત થયા તે છતા પણ ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ લખે છે કે -'અમને આ વિચાર થયો, એમા અમારા ગુરૂ પણ સમ્મત છે, છતા ગભીર બુદ્ધિને ધરનારા શ્રી ભાષ્યકાર મહર્ષિ સાથે એ વિચારમા વિરોધ હોવાથી મૌન રહીયે છીયે અર્થાત્ કયા તે અને કયા અમે?' આજ તો 'અમે પણ કાક' છીએ-'હુ' અને 'અમે' જ ખરા-એમ માનનારાને શ્રી જિનેશ્વરદેવના શાસનમા સ્થાન નથી માટે 'હુ' અને 'અમે' ભૂલી જાઓ! જમાલિ, ભગવાનની પરિષદ્મા પોતાની સર્વસત્તા સાબીત કરવા આવે છે હજી ભગવાન્ ખુદ તો બોલ્યાએ નથી ત્યાજ ગણધરદેવ શ્રી ગૌતમસ્વામીએ એને પૂછયુ -'તુ કહે છે કે મહાવીર ભૂલ્યા-કેવી રીતે એ સમજાવ કે તત્ત્વ શુ છે?' ગણધર દેવેજ એને બોલતો બધ કર્યો તોયે બહાર નીકળી—'હુ

સર્વજ્ઞ-હું સર્વજ્ઞ' ની દાંડી પીટવા લાગ્યો-તેજ વખતે ભગવાનના સાધુ સમુદાયે અને શ્રાવક સમુદાયે નક્કી કર્યું કે-'આ સંઘ બહાર' શ્રી જમાલિ કોણ? ભગવાન્ શ્રી મહાવીરદેવના ભાણેજ, જમાઈ, અને શિષ્ય તેમજ પાંચસો શિષ્યોનો ગુરૂ પાંચસોને સંયમ માર્ગે ઝીલાવી મુક્તિ માર્ગના મુસાફર બનાવનાર, એટલે એ સંયમમાં ઝીલાવનારો-મુક્તિના માર્ગે વાળનારો પાંચસોનાય પરમ ઉપકારી તે છતાં પણ જ્યારે પોતાના મતની પુષ્ટિ કરતા તેઓ ભગવાન્ મહાવીરને પણ ભૂલ કરનાર તરીકે કહેવાની હદે પહોંચ્યા, ત્યારે તે શિષ્યોને પણ કહી દેવું પડયું કે-'હવે તમે અમારા ગુરૂ નહિ અને અમે તમારા શિષ્ય નહિ' ઉપકાર માનવાનો ખરો, પણ હૈયામાં! છતે બહાર નહિ આ શાસનમાં 'હું' ને 'અમે' એ નહિ ચાલે 'તમે' અને 'હું' કોણ? અમે બોલતા શીખ્યા કોના પ્રતાપે? આ આગમ ન હોત તો અમે શું બોલત? આ પામ્યા આગમથી અને એમાંયે 'અમે'? તમને ભાવિનું દેખાય નહિ, ભૂતનું દેખાય નહિ તમે કયાંથી આવ્યા? કઈ દુનિયાથી? તમે જો ભગવાન્ શ્રી મહાવીરદેવના સાચા દીકરા બનવા માગતા હો તો હૃદયથી દૃઢ નિશ્ચય કરો, કે 'અમારે તો એ દેવાધિદેવની આજ્ઞા, એજ એક આધાર અમારી બુદ્ધિમાં કદાચ અમારી મંદતાને લઈને કોઈ વસ્તુ બરાબર ન ઉતરે, તો પણ આ શિર બીજે ન ઝુકે' યુદ્ધમાં બધાય સૈનિકને સેનાધિપતિનો હુકમ માનવોજ પડે પાછળ હઠવાનું કહે તો હઠવુંજ પડે સૈનિકને વ્યાજબી ન લાગે તોયે હઠવુંજ પડે સૈનિકની બુદ્ધિ ત્યાં ન ચાલે વિશ્વાસ નહોતો તો સેનાધિપતિ કબૂલ કરવો નહોતો, પણ નક્કી થઈ ગયા પછી તો એનોજ હુકમ માનવો પડે, અને એ રીતિએ સેનાધિપતિના હુકમને સર્વ સૈનિકો માન્ય રાખે છે તોજ વિજય પામી શકે છે જો બધાજ સૈનિકો હુકમ કરનારા સેનાની બને તો નાશજ થાય એજ કારણે સ્થવિર મુનિવરોએ જમાલિને સમજાવતા એમજ કહ્યું હતું કે—

× × × × × × ×, सातु सर्वज्ञ भाषितम्।
न चेत्तद्वचसा राज्य, सत्यज्य मात्रजः कथम् ॥१॥

अदूष्य दूषयस्तस्य, वचन किं न लज्जसे।
निमज्जसि भवाम्भोधौ, किमनेन स्वकर्मणा ॥२॥

प्रायश्चित्त गृहाण त्व, श्रीवीरस्वामिनोऽन्तिके ।
निज तपो जन्म चेद्, मा स्म नैषी निरर्थकम् ॥३॥

अप्येकाक्षरमात्र य, श्रद्दधात्यर्हता नहि।
प्रपद्यते स मिथ्यात्व, ततो भवपरपराम् ॥४॥

એજ કારણે સ્થવિર મુનિવરોએ જગતને સમજાવતા એમજ કહ્યુ હતુ કે-"જો શ્રી સર્વજ્ઞદેવનુ કથન સાચુ નથી માનતો, તો તેમના વચનથી તે રાજ્યનો ત્યાગ કરી દીક્ષા કેમ અંગીકાર કરી? દૂષિત ન કરી શકાય એવા તે શ્રી સર્વજ્ઞદેવના વચનને દૂષિત કરતા તુ લાજતો કેમ નથી? આ પોતાના કર્મદ્વારા તુ શા માટે સંસારસાગરમા ડૂબી રહ્યો છે? હજી પણ તુ ભગવાન્ શ્રી વીરદેવની પાસે પાયશ્ચિતને ગ્રહણ કર અને આ પોતાના તપને અને જન્મને તુ નિરર્થક ન ગુમાવી દે કારણ કે જે આત્મા શ્રી અરિહંતદેવોના એક પણ અક્ષરની શ્રદ્ધા નથી કરતા તે આત્મા મિથ્યાત્વને પામે છે અને તેથી ભવની પરંપરા વધારે છે'

આથી તમારા અને અમારા ઉભયની એજ ફરજ છે કે, શ્રી મહાવીરદેવની આજ્ઞા આગળ પોતાના વિચારોને આઘા જ મૂકવા જૈન બનવા માટે આટલી યોગ્યતા તો મેળવવી જ જોઈએ આજ્ઞા એટલે અનંત જ્ઞાનીની દૃષ્ટિનો નિષ્કર્ષ અને એથી એ આજ્ઞા એજ આપણો ધર્મ । માનવા છે સ્વામી અને વર્તવુ છે મરજી મૂજબ, એ કદીજ ન ચાલી શકે

## સયમ બતાવનાર નિર્દય કે દયાળુ ?

મનુષ્ય જીવનની સફલતા માટે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રને અપૂર્વ પ્રેમથી સાભળવુ સાભળીને એક એક વચન ઉપર શ્રદ્ધાપૂર્વક તન્મય બનવુ અને પછી આત્માને વિષય કષાયથી વિરક્ત બનાવી સયમના અનુપમ માર્ગમા ઝૂલતો કરવો તમે જૈન છો ને ? હો, તમે સફળતા શામા માની ? આની સાથે વિરોધ હોય તો વ્યક્ત કરો આ વસ્તુ પરમ સત્ય તરીકે મનાય, જચી જાય, હૃદય સાથે એકરસ થઇ જાય, તો કોઇની તાકાત નથી કે આપણામા એક લેશમાત્ર પણ પરિવર્તન કરી શકે 'હાજીયા' ન બનો વિચારો એકાતમા આત્માની સાથે ચર્ચા કરો, તોજ શ્રી જૈન શાસનનો લાભ ઉઠાવી શકો 'મારા ઘર અને મારા બાર' એમા ને એમા રોકાઇ રહ્યે આ લાભ નહિ મળે. ભગવાન્ શ્રી મહાવીરદેવના શાસનનો લાભ ઘણો મહા મુશ્કેલીથી પામ્યા છો, તે સાર્થક કરો નહિ તો દુનિયાની હોન્હા કરતા ચાલ્યા જવુ પડશે આ પામેલ છો તે પણ નહિ પામ્યા જેવુ બની જશે **તમારા જીવનમા સયમનો રસ રેડનારાઓ, તમારા જીવનનુ એકાતે શ્રેય કરવા ઇચ્છે છે તમને સયમી બનાવનાઓ જ તમારુ સાચુ સરક્ષણ છે એટલે સયમ તરફ તમારા હૃદયને વાળનાર મહા-પુરુષોમા નિદયતાનો એક અણુમાત્ર પણ નથી, એમ નક્કી માનો એમા નિર્દયતા મનાવનારાઓ પોતેજ નિર્દયતાની મૂર્ત્તિયો છે.** તમે નાના છોકરાને નિશાળે મૂકો એ દયાથી કે નિર્દયતાથી ? શરૂમા બાળકને ત્રાસ થાય છે અને એ માને કે મારી છૂટીનો આનદ લૂટી લે છે કેટલાક છોકરા તો તે વખતે હૃદયથી ગાળો દે છે અને તેઓને માસ્તર એ કદાચ રાક્ષસ જેવા લાગે એ-એ છુટતાએ ગાળો દે, પાટીમા રમકડા કાઢે, અને વળી માસ્તર જૂએ ત્યારે ગાળો દઇ રમ કડા ભૂમી એ રડી કાઢે રોતા જાય ને રોતા પાછા આવે છતા નિશાળે મોકલનાર માબાપના હૃદયમા દયા ખરી કે નહિ ? ત્યા ખોટી

દયા કેમ નથી આવતી? માબાપ શુ કહે? એજ કે ભણુશે તો સુખી થશે તો પછી એકાતિક અને આત્યતિક સુખનુ પ્રાપક જે સયમ તેને મેળવવા તૈયાર થયેલા આત્માને ફસી ગયેલા તરીકે ઓળખનારા કયી બુદ્ધિથી ઓળખાવે છે? ભાગ્યશાળીઓ! શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનો અમલ કરવા ઉપસ્થિત થયેલા આત્માને 'તે ફસી ગયો છે'-એ રીતે પ્રસિદ્ધ કરવાની કોશિષો કયા નામચીનો કરી રહ્યા છે, એ ખાસ વિચારવા જેવી બાબત છે ગમે તેમ હોય તો પણ જૈન કુળમા જન્મેલાઓને જૈન સાધુના આચાર-વિચાર-ક્રિયા જાણવા છતા એમ લાગે કે-'ભોળાઓ હોય તેજ અહીં ફસે?' શોચો કે ભોળો કયા ફસે? લાડુ, પૈસો, મોજશોખ હોય ત્યાને? અહીં ફસવાની સામગ્રી કયી? જ્યા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના મૂળમા જ ત્યાગ અને હોય તે પણ છોડવાનુ, ત્યા ફસવાની વાત શી રીતે મનાય? અર્થાત્ નજ મનાય કહેનારા પોતાને 'અમે અમૂકજ બાપના દીકરા છીએ' એમ કયા જ્ઞાનથી જાણીને કહે છે?

## મારાપણુ શેમા માન્યુ?

(સભામાથી-કહેવાથી) બરાબર-કહેવાથી જ ને? તો પછી અહીં આગમને કહેવા ઉપરથી માનવામા શુ હરકત? એ અગડ બગડ ચલાવનારાઓને પોતાની જાત પર વિશ્વાસ,-દુનિયાના સ્વાર્થી સબધીયો ઉપર વિશ્વાસ, એટલાએ અહીં વિશ્વાસ નહિ તેઓની મા, બાપ, બેન, વિગેરે સબધી ઉપર કોઇ આક્ષેપ કરે, તેમને લાગે કે જે આક્ષેપ કર્યો, તે સભવિત છે, તોયે લડવા ઉભા થઈ જાય અને કહી દે કે 'જા, જા, ગમાર' અને સાધુ ઉપર ગમેતેવા આક્ષેપ થાયતો 'તેમા કાક હશે, હોયા વિના વાત કેમ થાય?' એમજ સમજાવવા નીકળી પડે ધન્ય છે તેમના જૈનપણાને! ધન્ય છે તેમના ધર્મીપણાની ભાવનાને!! અને ધન્ય છે તેમની બુદ્ધિને!!! શ્રેણિક મહારાજાને દેવતાએ માછલા મારતો મુનિ બતાવ્યો શ્રેણિક મહારાજાને એ જોઇ આઘાત થાય છે અને વિચારે છે કે 'લિંગને લજાવે છે' શ્રેણિક મહા

રાજા કહે છે-'આ શુ ?' પેલો કહે છે કે 'મહાવીરના બધાએ મુનિઓ આવા છે' શ્રેણિક મહારાજા કહે છે કે 'જે મહાવીરનો શ્રાવક ન હોય એની પાસે એવી વાતો કરજે, તારા જેવા કઈ પતિતોને જોઉ તો પણ ભગવાન્ શ્રી મહાવીરદેવના બધા મુનિ વરોને આવા માનુ નહિ તુ વેષ મૂકી દે' સમ્યગ્દષ્ટિની દશા આ હોવી જોઇએ 'મારા પ્રભુ, મારા ગુરૂ, અને મારૂ શાસન' -આજ ભાવના સમ્યગ્દષ્ટિના હૃદયમા રમ્યા કરવી જોઇએ, પણ જેઓને 'બગલા, બગીચા, બાયડી, છોકરા, પેટી અને હવેલી' આ અને બીજી આવીજ વસ્તુઓમા જ્યા પોતાપણુ દેખાયા કરતુ હોય, તેઓને શાસનની નિંદાની પરવા શી હોય? આજે દુનિયાના ચોગાનપર પાપાત્માઓ અને અજ્ઞાનીયો દ્વારા જેટલી મશ્કરી આ દેવ, ગુરૂ, ધર્મ અને આગમની થઈ રહી છે, તેટલી મશ્કરી જો પોતાની જાતની થાય તો તેઓ શુ ન કરે? જ્યા સહેવાનુ ત્યા ધમાધમ અને જ્યા નહિ સહેવાનુ ત્યા શાંતિનો દેખાવ? ધિક્કાર છે એવા પામર જીવનને!! દુનિયામા હજારો આદમીઓ હિંસા કરી રહ્યા છે, ચોર, લુચ્ચાઓ વિગેરે વિગેરેનો તોટો નથી-આ બધાની તેમને દયા નથી આવતી? માત્ર પાચ મહાવ્રતધારીયોની અને પાચ મહાવ્રતધારી થનારાઓની જ તે બીચારાઓને દયા આવે છે??? એ ક્ષુદ્ર જતુઓની દયા જ કોઈ જૂદા પ્રકારની છે, કારણ કે-કોઈ દાન દે ત્યા તેમની એ દયા કે 'બીચારાની કોથળી ખાલી થઈ જાય છે' કોઈ શીલ પાળે તો તે કહે કે-'આ યુવાની, આ ભોગ સામગ્રી એમા વળી ત્યાગ શા? વીસમી સદીમા તો હવાઇ વિમાનમા ઉડવાનુ! ઓઘા લેવા, એ તો ભયકર ગુન્હો!' હુ કહુ છુ કે હવાઈ વિમાન તો એવા ભયકર છે કે બેઠા પછી જીવતા આવ્યા તો ભાગ્યવાન! માટે ભાગ્યવાનો! એવા જીવનના સોદા ન ખેલો ચાર મિનીટની મોજ ખાતર જીવનના આવા સોદા ન ખેલાય જો તમને સુખની સાચી લાલસા હોય તો આ આજ્ઞા ત દૃ ઝડો ન ઝડાય તો પ્રપચ બાજીમા ન ઝડો શાનિ

કયે સમયે ?–દુન્યવી નાશ સમયે, શરીરના નાશ સમયે કે ધર્મના નાશ સમયે ? આસાક્તિ હાનિ વખતે શાંતિ નહિ, માત્ર શાસન માટે ગમે તે થાય ત્યાં શાંતિ ! ! ! શ્રી જિનેશ્વરદેવના શાસનમાં મુક્તિ કોણે મેળવી ? એવી દાંભિક શાંતિ રાખનારાઓએ, એમ ? નહિજ પ્રભુના શાસનમાં રક્ત આત્માઓની શાંતિ તો સ્વપરનો ઉદ્ધાર કરનારી હોય છે એની શાંતિમાં અમ ત્યનું સામ્રાજ્ય અને સત્યની કતલ નજ નિર્માય. એવી ખોટી અને સ્વાર્થિ શાંતિ, બગજીવન જીવનારાઓ માટેજ રહેવા દો, એવાઓને પણ તમારાથી ચેતવાય તો ચેતવો અને તે ન બને તો તમે તો સાવધ બની, ક્ષણિક વસ્તુઓના મમ ત્વને તજી દઇ કલ્યાણકારી પ્રભુ શ્રી મહાવીરદેવના શાસનમાં જ મમત્વ રાખો–કારણ કે એજ મમત્વ પરિણામે શાશ્વત સુખને પમાડનાર છે

## ધર્મ સામે ઝેર ન વરસાવો

આજે કેટલાકોને સંસાર-સાગર તરવામાં પરમ સાધનરૂપ એવા શ્રી જિનમંદિરો અને ધર્મસાધના માટે ઉભા કરાયેલા અને કરાતા ઉપાશ્રયો ઘણાજ ખટકી રહ્યા છે–પણ તેઓએ જાણવું જોઇએ કે જ્યાં સુધી ભગવાન્ શ્રી જિનેશ્વરદેવોનું શાસન હયાત રહેવાનું ત્યાં સુધી મંદિરો અને ઉપાશ્રયો પણ હયાતિ ભોગવનારા રહેવાના છે જે પાપાત્માઓ આ બે ચીજને બરબાદ કરવા માગે છે, તેઓ પોતાની જીંદગીયો જ બરબાદ કરવા માગે છે એમને વધાવનારાઓ પણ પોતાના જીવનને પાયમાલ કરનારા છે સંસાર-સાગરને તરવા માટેના આ તો મોટા બંદરો છે આંખોની અમી વરસે તો વરસાવો, અને ઝેર વરસે તો બહાર જઇને કાઢો એવા ઝેર વરસાવનારાઓને કહી દેવું જોઇએ કે 'એ તો આધિ, વ્યાધિ, અને ઉપાધિ રૂપ તાપથી સંતપ્ત થયેલા આત્માઓને શાંત થવા માટેના વિશાલ સરોવરો છે તેમાંના સુસ્વાદુ જળને તમારાથી પીવાય તો પીઓ, પણ ન પીવાય તો પાડાની જેમ ડહોળી ન નાખો જે પુણ્યશા

લિયો પી શકતા હોય, તેઓને ખુશીથી પીવા ઘો નિષ્કારણ ન દાઝતા ઉદ્‌ગારો કાઢી જૈનત્વને અને માનવ-જીવનને વેડફી ન નાખો' આ જે સ્થાનો તો તેવાજ રહેવાના છે આ બે સ્થાનોમા જે પવિત્રતા છે તે બીજે ક્યાય નથી **શ્રી જિનેશ્વરદેવની વાણીનો પ્રભાવ અજબ છે** ધમાલ કરવાના ઇરાદે આવેલા પણ, પ્રભુની વાણીના પ્રતાપે શાંત થઈ સાભળે છે ગમે તેવા ઇરાદે આવે, પણ આ વાણીના પ્રભાવે તેમના અંતરાત્મા પોકારે છે કે -'ધમાલ ન થાય' શ્રી જિનેશ્વરદેવની દેશનામા પાખડી પણ મોરલી વાગે ને જેમ સર્પ ડોલે તેમ ડોલતા હતા **શ્રી જિનેશ્વરદેવની વાણીનો બોલનાર નિર્ભય છે.** એના પરના અનેકાનેક આક્રમણો એની મેળેજ બોમડી જાય છે અનેકાનેક ભયના વ દળો જેમ વાયુના ઝપાટાથી મેઘના વાદળ વીખરાઈ જાય, તેમ આપોઆપ વીખરાઇ જાય છે અને કદાચ પ્રભુશાસનનો પ્રચાર કરતા અમે ભયમા સપડાઇએ તો પણ પરવા નથી વિરોધીઓ અમારે માટે, અમારી જાતને માટે, એમને છાજે તેવા ગપ્પા ઉડાવે, કલકો મૂકે, ગાળો દે, એની અમને પરવા નથી અમે શુદ્ધ હઇશુ તો અમારી જીવનનૌકા મજેથી તરી જશે એટલે કે એજ પ્રભુ આજ્ઞાના બળે સસાર સાગર તરી જઈશુ અને સહેલાઇથી મોક્ષે પહોચી શકીશુ. અમારે માટે તો આ વિરોધીઓ કર્મ-ક્ષયમા સહાયક છે પણ જો અમારામા સડી પોલ હશે તો દુનિયા અમને પૂજે તોય અમારા માટે ઉડા ખાડા તૈયાર છે સયમ વેચીને શ્રી જિનેશ્વરદેવના સયમને જેઓ નિદે છે, તેઓને કોટિ કોટિશ ધીટકાર છે. જે પાપાત્માઓ સયમની સામે કાદવ ઉછાળે છે, તેઓજ એ પોતાના ઉછાળેલા કાદવમા ચોટવાના છે હવે સારે મર્મ ખોલીને કહેવુ પડે છે કે, સ્તાના લેભાગુઓ ધર્મના સ્વરૂપને એક લેશ પણ સમજ્યા વિના પોતાના માની લીધેલા જ્ઞાનના મદથી છકી

જઈને મરજીમા આવે તેમ બોલી જાય, ત્યા તમે ન ચૂકો! અહી પણ આજ્ઞા દેખાય તો મને મૂકી ચાલતા થજો તમને લાગે કે ભગવાનના શાસનને ઘટતુ છે, તો સાભળજો 'નહિ તો કહી દેજો કે અમે સાભળવા તૈયાર નથી જૈનશાસનના કુળદી પકો! જરા સમજો

## બાહ્ય સયોગો શુ કામ કરે છે?

શ્રી શ્રેણિક મહારાજા, અરિહત દેવના—અરિહત પદના આરાધક અરિહતના ગુણને જ્યા દેખે ત્યાથી લેતા એ રાજા ભગવાન્ શ્રી મહાવીરદેવને ચતુરગી સેના સાથે વદન કરવા જાય છે રસ્તામા પ્રસન્નચદ્ર રાજર્ષિને ધ્યાનસ્થ ઉભેલા જોયા પ્રસન્નચદ્ર રાજર્ષિ સૂર્ય સામે દૃષ્ટિ કરી ઉભા છે એક પગ ઉચો છે અને એક પગ નીચે છે ગ્રીષ્મઋતુ છે, મધ્યાન્હ કાળ છે, પરસેવો નીતરી રહ્યો છે, ધ્યાનમગ્ન છે એ ચતુરગી સેનાને મોખરે સર્વથી આગળ બે સૈનિકો ચાલે છે તેમાનો એક ગુણે કરીને સુમુખ હતો અને બીજો દુર્મુખ હતો **જૈનશાસનમા વસ્તુને જેવી હોય તેવીજ ઓળખાવાય છે** એ શાસન એવુ અનુપમ છે જો તમે મનન કરશો તો અત્યારે દુનિયામા જેટલી વાતો ચર્ચાઇ રહી છે એટલી આ કથામાથી નીકળશે સુમુખ ખોટામા ન ઉભો રહે બોલવુ પડે તો સાચુ, સારૂ ને કલ્યાણકારી જ બોલે, એ મૂજબ તે મહાત્માને જોઈ સુમુખ બોલ્યો કે –'આ રીતની આતાપના લેતા એવા આ મહર્ષિને સ્વર્ગ કે અપવર્ગ કઇ દુર્લભ નથી' આ સાભળીને કર્મથી દુર્મુખ એવો તે બીજો સૈનિક બોલ્યો કે –'આવા પાખડી દર્શનને પામેલા આની પ્રસશા શી? દૂધ–પીતા બાળકને ગાદી પર મૂકી આ ભાઈબધ ચાલી નીકળ્યા, અને એના મત્રીશ્વરો પેલા નાના બાળકનો ઘાત કરવાની તૈયારીમાં છે આને વળી ધર્મ કેવો?' તમે જાણો છો કે આ મહાત્માને દીક્ષા આપનાર કોણ? શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરદેવ! ભગવાન શ્રી મહાવીરદેવ જેવાએ જેને દીક્ષા આપી, એમની પરીક્ષા કરનાર પણ ઉભો થયો ખરો!

કોણ ? દુર્મુખ ! દુર્મુખના શબ્દો પ્રસન્નચન્દ્ર રાજર્ષિના કાનમા ગયા બહારનુ આલંબન પણ કેવુ પરિણામ લાવે છે, એનુ એ દૃષ્ટાંત છે

શ્રી પ્રસન્નચન્દ્રરાજર્ષિ, દુર્મુખના વચનોથી શુ વિચારે છે? વીરના હાથે દીક્ષિત, તદ્ભવમુક્તિગામી, એમની પણ દના બહારના શબ્દોથી પલટાઇ ગઈ, તો આપણી શી દશા? માટે ઉત્તમ **પ્રકારના સયોગોનુ સેવન કરવુ એમાજ આપણુ શ્રેય છે** મુનિવર વિચારે છે—'જેનુ મે ભરણપોષણ કર્યું, જેને મે મારા માન્યા, એ મારા નિમકહરામ મત્રીઓ મા ૧ ટીકનાના પ્રાણ લેવા તૈયાર થયા છે? આવી જાઓ સામે' હવે મુનિ ખમ્યા સામે મત્રીઓ ખડા થઇ ગયા કલ્પનાજન્ય-સાચા મત્રીઓ આ થા નહોતા-સામસામા મનથી યુદ્ધ ચાલ્યું હથીયારો દેકયા, કેઇને માર્યા, કેઇને કાપ્યા-બધા હથીયાર ખૂટી ગયા એટલે વિચાર્યું કે 'માથાનો મુકુટ મારૂ!' તત્ત માથે હાથ મૂકયો માથુ તો મુડ હતુ-તરત મુનિને ભાન થયુ-મુડે માથે ભાન કરાવ્યુ આજે તો ઉપાધ્યાયજી મહારાજનું એક પદ જોખી રાખ્યુ છે-'શુ મુડે શુ લોચેરે'-પણ આગળ પાછળનુ કયા જાણવુ છે? મુનિ તરત ચોકયા 'હુ કોણ? કોનું રાજ્ય? કોનો પુત્ર? કોના મત્રી? મારે ને એમને શુ?' આ બધુ મુકુટ વિનાના મસ્તકે સમજાયુ શ્રેણિક મહારાજે આ મહર્ષિને જોઈ હાથી ઉપરથી જાતે ઉતરી વિનયપૂર્વક વદના કરી આગળ ચાલ્યા એ વખતે તો પ્રસન્નચન્દ્રરાજર્ષિ મનથી લડી રહ્યા હતા શ્રેણિક મહારાજા અનુમોદના કરતા જાય છે શ્રેણિક મહારાજા ભગવાન્ પાસે આવ્યા ભગવાનને વદના કરી બેઠા પછી પૂછ્યુ કે —'હે ભગવન્! જ્યારે મે ધ્યાનમા રહેલા રાજર્ષિ પ્રસન્નચદ્રને વાદ્યા, તે વખતે જો તે મરણ પામે તો કયા જાય?' ભગવાને કહ્યુ-'સાતમીએ જાય' માનસિક કલ્પના વડે, એ વખતે મુનિએ રૌદ્ર ધ્યાનને સાતમીને યોગ્ય કેળવ્યુ, થોડીવાર પછી ફેર પૂછ્યુ કે-'ભગવન્, હવે મરે તો કયા જાય?' 'સર્વાર્થ સિદ્ધ વિમાનમા!' રાજા મુઝાય છે કે

આ શુ ? ભગવાને સર્વ હકીકત કહી 'મન સચ્ચા તો મળ સચ્ચા' ના કરતા બાહ્ય આલબન વિના આત્માની શુદ્ધિ ઘણી કઠીન છે માનસિક શુદ્ધિ પણ બાહ્ય આલબનને અવલબે છે એ મુનિએ પણ માનસિક શુદ્ધ કરી આતમીને યોગ્ય દળીયા મેળવ્યા, વિચાર પલટાની સાથે સર્વાર્થસિદ્ધમા જવા જેટલી યોગ્યતા મેળવી, પરિણામની ધા । એથી પણ આગળ વધી અને કેવલ જ્ઞાન ઉત્પન્ન થયુ દેવદુદભી વાગી દેવતાઓએ કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો આ મુનિવેષનો પ્રભાવ આ કથા ઉપર પૂર્ણ વિચાર કરજો

---

## વ્યાખ્યાન ૩૫ મું

### જૈનોનો ઉદય શેમા છે ?



પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ મનુષ્ય જન્મની સફળતા માટે ફરમાવે છે કે –' શ્રી જિનેશ્વર દેવના શાસ્ત્રનુ શ્રવણ કરવુ, એના ઉપર શ્રદ્ધાને મજબૂત કરવી, અને પછી શ્રદ્ધામા મજબૂત રહીને શક્તિ પ્રમાણે સયમમા પ્રવર્તન કરવુ હવે એ શાસ્ત્રશ્રવણ પ્રત્યે સમ્યક્ પ્રકારે રૂચિ પેદા થાય, એટલા માટે આપણે વિચારી રહ્યા છીયે કે, શાસનના કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ, તીર્થપતિ કયા અનુષ્ઠાનોના યોગે બન્યા ? કયી કયી કાર્વાઇયો કરી કે જેના પ્રતાપે એ તીર્થપતિ બન્યા, કેમકે એ કારવાઇની આપણુને જરૂર છે આપણો ઈરાદો સિદ્ધપદે જવાનો છે, તેમા પણ તીર્થકર થઈને જવાય તો સારૂ શાથી ? આપણા નિમિત્તે અનેક પ્રાણીનો ઉપકાર થાય એથી મોક્ષે જવુ છે તો પછી જતા જતા જેટલાને લઇ જવાય તેટલાને લઇને જવાય તો સારૂ શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરદેવ જે જે અનુષ્ઠાનને આદરવાથી

તીર્થપતિ બન્યા, તે તે અનુષ્ઠાનોની આપણને ઘણી ઘણી જરૂર છે જે ભવમા તીર્થંકર નામકર્મની નિકાચના કરી તે શ્રી નંદનમુનિજીના ભવમા માસખમણને પારણે માસખમણ કરી વીસ સ્થાનકની આરાધના કરી, ભગવાન્ શ્રી મહાવીરદેવના આત્માએ તીર્થંકર નામકર્મ નિકાચ્યુ જે મહર્ષિએ લાખ લાખ વર્ષ સુધી તપશ્ચર્યા તપી, અખંડ સયમ પાળ્યુ, ઘોર ઉપસર્ગોને શાન્તિપૂર્વક સહી ચારિત્રને સુવિશુદ્ધ બનાવ્યુ, તે મુનિવર પણ જીવનમા અજ્ઞાનપૂર્વક સેવાઈ ગયેલા અતિચારાદિકની આલોચના કરવાનુ ચૂકતા નથી ખરેખર કલ્યાણાર્થિ આત્મામા આટલી સાવધગીરીની અનિવાર્ય આવશ્યકતા છે મુનિવરોને જેમ મૂળ ગુણો અને ઉત્તર ગુણોમા જે જે જાતિના અતિચાર લાગ્યા હોય, તેની આલોચના કરવાની જરૂર છે, તેમ ગૃહસ્થને વ્રતધારી હોય તો લીધેલા વ્રતમા અને કેવલ સમ્યક્ત્વધારી હોય તો સમ્યક્ત્વમા લાગેલા અતિચારની અને બાકીની બધીએ અવિરતિ આદિની આલોચના કરવાની જરૂર છે વ્રત અને સમ્યક્ત્વ સિવાયની બીજી જેટલી વસ્તુઓ ઉપર માનાપણ રાખ્યુ છે, તે બધાની આલોચનાની જરૂર છે

(સભામાથી 'સમ્યક્ત્વ ન હોય એ આલોચના કરે? અને આલોચના કરે તો સમ્યક્ત્વ ખરૂ ?')

મિથ્યાદૃષ્ટિ પાપ નથી માનતો, એમ તો નથીને? જેને પાપ માને તેનો પસ્તાવો કરે, એમા કાઇ વાધો છે? સમ્યક્ત્વ એ જૂદી ચીજ છે સો પાપમા નવાણુ પાપને પાપ માને અને એક પાપને પુણ્ય માને ત્યા સુધી સમ્યક્ત્વ હોતુ નથી જે આત્મા જેને જેને પાપ માને એની આલોચનામા હરકત નથી અવિરતિ બધી દોષરૂપ છે દોષમય છે ગૃહસ્થને સમ્યક્ત્વ અને વિરતિ વિગેરે તો શ્રી જિનેશ્વરદેવોથી વિહિત જ કરાયેલ છે એટલે એના સેવનમા, પાલનમા, એકાતે આત્માને લાભ જ છે તે સિવાય જેટલી ચીજો તે બધી દોષરૂપ છે, આવુ માને તો સમ્યક્ત્વ ટકે જે કાર્ય કરતા આત્મા ડખે તેની આલોચના

થાય, પણ જે ક્રિયા કરતા આત્મા દુખનો નથી તેની વાસ્તવિક આલોચના પણ થતી નથી એ ભેદોમાથી ગૃહસ્થને દેશથી વિરતિ તથા સમ્યક્ત્વ આદિ કરણીય કોટિમા છે શિવાયની સઘળી વસ્તુઓ અકરણીય કોટિમા છે શાથી? દોષરૂપ છે એથી એ બધી વસ્તુને દોષરૂપ ન માને તો ત્યા સમ્યક્ત્વ આવે પણ કયી રીતિયે, અને પૂર્વે આવ્યુ હોય તો ટકે પણ શી રીતે? ખાત્રી થાય કે અમૂક વસ્તુ દોષરૂપ છે, છતા તેને દોષરૂપ ન માને તો તેનામા સમ્યક્ત્વ નથી, એમ કહેવામા વાધો શો છે? અહીં તો વ્યવહારનયની પ્રધાનતા છે દોષનો ત્યાગ અને ગુણનો સ્વીકાર, એતો જૂદી ચીજ છે, પણ દોષને દોષ તરીકે અને ગુણને ગુણ તરીકે સ્વીકારવો તો જોઈએ જ ને? અને એ રીતિયે સ્વીકાર કર્યા બાદ જીવનમા સેવાઈ ગયેલ અકરણીયની આલોચના પણ કરવી જ જોઈએને? આરાધનાનો પહેલો પ્રકાર જ એ છે અતિચાર કરણીય કે અકરણીય? અતિચારની આલોચના હોય તો બાકીની અવિરતિની આલોચના ખરી કે નહી? પણ અવિરતિને પાપ માને તો ને? જે દેશવિરતિ શ્રાવક પોતાના વ્રતાદિકમા લાગેલા અતિચારની આલોચના કરે તે બાકીની જે અવિરતિ મેવી હોય તેની, આલોચના ના કરે, એમ બનેજ કેમ? અર્થાત્ નજ બને કારણ કે અવિરતિ માત્રને અકરણીય માનનારો એ, અવિરતિના પાશ માથી છૂટવાના કારણેજ દેશવિરતિનો સ્વીકાર કરે છે અને 'સર્વવિરતિ' ક્યારે મળે એ તો એની તીવ્ર મન કામના હોય છે તે મન કામના વિના વાસ્તવિક દેશવિરતિની પ્રાપ્તિ પણ નથી થતી કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા તો ફરમાવે છે કે -

" सर्वविरतिलालस खलु देशविरतिपरिणाम ।
यतिधर्मानुरागरहिताना तु गृहस्थाना देशविरतिरपि
न सम्यक् ॥ "

દેશવિરતિને પરિણામ નિશ્ચયપૂર્વક સર્વવિરતિની લાલસા વાળો જ હોય છે, કારણ કે યતિધર્મ સાધુધર્મના અનુરાગ

વિનાના ગૃહસ્થોની દેશવિરતિ પણ સમ્યક્ નથી હોતી આથી સિદ્ધજ છે કે શ્રાવક દેશવિરતિપણાનો સ્વીકાર કરતી વખતે પણ એજ ઇચ્છે કે –'કયારે તે શુભ દિવસ આવે કે આ સર્વને છોડી દઉ '–આ ભાવનાવાળો દુનિયામા રહ્યો હોય તો પણ લૂખ્ખો જેનો વર્તાવ જોઇને ઇતરને પણ તેવી જ જાતની છાયા પડે એની દુનિયામા કારવાઇ એવી મોળી કે મદી હોય કે જોનારાને એમ જરૂર થાય કે, આ મહાનુભાવ આ પાપમય સસારમા ન છુટકે જ રહ્યો છે એ સસારમા રાચતો માચતો ન હોય! ઉદાસીન ભાવજ રહે! કરવા જોગુ નથી કરી શકતો એનો પશ્ચાત્તાપ તેનામા કાયમનો હોય છે પુણ્યપ્રકાશનુ સ્તવન બનાવનાર મહર્ષિએ એક એક વાત એટલા વિસ્તારથી લખી દીધી છે કે, તે સ્તવનને જો એકવાર હૃદયના રસપૂર્વક અને સમ્યક્ વિચારપૂર્વક વચાય તો તે રીતે વાચનારને સસારની કોઈ પણ કારવાઈમા ઉભા રહેવાનું પણ ગમે નહિ, તો પછી તેમા રાચવા માચવાનું તો હોયજ શાનુ? **ત્રિકાલ જિનપૂજન, વ્યાખ્યાન શ્રવણ, ને ઉભયકાળ આવશ્યકનો હેતુ જ એ છે કે આત્મા પાપને પાપ માની જાગતો રહે, પાપથી કપતો રહે** શ્રી જિનેશ્વરદેવની મૂર્તિના દર્શનથી, વીતરાગ ભાવનાના સ્પર્શનથી આત્મા જાગૃત રહે અગપૂજા કરતા એ વિચારણા સ્ફુરે કે, શ્રી જિનેશ્વરદેવના આ અગોએ શી કારવાઇ કરી? અને આ મારા પોતાના અગો શી કારવાઈ કરે છે? એ અગના સ્પર્શમા ઝણઝણાટી થાય વિપરીત કારવાઈ હોય ત્યા આત્મા કપે દ્રવ્ય પૂજા, એ દ્રવ્યમલને ઉતારવાનુ સાધન છે પછી ભાવ પૂજા આવે

(પ્રશ્ન—'અગપૂજા કે આગીપૂજા?')

આગી રચાય એ પૂજા તો છેજ તમારો પ્રશ્ન એ છે કે 'આગીના ખોખા તરત ચઢાવી દેવામા આવે છે, અને અગપૂજાને બદલે આગીપૂજા થાય છે' કેશર બહુ લાગવાથી પ્રતિમા ખવાઇ ન જાય, એ હેતુ છે કેશર એવી રીતે વાપરવું જોઇએ કે જેમા

ચદનની બહુલતા હોય, ચદન તદ્દન ધોળુ દેખાય માટે તેમા સુદરતા, વિવિધવર્ણીપણું લાવવા માટે કેશર આદિક છે, અને એ રીતિયે કરાય તો પેલો ભય પણ ન રહે કાર્યવાહકોનો ઉદ્દેશ પણ બીજો કોઈ નથી, એટલે સમજાવાય તો મુશ્કેલ નથી તે પણ પ્રસગે વિચારીશુ

(પ્રશ્ન —'બહુજ કેશર હોય તો?')

વિધિ મુજબજ થાય એને બદલે ત્રણ ખમાસમણા ન દેવાય, અને જ્યા ત્રણની વિધિ હોય ત્યા ચાર ન દેવાય ચાર લોગસ્સના કાયોત્સર્ગમા પાચ ન ગણાય આ બધી વાત પ્રસગે ચર્ચીશુ આપણે અત્યારે તો એજ જણાવવા માગીયે છીયે કે,-દ્રવ્યપૂજન, ભાવપૂજન, ગુરુવદન, આવશ્યક ક્રિયા, સામાયિકાદિનો હેતુ જ એ છે કે, પાપને પાપ તરીકે માનવાની સદ્દબુદ્ધિ જીવતી જાગતી રહે દોષનો ખ્યાલ સમ્યક્ પ્રકારે આવતો રહે એ સદ્-બુદ્ધિ અને એ ખ્યાલ જીવત રહે, એમાજ આત્માનુ શ્રેય છે, કારણ કે એથી પાપની ભીતિ જાગતી રહે છે અને પ્રમાદાદિકના યોગે થયેલા પાપની આલોચના પણ સદ્દભાવપૂર્વક કરી શકાય છે આજે કેટલાક દેવ-ગુરુ-ધર્મ અને આગમ આજ્ઞાની વાત આવે છે કે, બધુ વીસરી જાય છે, ભાન ભૂલી જાય છે અને તેમને એમ થાય છે કે આ લપ કયા? આનુ કારણ એજ છે કે 'દુનિયાદારીની પ્રવૃત્તિ પાપરૂપ છે, આ આરભ સમારભ વિગેરે દોષરૂપ છે, અને આત્માને મલીન કરનારૂ છે'-આ માન્યતા ઘસાવી જાય છે મુબઈ જેવા શહેરમા પર્વતીથિયે પણ આવશ્યક કરનારા કેટલા? સામાયિક કરનારા કેટલા? રીતસર જિનપૂજન કરનારા કેટલા? આનદપૂર્વક અષ્ટ પ્રકારી પૂજા કરનારા કેટલા? ભાવપૂજા કરનારા કેટલા? નિરતર વ્યાખ્યાનશ્રવણ કરનારા કેટલા? પ્રકરણાદિગ્રથોનો અભ્યાસ કરનારા કેટલા? જૈનત્વ એટલે શુ? જે ખીલવવુ જોઇએ, જેના સસ્કાર નાખવા જોઇએ, તેની વાત પણ ન કરે, અને જેનાથી નાશ થઇ રહ્યો છે, તેની પુષ્ટિ-પીજણ ચાલે એનો આરો કયી રીતે આવે? જૈનસમાજના

આગેવાનો કયી જાતિના શિક્ષણને, સસ્કારને ફેલાવી સમાજને જાગૃત કરે, એ તો કહો ? જે સ્થાનપર બેસો, ત્યાની ફરજ સમજો નહિ તો ઉદય કયી રીતે કરી શકશો ? વાતો ઉદયની કરવી અને કારવાઇ અધ પતનની ચલાવી લેવી એ કેમ ચાલે ? ઉદય કોને કહેનાર ? એ બરાબર સમજવુ પડશે જૈન કહેવડાવવા માટે વિશિષ્ટ કારવાઇ શી ? દુનિયાના આટલા બધા મનુષ્યોમા જૈન કહેવડાવવા આપણી પાસે વિશિષ્ટતા શુ જોઇએ ? દુનિયાના રગરાગ, લાડી–વાડી–ગાડી, મોજશોખ વિગેરેમા, જૈનત્વ હોય તો એ તો સર્વત્ર છે, માટેજ વિચારવાનુ છે કે જૈન તરીકે આપણામા શુ વિશિષ્ટતા જોઇએ ?–આ વિચારીએ તો જ ઉદર સાધી શકાય

**મર્યાદાઓનો લોપ ન થવા દો ?**

બાકી આસ્તિકતા કે નાસ્તિકતાને ઓળખવા માટે આસ્તિક કે નાસ્તિકના શરીર ઉપર કોઇ વિશિષ્ટ ચિહ્નો નથી હોતા એતો તે તે કારવાઇ ઉપરથી કહેવાય કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચદ્ર સૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે —

" वर वराकश्चार्वाको, योऽसौ प्रकटनास्तिक । "

દભરહિત હોવાથી દયાને પાત્ર એવો ચાર્વાક એટલે નાસ્તિક સારો, કારણ કે જે પ્રકટપણે નાસ્તિક છે, અર્થાત્ આત્મા, પરલોક પુણ્ય અને પાપાદિકનો સ્પષ્ટપણે નિષેધ કરે છે એટલે એનાથી બચવુ ઘણુ જ સ્હેલુ છે, પણ જેઓ આસ્તિકના વેષમા રહ્યા છે અને કારવાઇ નાસ્તિકપણાની કરી રહ્યા છે ત્યા શુ થાય ? એવા પાપાત્માઓનો ભય બહુ મોટો ! **ઉઘાડા નાસ્તિકથી બચાવ સહેલો છે, પણ આસ્તિકના વેષમા છુપાયેલા દાંભિક નાસ્તિકોથી બચાવ કરવો, એ ઘણુ જ મુશ્કેલ છે** બજારમા કહેવાય છે કે, ઉઘાડા દેવાળીયા સારા, પણ ઢાકયા દેવાળીયા નહિ સારા એ ઢાકયા દેવાળીયા તો પૈસા લેવા, પચાવવા માટે બે પાચ વરસ તો પેઢીને એવી નામાકિત કરે કે એકે એક વેપારી અને બીજા લટ્ટુ બની જઈ ત્યા પૈસા મૂકવા જાય, ગરીબો પણ જાય, નાના મોટા સુદ્ધા જાય, પણ પાચે વરસે એક એવી

લાત મારે છે, બધાનો દમ નીકળી જાય તેવીજ રીતિયે મુખથી આત્માદિકનો સ્વીકાર કરી, આસ્તિકતાનો આડંબર કરી, અને છુપી રીતિયે નાસ્તિક જેવી કારવાઇના કરનારાઓ પણ એવા જ ભયકર નિવડે છે નહિ તો વિચારો કે, વાસ્તવિક રીતે શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંતને માનનારો કહી શકે ખરો કે 'ઇચ્છા મુજબ વર્તવામાજ ધર્મ છે?' શાસ્ત્ર તો કહે છે કે -'શ્રી જિનેશ્વરદેવના શાસનમા 'आणाए धम्मो' છે, પણ ઇચ્છા મુજબ વર્તવામા ધર્મ નથી' કોઈ વખત દુષ્કર્મના યોગે આજ્ઞા મુજબ ન વર્તિ શકાય તો તે આત્મા પોતાની પામરતા સમજે, કબુલ કરે અને જાહેર કરે પણ 'ઇચ્છા મુજબ વર્તવામાજ ધર્મ છે' એમ કહી શ્રી જિનેશ્વરદેવના વચનપરની આસ્તિકતાનું દેવાળુ કાઢવા છતા પોતાની જાતને આસ્તિક તરીકે ઓળખાવવાનો ખોટો આડબર તે નજ કરે શ્રી જિનેશ્વરદેવના શાસનમા તો આજ્ઞા મૂજબ વર્તાય પણ સગવડ મૂજબ નહિ **સગવડીયાઓએ તો સ્વપર ઉભયની પાયમાલી કરી.** ન વર્તાય તો કહી દે કે વર્તી શકતો નથી, લાચાર છુ, પણ મરજીમા આવે તેમ બોલે, કરે,-ન બોલવાનું બોલે અને ન કરવાનુ કરે, એ વાસ્તવિક રીતિયે શ્રી જૈનશાસનનો સેવક નથી

(સભામાથી-તો પછી વિચારસ્વાતત્ર્ય ઉડી જાય ને?)

ઉડી જાયજ આજ્ઞા પાસે એવુ અનુચિત સ્વાતત્ર્ય હોય! ઇંદ્રભૂતિ જેવા સમર્થ વિદ્વાન્ કે જેઓની સમક્ષ એક પણ વિદ્વાન્ વાદમા ટકી ન શકે-શકતો ન હતો, તેઓ પણ, મિથ્યાત્વવિશિષ્ટ અભિમાનના યોગે પોતાના હૃદયમા એક શકા જીવતી જાગતી હતી તે છતાય, પોતાની જાતને સર્વજ્ઞ તરીકે ઓળખાવતા, પણ જ્યારે એમણે જોયુ કે પોતાની કહેવાતી સર્વજ્ઞતા તો ખામીવાળી હતી અર્થાત્ એ વાસ્તવિક સર્વજ્ઞતા હતી જ નહિ, એટલે તરત જ ભગવાન્ શ્રી મહાવીરના ચરણમા તે નમ્યા કયા સુધી? કૃતાર્થ થયા ત્યા સુધી નમ્યા પછી કદી પણ એમ ન કહ્યુ કે-'હુ કહુ તે, ખરૂ' જે જે રુચ્યુ અને જે જે

બોલ્યા, તે બધુ ભગવાન્ શ્રી મહાવીરદેવના નામે, પણ પોતાના નામે કશુંજ નહિ આ જાતિની તારક પ્રત્યેની આધીનતા કેળવાય તો જ સાચી સ્વતંત્રતા પ્રાપ્ત થાય અને એજ કારણે શાસ્ત્રસિદ્ધ મર્યાદાઓનો લોપ ન થાય, તેની સમ્યગ્દૃષ્ટિ આત્માએ પૂરતી કાળજી રાખવી જોઇએ

## સુધારો કરવાનો,-ધર્મમા કે જમાનામા ?

**સાચી સ્વતંત્રતા જોઇતી હોય, અને સંસારથી ભય પામ્યા હો, તો શ્રી જિનેશ્વરદેવના શરણે જવુ એ જ શ્રેયસ્કર છે. શ્રી જિનેશ્વરદેવની એકે એક આજ્ઞા કેવલ કલ્યાણના અર્થેજ નિર્માયેલી છે એટલે એને પામીને પોતામા પ્રવેશ પામેલા દોષોનો સુધારો કરવો એજ જરૂરી છે. 'શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા એજ ધર્મ છે. આથી એ આજ્ઞાથી વિહિત નહિ કરાયેલી વસ્તુનું સેવન કરવુ એ પાપ છે અને નિષિધ્ધ કરાયેલી વસ્તુનુ સેવન એ મહાપાપ છે.'**—આ માન્યતા મજબૂત હોય તોજ સાચી આલોચના થઇ શકે શ્રી નંદનમુનિજી જેવા નિષ્કલંક ચારિત્રના ધરનારા મહાપુરૂષ પણ અજ્ઞાતપણે પણ થઇ ગયેલા અતિચાર રૂપ પાપની આલોચના કરે છે, તે આપણે જોઈ રહ્યા છીએ જ્ઞાનાચારમા લાગેલ અતિચારની આલોચના થયા બાદ દર્શનાચારમા લાગેલ અતિચારની વાત ચાલી રહી છે શ્રી દર્શનાચારના આઠ પ્રકારમા પહેલો પ્રકાર 'નિઃશંકિત' છે ગમે તેવા સંયોગોમા, ગમે તેવી દુઃખ અવસ્થામા પણ શ્રી જિનેશ્વરદેવના વચનમા શંકાનો અભાવ બુદ્ધિમા ન બેસે તો કહેવુ કે 'અમારી મતિ અલ્પ છે, પણ જ્ઞાનીયે કહેલી વસ્તુ ખોટી થઇ શકે નહિ (સમજાવાથી-સમજવા માટે ઉહાપોહ કરવાની છૂટ ખરી કે નહિ ?) જ્ઞાનાર્થે ઉહાપોહ કરવાની પૂરેપૂરી છૂટ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા કેમ સમજાય, તે હૃદયમા કેમ સ્થિર થાય, એ માટે જિજ્ઞાસાવૃત્તિથી કરેલો ઉહાપોહ, એ તો જ્ઞાનનો એક પ્રકાર છે 'ઉહ એટલે તર્ક અને અપોહ એટલે વિતર્ક' એ ઉહાપો

હથી વસ્તુને દઢ બનાવવી, એ તો વિહિત છે શ્રી જિનેશ્વર દેવની આજ્ઞાને સમજવા માટે બુદ્ધિના આઠે ગુણોનો ઉપયોગ કરો, એમા કશીજ હરકત નથી અને એ તો કરવો જોઇએ

બીજો આચાર 'નિષ્કાંક્ષિત' એટલે કે શ્રી વીતરાગદેવના મત શિવાયના પરમતની અભિલાષાનો અભાવ

ત્રીજો આચાર 'નિર્વિચિકિત્સા' એટલે શ્રી જિનેશ્વરદેવે કહેલા ધર્મના ફલમા શકાનો અભાવ

## ચોથો આચાર 'અમૂઢ દષ્ટિપણુ'

શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલો આત્મા અમૂઢ દષ્ટિ હોય મૂઢ એટલે મૂર્ખ અમૂઢ એટલે અમૂર્ખ-વિચારક, જેની દષ્ટિ કેઇ પણ જગાએ મુઝાય કે ગભરાય નહિ એ મુઝાઇને ધર્મથી ચૂકી ન જાય અમૂઢદષ્ટિ દરેક પ્રસગે વસ્તુને વસ્તુત્વ રૂપે જૂએ "पढमनाण तओ दया" આનુ તાત્પર્ય તો એજ છે ને કે, દયા પાળવી હોય તો જ્ઞાનનો ખપ કરવો ? જેમ अन्न प्राणाः આ વાકયનો ભાવ એ છે કે-અન્ન હોય તો પ્રાણ ટકે પ્રાણ ટકાવવા માટે અન્નની જરૂર તો છે, પણ જેની પાસે અન્ન લેવા જાવ તે એમ કહે કે -'પ્રાણ આપે તો અન્ન આપુ, પ્રાણ આપો ને અન્ન લઇ જાઓ' તો ના કહેવા સાથે કહેવુ પડેને કે -'ભાઈ ! પ્રાણ ટકાવવા તો હુ અન્ન લેવા આવ્યો છુ જે પ્રાણોને ટકાવવા માટે અન્નની જરૂર છે, તે પ્રાણો જ તુ લઇ લે તો એ અન્ન મારે શા કામનું ?' તો પછી જે દયાના પાલન માટે જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન મેળવતા દયા મૂકવી પડતી હોય તો શુ કહેવું જોઇએ તે વિચારો દયાના રહસ્યને સમજાવનારો એમજ ઇચ્છે કે'જે **દયા માટે જ્ઞાનની જરૂર છે, તે દયા, જ્ઞાન પામતા મૂકવી પડતી હોય તો એ જ્ઞાનને ક્રોડ ક્રોડ વાર નમસ્કાર હોજો કોઇ પણ જીદગીમા એવુ જ્ઞાન મળશો નહિ**' દયા માટે જ્ઞાન, દયાની પ્રાપ્તિ અને પાલન માટે જ્ઞાન, એ જ્ઞાન મેળવતા, દયાનો હોમ કરવો પડ ! હોમ-દયાનુ ખૂન કરવુ પડતુ હોય તો એ જ્ઞાનને જિનેશ્વરદેવનો અનુયાયી સ્વપ્ને પણ કેમ ઇચ્છે ?

હેતુહિંસા, સ્વરૂપ હિંસા અને અનુબંધહિંસાના સાચા સ્વરૂપને સમજવા માટે ખૂબ પ્રયત્ન કરો. જ્ઞાનીએ વિહિત કરેલી ધર્મકરણી કરતા, સ્વાભાવિક રીતિયે થઈ જતી હિંસા, તે સ્વરૂપ-હિંસા કહેવાય છે સ્વાર્થ બુદ્ધિથી કરવામાં આવતી હિંસા તે હેતુ-હિંસા અને તે પણ જો રાચી માચીને કરવામાં આવે તો તે અનુબંધ-હિંસા કહેવાય સંસ્કારથી દયા પામેલા આત્માને પણ જો દયા ટકાવનાર ન મળે તો વખતે તે દયાના પરિણામ ચાલ્યા પણ જાય સ્વાભાવિક ગુણો પણ યોગ્ય સંસર્ગના પ્રતાપે ટકે. એ ગુણોની પ્રાપ્તિ પછી ઉત્તમ સંયોગોનો અભાવ થઈ જાય તો પલટાઈ પણ જાય મહાવ્રતધારી મુનિવરો માટે જ્ઞાની પુરૂષોએ 'સ્ત્રી પશુ અને નપુંસક આદિ જ્યાં ન હોય તેવી વસ્તીમાં રહેવું' વિગેરે વિગેરે બંધનો રાખ્યા એનું કારણ એકજ છે કે મળેલું દુષ્પ્રાપ્ય એવું મુનિપણું ચાલ્યું ન જાય

સિંહ-ગુફાવાસી મુનિ કેવા' ચાર ચાર મહિના સુધી ચૌવિહાર ઉપવાસ કર્યા, સિંહની ગુફાએ રહ્યા, સિંહ પણ જેમના સંયમાદિથી શાંત બની જતો એવા એ મુનિ પણ કોશા વેશ્યાને ત્યાં આવ્યા કે મુનિપણું ભૂલ્યા, એ બન્યું કે નહિ? આ ઉપરથી એમ કહેવાય કે -'જ્યારે સિંહગુફાએ હતા ત્યારે પણ તેમનામાં મુનિપણું નહોતું?' પણ આ સ્થાનભેદ છે કહ્યું છે કે એવા સ્થાને તો એ એકજ મહર્ષિ શ્રી સ્થૂલિભદ્ર જેવા મહાત્મા ટકે ગુરૂ મહારાજાએ શ્રી સ્થૂલિભદ્રજીને જવાની આજ્ઞા આપી પણ સિંહગુફાવાસી મુનિશ્રીએ જ્યારે આજ્ઞા માગી કે ગુરૂએ કહ્યું કે -'રહેવા દે, એ કામ તારૂં નથી' ગુરૂ સમજતા હતા કે આ સ્થૂલિભદ્રના વાદ માટે તૈયાર થયા છે એ તો સ્થૂલિભદ્ર ટકે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના મર્મને તે મહર્ષિ સમજતા હતા, માટે એ ટક્યા શ્રી સ્થૂલિભદ્રજીએ ઇંદ્રિયો પર ગમે એટલો પૂરતો કાબુ મેળવ્યો હતો પણ જ્યારે વેશ્યા ખોટી રીતે થાકીને, સામે આવી છાતીફાટ રૂદન કરતી, આંખમાંથી ચોધાર આંસુ

લાવી લાવીને દીનતા ભરી રીતે કહેતી હશે કે –'આપનામાં દયા છે કે નાશ પામી છે? હું બળી રહેલી છું, બળેલીને શાંતિ આપવાની પણ આપના ધર્મમાં મનાઇ છે?'–આવે વખતે પણ વેશ્યા પરની દયા ખાતર શ્રી સ્થૂલિભદ્રજી પલળ્યા હોત તો' વેશ્યાના આંસુથી દયાળુ બન્યા હોત તો શું થાત? તે વિવેકપૂર્વક વિચારો. શ્રી જિનેશ્વરદેવના શાસનની દયા કોઈ જૂદી છે આથી જ મહર્ષિ શ્રી સ્થૂલિભદ્રજી પોતાની ભૂમિકાથી, પોતાના સ્થાનથી ન ખસ્યા અને એ ન ખસ્યા એમાજ ઉભયનું શ્રેય થયું, અને શાસન દીપ્તિમાન બન્યું આખરે ચોમાસુ ઉતર્યે વેશ્યા સામે આવી હાથ જોડીને કહેવા લાગી કે –'હે મુનિવર! આપ જીત્યા અને હું હારી આપ કૃપાળુએ મેળવેલી ધર્મપ્રસાદીમાંથી મને પણ કાંઈક આપો' વેશ્યા જેવીની આ સ્થિતિ ક્યારે થઇ? ભગવાન્ શ્રી સ્થૂલિભદ્રજી પોતાના સ્થાન પર ટકયા તોજ ને? આથી સમજી શકાય તેવું છે કે **મહાપુરૂષોએ ગમે તેવા સંયોગોમાં પણ પોતાનું સ્થાન ન ચૂકવું જોઇએ** આવીજ રીતિએ હું તો કહું છું કે **ધર્મગુરૂઓએ શ્રી જિનેશ્વર દેવની આજ્ઞાને આઘી મૂકી જમાનાની પૂંઠે જવું, એ ઘોર પાપ છે, એટલુંજ નહિ પણ ભયંકર શાસનદ્રોહ છે** આ પાપથી અને શાસનદ્રોહથી બચવાની ખાતર પ્રભુની આજ્ઞામાં જ સર્વસ્વ માનનાર અને ગીતાર્થ એવા ધર્મગુરૂઓએ તો કેવલ જમાનાવાદીઓને સ્પષ્ટ સ્પષ્ટ ફરમાવી દેવું જોઇએ છે કે 'તમારાથી કૂદાય એટલું કૂદો, પણ અમે અમારૂં સ્થાન કદીજ નહિ છોડીએ અમે કંઇ તમારા કહેવા મૂજબ વર્તવા માટે ઘરબાર કે કુટુંબ પરિવાર વિગેરેને નથી તજ્યા અમારૂં તો તેજ ધ્યેય છે કે પ્રાણોના ભોગે પણ આગમવિહિતમાર્ગનેજ સેવવો' આમ કહી દેવા માટે યા આગમવિહિત માર્ગને અનુસરવા માટે ધાંધલીયાઓ તરફથી અનેક પ્રકારની આપત્તિઓને પણ કદાચ સહવી પડે, તો તે સહીને પણ જો ધર્મગુરૂઓ પોતાના ધર્મગુરૂપદ ઉપર સ્થિર રહે તો, એ ધાંધલીઆઓ આપોઆપ શમી જાય પણ જો ખોટી વાહવાહની

ખાતર ધર્મનું ભાન ભૂલી તેઓ જમાનો ઝીપલાવે તેમ ઝીંપલાઈ જાય તો પેલા ડૂબતાઓ વધુ ડૂબવાના અને પોતાનો પણ નાશજ થવાનો-એ સિવાય બીજું પરિણામ આવે પણ શું? શાસ્ત્ર તો કહે છે કે કોઈ પણ સમયે તમે તમારૂં ચૂકશો મા જો તમે ગબડ્યા તો તારે કોણ? ગબડી રહ્યા છે એને તમે તો ટેકારૂપ છો તમે પણ ગબડો તો પરિણામ કયું આવે? જમાનો ચાલે તેમ ધર્મે ચાલવું કે ધર્મે જમાનાને ખીચવો? જમાનો ધર્મમાં સુધારો કરે કે ધર્મ જમાનામાં સુધારો કરે? અનંત જ્ઞાનીઓએ વિહિત કરેલા ધર્મમાં સુધારો કરનાર જમાનો નથી પણ જમાનામાં સુધારો કરનાર તે ધર્મ છે શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલો ધર્મ તો ત્રિકાલાબાધિત છે જે ધર્મ ત્રિકાલાબાધિત ન હોય તે જગતનું વાસ્તવિક કલ્યાણ પણ ન કરી શકે. જો ધર્મ પણ ફરે તો પછી સ્થિર કોણ?

(સભામાંથી-'દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, જોવા કે નહિ?')

દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, જરૂર જોવા, પણ તે એટલા માટે જ જોવા કે જ્યાં ત્યાં ધર્મનો વધુ પ્રચાર કેમ થાય. ધર્મના નાશ માટે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, કે ભાવ જોવાના નથી. દરેક સાધનોનો ધર્મની સિદ્ધિ માટે-રક્ષા માટે-અને પ્રચાર માટે ખૂશીથી ઉપયોગ કરી શકાય પણ જેનાથી ધર્મનો નાશ થતો હોય એવા તો એક પણ સાધનનો ઉપયોગ ન જ થાય અને અમૂક સાધન ધર્મરક્ષક છે કે ધર્મનાશક છે, તેનો નિશ્ચય કરવા માટે એક શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને જ સમજવી પડશે

પ્રભુમાર્ગમાં સ્થિર રહેલા તે પરમર્ષિ શ્રી સ્થૂલિભદ્રસ્વામીજીના પ્રતાપે એ વેશ્યા પણ સમ્યક્ત્વધારિણી બની-વ્રતધારિણી બની-અનેકને વ્યભિચારમાં જોડનારી હતી તે બ્રહ્મચર્યમાં જોડનારી બની રાજા પ્રસન્ન થઈ જે જે પુરૂષને ત્યાં મોકલતા તેને તેને ઉદ્દેશ કરી તે વેશ્યા શ્રી સ્થૂલિભદ્રજી પાસે મોકલતી

આવનારને એ કહેતી –'હાડ ચામ અને રૂધિર આદિથી ભરેલા આ શરીરમા સેવવા જેવુ શુ જણાય છે? સેવા જ કરવી હોય તો અનેક આજીજીઓ છતા મારા જેવી રૂપવતી રમણીમા એક લેશ માત્ર પણ રક્ત થયા વિના તજીને ચાલ્યા ગયા, તે ગુણ નિધિ મહાત્માજી શ્રી સ્થૂલિભદ્રજીની સેવા કરો!' આવી રીતે એ વેશ્યાએ કેટલાયને સ્થૂલિભદ્ર મહર્ષિ પાસે મોકલ્યા એક સુથાર આવ્યો તે સમજે નહિ એણે પોતાની કળા વેશ્યાને દેખાડવા, એક પછી એક એમ બાણની સાકળથી આંબા નીચે લટકતી કેરીની લુમ લાવી આપી વેશ્યાએ તરત સરસવ મગાવ્યા સરસવ કેવા હોય? લીસા–ખસી જાય, સરકી જાય તેવા! તે સરસવના ઢગલા પર સોય મૂકી, એના પર પુષ્પ મૂક્યુ, એના પર નાચ કર્યો, અને તે પણ ગાનતાન સાથે! સુથાર કહે છે – 'ધન્ય છે તારી કારીગીરીને!' વેશ્યા કહે છે કે –'એ કેરીની લુમ તોડવામા યે આશ્ચર્ય નથી, અને આ સરસવના ઢગલા ઉપર ઉભી કરેલી સોય પર રહેલા પુષ્પ પર ગાનતાન સાથે નાચ કરવામા યે આશ્ચર્ય નથી આશ્ચર્ય તો તે કે આ સ્થાનમા રહી જરા પણ ડાઘ લગાડ્યા વિના શ્રી સ્થૂલિભદ્રસ્વામી અહીંથી લેશ પણ લેપાયા વિના ગયા છે!!!' સુથાર કહે છે –'હુ પણ એ મહાત્માની સેવા કરવા જાઉ છુ' સુથાર પણ ત્યા ગયો શ્રી સ્થૂલિભદ્રસ્વામિજી સન્માર્ગમા સ્થિર રહ્યા તો આ બન્યુ ને? સિંહગુફાવાસી મુનિને પણ વેશ્યાએ સુધાર્યા એ બધે શ્રી સ્થૂલિભદ્રસ્વામિજીએ માર્ગમા રાખેલી સ્થિરતાનો જ પ્રતાપ ને? શ્રી સ્થૂલિભદ્ર દયાળુ બન્યા હોત, વેશ્યાના અસુથી દયાના સાગરમા ડૂબ્યા હોત, તો શુ થાત? **શ્રી જિનેશ્વરદેવની, જૈનશાસનની, સર્વવિરતિની, શ્રાવકની, સમ્યગ્દૃષ્ટિની દયા, સામાન્ય લોકોની દયા કરતા જુદીજ છે દયા, એ સ્વપરના નિસ્તાર માટે છે જે દયાથી સ્વપરનો ઘાત થતો હોય, તે દયા વસ્તુત દયા જ નથી જેણે શ્રી જિનેશ્વરદેવના માર્ગનો જગત્મા પ્રચાર કરવો હોય, જગતના લોકોને**

**શ્રી જિનેશ્વરદેવનો માર્ગ બતાવવો હોય, તેણે શ્રી જિનેશ્વરદેવના શાસનની દયાનું સ્વરૂપ સમજવું જોઈશે. જગતને સમજાવવું જોઈશે.** સોળ વર્ષની વયમા બપ્પભટ્ટીસૂરિજીએ છયે વિગયનો ત્યાગ કર્યો, અરે ભક્તના ભોજનનો પણ ત્યાગ કર્યો, કે તરત ગુરૂ પ્રસન્ન થયા એમને ત્યા દયા નથી આવી કે–'આ વયમા છ વિગયનો ત્યાગ કરવા દેવાય!'

__જૈનશાસનની દીક્ષા શું છે?__

સયમ લેનાર પ્રત્યે શ્રાવકને દયા આવે? સાચુ બોલજો નાનો બાળક સયમ લેવા જાય ત્યારે શ્રાવકને દયા આવે? જો દયા આવે તો તે શ્રાવક કહેવાય? ના

(સભામાથી–'શ્રાવક હોય તો તે શરમાય, કે આ બાળક જાય છે અને હુ રહ્યો છુ')

સમજ્યા ખરા હજારો આત્માઓ આજે અનીતિના પથે વિહરી રહ્યા છે હજારો માતા પિતાઓ પોતાના બાળકોને, જે શિક્ષા પાઠો પામીને જગતને ત્રાસરૂપ નિવડી ભવિષ્યમા દુર્ગતિના મુસાફર થાય, તેવા શિક્ષાપાઠો આપી રહ્યા છે, ત્યા આ દીક્ષાના કાર્યમા દયાળુ બનેલા જૈનોને આસુ નથી આવતા, પણ ભગવાન્ શ્રી મહાવીરદેવનો સયમ લેવા કોઈ જાય–મોટો, નાનો, કે બાળક, તો મર્યાદા છોડી છોડીને એ મોહમરીદાના સાગરોનો શકુડો ફાટી નીકળે છે સમજતા હોય નહિ, છતા પણ સન્નિપાતનો રોગી માણસ જેમ બોલે તેમ યથેચ્છ બોલ્યે જ જાય છે આગલી મેદની વચ્ચે હુ ઉઘાડી ચેલેન્જ આપુ છુ કે, '**જો વિરોધ કરનારાઓમા માણસાઈ હોય, ખાનદાની હોય, લાયકાત હોય, તો ગામે આની ભવ્યતાથી જે કહેવુ હોય તે કહે બાકી ખૂણે ઉભા રહી બહારથી ગમે તેમ લખે, બોલે એની કઈજ કિમત નથી' ધાધલીયાઓથી દીક્ષા જેવી અનુપમ ચીજ છૂપાઇ જવાની નથી** શ્રી જિનેશ્વરદેવે જે આજ્ઞા, વિધાન કર્યું છે, તેનો અચળ ઉપદેશ અને પ્રવૃત્તિ એકવીશ હજાર વર્ષ સુધી અખડપણે ચાલુ રહેશે

નાદાન આત્માઓ ગમે તેમ બોલે, લખે, તેની કિંમત ફૂટી કોડીની પણ નથી એ તો નક્કી છે ને કે જેટલા દિવસો, જેટલા માસ અને જેટલા વર્ષો આત્મા મુનિપણામા રહે તેટલા વખત સુધી એના તરફથી અનતા જીવોને અભયદાન મળે છે? કયી સરકાર, દુનિયાની કયી સત્તા એવી છે કે જે આ વસ્તુને સમજવા પછી આડે આવે? સમજવા ન માગે, સાભળે નહિ, તો તે વાત જૂદી છે બાકી જો આ વસ્તુને સપૂર્ણ રીતિયે ન્યાયપુર સર તપાસાય તો જરૂર આડે ન આવે તમે સાકળચદભાઇના આવેલ હેવાલનો બચાવ નહિ કરી શકો બહાર આવેલી હકીકતથી જણાઈ આવે છે કે, એ જજ્જ હોવા છતા, સભાપતિ નીમાયા છતા, તેમણે ઇરાદા પૂર્વક, જમાનાના નામે આર્ય સિદ્ધાતનો, પવિત્ર જૈન સિદ્ધાતનો વિરોધ થાય તેવી કારવાઇ થવા દીધી છે દીવા જેવી વાત છતા, સ્પષ્ટ સ્પષ્ટ જવાબ મળવા છતા, જેના આત્માને અસર ન થાય, એમા અજાણપણુ માનવુ, એ કોઇપણ રીતિયે ન માની શકાય તેવુ છે ઇતર લોકો કે જેઓને શ્રી જિનશાસનનો પરિચય નથી, જેઓને પૂજ્ય એવા શ્રી જૈનસાધુઓનો સહવાસ નથી અને જેઓ જૈનસાધુઓના આચાર-વિચારથી સુજ્ઞાત નથી, તે લોકો પણ જો આ વાતનુ સ્વરૂપ સમજે તો તરત કહી દે કે આ કેવળ અન્યાય છે, જુલમ છે **દીક્ષા એટલે દુનિયામા જેટલા જેટલા ગુન્હાઓ બને છે, જે ગુન્હે ગારોને માટે કોર્ટો રાખવી પડે છે, તે સઘળા ગુન્હાઓનો પૂરેપૂરો બચાવ આવી અનેક આત્માઓને આ આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ સસારમાથી મુક્ત કરનારી દીક્ષાના સ્વરૂપથી પરિચિત થયેલી કોઇ પણ સત્તા દીક્ષાની અટકાયત કદીજ ન કરે, એટલુજ નહિ પણ ગુન્હામાત્રના અભાવને ઇચ્છતી એવી એક એક સત્તા અટકાયત કરવાને બદલે પ્રશસા જ કરે અને એવા ઉત્તમ માર્ગના સ્થાપક અને પ્રચારકને પ્રેમે વદન જ કરે.** છતા આજે જે દુષ્પરિણામો આવી રહ્યા છે, તેનુ કારણ

તો એ છે કે કેટલાક જૈન કહેવાના માણસો ઇરાદા પૂર્વક ખોટી કઢીયતો ઉભી કરી સામાના, ઇતરના, અધિકારીયોના, મગજને આડે રસ્તે દોરે છે આથીજ હુ કહુ છુ કેઆડી અવળી વાતોથી ન સુઝાતા પ્રભુપ્રણીત મોક્ષમાર્ગમા અમૂઢદષ્ટિ બનો.

પાચમો આચાર 'ઉપબૃહણા'-શાસનમા કોઇ ગુણી **હોય તો તેની ખુલે દીલે મુક્ત કઠે પ્રશસા કરવી. પ્રશસા ગુણની હોય છે, ગુણાભાસની નહિ જે ગુણ પરિણામે સુદર હોય તેની પ્રશસા થાય જે ગુણ પરિણામે સુદર ન હોય તેની હૃદયથી અનુમોદના થાય, પણ પ્રશસા તો નજ થાય. ગુણાભાસની પ્રશસા કરનારો,- ઉન્માર્ગની પુષ્ટિ કરનારો થઇ, પરિણામે મિથ્યાત્વને વધારી સમ્યગ્દર્શનનો ઘાતક પણ થાય છે.** જૂઓ વિચારો આ બાબતમા મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ ફરમાવે છે કે -

"મિથ્યામતિગુણવર્ણનો, ટાળો ચોથો દોષ,
ઉ માર્ગી થુણતા હુવે, ઉન્માર્ગનો પોષ-"

જેની મિથ્યાત્વની વાસના ખસી નથી, એવામા કોઇ એકાદ ગુણ દેખાય, એટલા માત્રથી, એ તેની પ્રશસા કરે તો એ પ્રશસા કરનાર, ઉન્માર્ગનો પોષક બની જાય છે

## છઠ્ઠો આચાર 'સ્થિરીકરણ'

શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલા પણ ધર્મથી પડતા અગર શિથિલ થતા આત્માને સ્થિર કરવો તેનુ નામ 'સ્થિરીકરણ' કોઇપણ આત્માને ધર્મમા સ્થિર કરવા જેટલુ બને એટલુ કરવુ, પરતુ કોઇ ખસી જાય, ચલવિચલ થાય, એવા શબ્દપ્રયોગ ન કરવા જોઇએ ધર્મ લેવા આવનારને ધર્મની કઠીનતા એવી ઢબે સમજાવે કે જેથી એ આત્મા જરા પણ ધર્મથી પરાઙ્મુખ ન થાય **'સયમ લોઢાના ચણા ચાવવા જેવું છે, તલવારની ધાર પર ચાલવા જેવુ છે, રેતીના કોળીયા ભરવા જેવુ છે '** આ શાસ્ત્રીય વચનો આવનારને તરત જ-સયમની સન્મુખ બના

વ્યા વિનાજ જો કહેવામા આવે તો તે રીતિયે કહેનાર ખરેખર 'સ્થિરીકરણ' નામના છઠ્ઠા દર્શનાચારનો પાલક નહિ પણ ભજક ગણાય શ્રેણિક મહારાજા પાસે જ્યારે શાલિભદ્રજીની માતા કહે છે કે 'મહારાજ! મારો શાલિભદ્ર સયમ લે છે,' ત્યારે શ્રેણિક મહારાજા વિચારે છે —'ઓહો! એક દિવસ જે શાલિભદ્ર મારા ખોળામા માત્ર જરાવાર બેસવાથી અકળાઇ ગયો હતો, મારા શ્વાસોશ્વાસની ગરમી ખમી શકયો ન હતો, પસીનો રેબઝેબ છૂટી ગયો હતો, એટલી વારમા જેની આખમા આસુ આવી ગયા હતા તે શાલિભદ્ર સયમ લે છે? કેવો પુણ્યશાની!' મા કહે છે કે-'હા, મહારાજ! તે શાલિભદ્ર પણ આજ તે, તે શાલિભદ્ર નથી આજનો શાલિભદ્ર જૂનો છે' શ્રેણિક મહારાજા વિચારે છે કે 'આવો ભોગી, આ લોકમા પણ દેવતાઇ સુખ સાહ્યબીમા પડેલો, આ સયમ લે છે, શ્રી જિનેશ્વરદેવના શાસનની એ બલિહારી છે, એ સુદરતા છે અને એ ખૂબી છે' શ્રેણિક મહારાજાએ, માતાને કહ્યુ 'પધારો! એનો દીક્ષા મહોત્સવ તમારે નહિ પણ મારે કરવાનો છે બધી સામગ્રીની તૈયારીનો હુ હુકમ કરૂ છુ તમારી પૂઠેજ હુ આવુ છુ' શ્રેણિક મહારાજા ધારે તો ત્યા જઈ કહી શકત કે, 'તારા જેવા સુકોમળને આ સયમ હોય? આ ભોગવયમા સયમ હોય? બહુ કઠીન છે ગાડાઇ ન કર' પણ શ્રેણિક મહારાજા સમ્યગ્દર્શનના આચારમા પાવરધા હતા પોતે ત્યા ગયા, તે વખતે શાલિભદ્રની સ્નાન ક્રિયા ચાલતી હતી આ મગધદેશનો માલીક શાલિભદ્રની સ્નાન વિગેરેની ક્રિયામા ભાગ લે છે અને કહે છે કે — -

"धन्योऽसि, कृतपुण्योऽसि।"

'તુ ધન્ય છે, કૃતપુણ્ય છે, તે વિના પ્રભુના શાસનમા મેરૂ જેવા સયમ ભારને ઉપાડવા કોણ તૈયાર થાય?' શાસ્રના વચનો શ્રી શ્રેણિક મહારાજા કયી રીતે બોલે છે, તે શોચો કહે છે બધુ, પણ સામો સ્થિર થાય તે ઢબે પુણ્યશાલિ સયમના રસિક પ્રત્યે એજ રીતિએ બોલે છે-મેરૂથી વધે તેવા મહાવ્રતોના ભારને

ઉપાડવાને તારા વગર કોણ તૈયાર થાય? તારા જેવો ભોગી, સયમ સ મુખ થાય ત્યારે અમને જરૂર થાય છે કે, અમે સસાર કાદવના કીડા છીયે ખરો ભોગી તો તુ કે તે ભોગ ભોગવી પણ જાણ્યા અને છોડી પણ જાણ્યા જૈનશાસનના ભોગી હોય તો તે આવા તારા જેવે આત્મા તલવારની ધારપર ન ચાલે તો બીજો ચાલે કોણ? રેતીના કોળીયા વાળવા, લોઢાના ચણા ચાવવા, એ તો તારા જેવાનુજ કામ,—એ અમને શિક્ષા પાઠ છે'

સયમના સ્વરૂપથી અનભિજ્ઞ અને કૃત્રિમ દયાના ઉપાસકો સયમના રસિક આત્મા પ્રત્યે 'ઓ કાચીબુદ્ધિના! અમને કાગા જઈ ધોળા આવ્યા, સાધુને સાભળી સાભળી ઘરડા થયા, એમી બેસીને અપાસરાના ઓટલાયે ઘસી નાખ્યા, ઇદ્રિયોનુ તેજ પણ હણાઇ ચૂકયુ, છતા ગાડા! અમને વૈરાગ્ય ન થયો ને તને થાય! જરૂર ભોળા ચો, એ સાધુએ જરૂર ભોળ ચો, બેસી જા સાધુ તો કહે, નવરા છે, બેસી જા' આવા આવા ઉદ્ગારો કાઢવામા આનદ માને છે સયમનો રસિક આત્મા કહે કે મારી તો ભાવના છે, તો પેલા કૃત્રિમ દયાના પૂજારીયો કહે કે ન લેવા દઉ! મરી જાઉ તોય ન લેવા દઉ! મરનો હોય તો લાત મારૂ, રાલી પાઇ લેણી હોય તો કોર્ટમા ઘસડુ, પણ સયમ લેવા જાય તો સગો બાપ થઈને આવુ શ્રી ધનાકાકદી જ્યારે મા પાસે સયમ લેવાની આજ્ઞા માગવા જાય છે ત્યારે મા કહે છે કે—

"અનુમતિ વત્સ, કોઈ ન દેશે,
પાડોશી પણ સયમ લેશે"

મા કહે છે કે, 'વત્સ! ઘરનો જાય તો તો ન દે પણ પાડોશી સયમ લેનો હોય તેને પણ કોઇ અનુમતિ દે નહિ, માટે તુ અનુમતિ લેવા આવ્યો, પણ અમે તો મોહી, મોહમા પડેલા, ત્યા અનુમતિનું કામ કઠીન શ્રેણિક મહારાજા જેવા કે જેમને અવિરતિનો ઘોર ઉદય હતો, વિરતિના પરિણામ સુદ્ધા જેમને સ્પર્શી શકતા નહોતા, તેઓ જ્યારે જ્યારે જ્યા જ્યા વિરતિ ભાળતા ત્યારે ત્યારે ત્યા ત્યા તેમની રોમરાજી વિકસ્વર થતી

હતી સયમના અર્થી આગળ ધર્માત્માના એવા ઉદ્‌ગાર નીકળવા જોઇએ કે જે સાભળી તેને એમ થાય કે 'અનેક પુણ્યશાલિયો જેના આટલા ગુણ ગાય છે, તે વસ્તુને હુ પામી શકયો છુ, એ મારૂ જેવુ તેવુ પુણ્ય નથી જામનગરમા વસતા જૈનોમાના કેટલાક જૈનોની મેદનીનો વર્તાવ કેવો થયો ? માબાપ, પોતે પેદા કરેલો-દૂધ પાઇને પાળી પોષી મોટો કરેલો બાળક ત્યા પ્રભુ શાસનની પ્રભાવના માટે ગુરૂદેવના ચરણે ધરવા આવે, એમ ! તપાસ તો થાય તો થાય પણ તપાસ બાદ-જુબાનીયો બદ, ધર્મ તો દૂર રહ્યો પણ ન્યાય નીતિનેય ઠોકરે મારી કેવુ વર્તન કર્યુ ? જૈનેતર હોય તે પણ મહેરબાઇથી આ જુબાનીયો તપાસી પરિસ્થિતિ જોઇ, દીલગીર થાય બાપ, સાધુની જેમ છચોક જવાબ આપે છે અને ટકોરી ટકોરી કહે છે કે —'શ્રી જિનેશ્વરદેવના શાસનમા આઠ વર્ષની ઉમ્મરે દીક્ષા આપી શકાય છે, હુ મારા બાળકને એ માર્ગે વાળવા માગુ છુ અને આગમ પ્રમાણે જે કાઇ હુકમ કરો તેમ વર્તવાને બધાયલો છુ' એ વખતે એ ભેગા થયેલા સઘમાથી બોલાય છે કે, 'શાસ્ત્રબાસ્ત્ર બાધા મૂકો મતિકલ્પનાની અહીં તો વાત છે આ બધુ સભાપતિ નિભાવી લે, તો એમ કેમ ન કહેવાય કે ઇરાદાપૂર્વક જૈન શાસનના ધર્મસિદ્ધાતોની, જિનેશ્વરના આગમોની અવગણના કરવા એ ટોળુ ભેગુ થયુ હતુ ? અથવા માણુસાઇ ખોઇને ઇરાદાપૂર્વક શાસનથી વિરૂદ્ધ વર્તાવ કરવા એકત્ર થયુ હતુ ? **જૈનશાસનના સિધ્ધાતોની કતલ થાય તેવુ વિરૂદ્ધ વર્તન કરનાર જેમ જામનગરમા અમૂક સખ્યામાં સઘ છે. તેમ જૈનશાસનને જીવાડનાર સઘ પણ બીજો છે,** તમે થોડા વખતમા સાભળશો કે જે પુણ્યવાનની દીક્ષાને રોકવા ધમાલ કરવામા આવી, તે તો દીક્ષિત થઇબી ચૂકયા જૈન હો તો હાથ જોડજો, અનુમોદના કરજો જયારે જયારે ખપ પડે ત્યારે ત્યારે તન, મન, ધન વેડફી નાખજો, વિરૂદ્ધ બોલ્યા તો પામેલુ બધુ હારી જશો આજ સુધી આજ્ઞા વિનાની દીક્ષા

ન આપો, એવી બૂમ હતી આજે શુ છે? માતા પિતા પોતે આવીને સઘને કહે છે કે—'ભાગ દયો,'-ત્યા સઘ આડે પડે છે સમજી શકો તો સમજો ઇરાદાપૂર્વક શાસનને ઉથલાવી નાખવાનો પ્રયત્ન છે કે નહિ? કેટલાક તો કહે છે કે એ એના માબાપ છે કે નહિ, એની જ શકા છે હુ એમને પૂછુ છુ કે તમે તમારા માબાપના છોકરા છો કે નહિ, એવી શકા કરનારને તમે શું ઉત્તર આપશો? આવી વાતો કરવામા કયી જાતની માણસાઇ છે? સઘ ઠરાવ કરી સાગરજી પાસે મૂકે છે, ત્યારે સાગરજી કહે છે કે, તમે આ ઠરાવ જે પ્રમાણપૂર્વક કર્યો હોય તે મૂજબ લેખીત લાવો કે જેના ઉપર હુ વિચાર કરી શકુ

## કયો સઘ હાડકાનો સમૂહ?-

આ સીધી વાત હતી કે ઠરાવ લેખિત આપવાનો હતો જ્યારે ઠરાવ જ હતો, ત્યારે લેખિત આપવામા કેમ અચકાતા હતા? પણ તેમ નહિ કરતા, ઠરાવ જણાવવા આવનાર પૈકીના કોઈએ નીકળતા નીકળતા એક સમર્થ શાસનસ્તભ જૈનાચાર્યને પોતાની માણસાઇ, સભ્યતા ખોઇને અપમાનજનક શબ્દો કહ્યા (આ વખતે આખી સભા શેમ શેમના પોકારથી ગાજી ઉઠી) મહારાજશ્રીએ કહ્યુ, ઘોઘાટ ન કરો કામ કરવાનુ છે માત્ર શેમ શેમના પોકારોથી કામ ન થાય તમારી ફરજનો વિચાર કરો સઘોએ આ રીતે શાસનનુ ભયકર અપમાન કરનારાઓ પ્રત્યે પ્રોટેસ્ટ કરવો જોઇએ ને રીતસર પગલા ભરવા જોઇએ એમને શ્રીસઘે પોતાના સનાતન સત્યને સ્થિર કરવા પૂછવુ જોઇએ કે -'ભાઇ રે! તમે શા આધારે આ બધુ બોલ્યા? જરા સમજાવો તો ખરા!' એ સાકળચદભાઇને તથા જામનગરના એ બધાને હુ કહુ છુ કે—"ઇરાદાપૂર્વકનુ ત્યા જૈન સિદ્ધાતનુ ખૂન કરાયુ છે, જૈનધર્મનુ અપમાન થયુ છે' ચડકોશીયો ભગવાનને કરડયો એ વખતે ક્ષમા રાખવાનો ભગવાનનો ધર્મ ખરો, પણ કમઠે પાર્શ્વનાથ ભગવાનને ઉપસર્ગ કર્યો ત્યારે ધરણેન્દ્રે શુ કર્યુ? પાર્શ્વનાથ પ્રભુનો ક્ષમા રાખવાનો

ધર્મ ખરો, પણ ભક્ત ધરણેદ્રનો શો ધર્મ ? તેણે આવીને કમ ઠને ઉપસર્ગના દુષ્ટ કાર્યથી પાછો હઠાવ્યો અને પ્રભુને જળ માથી અદ્ધર લઈ ભક્તિ કરી ધર્મિયોની ફરજ છે કે અત્યારે થઇ શકે તે પ્રયત્નો કરી ધર્મવિરોધીયોને ધર્મના વિરોધથી પાછા હઠાવી ધર્મની રક્ષા કરવામા લેશ પણ પાછી પાની નહિ કરવી જે ધર્મિયો બહારગામથી ત્યા ગયા હતા, તેમના ઉપર પણ જૂલમ ગુજારવામા ત્નાવાળાઓએ કમીના રાખી નથી પદ રના ખર્ચે ધર્મરક્ષા માટે ગયેલા ધર્મિયોની નિંદા કરવી, એ ન્યાય કયાનો ? શ્રી જૈનશાસન મતિકલ્પનાથી રહેશે કે આગમથી ?

દીક્ષા લેનાર ભાગ્યશાની પુત્રની પુણ્યશાલિની માતા શુ કહે છે ? 'અમે ઉનાવા ગામથી ઘણા ઉલ્લાસથી આવ્યા હતા, અમે માન્યુ હતુ કે—અમારા દૂધ પાઇને ઉછેરેલા બાળકને, પ્રભુ શાસનની પ્રભાવના અર્થે, આચાર્યશ્રીના ચરણે, જામનગરમા સઘને સાથે રાખીને ધામધૂમથી ભેટ કરીશુ પણ તમારો વર્તાવ જોતા અમને દુખ થાય છે' બેઠેલા ઘણાખરામાથી એકેનુ હૈયુ પીગળતુ નથી સુધારક સાકળચદભાઈ સયમની ઇચ્છાવાળા બાળકને પૂછે છે કે -'તારે પરણવુ છે ?' આ સાભળીને ઇતર પણ કહે છે કે - 'આ તો જૈનશાસનની મશ્કરી થાય છે' ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કહે છે કે -'**શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા બહાર જે સઘ છે, તે સઘ નથી, પણ હાડકાનો ઢગલો છે**'-તે આધારે હુ પણ કહુ છુ કે આગમોને ઉચા મૂકવાની વાતો કરનાર જામનગરનો આ અમૂક ભેગો થયેલો ધાધલીયો સઘ પણ સઘ ન કહેવાતા હાડકાનો ઢગલો કહેવાય આ જો હુ ન બોલુ તો મારી ફરજથી ચૂકુ તમારી ફરજ તમે વિચારી જોજો

માત્ર ઘોઘાટથી સેવા ન થાય તન, મન, ધન, સર્વસ્વથી સેવા સમર્પાય એ આગમોને આઘા મૂકવાનુ કહેનાર આત્માઓનું પણ ભુડુ ન ઇચ્છો મનથી એજ ઇચ્છો કે, એમને પણ ભૂલનુ ભાન થાઓ, સન્માર્ગ સૂઝો અને એમના આત્માનુ પણ કલ્યાણ થાઓ આ સ્થિરીકરણની વાતો ચાલે છે તમને જાણીને ત્રાસ

થશે કે, મૂળચદભાઇ વિગેરે ત્યાથી નીકળ્યા ત્યારે જાણે લૂટારા કે ચોરટા જતા હોય તેમ ત્યાના જુવાનીયાઓએ પૂઠે પડી કદર્થના કરી એક બાળક જામનગરમા દીક્ષા લેવા લાવે, એને અને એના સબધીયો વિગેરેને જામનગરીયો આટલે સુધી સતાવે! આવાઓ ધર્મનુ અપમાન કરનારા નથી, તો બીજા કોણ છે? જૈનત્વનો છાટોયે દેખાય છે? સાગરાનદસૂરિજીને અને કાલે બીજા જૈન સાધુઓને ઉખેડવાના ઇરાદાપૂર્વકના આ પ્રયત્નો છે, એમ તમને નથી 'લાગતુ ? સયમના ઉમેદવારની આટલી સતામણી? સયમના ઉમેદવારને તમારે જીવવા દેવા છે કે નહિ? સઘ તો તે કે જે વિરોધને શેકી વ્યાજબી આહ્વાન કરે, નહિ કે વસ્તુના નાશ માટે કૂટ યુક્તિઓ રચે સ્થિરીકરણ દર્શનાચારને બરાબર સમજો અને સમજ્યા બાદ ફરજ બજાવો કોઈને સ્થિર કરજો પણ પગ પકડી પટકવાનુ ન કરતા

---

## વ્યાખ્યાન ૩૬ મું

### ભક્તિ અને અનુકપા, તેને યોગ્ય સ્થાને કરો



પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ દુર્લભ માનવજીવનની સફલતા માટે ફરમાવે છે કે –' શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રને શ્રવણ કરવું, તેના પર શ્રદ્ધાને મજબૂત કેળવવી અને શ્રદ્ધામા મજબૂત રહીને પોતાના વીર્યનો સયમમા યથાશક્તિ સદુપયોગ કરવો, એ શાસ્ત્રશ્રવણ પ્રત્યે મજબૂતપણે રૂચિ પેદા થાય તે માટે શાસ્ત્રના કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ કયા અનુષ્ઠાનોના યોગથી તીર્થપતિ બન્યા તે વિચારતા, નયસારના ભવથી શ્રી નદન મુનિના ભવ સુધી આવ્યા છીયે એ મહર્ષિએ એક લાખ વર્ષ સુધી ઘોર

તપશ્ચર્યા તપી માસક્ષમણના પારણે માસક્ષમણ કરી, વીસ સ્થાનક તપની આરાધના કરી, તીર્થંકર-નામકર્મ નિકાચ્યુ લાખ લાખ વર્ષ સુધી તપ કરનાર, અખંડપણે સયમ પાળનાર, ઘોર ઉપસર્ગોને પણ શાંતિપૂર્વક સહનાર,–એવા આ શ્રી નંદનમુનિવર પણ અંતિમ સમયે આરાધના કરે છે પોતાના વ્રતોમા કે આચારોમા એટલે મૂળ ગુણો તથા ઉત્તર ગુણો અને જ્ઞાનાચારાદિક આચારોમા જે કાઇ ખામી–દોષ, જેને અતિચાર કહેવામા આવે છે, તે લાગ્યા હોય તેની આ મહર્ષિ આલોચના કરે છે ગૃહસ્થોને વ્રતોના તથા સમ્યક્ત્વના અતિચારની તથા બાકી રહેલી આખીયે અવિરતિની આલોચના કરવાની છે સેવાતી અવિરતિ અને ન સેવવા છતા પણ વિરતિ ન હોવાના કારણે ઓઘપણે ચાલી આવતી અવિરતિ પણ ભેગી સમજવી **નિયમ, એ સઘળી અવિરતિ ઉપર અંકુશ મૂકનાર છે** પાણી ' અમુક સ્થાન શિવાયનુ અને અમુક પ્રમાણથી અધિક ન પીવુ,' એવો નિયમ ન હોય તો પાણીને લગતી આખીયે અવિરતિ શિરપર બેઠેલી છે નિયમધારીમા અને નિયમ વિનાનામા ઘણોજ ફરક છે નિયમવાળો તો નિયમ કરેલા સ્થાન શિવાયનુ અને પરિમાણથી અધિક પીવાનો નથી વગર નિયમવાળો જરૂર નથી પડતી માટે નથી પીતો પણ જરૂર પડે તો એ પીધા શિવાય ઓછોજ રહે ? નિયમવાળાને માટે તો બધજ થઈ ગયુ, એ નિયમની મહત્તા છે ગૃહસ્થને જે કાઇ થોડી વિરતિ હોય તેના અતિચારની આલોચના અને બાકીની અવિરતિનોજ બજ પડ્યો છે–તેની આખીયે આલોચના બેઠી છે એ અવિરતિ અકરણીય છે, એવો ભાસ ન થાય અને રીતિસર આલોચના ન થાય અથવા શ્રી અરિહંતાદિકનુ શરણુ અથવા શુભ પરિણામ ન આવે, ત્યા સુધી સમાધિપૂર્વક મરણ પણ ન થાય

"समाहिमरणंच बोहिलाभो अ!"

સમાધિમરણ અને બોધિલાભ રોજ માગો છો તો ખરાને ? જીવનમા અકરણીય છોડી ન શકાય, પણ છેવટે છોડવુ પડે છે ત્યા તો છોડવુ જોઇએ કે નહિ ? જે આત્મા, અકરણીયને અકર

ણીય, પરને પર, હાનિકરને હાનિકર ન માને, તે અંતિમ વખતે સમાધિમરણ શી રીતે પામી શકે? દર્શનાચારના આઠે આચારમા લાગેલા દોષની શ્રી નંદનમુનિજી આલોચના કરે છે શંકા ન કરવી તે પહેલો નિઃશંકિત આચાર પરમત અભિલાષાનો અભાવ તે નિષ્કાંક્ષિત આચાર જ્ઞાનિએ કહેલા ધર્મના ફલમા શંકા ન કરવી તે નિર્વિચિકિત્સા, તે ત્રીજો આચાર ચોથો આચાર અમૂઢદૃષ્ટિપણુ વાતવાતમા મુઝાવુ નહિ તે પાચમો આચાર ઉપબૃહણા-સંઘમા રહેલા ગુણી આત્માઓના ગુણની પ્રશંસા કરવી તે **શ્રી વીતરાગપ્રભુના શાસનમા રહેલા ગુણવાન્ ધર્માત્માની પ્રશંસા કરવી, એ સમ્યક્ત્વની શુદ્ધિનુ કારણ છે.** ઇતરમા રહેલા ગુણોની અનુમોદના ભલે હો, પણ પ્રશંસા તો નહિજ એની પ્રશંસામા તો દોષોની ઉત્પત્તિ સ્વય બેઠેલી છે **મિથ્યાત્વના ગંજમા બેઠેલો ગુણી, એ વસ્તુત પ્રશંસાપાત્ર ગુણી નથી** છઠ્ઠો આચાર સ્થિરીકરણ સ્વને તથા પરને, જે કોઇ ચલચિત્ત હોય તેને, પ્રભુના માર્ગમા સ્થિર કરવો તે. સાતમો આચાર વાત્સલ્ય-હૃદયનો ભક્તિભર્યો પ્રેમ બતાવવો તે રક્ષા કરવા, ઉંચે ચઢાવવા જેટલુ કરવુ પડે એટલુ કરવુ આ વાત્સલ્યભાવમા કરુણા નથી, પણ ભક્તિ છે પ્રભુ માર્ગમા રહેલા ધર્માત્મા પ્રત્યે વાત્સલ્યભાવ એટલે કે ભક્તિભર્યા ભાવ હોય પ્રમોદ તો ગુણને અંગે હોય જ, અને એ સમ્યક્ત્વ મિશ્રિત ગુણો પ્રત્યેની પ્રમોદભાવના સાથે પ્રશંસા પણ હોય જ ધર્મિ પ્રત્યે કરૂણા હોઈ શકતી નથી જેના યોગે તરવાનુ-પામવાનુ તેના પ્રત્યે કરૂણાભાવના, એ વસ્તુજ ખોટી છે **કરૂણા તો હીન પાત્રમા છે ઉચ્ચ તથા સમાન પાત્રોમા તો ભક્તિ છે** ભક્તિની જગ્યાએ કરૂણા કરનારો દર્શનને હાનિ પહોંચાડનારો છે ભક્તિની જગ્યાએ અનુકંપા આવે, ત્યા એને એમ થાય કે હુ મોટો, અને એમ થાય એટલે સામાની મહત્તા જાય જ્યા 'મારૂ તે એનુ' એમ હોય, અને 'મારૂ તે એ પુણ્યશાલિના ઉપયોગમા ક્યારે આવે' એ ઉમળકો

હોય ત્યા અનુકપા શાની? શ્રી જિનેશ્વરદેવના શાસનમા બધુએ સ્થાને શોભે **ભક્તિના સ્થાને અનુકપા કરવી અને અનુકપાના સ્થાને ભક્તિ કરવી, એ પણ મિથ્યાત્વનુ કાર્ય** છે શ્રી જિનેશ્વરદેવના શાસનમા રહેલો ગૃહસ્થ, જેટલો ભક્તિમા તેટલોજ અનુકપામા પ્રવીણ હોય, અનુકપા વખતે એના હાથની મુઠી નહિ વળે ઉદારતામા તો જરાય કમીના નહિ રાખે કારણ કે **'અનુકપા પણ ધર્મપ્રભાવનાનુ મોટામા મોટુ સાધન છે'**-એમ તે સારી રીતિયે સમજે છે જેમણે જેમણે શ્રી જિનેશ્વરદેવના શાસનની પ્રભાવના કરી છે, તેમણે તેમણે દીન અને અનાથો પ્રત્યે અનુકપાના ધોધ વહેવરાવ્યા છે સાધર્મિની ભક્તિ કરવા ઈચ્છતા પુણ્યશાલિના તો સાધર્મિને આવતો દેખી, રોમ વિકસ્વર થાય, આવતો ભાળે એટલે હાથ જોડે એના પ્રત્યે બેઠક, ઉઠક, અને રીતભાત એવા હોય કે સાધર્મિ કાચોપોચો હોય તોપણ આ પુણ્યવાનને દેખીને, એની રીતભાત જોઈને ધર્મમા સ્થિર થાય આ બધી કરણીયો ઇતરને સન્માર્ગ તરફ ખેચવા તથા કાચાપોચાને મજબૂત કરવા માટે છે, **હેતુ ન સરે તો ક્રિયા કરી કહેવાય, પણ ફળી ન કહેવાય. અનુકપા વિના તો ગૃહસ્થથી વાસ્તવિક પ્રભાવના થઈ શકતી નથી.** એની દૃષ્ટિએ જે કોઇ દીન કે અનાથ આવ્યો, તે એમને એમ જાયજ નહિ ઉદારતા એવી કે હૃદયથી અનુકપા પોષાયાજ કરે હજાર જમે અને પાચ ભીખારી પાછા જાય, એ શાથી? તાત્વિક ઉદારતાના અભાવે! ઉદારતાનો અભાવ શાથી? અનુકપાનુ રહસ્ય યથાર્થ નથી સમજાયુ તેથી! અનુકપા હોય તો ભીખારીને એવુ આપે કે જેથી ભીખારી પણ બહાર એમજ બોલે કે, 'એ તો શ્રી જિનેશ્વરદેવના અનુયાયી છે, એમની ઉદારતા તો એવી-જ હોય' સ્થળે સ્થળે એ શ્રી-જિનધર્મની પ્રશસા કરે જે સ્થાને ભક્તિ ઘટે ત્યાં ભક્તિ-અને અનુકપા ઘટે, ત્યા અનુકપા! જેમ વિનય, એ ધર્મનુ મૂળ છે, એ વાત સાચી, પણ એથી કાઇ પૂજ્યાપૂજ્યનો વિવેક કર્યા વિના અપૂજ્યની

પણ પૂજા થાય ? જે નમસ્કારને યોગ્ય હોય તેનેજ હાથ જોડાય, એનો જેટલો ઉંધો ઉપયોગ એટલો સ્વપરનો નાશ વિનય એ ગુણ સાચો પણ સ્થાને અયોગ્ય સ્થાને યોજાય તો ગુણ, એ ગુણ રૂપે નથી રહેતો. ભક્તિપૂર્વક કલ્યાણની દૃષ્ટિએ હાથ કયા જોડાય ? શ્રી જિનેશ્વરદેવ, નિર્ગ્રંથગુરૂ, અને એ બેના સેવક હોય ત્યાજ અન્યત્ર જોડવા પડે તો તે ભક્તિપૂર્વક-કલ્યાણની દૃષ્ટિએ તો નહિજ એજ રીતિએ સઘળી ઉત્તમ વસ્તુ પણ ઉત્તમ સ્થાનેજ યોજાવી જોઇએ અને તેમ થાય તોજ તે સુફલવતી બને.

## પ્રભાવક કોણ થઈ શકે ?

જેણે સમ્યગ્દર્શન સાચવવુ હોય તેણે તેના આઠે આચારનુ સેવન કરવુંજ જોઇએ પ્રભાવના એ થી સમ્યગ્દર્શનનો છેલ્લો આચાર છે શ્રી જૈનશાસનમા આઠ પ્રકારના પ્રભાવક કહ્યા છે –

"पावयणी धम्मकही, वाई नेमित्तिओ तवस्सी य।
विज्जा सिद्धो य कवी, अट्ठेव पभावगा भणिया ॥"

૧ 'પ્રાવચનિક, ૨ ધર્મકથી, ૩ વાદી, ૪ નૈમિત્તિક, ૫ તપસ્વી, ૬ વિદ્યાવાન્, ૭ સિદ્ધ અને ૮ કવિ.' આ આઠ પ્રભાવકો કહ્યા છે

### ૧ પ્રાવચનિક.

"कालोचियसुत्तधरो, पावयणी तित्थवाहगो सूरि।"

કાલને ઉચિત એવા શ્રુતને ધરનાર એવા પ્રાવચનિક સૂરીશ્વર, સાધુ સાધ્વી અને શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ શ્રી સઘને સન્માર્ગમા પ્રવૃત્તિ કરાવનાર હોય છે

આજ વસ્તુને ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર આ રીતે કહે છે કે —

"વર્તમાન શ્રુતના જે અર્થનો, પાર લહે ગુણ ખાણ "

વર્તમાન શ્રુતના અર્થનો પાર પામનાર અને ગુણોની ખાણ સમા એ 'પ્રાવચનિક' નામના પ્રભાવક છે

### ૨ ધર્મકથી.

"पडिबोहियभव्वजणो धम्मकही कहणलद्धिल्लो"

ભવ્ય જનોને પ્રતિબોધ પમાડનાર અને કથનલબ્ધિને ધરનાર એ 'ધર્મકથી' કહેવાય છે

આ વાતને એજ ઉપાધ્યાયજી મહારાજા ભાષામા કહે છે કે—

" ધર્મકથી તે રે બીજો જાણીયે, નદીષેણ પરે જેહ,
નિજ ઉપદેશે રે રંજે લોકને, ભજે હૃદય સંદેહ "

બીજા ધર્મકથી તે છે કે જે શ્રીનંદીષેણની માફક પોતાના ઉપદેશથી લોકોને રંજિત કરે અને લોકોના હૃદયમા રહેલા સંશયોનુ ભજન કરે માત્ર વાત એટલીજ કે સંશયનો કરનાર જિજ્ઞાસુ હોવો જોઇએ તેનો આશય વસ્તુને સમજવાનોજ હોવો જોઇએ મલાને ગુંઝવવાનો કે પોતાની વિદ્વત્તાનો ખોટો આડંબર કરવાનો ભાવ પ્રશ્નકારના હૃદયમા હોવો જોઇએ નહિ એવા પ્રશ્નકર્તાઓ ઉત્તમ દેશનામાથી ઝરતા જ્ઞાનામૃતનુ પાન સ્વય કરતા નથી અને અન્યને પણ ન કરવા દઇ નિરર્થક અંતરાયના ભાગીદાર થાય છે આવાઓના સંશય ભેદવાનુ કામ તો અશક્ય જેવુ જ છે કારણ કે તેઓ જિજ્ઞાસુ હોવા કરતા ઇરાદાપૂર્વકના જીદ્દી હોય છે આ ખામી તેઓના અશુભકર્મની છે, એમ માની તેવાઓ પ્રત્યે ભાવદયા ચિંતવી તેઓની ઉપેક્ષા કરવી એજ વધુ હિતકર છે

### ૩. વાદી.

વાદી ત્રીજો તર્કનિપુણ ભણ્યો,
મલ્લવાદી પરે જેહ,
રાજદ્વારે જયકમલા વરે,
ગાજતો જિમ મેહ,
ધન ધન શાસન મંડન મુનિવરા

તર્કમા નિપુણ અને પ્રસંગ આવ્યે જે શ્રી મલ્લવાદિજીની માફક મેઘની જેમ ગર્જીને રાજદરબારમા પણ જયલક્ષ્મીને મેળવે તે વાદી પણ શ્રી જિનશાસનમા પ્રભાવક છે **શાસન ઉપર વિરોધિયો તરફથી આવતી આપત્તિયોના સમયે મૌન રહેવુ, એ શાસનરસિક મુનિવરો માટે જરા પણ**

**હિતકર નથી શાસનનો ઘાત થતો હોય એવા સમયે શક્તિસપન્ન મહર્ષિઓએ શાસનરક્ષામા પોતાની સર્વ શક્તિયો ખરચી નાખવી જોઇએ જો તેઓ છતી શક્તિએ ઉપેક્ષા કરે તો આરાધક મટી વિરાધકની કોટિમા જાય છે** શ્રી જિનેશ્વરદેવના પરિવારના જ્યા જ્યા વર્ણન આવે છે ત્યા ત્યા વાદીની સપદાનું વર્ણન પણ ખરૂ જ એ વાદીયોને સુરાસુરની સભામા પણ અક્ષોભ્ય તરીકે વર્ણવ્યા છે ખરેખર વાદી પણ શાસનની પ્રભાવના કરનાર છે વીતડાવાદી પણ આવે, તર્કવાદી પણ આવે, એ બધાની સામે, જરા પણ ક્ષોભ પામ્યા વિના તે પુણ્યપ્રભાવકો વસ્તુને વસ્તુ તરીકે પ્રતિપાદન કરતા લેશ પણ આચકો ખાય નહિ **સત્ય વસ્તુને પ્રસિદ્ધિમા લાવવા માટે કરવામા આવતો વાદ, એ કોઇ વઢવાડ નથી, પણ તેવા સમયે શ્રી જૈનશાસનને જગતમા દીપિમાન કરવાનુ પ્રબળ સાધન છે**

૪ નૈમિત્તિક

નિમિત્તશાસ્ત્રના પરમજ્ઞાતા હોય, એમનુ કહેવુ કદી પણ ખોટુ હોય નહિ **શ્રી જિનેશ્વરદેવના શાસનના નૈમિત્તિક બધાના જોષ જોવા ન બેસી જાય** જેને તેને નિમિત્તશાસ્ત્ર આપવુ, એ પણ પાપ કહ્યુ છે પ્રાવચનિક માટે પણ કહ્યુ છે કે, એ પણ જો અયોગ્ય કે અનધિકારીને પ્રવચન આપે તો તેમને પ્રાયશ્ચિત લાગે તે નૈમિત્તિક શ્રી જિન-શાસનના પ્રભાવક છે કે -

"नेमित्तिओ निमित्त, कज्जमि पउजए निउण"

જે નૈમિત્તિક શાસનની ઉન્નતિના કાર્યમા નિશ્ચિત રીતિએ નિમિત્તનો ઉપયોગ કરે જો અકાર્ય એટલે કે આરભાદિ પાપ કાર્યમા નિમિત્તનો ઉપયોગ કરે તો, તે કરનાર તપને ક્ષય કરનાર અને મોટા અનર્થને માટે થાય છે માટે નિમિત્ત જાણે પણ એ નૈમિત્તિક મહર્ષિ તે નિમિત્તનો જેમ તેમ ઉપયોગ કરતા ન ફરે ઉપયોગ ક્યારે કરે ? શાસન પ્રભાવનાના સમયે શ્રુતકેવલી ભગવાન્ શ્રી ભદ્રબાહુસ્વામિજીએ ક્યારે ઉપયોગ કર્યો ? તે મહર્ષિ

અખડનૈમિત્તિક હતા જે કહે તેમા એક લેશ ફરક ન આવે છતા ઉપયોગ ક્યારે કર્યો ?

શ્રી ભદ્રબાહુસ્વામિ અને એમના ભાઇ વરાહમિહિર બેઉ મુનિ હતા અભિમાનના યોગે મુનિપણુ મૂકી વરાહમિહિરે જ્યા ત્યા, ઠામઠામ નિમિત્તદ્વારા પ્રસિદ્ધિ મેળવી શ્રી ભદ્રબાહુસ્વામિની વિરૂદ્ધ બોલી, શ્રી જિનેશ્વરદેવના શાસનની અવહેલના કરતો. એક વખતે એક નગરના રાજાને ત્યા પુત્રજન્મ થયો વરાહમિહિર ત્યા ગયો અને જઇને આશિર્વાદ આપી કહી આવ્યો કે-હે રાજન્! આ તારો પુત્ર સો વર્ષના આયુષ્યવાળો થશે સાથે સાથે તે નગરમા વિરાજતા ભગવાન્ શ્રી ભદ્રસ્વામિજીને હલકા પાડવા માટે એ પણ કીધુ કે જૈન સાધુઓ વ્યવહારને પણ જાણતા નથી, માટે એમણે આટલો પણ વિવેક સાચવ્યો નથી આ કથ નથી હીનના થતી જોઇ શ્રી સઘે આવી ભગવાન્ શ્રી ભદ્રબાહુસ્વામિજીને વાત કરી તે વખતે તે પ્રભાવક સૂરિપુરદરે નિમિત્ત શાસ્ત્રનો ઉપયોગ કર્યો અને સઘને કહ્યુ કે રાજાને જઇને કહો કે, 'હે રાજન્! અજ્ઞાન આદમીઓ વસ્તુ સમજ્યા વિના એવા આશિર્વાદ દેવા આવે, અમે ન આવીએ એ તમારો દીકરો અમૂક દિવસે બીલાડીના યોગે મૃત્યુ પામવાનો છે' રાજાએ તમામ બીલાડીને નગર બહાર કઢાવી મૂકી એક દિવસ એ બાલક માતાના ખોળામાં છે, બારણાની ભૂગળ જેનો આકાર બીલાડી જેવો હતો તે પડી અને છોકરો મરી ગયો રાજાએ માન્યું કે જૈનશાસનમા પણ સમર્થજ્ઞાનીઓ છે જે અવહેલના ફેલાઇ હતી તે નાશ પામી, નિમિત્તનો ઉપયોગ મહાપુરૂષો આવે સમયે કરે નૈમિતિક શ્રી જિનેશ્વરદેવના શાસનનો પ્રભાવક ગણાય પણ એ નિમિત્તજ્ઞાન પચાવી જાણે અને અવસરે જ ઉપયોગ કરી શકે તો

## ૫ તપસ્વી

તપસ્વી પણ શ્રી જૈનશાસનના જબરજસ્ત પ્રભાવક છે તપ, બાહ્ય અને અભ્યતર મળી બાર પ્રકારનો છે તપસ્વી કેવો હોય

તો પ્રભાવક ગણાય એ જણાવતા ઉપાધ્યાયજી મહારાજ જણાવે છે કે —

તપ ગુણ ઓપે રોપે ધર્મને, નવિ ગોપે જિન આણ
આશ્રવ લોપે નાવ કોપે કદા, પંચમ તપસી તે જાણ,

તપના ગુણને દીપાવે, એ તપ ગુણ દીપે ક્યારે? જ્યા જાય ત્યા ધર્મને રોપે ત્યારે માણીત થાય છે કે શ્રી જિનેશ્વરદેવના શાસનનો તપસ્વી જ્યા જાય ત્યા ધર્મનેજ રોપે, પણ એ ધર્મનેજ ક્યારે રોપી શકે?

નવિ ગોપે જિન આણ

**શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ન ગોપવે તો, ન છૂપાવે તો, ધર્મ રોપી શકે** જમાનાના નામે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા છૂપાવાય કે આઘી કરાય તો શ્રી જિનેશ્વરદેવનો ધર્મ રોપાય કે નાશ પામી જાય?

આ વાત ખટકશે પણ હોય એ કયા જાય? કોઇને ખટકે માટે સત્ય લખ્યા કે કહ્યા વિના કેમ ચાલે? તપગુણને દીપાવનો હોય, જગાએ જગાએ ધર્મને રોપવો હોય તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને ગોપવવી એ નહિ પાલવે આ મહાપુરૂષો આજ્ઞાની હાડી પીટ્યા કરે, અને આજની હવા આજ્ઞા આઘી કરવાની વાતો કર્યા કરે! એ કેટલા દુખની વાત છે? **શ્રી જિનેશ્વરદેવના શાસનમા તો આજ્ઞા વગરના તપને પણ કાયકષ્ટ, અજ્ઞાનતપ, બાલતપ કહેલ છે, કિંમત વગરનુ કહેલ છે કારણ કે એ તપ સાધ્ય વગરનુ છે,** જેને માટે હોવુ જોઇએ તેને માટે નથી હવે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ન માનનાર તે કરે શુ?

આશ્રવ લોપે

શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને માનનારો આશ્રવને લોપે કે આશ્રવને રોપે?

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ આ પાચે આશ્રવને આશ્રવ તરીકે માની એ આશ્રવની પ્રવૃત્તિને

લુપ્ત કરવાનો જ પ્રયત્ન કરે તોજ એ શ્રી જિનેશ્વરદેવના શાસનનો તપસ્વી ગણાય એ આશ્રવની ક્રિયાઓનુ અનુમોદન કરવાનો તે આત્માને અધિકાર નથી એ પાયેમા સારીયે દુનિયાની પ્રવૃત્તિ આવી જાય છે હવે વિચારો કે વેપાર એ આશ્રવ કે સવર? પૈસા કમાવાની પ્રવૃત્તિ એ આશ્રવ કે સવર? એના ઉપયોગમા આવનારી બધી વસ્તુઓ આશ્રવ કે સવર? આશ્રવ એ ધર્મસાધન કહેવાય?

આશ્રવની ભાવના તો કેળવાયલી જ છે આશ્રવમાર્ગે જોડાવા માટે મહેનત કરવી પડે તેમ નથી મિથ્યાત્વને શીખવવા માટે, અવિરતિમા જોડાવા માટે, કષાયો કરવા માટે, મન, વચન, કાયાના યોગોને અર્થકામના વેપારમા યોજવા માટે, પ્રમાદ કરવા માટે, શાળા પાઠશાળાઓ કાઢની પડે છે? નહિજ ઉપરની બધી વસ્તુઓ અનાદિથી આત્માએ અનુભવેલી છે

**પ્રશ્ન**—'ગૃહસ્થ પોતાના અધિકાર પ્રમાણે જે જે કરે તે થઇ શકે કે નહિ? એથી સમ્યકત્વ કે દેશવિરતિને બાધ ખરો? એ પ્રભુની આજ્ઞામા છે ક નહિ?' શ્રાવકો માટે શ્રી જિનેશ્વરદેવની પૂજા, સગુરૂની સેવા, આવશ્યક, દાન, શીલ, તપ અને ભાવ, આ વિગેરે વિહિત થયેલી ધર્મકરણીયો સિવાયની ગૃહસ્થ જે જે કારવાઇ કરે તે આશ્રવ ક સવર? એજ પ્રશ્ન તમારો છે ને? ઘર બધાવવા, વેપાર રોજગાર કરવા, છોકરાછોકરી પરણાવવા એ આશ્રવ કે સવર એજ પ્રશ્ન છે ને? ઉત્તરમા 'હા' છે તો હુ પૂછુ છુ કે વેપાર રાજગાર વિગેરે, ગૃહસ્થ જે કઈ કરે તો તે દેશવિરતિની બહાર કે અદર?

સમ્યગ્દૃષ્ટિ શાને આશ્રવ માને અને શાને સવર માને? સમ્યગદૃષ્ટિ આત્મા દેશવિરતિનો સ્વીકાર કરે એનો હેતુ તો એજને કે તેના પોતામા સર્વવિરતિ લેવાની તાકાત નથી? જો તેમજ છે તો પછી તે આત્મા બાકીની અવિરતિને આશ્રવ માને કે સવર? સમ્યગ્દૃષ્ટિ આત્માની માન્યતા તો એજ છે ને કે-'અવિરતિ માત્રને શ્રી જિનેશ્વરદેવોએ હેય ગણી છે, માટે તેનો

સર્વથા ત્યાગ કર્યા વિના આત્માની મુક્તિ થઈ શકે તેમ નથી ?' આ પ્રશ્નનો ઉત્તર પણ જો હકારમાજ હોય તો પોતાની સેનાની અવિરતિને તે આત્મા આશ્રવ માને કે સવર ?

સર્વવિરતિ નહિ લઈ શકતા આત્માઓ માટે 'સમ્યક્ત્વ મૂળ બાર વ્રત' રૂપ દેશવિરતિનો ઉપદેશ આપી ગૃહસ્થાવાસમા રહેવા છતા પણ યથાશક્તિ મોક્ષ માર્ગ આરાધી શકાય એવી યોજના શ્રી જિનેશ્વરદેવે કરી આપી એનો અર્થ એ નથી કે–'ગૃહસ્થાવાસની સઘળી ક્રિયાઓ કરવી એવી પ્રભુની આજ્ઞા છે'

આટલુ કહેવા છતા પણ પ્રશ્નકારે કહ્યુ કે–'ગૃહસ્થપણાના કાર્યો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથીજ છે' ઉત્તરમા કહેવાયુ કે–

દેશવિરતિ અને સમ્યક્ત્વની કરણીની બહારના કાર્યો પણ જો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી વિહિતજ હોય તો પછી તેની આલોચના શાની ? જે કાર્યો કરવાનુ અનતજ્ઞાનીઓએ વિધાન કર્યું હોય તેનો પસ્તાવો શાનો ? જો એ બધા પાપ, પાપ ન હોય, તો સાધુપણામા વિશેષતા શી ? ઘરબાર છોડી સાધુપણુ સ્વીકારવાનો હેતુજ પછી રહે નહિ કારણ કે જે વસ્તુઓ શ્રી જિનેશ્વરદેવે સેવવાની કહી તો પછી તે વસ્તુઓને છોડવાની જરૂરત શી ?

**પ્રશ્નકાર**—'ભગવાન શાન્તિનાથ, કુથુનાથ, અરનાથ, ચક્રવર્તી હતાને ?'

**ઉત્તરમા** કહ્યુ કે એમણે યુદ્ધો પણ કર્યા હતા, બધુ કર્યું હતુ એ વાત ખરી, રાજ્ય કર્યા, સસાર સેવ્યો પણ આખરે એ બધી માયાથી છોડીને નીકળ્યા કે તમા ને તેમાજ રહ્યા ? અને એ તીર્થપતિઓએ પણ એ રાજ્યને સસારને અને ચક્રવર્તીપણાને આશ્રવના સાધન કહ્યા કે સવરના ? જો સવરના જ સાધનો હતા તો પછી તેને છોડવાની જરૂર શી ?

**પ્રશ્નકાર**—'સ્વાધિકાર કર્મ કર્યા વિના યોગી થઈ શકે ખરો ?'

'**ઉત્તર**'મા હુ પૂછુ છુ કે કોઈ બાલબ્રહ્મચારી યોગીને માનવા તૈયાર છો કે ?

પ્રશ્નકાર-'અવળત્ત.' ચારે એટલુ તો તમે માન્યું કે પેલા બધા કરતા બાલબ્રહ્મચારી વધુ પુણ્યવાન્ તો ખરા હવે વિચારો કે 'ગૃહસ્થપણુ ભોગવ્યા વિના યોગી નજ થઈ શકે' એ તમારી માન્યતા ટકી શકે છે ખરી?

પ્રશ્નકાર—'પોતાની હદ્દે રહેલા, પોતે જે કરે, ગૃહસ્થપણા માટે, વ્યવહાર માટે તે બધામા પ્રભુની આજ્ઞા પ્રભુએ તેને કરણીય કહ્યુ છે'

'ઉત્તર'મા પ્રશ્નો-તો કસાઈની હિંસા એ કરણીય? ચોરની ચતુરાઈ એ કરણીય? ગૃહસ્થને જેની જરૂર એ બધુ જ કરણીય? જો આના ઉત્તરમા હકારજ ભણતા હો તો પાપ શુ? અને યોગી થવાની જરૂર શી?

પ્રશ્નકાર—'મહાવીરે દીક્ષા ન લેવાનો અભિગ્રહ લીધો એ કેમ લીધો?'

'ઉત્તર'-ભાઈ ઘણાજ આડા જાવ છો એક પણ વાત ઉપર તમે સ્થિર નથી રહી શકતા આ રીતિએ સમજ વગરની વાત ન થઇ શકે આગમમા કોઇપણ જગ્યાએ એમ લખવામા આવ્યું છે અગર ખુદ ભગવાન્ શ્રી મહાવીરદેવે એમ ફરમા વ્યુ છે ખરૂ કે - 'હરેકે મારી માફકનો અભિગ્રહ લેવો?' જો નહિજ તો પછી એવી વાતો કરવી એ વ્યર્થ છે માટે તમે મૂળ વસ્તુને સમજો કર્મના ઉદયથી આસક્તિને આધીન થયેલા ગૃહસ્થને દુનિયાદારીની ક્રિયાઓ કરવી પડે એટલા માત્રથી જો એ ગૃહસ્થ એ આશ્રવની કરણીને સવ ની કરણી માને, ધર્મ માને, કરવુ જ જોઇએ એમ માને તો તેની દેશવિરતિએ જાય અને સમ્યક્ત્વ પણ ચા લ્યુ જાય એમા કશુ જ આશ્ચર્ય પામવા જેવુ નથી

શ્રી ભરતમહારાજાને ચક્રવર્તીપણુ ભોગવ્યા વિના છૂટકો નહોતો એમનાથી છૂટાય તેવુ નહોતુ કારણ કે તેઓ તીવ્ર પુણ્ય બાંધીને આવ્યા હતા છતા શ્રી બાહુબલિજીની સાથેના યુદ્ધપ્રસંગમા જ્યારે ભરત મહારાજા બાહુબલિજીના ચરણમા શિર ઝુકાવે છે ત્યારે શુ કહે છે? એજ કે -

"राज्य भवतरोर्बीजं, ये न जानंति तेऽधमा ।
तेभ्योऽप्यहं विशिष्ये, तद्जहानो विदन्नपि ॥१॥
त्वमेव पुत्रस्तातस्य, यस्तातपथमन्वगा ।
पुत्रोऽहमपि तस्य स्या, चेद्भवामि भवादृशः ॥२॥"

જે આત્માઓ રાજ્યને સંસારરૂપ વૃક્ષના બીજ તરીકે નથી માનતા તેઓ અધમ છે, અને તે રીતે જાણવા છતાં પણ તે રાજ્યનો ત્યાગ નહિ કરતો એવો હું તે અધમોના કરતા પણ વિશેષ અધમ છુ તુ જ પિતાનો પુત્ર છે કારણ કે પિતાના માર્ગને અનુસર્યો છો હું પણ જો તારા જેવો થાઉ તો પિતાનો પુત્ર થાઉં

ગુસ્સામાં આવીને બાહુબલિજી પોતાની મુષ્ટિથી ભરતમહારાજાનુ મર્દન કરી નાખવા દોડયા પણ ભરત મહારાજાની પાસે આવતા જ તેઓ ઉભા રહે છે અને મહાસત્ત્વશાલિ એવા તે વિચારે છે અને કહે છે કે-

"अहो राज्यस्य लुब्धेन, लुब्धकादपि पापिना ।
अमुनेव समारब्धो, धिग्धिग् भ्रातृवधो मया ॥१॥
यदादावपि हन्यते, भ्रातृभ्रातृव्यकादय ।
शाकिनीभिरिवचस्य, राज्यस्यार्थे यनेत क ॥२॥
राज्यश्रिया प्राप्तयापि, यथेच्छ भुक्तयापि च ।
सुरयेव सुरापस्य, पुंसस्तृप्तिर्न जायते ॥३॥
राज्यलक्ष्मीरमावास्या-रात्रिवद्भूरितामसा ।
उज्झांचकार तृणव-त्तातोऽप्येना कुतोऽन्यथा ॥४॥
तस्य तातस्य पुत्रेण, सताप्येषा मया चिरात् ।
दुर्वृत्तत्वेन विज्ञाता, ज्ञास्यत्यन्य कथ ह्यमूम् ॥५॥
सर्वथा त्यजनीयेय-मिति निश्चत्य चेतसि ।
महामना बाहुबलि-रित्यूचे चक्रवर्तिनम् ॥६॥
तितिक्षस्व क्षमानाथ, राज्यमात्रकृतेऽपि यत् ।
द्विपन्निव मया भ्रात-रेव, त्वमसि खेदित ॥७॥
महाभवह्रदेऽमुष्मि-स्तत्पाशसहोदरं ।

भ्रातृपुत्रकलात्राद्यैः, राज्येन च कृत मम ॥८॥
त्रिजगत्स्वामिनो विश्वा–भयदानैकसत्रिण.।
एष पांथीभविष्यामि, पथि तातस्य संप्रति ॥९॥

*                    *                    *

ખેદની વાત છે કે રાજ્યના લોભી અને શીકારી કરતા પણ પાપી એવા મને ધિક્કાર છે કે જેથી આની માફક મે ભાઇના વધનો આરંભ કર્યો શાકિની મંત્રની જેમ જેની આદિમા પણ ભાઇ અને ભત્રીજા આદિને હણી નાખવામા આવે છે તે રાજ્યને અર્થે યત્ન કોણ કરે? મદિરાપાનીને જેમ મદિરાથી તૃપ્તિ નથી થતી, તેમ પ્રાપ્ત પણ વળી અને ઈચ્છા મૂજબ ભોગવેલી એવી પણ રાજ્યલક્ષ્મીથી પુરુષને તૃપ્તિ નથી થતી જેમ અમાવાસ્યાની રાત્રિ ગાઢ અંધકારવાળી હોય છે તેમ રાજ્યલક્ષ્મી અતિ પાપમય છે અન્યથા એ રાજ્યલક્ષ્મીને પિતા (શ્રીઋષભદેવસ્વામિ) તરણાની માફક શુ કામ ત્યાગ કરત? તે તાતના પુત્ર એવા પણ મે આ રાજ્યલક્ષ્મીને દુર્વૃત્ત તરીકે ચિરકાલે જાણી તો અન્ય એ રાજ્યલક્ષ્મીને દુર્વૃત્ત તરીકે કેવી રીતિએ જાણશે? આથી આ રાજ્યલક્ષ્મી સર્વથા તજવા યોગ્ય છે' આ પ્રમાણે ચિંતમા નિશ્ચય કરીને મહાત્મા શ્રીબાહુબલિજી ચક્રવર્તીને કહે છે કે–હે ક્ષમાનાથ ભાઈ! મારા વડે રાજ્ય ખાતર પણ દુશ્મનની માફક આ પ્રમાણે ખેદિત કરાયેલો તુ ક્ષમા કર આ મોટા સંસારરૂપ દ્રહને વિષે તંતુપાશસમા ભાઈ, પુત્ર અને સ્ત્રી આદિએ કરીને અને રાજ્યે કરીને મારે સર્યું હવે તો હુ ત્રણ જગતના સ્વામી અને વિશ્વને અભયદાન આપવા માટે એકમત્રીમા એટલે દાનશાળામા પિતાને પથે મુસાફર બનીશ

આ કયા મંત્ર? એમણે રાજ્યને યોગ્ય માન્યુ કે અયોગ્ય માન્યુ? શ્રી જિનેશ્વરદેવનો માર્ગ જૂદો છે એ માર્ગના શુદ્ધ સંસ્કાર ન હોત તો ભયંકર યુદ્ધ ભૂમિમા પણ એક ક્ષણમા શ્રી બાહુબલિજી જાગૃત ન થઈ શકત મૂઠી મારવાને દોડેલા તેજ મૂઠીથી શ્રી બાહુબલિજી પોતાના કેશનો લોચ કરે છે અને પરમ

સયમધર બને છે વિચારો કે રાજધર્મને અનુસરી હિંસાદિની પ્રવૃત્તિ કરવામા જો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા હોત તો આ શ્રી બાહુબલિજી અને બીજા અનેક મહાપુરૂષો આવા ભયકર યુદ્ધકાલના સમયે વૈરાગ્યને પ્રાપ્ત કરી, સયમનો સ્વીકાર કરી મુક્તિ આદિને સાધી શક્યા હોત ખરા? અને શ્રીભરતમહારાજાએ પણ ચક્રવર્તી પણામા રહ્યા છતા પોતાના સાધર્મિક બધુઓને આમ ત્રણ આપી સદાને માટે તેઓની ભક્તિ માટે પરાયણ બની તેમને આ એકજ વાત રોજ યાદ કરાવવા વિનતી કરી કે –"હે રાજન્! તુ કષાયોથી જીતાઈ ગયો છુ અને એ કષાયો તરફથી ભય વધતો જાય છે માટે હણ નહિ, હણ નહિ" તે કરી શકત? એટલુ જ નહિ પણ પોતાના સાધર્મિક બધુઓ તરફથી ઉપર પ્રમાણે શ્રવણ કરી તે પરમ ધર્માત્મા રનિમગ્ન દેવની માફક પરમપ્રમાદી હોવા છતા–

"जितोऽस्मि केन हा ज्ञात, कषायैर्वर्द्धते च भी. ।
कुतो मे तेभ्य एवेति, मा हन्या प्राणिनस्तत. ॥१॥
एव च स्मारयत्येते, नित्यमेव विवेकिन ।
अहो मम प्रमादित्व–महो विषयलुब्धता ॥२॥
औदासीन्यमहो धर्मेऽप्यहो ससाररागिता ।
अहो महापुरुषतो–चिताचारविपर्यय ॥३॥

'હુ કોનાથી જીતાયો છુ? હા! જાણ્યુ કે હુ કષાયોથી જીતાયો છુ ભીતિ પણ મને કોનાથી વધે છે? ખરેખર તે કષાયોથી જ મને ભીતિ પણ વધે છે આથી કષાયાધીન થઈને હુ હવે પ્રાણીઓને ન હણુ' આ પ્રમાણે આ વિવેકી આત્માઓ મને હમેશા સભળાવે છે છતા ખેદની વાત છે કે મારામા પ્રમાદીપણુ, વિષયલુબ્ધપણુ, ધર્મ પ્રત્યેની ઉદાસીનતા, સસારરાગિતા અને મહાપુરૂષપણાને ઉચિત આચારથી વિપરીતઆચરિતા કેટલી છે?

આ પ્રમાણેના પશ્ચાતાપરૂપ જે વિચારો તે કરતા હતા તે કરી શકત ખરા? હરગીજ નહિ જે વસ્તુને શ્રી જિનેશ્વરદેવોએ ધર્મ તરીકે વિહિત કરી તેની આલોચના વિગેરે કરવાની જરૂર

પણ શી? જો અવિરતિ આદિના કાર્યો પણ કરણીય કોટિમા જ ગણાતા હોત તો આવશ્યક કરવાની પણ આવશ્યકતા શ્રી જિન શાસનમા શુ કામ મનાત? આ બધુ સ્પષ્ટ બતાવી આપે છે કે દુનિયાદારીની એક પણ પ્રવૃત્તિનુ શ્રી જિનશાસનમા વિધાન નથી એ પ્રવૃત્તિમા નીતિમય સુપ્રવૃત્તિ અને દાનશીલાદિ છે તેનું જ માત્ર વિધાન છે

(પ્રશ્નકાર–'અર્જુનની વાત કહુ ?')

(બીજા એક ભાઇ૦ 'અર્જુનાદિ પાડવો તો જૈનમા પણ છે') હા છે, પણ એ ભાઇ ઇતર દૃષ્ટિએ વાત કરવા માગે છે

(પ્રશ્નકાર૦ 'હુ તો ગીતાની વાત કરૂ છુ')

હુ એજ કહુ છુ યુદ્ધભૂમિમા શ્રી કૃષ્ણજીએ અર્જુનને કરેલા ઉપદેશની વાત તમે કરવા માગો છો માટેજ ના કહુ છુ જૈન દર્શનમા એ વાત નથી હવે તો ઇતર દર્શનના પણ કેટલાક તત્ત્વજ્ઞાનીઓ ત્યા વાધો લે છે એ રણસગ્રામની ભાવનાનુ રૂપક એ તત્ત્વજ્ઞાનીઓ ફેરવે છે હવે તો એ તત્ત્વજ્ઞાનીઓ પણ કહે છે કે 'શ્રીકૃષ્ણ કે જેમને આપણે પરમાત્મા માનીએ અને શ્રી અર્જુન જેવુ સાભળનાર પાત્ર ત્યા આ ભાવના ન ઘટે' એ તત્ત્વજ્ઞાનીઓએ આ ભાવનાથી જગતને ઉધે માર્ગે જતુ જોયુ ઇતરના તત્ત્વજ્ઞાનીઓ પણ કહી રહ્યા છે કે એ તો અતરવૈરિની સાથે લડવાનો શ્રીકૃષ્ણે ઉપદેશ કર્યો છે અને એ અતરવૈરિઓની સામે લડવા માટે બધુઆદિનો સબધ વીસરવાનુ કહ્યુ છે

મારો મુદ્દો એ છે કે ઇતર દર્શનના એ મન્તવ્યનુ રૂપક પણ ત્યા આ રીતે ફેરવાઇ રહેલ છે તે વિચારકો કહે છે કે શ્રીકૃષ્ણ જેવા હિંસાની પ્રેરણા કરેજ નહિ

આગમમાથી પણ પોતાને જોઇએ એ લેનારને લાભ થાય? પોતાની લાલસાને અનુસરતુજ આગમમાથી શોધે એનો નિસ્તાર કેમ થાય? શ્રી શાતિનાથસ્વામિએ, શ્રી કુથુનાથસ્વામિએ અને શ્રી અરનાથસ્વામિએ ચક્રવર્તીપણુ ભોગવ્યુ એ જોવુ, પણ એ ચક્રવર્તીપણાને સાવદ્યરૂપ માની ત્યાજ્ય તરીકે

ઓળખાવ્યુ કે સે ય તરીકે ઓળખાવ્યું એ જોવુ જોઇએ કે નહિ? આ નહિ જોવાનુ એમ?

(પ્રશ્નકારે અત્રે કેટલાક દોહરા વિગેરે કહ્યા મહારાજશ્રીએ એના કર્તાનુ નામ પૂછ્યુ, પહેલા તો ના કહી મહારાજશ્રીએ કહ્યુ તમારી મરજી, પછી વળી પ્રશ્નકારે કહ્યુ કે – એના કર્તા બુદ્ધિસાગરસૂરિ* મહારાજશ્રીએ કહ્યુ કે એ ગ્રથ લાવજો પ્રશ્નકારે બીજે દિવસે લાવવાનુ કહ્યુ અને મહારાજશ્રીએ જણાવ્યુ કે ગ્રથોમાથી પણ આજના લોકો ફાવતી વાતોને કેવી રીતે આગળ ધરે છે, એ તપાસીને કહેવામા આવશે ”

ત્યાગી કહેવાતાના ગ્રથોમાથી પણ ત્યાગીઓના વચનનો દુરૂપયોગ થાય ત્યારે તો કહેવુ પડે કે ગ્રથ વાચનારે ગ્રથકારને ત્યાગી તરીકે ઓળખેલજ નથી

શાસ્ત્રમા વર્ણનો બધાએ આવે વસ્તુ સ્વરૂપને ઓળખાવવા મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ, પ્રમાદના વર્ણનો પણ જોર શોરથી કરવામા આવ્યા છે પણ એ સેવવા માટે છે કે છોડવા માટે છે? એનો વિવેક કરવો જોઇએ કે નહિ? સત્ય સમજાવવા અસત્યનુ વર્ણન પણ અનેક રીતિએ કર્યું પણ તે શાથી? આત્માને અસત્યના પાપથી અટકાવવા માટે, નહિ કે અસત્ય બોલતા શીખવવા માટે શાસ્ત્રોમાથી પણ વાત કઇ શોધી? શાસ્ત્રના અર્થનો કેવો દુરૂપયોગ થાય છે એ વિચારો શ્રી તીર્થંકરદેવો સસારમા રહ્યા એ યાદ રાખ્યું પણ તેઓ માટે ગુજરાતી ભાષાના સાહિત્યમા પણ લખવામા આવેલ

**“ભોગને રોગ તણી પરે ચિતવે.”**

આ વાકય પણ સાથે સાથે યાદ ન રખાયું એનુ કારણ શુ? એજ કે શાસ્ત્રમાથી પણ પોતાના વિચારને પોષતુ જ વાક્ય લેવામા આવ્યુ છે, પણ ધ્યાનમા રાખવુ જોઇએ કે શ્રી તીર્થંકરદેવોએ જણાવેલ હેય, જ્ઞેય, અને ઉપાદેયનો યથાસ્થિત વિવેક કરવામા નહિ આવે તો એ શાસ્ત્ર તારક બની શકે તેમ નથી

---

* એ ભાઇ ફરી દેખાયાજ નથી

**શાસ્ત્રના કહેનાર ત્યાગી, રચનાર ત્યાગી અને સાચવનારા પણ ત્યાગી એ ત્યાગીઓના શાસ્ત્રમાંથી મસાલાના રસને શોધવા એ તો ત્યાગી પુરૂષોની ભયંકર આશાતના છે** શાસ્ત્ર કહે છે કે અહિંસાનું પાલન કરવું, સત્ય બોલવું, ચોરી ન કરવી, સ્ત્રી સંગ ન કરવો, પરિગ્રહ ન રાખવો-આનોજ ન્હોટ મરવા શાસ્ત્રને સામી બાજુ પણ વિસ્તારથી કહેવીજ પડે હિંસા કેમ થાય, હિંસાના પ્રકાર આ બધું કહે પણ તે હિંસાથી બચાવવા કે હિંસા કરવા ? કહેવુજ પડશે કે બચાવવા અપત્યવાદીઓ જેટલા અસત્યના પ્રકાર નહિ જાણતા હોય તેટલા આગમમા વર્ણવ્યા છે હેતુ એકજ કે, 'એ જાણીને તમામ અસત્યથી સર્વ કોઇ બચી જાય, પણ 'આવી આવી રીતે અસત્યનું વર્ણન શાસ્ત્ર પણ કરે છે માટે તે સેવવામા વાંધો નહિ' આ પ્રમાણે કહેનાર તો ખરેખર અજ્ઞાનીનીજ કોટિમા આવે છે એનુ સમ્યક્ત્વ કે વિરતિ કેમ ટકે ? શાસ્ત્રના અર્થનો એથી વધારે દુરૂપયોગ કયો હોઇ શકે ?

શાસ્ત્રનો સદુપયોગ કરવો પણ દુરૂપયોગ નહિ કરવો શાસ્ત્ર સાંભળતી વખતે સંસાર રસિક બનવુ નહિ પાલવે તેટલા વખત તો સંસારને હૃદયમાથી દૂર કરવોજ પડશે અને તોજ તે હિતકર તરીકે પરિણામ પામશે

## આજની નિર્બળતા શાને આભારી છે ?

(પ્રશ્ન 'અહિંસાનો અર્થ બાયલાપણું થઇ પડયો છે, હુલ્લડ વખતે દેરાસરની રક્ષા કરવા કોઇ હાજર ન રહે એ કેવુ ગણાય ?')

આ સ્થિતિ, આ નિર્બળતા અત્યારે માત્ર જૈનસમાજ છે એમ નથી, લગભગ સર્વત્ર છે, પણ આ નિર્બળતાનુ કારણ અહિંસા નથી એ નિર્બળતા કેવળ સ્વાર્થવૃત્તિને આભારી છે **દુનિયા પ્રાય એટલી બધી સ્વાર્થી છે કે એક સ્નેહી સંબંધીને પાળ તે પણ ત્યા સુધીજ કે જ્યા સુધી પોતાનુ કંઈ સરતુ હોય** આ નિર્બળતા અહિંસાની નથી પણ વિષયકષાયની આધીનતાની, અર્થકામની લાલસાની અને

**સ્વાર્થવૃત્તિની છે ધર્મની રક્ષા માટે ધર્મ સામે આવતા આક્રમણ સામે અડગપણે ઉભા રહેવાનો નિષેધ અહિંસા કદીજ કરતી નથી**

(પ્રશ્નકાર૦ 'લોકો કહે છે કે એમ કરવામા અહિંસાધર્મને બાધ આવે!')

એ તો પુદ્‌ગલાનંદી આત્માઓએ ઉપજાવી કાઢેલા બ્હાના છે

(પ્રશ્નકાર૦ 'સાહેબ, આપનો ઉપદેશ એવો હોવો જોઇએ કે જેથી દેરાસરની, જેની પૂજા કરાય તે પ્રભુના મંદિરની રક્ષા વખતે તો પૂજા કરનારાઓ હાજર રહે')

આ તમે તોજ કહી શકો કે જો સાધુઓ એવો ઉપદેશ ન દેતા હોય સાધુઓ શું નો ઉપદેશ આપે છે એ જાણો **શ્રી જિનેશ્વરદેવના આગમ અને એ આગમવિહિત માર્ગનેજ અનુસરનારા પૂજ્ય મુનિવર્યોનો સદા એજ ઉપદેશ છે કે ગમે તેવા સમયમા પણ અહિંસાનુ પાલન પૂરૂ કરવુ જોઇએ અને એ અહિંસા પાલનરૂપ માર્ગના ઉપદેશક શ્રી જિનેશ્વરદેવ, નિર્ગ્રંથ ગુરૂઓ તથા અહિંસાથી ભરેલા આગમો માટે અને એ અહિંસાના બચાવ ખાતર, તન, મન, અને ધન હોમી દેતા પણ આચકો ન ખાવો જોઇએ ધર્મની રક્ષા માટે જે જાતિના ઉપદેશની જરૂર છે તે જાતિનો ઉપદેશ વક્તા દે પણ તેનો અમલ તો શ્રોતાને આધીન છે**

કલિકાળ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે —

શ્રદ્ધાળુ શ્રોતા અને બુદ્ધિમાન વક્તાનો યોગ થાય તો કલિકાળમા પણ હે વીતરાગ! તારૂ શાસન એકછત્રી થઇ શકે તેમ છે

## ચાપા મંત્રીનુ દૃષ્ટાંત—

**શ્રાવક જેવી રીતે રક્ષણહાર, તેવોજ નીતિમાન અને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના પાલનમા દૃઢ હોય છે પૂર્વે**

પરમશ્રાવક બનેલ 'ચાપો' નામનો એક ગૃહસ્થ હતો તે પોતે માલમીલકત લઈ ઉંટપર મુસાફરી કરી, અટવી લઘી, નગર તરફ આવતો હતો રસ્તામા ત્રણ લૂટારા મળ્યા

લૂટારાઓએ કહ્યુ, 'ઉભો રહે'

ચાપો૦ 'શુ છે?'

લૂટારામા જે મૂખ્ય હતો તે કહે છે કે —

'જે હોય તે આપી દે'

ચાપો૦ 'તમારે કઈક જોઇએ છે દાન માગતા હો તો બધુ લઇ જાઓ પ્રાર્થના કરતા હો તો તમામ આપી દેવા તૈયાર છુ લૂટવા માગતા હો તો ફુટી કોડી પણ નહિ મળે.' તે શ્રાવક હૃદયથી એમજ માનતા કે લક્ષ્મીની મૂર્છા છૂટતી નથી, છૂટે તો તો ઉટપરથી ઉતરી લોચ કરી ઉભો રહુ પણ મૂર્છા નથી છૂટતી, ત્યારે તો જો એ લૂટવા માગે તો બચાવ કરવો પડે બચાવ ખાતર ઉભા રહેવુ પડે, ચાપો તરત ઉટપરથી નીચે ઉતરે છે મૂખ્ય લૂટારો કહે છે, 'નીચે કેમ ઉતરે છે?'

ચાપો૦ 'યુદ્ધની નીતિ છે કે યુદ્ધ કરનાર જે સ્થાને જેવી રીતે હોય તે સ્થાને તેવી રીતે તેના સામે ઉભા રહી યુદ્ધ કરવુ જો હુ ઉટ પર રહુ તો એ અનીતિ યુદ્ધ કહેવાય' નીચે ઉતરીને પોતાના ભાથામા પાચ બાણ હતા તેમાથી બે ભાગી નાખ્યા મૂખ્ય લૂટારાએ પૂછયુ, 'આમ કેમ કર્યું?'

ચાપો૦ 'મારે નિયમ છે કે એક જણ ઉપર એ-જ બાણ છોડવુ અને ખાત્રી પણ છે કે મારૂ બાણ નિષ્ફળ ન જાય તમે ત્રણ જણ છો અને બાણ પાચ છે કદાચ મારૂ બાણ ખાલી જાય ને ફરી મારવાની ભાવના થાય અને મરાય, તો નિયમનો ભગ થાય માટે બે બાણ ભાગી નાખ્યા' લૂટારાના મૂખ્યે કહ્યુ કે, 'આ પક્ષી જાય છે તારી બતાવ કે તુ બાણ કેવુ ક મારી શકે છે?'

ચાપો૦ 'હુ જૈન છુ, પક્ષીપર અખતરો ન થાય નિર પરાધી પર પ્રહાર ન હોય અપરાધી પર પ્રહાર કરવો પડે તો, તે પણ ન છૂટકે'

સ્વાર્થવૃત્તિ અને વિષયકષાયની લાલસાને આધીન થયેલાઓ, શ્રી જિનેશ્વરદેવના ફરમાનની પણ ઠેકડી કરવા જેવુ કરી રહ્યા છે, એ તે હવે રક્ષા કરે કે ઉલટો મામાને બોલાવી નાશ કરવાના પ્રયત્ન કરે ? આથી સમજી શકાશે કે નિર્બળતાનુ કારણ અહિંસા નથી પણ જે જે કહી આવ્યા તે છે **અહિંસા તો મનુષ્યને મહાદૂર બનાવે, શરીરથી પણ બેપરવા બનાવે અહિંસક દુનિયાનો-પરવસ્તુનો ગુલામ નથી હોતો એ આત્મા શ્રી જિનેશ્વરદેવના શાસનની ખાતર સર્વસ્વ દેતા વાર ન કરે**

(સભામાથી એક ભાઇ બોલ્યા કે –'છેલ્લા હુલ્લડ વખતે જૈનોએ કાઇ ન કર્યું, બેસી રહ્યા, અને દેરાસરનો પૈસો શુ કામ આવશે ? મહાજનવાડીનો આશ્રય લેવો પડયો વગેરે')

આ બોલનારનો ઉત્તર આપવા માટે તો દેરાસર વિગેરેની રક્ષાનો ઉપદેશ આપનાનુ કહેનાર ભાઈ પોતે જ ઉઠયા અને કહ્યુ કે 'આ ભાઈ કહે છે એ વાત ખોટી છે જગ્યાના અભાવે મહાજનવાડીમા જવુ પડે એમા વાધા નથી શેઠ કીકાભાઇ પ્રેમચદની અમને પૂરતી સહાય હતી, બીજાપણ લગભગ ઘણા જૈન આગેવાનો અમારી પાસે આવ્યા હતા પચીસ ત્રીસ હજાર રૂપીયા આપવા લાગ્યા હતા પણ લઇને કરવા શુ ? એટલે અમેજ કહ્યુ કે જરૂર પડશે તો લઇશુ ')

વિચારો, પેલા ભાઈ આકળા થઇને બોલવા લાગ્યા પણ આ ગૃહસ્થ કે જેઓ હુલ્લડ વખતે રક્ષાના કામમા આગેવાની ભર્યો ભાગ લેનાર છે તેઓજ કહે છે કે –'જૈનોની મદદ ઘણી હતી કીકાભાઈ શેઠની પણ પૂરી મદદ હતી જે લોકો કહે છે કે જૈનોએ કઈ નથી કર્યું તે વાત ખોટી છે ગપ છે છાપામા પણ આવી ખોટી વાત આવી ગઈ છે પણ તે વખતના અનુભવી તમારી સામે કહે છે કે જૈનોની પૂરતી મદદ હતી ઉલટી મદદ લેનારા ઓનેજ ના પાડવી પડી હતી વાત એ છે કે આવી ગપ્પ હાક નારાઓ, ઇરાદાપૂર્વક ધર્મનુ, અને ધર્મીઓનુ અપમાન કરે છે

હમણા એવી અપમાનજનક વાત કરનાર એમ પણ બોલી ગયા કે 'દેરાસરનો પૈસો શું કામ આવશે?' મને એ થાય છે કે આ ઝેર પેટું ક્યાથી? ભૂખમરો ટાળવા નજર કયા ગઈ? દેવદ્રવ્ય ઉપર જેઓની આ ભાવના છે તેઓની દશા સુધરવાની પણ નથી ભક્તિ માટે આપેલા પૈસા ખાવાની ઇચ્છા થાય છે? આવી દુષ્ટ ભાવના ઉત્પન્ન કરનારા દુનિયાના ઘાતકો છે

જૈનસમાજની સખાવત માટે કોઈ પણ બોલી શકે તેમ નથી તેની ઉદારતા નાનીસુની નથી જીવદયા આદિના હરકોઈ ખાતામા જૈનસમાજનો ફાળો જેવો તેવો નથી પણ નમુનેદાર છે, એ વાત યથેચ્છ બોલનારાઓએ ખાસ ધ્યાનમા રાખવા જેવી છે પરમ ત્યાગના ઉપદેશથી કેળવાતી સમાજ ઉપર એવા આક્ષેપો કદી પણ ટકી શકે તેમ નથી એ એક ન ભૂલવા જેવી વાત છે

## વ્યાખ્યાન ૩૭ મું

### દુનિયાના બધાએ વ્યવહારો પ્રત્યે કેવી દૃષ્ટિ જોઇએ?



પરમ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ દુર્લભ માનવજીવનની સફળતા માટે ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રને શ્રવણ કરવું, એની ઉપર મજબૂત રીતે શ્રદ્ધાને કેળવવી, અને પછી શ્રદ્ધામા મજબૂત રહીને પોતાની શક્તિ મુજબ પોતાના વીર્યનો સયમમા સદુપયોગ કરવો તેજ આ દુર્લભ માનવજીવનની સફળતા છે એ શિવાય સફળતા બીજા કશામા નથી શાસ્ત્ર સાભળવાની રૂચિ મજબૂત પણે પેદા થાય, એટલા માટે શાસ્ત્ર કહેનાર ભગવાન્ શ્રી મહાવીરદેવ, કઈ કઈ ક્રિયાના યોગે કયા કયા અનુષ્ઠાનના યોગે તીર્થપતિ બન્યા

તે આપણે વિચારી રહ્યા છીએ, એ વિચારતા વિચારતા નયસારના ભવથી આપણે શ્રીનંદનમુનિના ભવસુધી આવ્યા છીયે ભગવાન શ્રી મહાવીરદેવના આત્માએ શ્રીનંદનમુનિના ભવમા, લાખલાખ વર્ષો સુધી ઘોર તપશ્ચર્યા તપી માસક્ષમણને પારણે માસક્ષમણ કરી, કઠીનમાકઠીન ઉપસર્ગો સહી તીર્થંકર નામકર્મ નિકાચ્યુ, એ શ્રીનંદનમુનિવર અંતિમ સમયે આરાધના કરે છે એ આરાધનાનો પહેલો પ્રકાર, અતિચારની આલોચનાનો છે અતિચારની આલોચના કહો, પાપની કહો કે દોષની કહો એ બધુ એક જ છે મુનિને મૂળગુણ ઉત્તરગુણમા અતિચાર લાગે તેની આલોચના કરવાની છે મૂળગુણ તે પાચ મહાવ્રતો અને ઉત્તરગુણો એટલે મહાવ્રત સિવાયના સમિતિ, ગુપ્તિ આદિ ગુણો **મુનિએ તો સર્વ સાવદ્ય યોગના પચ્ચખ્ખાણ કરી, પાપની પ્રવૃત્તિ માત્રનો ત્યાગ કર્યો છે મુનિના પાચ વ્રતો એ મહાવ્રતો છે પણ અણુવ્રતો નથી** દુનિયાના બધળા આશ્રવ તજી જે ગુણ લીધા તેની સેવનામા, જે ખામી થઈ હોય, દોષ લાગ્યો હોય તેની આલોચના મુનિ કરે છે **મુનિની અપેક્ષાએ ગૃહસ્થ પાસે ધર્મ ઘણોજ થોડો છે** ગૃહસ્થ પાસે ધર્મ થોડો છે અને અધર્મ ઘણો એ ખરૂ, છતાએ તેનો ઈરાદો તો એજ છે કે આ બધોએ અધર્મ છૂટી જાય તો સારૂ શ્રી જિનેશ્વરદેવના માર્ગની સેવા કરવા ઇચ્છનારે જાણવુ જોઇયે કે, આ પાપ, આ પુણ્ય, આ શુભ, આ અશુભ, આ કરણીય, આ અકરણીય, આ હેય, આ ઉપાદેય, એમ જાણ્યા પછી ઉપાદેય લેવાની, કરણીય કરવાની અને શુભને સેવવાની ઇચ્છા એની રોમેરોમે ભરી હોય એવીજ રીતે અકરણીય નહિ કરવાની, હેયને તજવાની, અશુભના સસર્ગોથી અલગા થવાની ભાવના પણ તેના રોમેરોમમા સમાયેલી હોય આ ઇચ્છા વિના સમ્યક્ત્વ ટકી શકતુ નથી **સમ્યક્ત્વ એટલે એજ કે હેયના ત્યાગની અને ઉપાદેયને આદરવાની ઉત્કટ ઇચ્છા-કરણીય કરવાની અને અકરણીય નહિ કરવાની ઇચ્છા** ઉપમિતિ ભવ પ્રપચાના કર્તા પરમર્ષિ શ્રી સિદ્ધર્ષિ

ગણિવર કહે છે કે-'આ અતિશય દુર્લભ એવુ સામગ્રી સહિત માનવજીવન પામીને તજવા યોગ્ય સઘળુ તજવાનો પ્રયાસ કરવો જોઇએ' તજવા યોગ્ય તજ્યા શિવાય કરવા યોગ્ય બને કઈ રીતે? તજવા યોગ્ય માટે તજવાની ભાવના આવ્યા વિના કરવા યોગ્યની ભાવના પણ નહિ આવે માટે જ્ઞાનીએ પહેલુ વિધાન એ નક્કી કર્યુ કે તજવા યોગ્ય સઘળુ તજવુ જોઇએ પછી કરવુ શુ? જે કરણીય હોય તે કરવુ જોઇએ હવે શ્લાઘા પણ તેનીજ કરવી જોઇએ કે જે શ્લાઘાને ઉચિત હોય પ્રશસા તેનીજ હોય કે જે પ્રશસાને ઉચિત હોય પ્રશસા કરનારે એ જોવુ જોઈએ કે પ્રશસા કરવાથી લાભ થશે કે હાનિ? અમૂકની પ્રશસા કરવાથી જગત સીધે માર્ગે જશે કે ઉધે? પ્રશસા શાની? પ્રશસનીય હોય તેની, પણ એ જણાય શાથી? સાભળવાથી સાભળવુ શુ? સાભળવા યોગ્ય હોય તે નહિ સાભળવાનુ સભળાય તો પ્રશસાનો વિવેક રહેતો નથી અને એથી હેયને તજવાનો, ઉપાદેયને આદરવાનો, કરણીયને કરવાનો અને અકરણીયને નહિ કરવાનો વિવેક ટકી શકતો નથી **શ્રી જિનેશ્વરદેવના શાસનમા આવેલા આત્માએ આટલો નિર્ણય તો કરવોજ પડશે કે અશુભ તો છોડવુજ જોઇએ. ન છૂટે તો છોડવાના મનોરથ તો હોયજ ગૃહસ્થ ધર્મ થોડો કરે, પણ ઇરાદો તો પૂરો કરવાનો રાખે પૂરો ધર્મ નથી બનતો એટલી કમતાકાત છે એમ માને, અને એ એમ ન માને કે, જેમ ધર્મ રાજીથી, પ્રેમથી, આનદથી કરીએ તેમ અધર્મ પણ રાજીથી પ્રેમથી આનદથી કરીએ!** એમ માને તો તો પછી આલોચના વખતે, આલોચના થાય શી રીતે' કરે તો પણ પોતાની માન્યતા મુજબની થશે પાપને પાપ માન્યા વિના હૃદયથી આલોચના કદી નહિ થાય એ આલોચનામા તો ત્યા સુધી આવે છે કે ભવાતરમા પણ જે જે પૌદ્ગલિક સામગ્રી મેળવી હોય અને તે પ્રત્યે મમત્વભાવ રહી ગયો હોય તેનો પણ, જો કે અત્યારે તે ઉપયોગમા નથી

આવતી છતા તેના તરફનો આશ્રવ ચાલુ હોય છે માટે, હૃદય પૂર્વક ત્યાગ કરવો એને માટે આલોચનાનો હેતુ એ છે કે જે આખી જીદગીમા ન મૂકાણુ તે છેવટે તો મૂકે જે વખતે શરીરના અગોપાગ મજેથી ચાલતા હતા, ધારત તો મૂકી શકત, છતા તે વખતે આસક્તિને લઇને, અશુભ વાસનાઓને લઈને ન મૂકાયુ તો હવે ઇચ્છાએ કે અનીચ્છાએ મૂકયા વિના છૂટકો નથી તો મૂકવાની ભાવના પ્રબળ બનાવી હૃદયથી ત્યાજ્ય વસ્તુઓના મમત્વથી રહિત બનવુ એજ આલોચનાનો હેતુ છે, પણ થાય કયારે? હેયને હેય મનાય તો મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ (એટલે મન, વચન, કાયાના અર્થકામમા જોડાયેલા વ્યાપારો) તથા પ્રમાદને શાસ્ત્રકારે ત્યાજ્ય કહ્યા છે આ ત્યાજ્ય વસ્તુઓનો ત્યાગ મુનિવરો સર્વ પ્રકારે કરે છે, દેશવિરતિધર શ્રાવકો દેશથી ત્યાગ કરે છે અને સમ્યગ્દર્શનના ધરનારા તેને હૃદયથી ત્યાજ્યજ માને છે એટલે કે ત્યાજ્ય તરીકેની માન્યતા છે પણ અમલ થતો નથી માન્યતાના યોગે તજવાનો સભવ છે માટે એ ગુણ છે એક આદમી પાપને ત્યાજ્ય માનીને ન છૂટકે ન ચાલે કપતે હૃદયે સેવે અને બીજો ત્યાજ્યને ત્યાજ્ય નહિ માનતા આનદપૂર્વક સેવે એમા ઘણુજ અતર છે

એક બ્રાહ્મણ પડિત હતો, પણ દરિદ્રી હતો તેના બાલ બચ્ચા ભૂખે મરે એવો સમય આવી લાગ્યો કુટુબે કહ્યુ કે કઇ કરો, કઈ કર્યા વિના ચાલે નહિ આ બ્રાહ્મણ, વેપારરોજગાર જાણતો ન હતો, અને ભિક્ષાવૃત્તિ પણ કરી જાણતો ન હતો

આથી હૃદયમા ચોરી કરવાની ભાવના ઉત્પન્ન થવી પણ તે પડિત, ચોરીને ખોટી માનનારો હતો એટલે તરત વિચાર થયો કે ચોરી ન થાય, પણ દારિદ્રના યોગે ઢગી પડયો ચોરી કરવા જવા ઉઠયો પગ ઉપડે નહિ, શાથી? હૃદય ડખે છે એથી એ પાપને પાપ માને છે પહેલા એ સામાન્ય ઘરમા ગયો થોડી ઘણી પડેલી ચીજોને લેવા હાથ મારે તે પહેલા, તે ઘરમા સ્ત્રી પતિને કહેતી હતી કે, માલ લાવશો ત્યારે ખાઈ શકશુ, આ

સાભળ્યુ પોતે પડિત હતો, વિચાર્યું કે આ પણ માગ જેવો કગાલ છે, એનુ ઉપાડી લેવુ તે મને શોભતુ નથી ચોરી કરવા નીકળેલામા આ સદ્બુદ્ધિ હોય? પણ હૃદયથી પાપ માન્યુ હતુ એનુ આ પરિણામ એણે નક્કી કર્યુ કે આમાન્યના ઘરમા પેસીને એના દુખમા વધારો કરવો નહિ હવે કોઈ આમાન્યના ઘરમા પેસવુ નહિ, ફક્ત ત્યા જવુ કે જ્યા જવાથી મારૂ કામ થાય અને સામાને હરકત પડે નહિ પાપને પાપ તરીકે માનવાથી આ બધી વિચારણા આવે છે એક શ્રીમાનના ઘરમા ઘુસ્યો એ શ્રીમાન્ ચોપડાનો મેળ મેળવે છે મેળ મળતો નથી અર્ધરાત્રિ વીતી ગઈ છે ઘરમાથી કહે છે કે ક્યા સુધી જાગવુ છે? શ્રીમાન્ કહે છે કે મેળમા બે આના મળતા નથી જ્યાસુધી એ મળે નહિ ત્યાસુધી મારાથી ઉઠાય નહિ આખી રાત પસાર થાય તોયે શુ પણ મેળ મેળવીને ઉઠીશ ચોરી કરવા આવેલો પડિત વિચારે છે કે જે બે આના માટે તેલ બાળીને અર્ધરાત્રિ સુધી ઉજાગરો કરવા છતા હજીયે ઉઠતો નથી, એનુ જો ઉઠાવી જઉં તો સવારે એની હાલત શી થાય? ચોરી કરવા નીકળેલાને સામાની હાલતના વિચાર આવે છે કારણ કે તે પડિત છે તે વિચારે છે કે જે બે આના માટે આટલુ કરે છે તેનો મોટો માલ જાય તો તો તે મરી જાય, આમ વિચારી ત્યાથી પણ ચાલી નીકળ્યો દ્રવ્ય અગીયારમો પ્રાણ ગણાય છે એ જાય તો પેલા દશે પ્રાણ શિથીલ થઈ જાય છે ફરતોફરતો ચોરી કરવા નીકળેલો પડિત રાજાના મહેલ પાસે ગયો એણે જોયુ કે અહીં ઘણી સાહ્યબી છે આમાથી એકાદ ચીજ જાય તો હરકત નથી હુશીયારીથી ફરતોફરતો એ રાજાના મહેલમા ઘુસી ગયો, જ્યા રાજારાણી પલગપર છે એ કમરા પાસે આવી બહાર ઉભો રહે છે ભાગ્યયોગે રાજા અત્યારે જાગે છે અને પલગપર બેઠો થઇ પોતાના વિચારના ઉદ્‌ગાર કાઢે છે, જે પેલો પડિત સાભળે છે

હુ રાજા છુ, કેવો રાજા? મારે આટલા હાથી, આટલા ઘોડા આટલુ લશ્કર, આટલા ગામ, આટલી આવક, જે જે વિચારો

થયા તેના ત્રણ પાદ બનાવી રાજા ભીંતપર લખે છે, ચોથુ પાદ બનતુ નથી પછી સૂઈ જાય છે પેલો પડિત આ સાભળી વિચારે છે કે, આ બિચારાને ખબર નથી કે આમાનુ કશુજ મારૂ નથી આ સાભળી ચોરી કરવા ગયેલો પડિત શા વિચાર કરે છે? એ વિચારે છે કે આટલી આટલી સાહ્યબી પામેલો પણ સુખે ઉઘતો નથી, માટે મારે જરૂર શીખામણ દઇને જવુ પણ ચોરની શીખામણ લાગે ખરી? હું પોતે ચોરી કરવા આવુ અને એને શીખામણ દઉ એનો અર્થ શો? એણે નિર્ણય કર્યો કે, ચોરી કરવી નહિ તરત એણે પેલા રાજાએ ભીંત પર લખેલા ત્રણ પાદની નીચે ચોથુ પાદ લખી દીધુ કે—

"सम्मिलने नयनयोर्न हि किंचिदस्ति ॥"

**નેત્રો મીચાયા પછી કાઈ નથી** રાજાએ સવારે જોયુ, વિચાર્યુ કે ખરેખર, હાથી ઘોડા, ઋદ્ધિસિદ્ધિ વિગેરે નયનો મીંચાય નહિ ત્યા સુધી રાત્રે મહેલમા કોણ આવ્યો? જરૂર એ બુદ્ધિમાન હોવો જોઇએ એણે મને મોહનિદ્રામાથી જગાડયો ગમે તે ભોગે મારે એને ઓળખવો જોઇએ, એની સલાહ મૂજબ ચાલવુ જોઇએ

રાજાએ ડાડી પીટાવી કે મારા મહેલમા આવી જે આદમી ચોથુ પાદ પૂરી ગયો હોય તેણે મને આવીને મળવુ, મારાથી બનતુ, વટતુ સ્વાગત હું જરૂર કરીશ

બ્રાહ્મણ ત્યા આવ્યો

રાજાએ પૂછ્યુ કે—'મધ્યરાત્રે તુ મારા મહેલમા આવ્યો કેમ? ઘુસ્યો શી રીતે? આવ્યો શું કરવા?'

બ્રાહ્મણ—'રાજન્, ચોરી કરવા આવ્યો હતો'

રાજા—'તારા જેવો વિદ્વાન્, મતિમસ્વરૂપ ભાખવુ હોય તો ભાખી દે તેવો પડિત ચોરી કરે? વારૂ શુ લઇ ગયો?'

બ્રાહ્મણ—'લઇ ન ગયો પણ ઉલટુ દઈ ગયો ઘેરથી લેવા નીકળ્યો હતો, ગરીબને ઘેર સવારે આવે ત્યારે ખવાય એવુ

જોઈ પાછો ફર્યો, શ્રીમાનને બે આના માટે દીના પાર મુઝાતો જોયો, તમને આધળા દેખ્યા પછી ચોરી કરૂ શી રીતે?'

રાજાએ કહ્યુ કે' તારી બુદ્ધિપર તુષ્ટમાન છુ, આજથી મારા રાજ્યના મહામાત્ય પદે તુ, અને તારી સલાહ મૂજબ હુ ચાલીશ ખરે તે મને દેખતો બનાવ્યો' આ ક્યારે બન્યુ? પાંડિત્ય હતુ, શુદ્ધબુદ્ધિ હતી માટે જો કે ચોરીની ભાવના જાગી, પ્રવૃત્તિ પણ કરી, સાધનો પણ મેળવ્યા છતાએ ચોરી થઇ ન શકી આ દૃષ્ટિ, સમ્યગ્દૃષ્ટિની દુનિયાના સઘળા વ્યવહારો પ્રત્યે હોય **સમ્યગ્-દૃષ્ટિ આત્મા, દુનિયાની ક્રિયા, અવિરતિ આદિ પાપમય પ્રવૃત્તિ રસપૂર્વક કરે નહિ, કદાચ કરવી પડે તો દુ ખતે હૃદયે, કપતે હૃદયે કરે** માન્યતા સાચી હોય તોજ આ પ્રમાણે બને આજ તો પાપને પાપ માનવામા વાધો છે મિથ્યાત્વ અવિરતિ, કષાય, મન, વચન, કાયાના અર્થકામમા જોડાયલા વ્યાપારો અને પ્રમાદમા પાપ માનતા પણ આજે ઘણાઓ મુઝાય છે આજ તો કહે છે કે-'નિદ્રાદિ પ્રમાદ સેવવો જોઇએ, એમાથી તો જ્ઞાનની પ્રાપ્તિ અને શરીરની સ્ફુર્તિ થાય છે મન, વચન, કાયાના અર્થકામના વ્યાપાર વગર તો ચાલે નહિ અવિરતિ, અવિરતિ કર્યા કરીએ તો દુનિયામા રહીએ કઈ રીતે?' આવાઓએ સમજવુ જોઇએ કે-અવિરતિને અવિરતિ માનીએ નહિ, મન, વચન કાયાના અર્થકામના વ્યાપારને પાપ માનીએ નહિ, પ્રમાદમા પાપ છે એ નક્કી ન થાય ત્યા સુધી મિથ્યાત્વ જાય નહિ અને કષાયો ઘટે નહિ

## પાપની ભીતિ સાપની ભીતિ જેવી જોઇએ

**શાસ્ત્ર દ્વેષના કરતાએ રાગને ભૂડો કહે છે** દ્વેષને નરેદ્રની ઉપમા આપી છે અને રાગને કેસરીની ઉપમા આપી છે દેખીતો રાગ સારો લાગે, દ્વેષ તો ગમેજ નહિ, દ્વેષ દેખાય ભયકર, શમે જટ, અને રાગની પીડાના પ્રમાણમા પીડા ઓછી રાગને શમતાએ વાર અને પીડાએ મોટી. **રાગ ગયો એટલે દ્વેષ તો ગયોજ છે, દ્વેષની જડ રાગમા છે** અર્થાત્ પર

આત્માને 'વીતદ્વેષ' આ વિશેષણ કરતા 'વીતરાગ' આ વિશેષણથી વધુ ઓળખાવાય છે એ રાગ, અવિરતિ પર જીવતો રહે, અર્થ કામમા જીવતો રહે, પ્રમાદમા રાચતોમાચતો રહે, એ રાગનો સ્વામી તરે શી રીતે? શ્રી જિનેશ્વરદેવના શાસનમા આવેલા બધાએ, અવિરતિ તજીજ દીધી છે એમ નથી પણ એ તો નક્કી હોવુ જ જોઇએ કે તેઓ અવિરતિને સારી તો માનેજ નહિ આ **શાસનમા કૃપણુ નભે પણ દાનને ધર્મ નહિ માનનારો નહિ નભે** કૃપણતા રાખવી જોઇએ એ માનનારો નહિ નભે શીલનુ પાલન ન થાય એ નભાવી લેવાય, પણ શીલની જરૂર શી? એમ કહેનારને ન નિભાવાય તપ ન કરે એ નિભાવાય, પણ તપની જરૂર નથી એમ કહે એ ન નિભાવાય શ્રી જિનેશ્વરદેવની પૂજા કદાચ ન બને એ નિભાવાય પણ શ્રી જિનપૂજાની જરૂર શી છે એમ કહે તેને શી રીતે નિભાવાય? ભગવાનશ્રી હરિભદ્રસૂરીજી મહારાજા કહે છે કે –

સતિ ચાસ્મિન્નસૌ ધન્ય, સમ્યગ્દર્શનસયુત. ।
તત્ત્વશ્રદ્ધાનપૂતાત્મા, રમતે ન ભવોદધૌ ॥૧॥"

સમ્યગ્દર્શનની હયાતિથી ધન્યવાદનુ ભાજન થયેલ, હેય અને ઉપાદેયના વિવેકને ભજનારો અને તત્વશ્રદ્ધાનથી પવિત્ર થયેલો આત્મા સસારસાગરમા રમે નહિ **સમ્યગ્દૃષ્ટિ આત્મા કદાચ સસારમા વસતુ પડે તો વસે પણ રમે નહિ** કિંમતીમા કિંમતી પાઘડી હોય, તહેવારના દિવસે પહેરવા માટે બધાવી કબાટમા ગણી મૂકેલી હોય એ પાઘડી પહેરીને આદમી કાદવ કચરાવાળી જગ્યાએથી પસાર થતો હોય ત્યા કોઈ કહે કે, ઉભો રહે, પાઘડીમા સાપ છે, તો ત્યા શુ કરે? સાચવી રાખેલી પાઘડીને સાચવે કે ફેકી દે? કારણુ કે સાપની ભીતિ છે જેવી એ સાપની ભીતિ છે એવી પાપની ભીતિ હોય તો? શ્રી જિનેશ્વરદેવના શાસનમા રહેલો આત્મા તો એમજ માને કે, હૃદયથી તજવાની ઈચ્છા છતા ન તજી શકયો, માટે હૃદયમા ત્યાગનો સાચો રગ લાગવો જોઇએ તે હજી કર્મના ઉદયથી લાગ્યો નથી

ઈતર તેની પ્રવૃત્તિથી ભવે એમ માને છે, સંસારમાં રહ્યો છે પણ નહિ જેવો, પણ પોતે તો એમજ કહે કે, જો એમજ હોત તો રહેત શું કરવા? રહ્યો છું એ મ્હારી ખામી, ત્રુટી છે, ખૂણામાં ભરાઈ રહેવું ઝેર છે આવું માને ને બોલે એનેજ જૈનશાસનમાં વાસ્તવિક સ્થાન છે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં ગૃહસ્થ, ઘરબારી, કુટુંબી, રાજા, અને ચક્રવર્તી પણ હોય પણ એથી સમકિત ચાલ્યું ન જાય, અને શ્રાવકપણું ન રહે એમ પણ નહિ, પણ એ નક્કી કે ઘરબાર, રાજઋદ્ધિ કે સિદ્ધિને સેવ્ય અને ઉપાદેય માને તો સમકિત ચાલ્યું પણ જાય ગૃહસ્થ દેશવિરતિ શા માટે લે છે? સર્વવિરતિ નથી બનતી માટે બાકીની અવિરતિને તે પોતે પાપરૂપ માને તોજ આલોચના થાય ગૃહસ્થને વ્રતના અતિચારની, સમ્યક્ત્વના અતિચારની, તથા બાકીની અવિરતિ આદિની આલોચના કરવાની છે

## સંસારથી ભય ન પામે તે જ્ઞાની કે અજ્ઞાની?

શ્રી નંદનમુનીજી આરાધના કરે છે જ્ઞાનાચારના આઠે આચારમાં લાગેલા અતિચારની આલોચના કરી, ક્ષમા માગી આ૦ પ્રકારના દર્શનાચારના અતિચારની આલોચના સંબંધી કહેતા કહેતા છેલ્લા પ્રભાવનાના આચારમાં, પ્રભાવકનો વિચાર ચાલે છે કારણે પંચમપ્રભાવક તપસ્વીનો વિચાર ચાલતો હતો તપસ્વી પણ જૈન શાસનના મોટા પ્રભાવક છે જે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને ગોપવે તે વાસ્તવિક રીતે તપસ્વી હોયજ નહિ એ ધનને ગોપે અને એનાથી તદ્ગુણ ઓપે એ બનેજ કેમ?

(પ્રશ્ન અભ્યંતર તપ તો થાય?)

આજ્ઞા વગર અભ્યંતર તપ લાવે ક્યાથી? આજની દુનિયામાં તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞામાં રહેનારને પગ પકડી ખીંચનારા બહુ છે, ત્યાં એ પુણ્યપુરૂષની આજ્ઞામાં રહેવું એ થોડું છે? શ્રદ્ધાને ઉખેળી નાખવાના પ્રયત્નો એવા થઈ રહ્યા છે કે એમાં શ્રદ્ધા ટકાવે એ પણ આજકાલ મહા તપસ્વી છે સંસાર અસાર જણાય તો શ્રી જિને

શ્વરદેવની આજ્ઞા ઉપર વાસ્તવિક રૂચિ જાગે જ્યા ભવની ભીતિ નહિ ત્યા ધર્મની પ્રીતિ શી રીતે થાય ? શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા સ સાસ્મા રહેવા માટે કે મોક્ષમા જવા માટે ? મોક્ષમા જવાની આજ્ઞા જચે, એ ક્યારે ? મોક્ષમા જવાની ઇચ્છા હોય તેને ! સ સારથી છૂટવુ હોય તેને ! આથીજ મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર કહે છે કે-

विभेपि यदि ससाराव, मोक्षप्राप्ति च काक्षसि ।
तदेन्द्रिजय कर्तुं, स्फोरय स्फारपौरपम् ॥

જો સ સારથી ભય પામતો હો અને મોક્ષપ્રાપ્તિની ઇચ્છા રાખતો હો તો 'આ આખોથી દુનિયાની આસક્તિ વધે તેવા રૂપરગ ન જોવા, ઇદ્રિયો મગરૂર થાય તેવા ખાનપાન, આ જિહ્વાથી ન લેવા, વિકારમા લીન વવાય તેવા, ગાનતાન શ્રોત્રેદ્રિયથી ન સાભળવા, ઘ્રાણેદ્રિયને સુઘવાના પદાર્થોથી ન બ્હેકાવવી, આત્મા પાગલ બની જાય એવી રીતે સ્પર્શેદ્રિયને વહેતી ન મૂકવી અને મનને વિષયોમા જતુ ન રહેવા દેવુ ' આ પ્રમાણે કરી ઇદ્રિયોનો જય કરવામા જેટલુ પુરૂષાર્થ હોય તેટલુ ફોરવ 'અજ્ઞાનમા રહેવુ ખોટુ છે એમ મનાય તો જ્ઞાન પ્રત્યે પ્રેમ જાગે, પણ અજ્ઞાનજ વહાલુ લાગતુ હોય તો ? ત્યાગનુ બળ ન હોય તો એને પહોચી વળાય પણ ત્યાગની ભાવના પણ ન હોય તો શુ થાય ? **સ સારથી ભય પામવો એ બાયલાનુ કામ નથી, નામર્દોનુ કામ નથી એ તો સાચા તત્વજ્ઞાનીનુ કામ છે જેને સ સારનો ભય નથી લાગતો તે બહાદૂર નથી, પુરૂષાર્થવાળો નથી, પણ નિર્માલ્ય અને અજ્ઞાનનો ગિરોમણિ છે** (સભામાથી૦ સ સારને ડરાવે નહિ ?) ક્યારે ? ડર્યા પછી ડરાવે પણ સ સારમા રાચેલો શુ ડરાવે ! શ્રી જિનેશ્વરદેવે અપૂર્વ ત્યાગ કેળવ્યો, ઘોર તપશ્ચર્યા કરી, ઉપસર્ગો સહ્યા પછી તીર્થંકર બન્યા એટલે મોહને ખીચી લાવે તેવા કિલ્લામા એમીને મોહાધોને પણ ત્યાગી બનાવ્યા સ સારથી ડરેલા આ ત્યાગીઓ સ સારમા રાચેલાઓને સ સારથી

દબાવવાની ક્રિયા કરે છે જ્યારે ધર્માત્મા ધર્મને ભદ્રકર તથા ભવને ભયકર ગણે છે, ત્યારે ભવાભિનદીઓ ભવને ભદ્રકર તથા ધર્મને ભયકર ગણે છે **આચો તત્ત્વજ્ઞાની તેજ છે કે જે ભવને ભયકર માની ધર્મને ભદ્રકર માને**

**શ્રી સિદ્ધસેનદિવાકર પ્રભાવના ક્યારે કરી શક્યા ?**

શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા ન લોપે એ કોણ ? કઈ ખાત્રી? તરતજ કહ્યુ કે આશ્રવને લોપે પોતે આશ્રવને સેવે નહિ, મદ વામમા આવે તેને આશ્રવથી ખસેડે છઠ્ઠા પ્રભાવક વિદ્યાવાન, સાતમા પ્રભાવક સિદ્ધ અને આઠમા પ્રભાવક કવિ કયા કવિ? શ્રી સિદ્ધસેનદિવાકર જેવા જેમના એકએક શ્લોકને સાભળી રાજાએ તે તે દિશાના રાજ્યનું દાન કર્યું હતુ પરમપ્રભાવક શ્રી સિદ્ધ સેનદિવાકર કહે છે કે -'અમને રાજ્ય ન જોઇએ' એ વખતે એ મહર્ષિ સિંહાસન પર બેસી ગયા હોત તો ધર્મની પ્રભાવના હતી ' જ્યા કહ્યુ કે અમારે રાજ્યનુ પ્રયોજન નથી કે તરતજ રાજા વિક્રમને પણ ખાત્રી થઈ કે આ કોઈ મહાપુરૂષ છે મહર્ષિશ્રી સિદ્ધસેનદિવાકરે કહ્યુ, 'રાજન્ ! તારા હૃદયમા શ્રી જિનેશ્વરદેવના શાસનને જોડ' શ્રી સિદ્ધસેનદિવાકરના યોગે શ્રી જિનેશ્વરદેવનું શાસન પામીને વિક્રમ રાજાએ શાસનની પ્રભાવના કરવામા કમીના રાખી નહોતી જ્યારે વિક્રમરાજાએ શ્રી સિદ્ધગિરિનો સઘ કાઢયો ત્યારે સાથે સીત્તેર લાખ તો શ્રાવકના કુટુબો હતા અને પાચ હજાર જૈનાચાર્યો હતા આ સઘવીઓ સઘ કાઢી દરેકે દરેક ગામના સઘમા ધર્મ પરિણામની સ્થિરતા પેદા કરતા હતા સઘનુ મહત્વ બહુ છે જે એ પ્રસગે કહેવાશે અત્યારે એનો ટાઇમ નથી, પણ એ વાત તો નક્કી કે, એ સઘ કાઢનારા, સઘમા જનારા, બધાએ આજ્ઞાના રાગી હોવા જોઈએ પહેલી આજ્ઞા આજ્ઞા જતી હોય તે પહેલા પોતે જવા તૈયાર 'અરે એ શ્રી સિદ્ધસેનદિવાકરે પણ ત્યા રહી દિવસે દિવસે વૃદ્ધિગત થતી રાજાની ભક્તિને લઇને પાલખીમા બેસવુ સ્વીકાર્યું ' આ વાતની ગુરૂવર્ય વૃદ્ધિવાદિસુરિવરને ખબર મળી ગુરૂ ઉપકારી છે કલ્યાણની ભાવ

નાવાળા છે, તરત ત્યા આવ્યા, મુનિપણામા બરાબર રહીને, મુનિપણાના આચારને બરાબર પાળીને, સમયે સિદ્ધસેનની પાલખી ઉપાડવામા ગોઠવાઈ ગયા રસ્તામા વાકાચૂકા ચાલવા લાગ્યા પાલખી ડોલવા લાગી આચમ આવવા લાગ્યા સિદ્ધસેન કહે છે કે 'किं तव स्कन्धो बाधति શુ તારો ખભો દુખે છે?' સમર્થ વિદ્વાન છતાયે ગભરાટસ્થિતિથી પ્રમાદના યોગે આવા વાક્યમા પણ એમણે ભૂલ કરી અને बाधति બોલ્યા જ્યા बाधते જોઈએ, એટલે ગુરૂ બોલ્યા કે—'यथा बाधति बाधते तथा स्कन्धो न बाधते' 'જે રીતિએ 'बाधति' પ્રયોગ પીડા કરે છે તે રીતે સ્કધ પીડા કરતો નથી' આથી શ્રી સિદ્ધસેન ચોકયા 'આ મારી ભૂલ કાઢનાર કોણ? જરૂર ગુરૂ' પગે પડી નમી પડ્યા ગુરૂ બોલ્યા, 'પાછી આ દશા?' શ્રી સિદ્ધસેને ત્યા એમ ન કહ્યુ કે, 'એમા શુ? રાજાને પ્રતિબોધ કર્યો છે તે એમ પણ હોય' આવુ એ ન બોલ્યા 'એમા શુ' કહેનારા જૈનશાસનની બહારની કોટિના છે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુ ખડન કરી પાલખીમા બેસવુ હોય તો ઘરબાર છોડવાની જરૂરત શી? વિક્રમરાજાના પોતે ગુરૂ બન્યા પ્રમાદયોગે ભૂલ કરી પણ ઉપકારી ગુરૂએ ભૂલ સુધારવા પ્રયત્ન કર્યો, તરત પોતે પસ્તાયા અને માફી માગી પૂર્વના મહાપુરૂષોમા આ ગુણ મોટો હતો આવા આત્માઓને જૈનશાસનમા સ્થાન છે આ સાભળીને ભૂલની ક્ષમા માગવામા એક્કા ન બનાય તો નિસ્તાર શી રીતે થાય? ઉપાધ્યાયજી મહારાજ ફરમાવે છે કે—

"જબ નવિ હોવે પ્રભાવક એહવા,
તબ વિધિપૂર્વક અનેક,
યાત્રા પૂજાદિક કરણી કરે,
તેહ પ્રભાવક છેક—ધન્ય"

જે કાલમા એવા પ્રભાવક ન હોય તો તે કાલમા આગમની આજ્ઞાપૂર્વક યાત્રા, પૂજાદિ ધર્મકરણી વિધિપૂર્વક કરનારા શાસનના પ્રભાવકો છે

## 'અવિધિએ કરવા કરતા ન કરવુ' એ કથન કેવળ ઉત્સૂત્ર છે

ક્રિયા સપૂર્ણ વિધિથી કરવી, સપૂર્ણ વિધિ ન આવડવાના કારણે અગર ન થઈ શકવાના કારણે ક્રિયા મૂકી ન દેવી **અવિધિથી કરનાર, નહિ કરનાર કરતા ઘણો સારો** છે અહીં અવિધિનો બચાવ નથી અવિધિ કરનારે જરૂર પોતાની ખામી સુધારવી પણ જેઓ કરતા નથી અને ઉપરથી કહે છે કે 'અવિધિએ કરવા કરતા નહિ કરવુ સારૂ' એ તો ઉત્સૂત્રના પ્રરૂપક છે **'નાચવુ નહિ એનુ આગણુ વાકુ.'** વિધિનુ બહાનુ છે, એમને પૂજા વિગેરે ક્રિયાઓ કરવીજ નથી કરતા હોય એમને કરવા દેવી નથી શરૂઆતની કોઈ ક્રિયાનો નિષેધ ન હોય સાગમા માના નૃત્યકળાના જાણકા ની પ્રથમ શી દશા હોય છે? પગપગ કેટલી ભૂલાણીઓ બાધી હોય છ? શરૂઆતમા જન પગ નાકો પડે કેટલી આકણી પડે એ આકણી ખાતા ખાતા નૃત્યકળા આવડી શરૂઆતમા તમે એકડો કેમ ઘુટતા હતા? માસ્તર કાઢે આમ અને તમે ઘુટો આમ, પણ એમ, જેમ તેમ ી એકડા ઘુટનારો, મોતીના દાણા જેવા અક્ષરો લખનારો થયો માટે વિધિના રસપૂર્વક ક્રિયાઓ ચાલુજ રાખવી જોઈએ ઘણી વખત નવો માર્ગ કાઢનાર ભાગ્યયોગે બચી જાય પણ પૂઠે પડેલા ગાડરો કદી નહિ બચે એવુ બન્યુ પણ છે એક અવિધિના કાઢનારને સુગુરૂ મળ્યા એ સમજ્યા કે મારી ભૂલ થઈ છે પણ એ ભૂલના યોગે ઘણા આત્માઓ ઉન્માર્ગે ગયા પોતે જણાવ્યુ કે -'વિધિની કાળજી રાખવી પણ અવિધિથી બનેલ છે એમ માની વસ્તુથી વચિત રહેવુ નહિ' પણ પેલા ઓએ તો ન જ માન્યુ આ બધી વાતોથી હુ ગાઢી ક્રિયાઓનો બચાવ નથી કરતો હુ તો એમ કહુ છુ કે નહિ કરનાર કરતા કરનાર ઘણો દરજ્જે સારા છે, પણ એ કયારે સારા? અવિધિથી કરે, વિધિ પાલનની ઈચ્છાવાળા બને તો પણ જે વિધિને ધક્કો મારવા તૈયાર થઈ જાય છે એ કેવા' એક મહાપુરૂષે દર્શાવ્યુ છે કે -

"जानन्ति केचिन्न तु कर्तुमीशाः,
कर्तु क्षमा ये न च ते विदन्ति ।
जानन्ति तत्त्व प्रभवन्ति कर्तुं,
ते केऽपिलोके विरला भवन्ति ॥१॥

જ્યારે કેટલાક આત્માઓ જાણે છે પણ કરવાને સમર્થ નથી હોતા, ત્યારે કેટલાક કરવાને સમર્થ હોવા છતા જાણી નથી શકતા તત્વને જાણે અને કરવાને સમર્થ થાય તેવા તો કોઇ વીરલાજ હોય છે હવે જેઓ જાણવા પણ સમર્થ નથી અને કરવા પણ સમર્થ નથી તેઓની તો ગણુનાજ નથી પહેલો નબર જાણીને કરે તેનો, બીજો નબર કરે તેનો અને ત્રીજો નબર જાણે તેનો કેવળ જાણનારા અને કેવળ કરનારા પણ આરાધક ક્યારે? કેવળ જ્ઞાતા આરાધક ક્યારે? જ્યારે કરે તેને હાથ જોડ, કહે કે 'તમે ધન્ય છો, આપ અહર્નિશ ઉત્તમ અનુષ્ઠાનોનું આરાધન કરી રહ્યા છો, હુ અધન્ય, જાણુ છુ પણ કરી શકતો નથી, આપ પુણ્યશાળી છો આપ જો આટલુ જાણીને કરો તો આપને ઘણો લાભ થાય, આનાથી કઇ ગુણો લાભ થાય, આપ ઉચા છો અને હુ કેવો પામર છુ કે જેથી મારાથી કઇ પણ બનતુ નથી,' ત્યારે આ પ્રમાણેની રીતિ અખત્યાર કરે તો અને તેમ કરે તો પેલા કેવળ ક્રિયા કરનારા તરત તે જાણકારના પગ પકડે કેવળ ક્રિયા કરનાર આરાધક કયારે? એ પણ સોચે કે વગર સમજે પણ જે ક્રિયા મારા આત્માને શાતિ આપે છે, અદ્ભુત સ્થિરતા સમર્પે છે, તો એના અર્થ જાણુ તો કેવો લાભ થાય? કેટલો આનદ થાય? ક્રિયા કરતી વખતે આત્મા કેટલો પ્રફુલ્લ થાય? એ ક્રિયા કરનાર, જાણનાર પાસે જાય અને કહે કે 'ભાઈ! આપ ધન્ય છો બધુ જાણો છો મને અજ્ઞાનને કઈ ખબર નથી આપ સમજાવો તો જરૂર લાભ થાય આપ ક્રિયા કરવા પધારો ને? અમને પણ લાભ છે અને તમને પણ બહુ આનદ આવશે અને બહુ આનદ આવે છે એક બે દિવસ તો આવો આજ તો આવો, કરી જૂઓ, અમે અજ્ઞાન કઇ જાણતા નથી, આપ

ભાગ્યશાળી બધુ જાણો છો' પણ એમ ન કહે કે, 'જાણ્યુ જાણ્યુ હવે, કરતો તો કઇ નથી!' આ પ્રમાદે વર્તે તો બેય આરાધક, નહિ તો બેય વિરાધક હવે જાણે પણ અને કરે પણ એનો નબર પહેલો પણ તે તો સખ્યામા વિરલા

* * * *

એ વીરલા, પણ એવા કે એની પૂઠે ચાલનાર લાખોને મોક્ષે લઇ જાય એવા પોતે તત્ત્વને જાણે એટલી તાકાત ન હોય તો જાણનારની નિશ્રાએ રહે તો પણ મોક્ષે જાય વિહાર બે જાતના—એક ગીતાર્થનો અને બીજો ગીતાર્થની નિશ્રાનો—એ બેય, મુક્તિમાર્ગ સાધી શકે **જે જ્ઞાની નથી, જ્ઞાનીની નિશ્રામા પણ નથી તેને કોઇ પણ કાળે શ્રી જિનેશ્વર દેવના શાસનમા સ્થાન મળ્યુ નથી, મળતુ નથી અને મળવાનુ પણ નથી**

---

## વ્યાખ્યાન ૩૮ મું

### છતી શક્તિએ શાસન રક્ષા પ્રત્યે બેદરકાર રહે તો?



મ ઉપકારી સૂત્રકાર મહર્ષિ આ દુર્લભ મનુષ્ય જીવનની સફળતા માટે ફરમાવે છે કે શ્રી જિનેશ્વરદેવના શાસ્ત્રોનુ શ્રવણ કરવુ, શ્રવણ કરીને શાસ્ત્ર પર શ્રદ્ધાને મજબૂત બનાવવી અને એ શ્રદ્ધામા મક્કમ રહીને શક્તિ પ્રમાણે પોતાના વીર્યનો સદુપયોગ કરવો શાસ્ત્રશ્રવણ પ્રત્યે બરાબર રૂચિ થાય માટે એ શાસ્ત્રના પ્રણેતા ભગવાન્ શ્રી મહાવીરદેવના પૂર્વભવોની વિચારણા કરતા કરતા આપણે એમના નયસારના ભવથી શ્રી નદનમુનિજીના ભવ સુધી આવ્યા એ ભગવાન્ શ્રી મહાવીરદેવ તીર્થપતિ કયા કયા, અનુષ્ઠાનોના યોગે બન્યા એ જાણવા માટે આપણે એમના પૂર્વ

ભવોની વિચારણા કરી રહ્યા છીએ શ્રી નંદનમુનિજીના ભવમા એ મહર્ષિએ લાખ લાખ વર્ષ સુધી ઘોર તપશ્ચર્યા તપી, કઠીનમા કઠીન ઉપસર્ગો શાંતિપૂર્વક સહ્યા, માસખમણને પારણે માસખમણ કરી વીસ સ્થાનકની આરાધના કરી તીર્થંકર નામકર્મને નિકાચ્યુ એ મહાત્મા પોતાના અંતિમ સમયે આરાધના કરે છે આનાથ નાનો પહેલો પ્રકાર અતિચારની આલોચનાનો છે પોતાના આચારોમા જે વિપરીત વર્તાવ થયો હોય તેની અંતિમ સમયે આલોચના કરે છે મુનિને પોતાના મૂળ ગુણ અને ઉત્તર ગુણમા લાગેલા અતિચારની આલોચના હોય છે ગૃહસ્થને જો વ્રતધારી હોય તો તે વ્રતમા લાગેલા અતિચારની, અથવા સમ્યક્ત્વધારી હોય તો સમ્યક્ત્વમા લાગેલા અતિચારની, તથા તે સિવાય બાકીની બધીએ અવિરતિની આલોચનાની જરૂર છે આપણે એ શ્રી નંદનમુનિજીના જ્ઞાનાચાર તથા દર્શનાચારના અતિચારની આલોચના જોઈ ગયા જે દર્શન, જૈનશાસનનો પાયો છે, જેના પર જૈનશાસન ટકેલુ છે, જેની રક્ષામા મારાયે માર્ગની રક્ષા છે, જેના અસ્તિત્વમાજ સઘની હયાતિ છે તે સમ્યગ્ દર્શનના આઠે આચારો બહુજ ધ્યાનપૂર્વક જોવા, વિચારવા, મનન કરવા તથા તદનુસાર યથાશક્તિ અમલ કરવા પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ શ્રી જિનશાસનનો જો આ પાયો પોલો થઈ જાય તો એ ઘણુજ ભયકર ગણાય જેના આધારે તરવુ છે, જેના વિના આખી સ્ટીમર ડૂબી જાય તેવુ છે તેના નાશ વખતે, તેના પરના પ્રહારો વખતે પણ પોતાની શક્તિનો સદુપયોગ ન કરતા કેવળ દાંભિક શાંતિ, દાંભિક ક્ષમા, દાંભિક સમતા અને દાંભિક રીતે કષાયના અભાવની વાતો કરીએ તો કહેવુ જોઈએ કે આપણે હજી વસ્તુના સ્વરૂપનેજ સમજ્યા નથી

શાસનના મૂળ ભૂત સિદ્ધાંતો ઉપર પ્રહારો થતા હોય એ વખતે આડબરી શાંતિ એ ચેતનવતી શાંતિ નથી. શ્રી જિનેન્દ્ર દેવના શાસનની સમતા, શાંતિ અને ક્ષમાને વિચારવી

પડશે યાદ રાખો કે શાસન સદૈવ જયવંતુ છે જેમ વિપરીત બનાવો બને છે તેમ સુંદર બનાવો પણ બને છે જે સારા અને સુંદર બનાવો બને છે તે આપણા કૌવતના યોગે નહિ પણ શાસનના પ્રતાપે આથી ઉશ્કેરાવાની જરા પણ જરૂર નથી ધાંધાટ કરવાની જરૂર નથી દુર્ધ્યાન કરવાની કે સામા પક્ષની જેમ ધાંધલ કરવાની કે કોઇપણ પ્રાણીનુ ભૂડુ ઇચ્છવાની જરૂર નથી અહીં શ્રી જિનશાસનમા તો —

"અપરાધીનુ પણ નવી ચિત્ત થકી, ચિતવીએ પ્રતિકૂળ"

એ વિચાર રાખવાનો છે અપરાધીનુ પણ ભલુ કેમ થાય, પ્રાણ લેવા આવનાર પણ સુખી કેમ થાય, એમ હૃદયથી ઇચ્છવાનુ છે એ પણ દુઃખથી કેમ છૂટે, એ મનોરથ કરવાના છે ઉશ્કેરાઇને લાલ-પીળા થવાની જરૂર નથી પણ મુડદાની શાંતિ ન જોઇએ વસ્તુને સાચવવા, બતાવવા, તત્ત્વ કસાવવાની તો ફરજ ખરી કે નહિ? સામાને એ તો ભાન કરાવવુ જોઇએ કે, શ્રી જિનેશ્વર દેવના શાસનને માનનારા હજી હયાત છે, આ ભાન ન કરાવીએ, આ ભાવના ન ઉત્પન્ન કરાવીએ તો આપણે શ્રી જિનેશ્વરદેવના શાસનમા માનનારા છીએ એ કહેવાય કયી રીતે? દર્શનાચારના આઠ આચારમાનો છઠ્ઠો આચાર કયો? સ્થિરીકરણ-અસ્થિરને સ્થિર કરવો તે એ વિષયમા ઘણુ કહેવાયુ છે, છતા હજી જેટલુ કહેવુ જોઇએ તે નથી કહેવાયુ, હજી કહેવાનુ ઘણું બાકી છે આ જમાનાએ સમ્યગદૃષ્ટિ જગતને સમ્યગ્દર્શનમાથી અસ્થિર કરી નાખ્યુ છે, એ માટે જગતને સ્થિર કરવાની એટલી બધી જરૂર છે,-એટલા બધા પ્રયત્નોની જરૂર છે કે, જો એ ન કરીએ તો, શાસનના નાશનો આરોપ, શાસન જીવતુ રહે છતા,-આપણાપર આવે શાસન કાઇ આપણાથી જીવતુ નથી આપણે કંઇ શાસનને જીવાડનાર નથી, પણ જો આપણે આપણી શક્તિનો સદુપયોગ ન કરીએ તો શાસન જીવતા છતા આપણે શાસનના ખૂની ગણાઇએ બોલવાની જરૂર જણાય ત્યારે જો ન બોલાય, અને પ્રકાશિત કરવા યોગ્ય સત્યને

છૂપાવાય, તો પરિણામ એ આવે કે આખુયે જગત્ સત્યથી વચિત રહે આપણા વિશ્વાસે રહેલાઓ પાસે અને આપણા સહવાસીઓ પાસે સત્ય વસ્તુ ધરી દેવી એ ફરજ છે પરિણામ જીવોનુ ભાગ્ય હશે તેવુ આવશે સામાનો ઉપકાર થાય એ બુદ્ધિએ, હૃદય ન બગડે તેવી રીતે, સામાનુ ભૂડુ કરવાની ભાવના વિના, સામાનુ ખરાબ ન થાય તેવો ખ્યાલ રાખીને, જે વસ્તુ કહેવાજોગી હોય તે એકાત હિતબુદ્ધિએ કહેનાર, એકાતે કર્મની નિર્જરા કરે છે, સામાને લાભ થાય કે નહિ, તે તેના ભાગ્ય પર રાખવુ

વાચકચદ્ર શ્રી ઉમાસ્વાતિજી મહારાજ કહે છે કે, **સામાને તોપ થાય કે રોપ થાય તેની દરકાર રાખ્યા વિના, હિતકારિણી ભાષા અવશ્યમેવ કહેવી જોઇએ.** જો એ ન કહીએ અને છૂપાવીએ, હિતનો પ્રયત્ન ન કરીએ તો હિત છૂપાવવાનો ગુન્હો થાય એ ગુન્હાથી બચી જવાય તેવા પ્રયત્નો આપણા હોવા જોઇએ ન બનવા લાયક બન્યે જતુ હોય ત્યારે તે સામે બેદરકારી, એ મોટામા મોટુ કલક છે એ કલકને ભૂસી નાખવા કમર કસવી જોઇએ પૂરી પણ જણાવુ છુ કે વિરોધીનુ પણ ભૂડુ ઇચ્છો નહિ આપણે જે પ્રયત્નો કરવાના, તે શાસનની રક્ષા માટે સમ્યગ્દર્શનનો નાશ કરવાના પ્રયત્નો ઘણાજ જોરશોરથી ચાલી રહ્યા છે, માટે હવે શ્રી સઘની ફરજ છે કે, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનુસાર તેની રક્ષા માટે અને સમ્યગ્દર્શની જગતને સમ્યગ્દર્શનમા સ્થિર રાખવા માટે ઉચિત ઉપાયો યોજવાજ જોઇએ

## શાસનની પડખે ઉભેલો શ્રાવિકા વર્ગ

'आणाए धम्मो'—આજ્ઞામા ધર્મ છે, આની સામે આજે, આજના જમાનાના નામે, 'આગમનુ કામ નથી, મતિ કલ્પનામા આવે તે ધર્મ, આગમ બાગમ આ જમાનામા ચાલે નહિ,' આ વાત જૈનશાસનમા જન્મેલાઓના મોથી નીકળે છે આ શુ ઓછુ શોચનીય છે ?

કોઇ પણ કોર્ટમા, બ્રિટિશ ગવર્નમેન્ટના કોઇપણ ખાતામા, કોઇપણ અમલદાર, કોઇપણ કારકુન, કે કોઇપણ કચરો કાઢનાર પણ એમ કહે કે –'કાયદાની જરૂર નથી ?' **અમલદાર પણ કાયદા પાસે તો ટોપી ઉતારે !** કાયદાનો તો આ જમાનો છે સોસાયટીમા પણ કાયદો, બાર બાર બરસના છોકરાની મીટીંગમા પણ કાયદો ! જો કાયદો મજુર ન કરે તો ડીસમીસ જૈનશાસનમા કાયદોજ નહિ,–એમ ? (સભામાથી –કાયદો તો ખરો, પણ બધન થઇ જાય છે) ભાઇ ! જેને બધન ન ગમે, તે બહાર જાય પણ બધન લાગે માટે અદર રહી જરૂરી બધન તોડવાનું પાપકર્મ કરવુ ન જોઇએ તમારે શુદ્ધ બધનની જરૂર છે કે નહિ તે કહો, શુદ્ધ બધન વિના જીવન શુદ્ધ થાય ખરૂ ? બધન વિના જીવી શકો ખરા ? **જૈનશાસન તો કહે છે કે શુદ્ધ બધન વિના જીવી શકાય નહિ.** વ્યવહારમા પણ જૂઓ વેપારીને પૂછો તો ખરા કે દુકાને બેસે ત્યારથી એના પર કેટલા બધન નિયત થયા છે ! નોકરચાકર પર, કચરો કાઢનાર પર, દરેક પર બધન ખરા કે નહિ ? કેટલા બધન ?

જગલમાથી જે જનાવરોને ગામમા આવવુ હોય, ગામમા રહેવુ હોય, તેનેય બધન હાથીને રાજાના પટ્ટહસ્તિ બની હાથી શાળામા જવુ હોય તો બધન બધન કોને ન ગમે ? (સભામાથી –હરાયા ઢોરને) બધન ઘાતક કે રક્ષક ? **બધન ઘાતક ન જોઇએ. રક્ષક બધન તો હરેકને જોઇએ** શ્રી જિનેશ્વર દેવની આજ્ઞાનુ બધન ઘાતક છે કે રક્ષક છે ?, એ ખૂબ વિચારો (સભામાથી –સસારનુ ઘાતક) તમારે તમારા આત્મા સાથે વળગેલા સસારને જીવતો રાખવો છે કે છોડવો છે ? શ્રી જિનેશ્વર દેવના શાસનને માનનારનું તો એજ કામ છે જે સસાર એટલે આધિ, વ્યાધિ અને ઉપાધિનો નાશ કરાવે છે, તે થતો હોય તો વાધો શો ? આત્માનો ઘાત ન થવો જોઇએ પણ આત્માના બધનનો જે આજ્ઞાના બધનથી નાશ થતો હોય, એ આજ્ઞાના બધનમા બાધ શો ? આત્માને હાનિ કરનારી ચીજનો ઘાત

થતો હોય ત્યા વાધો શો ? તમે એ નક્કી કરો કે તમારે શ્રી જિનેશ્વરદેવના શાસનની જરૂર છે કે નહિ ? જરૂર છે તો શામાટે જરૂર છે ? (સભામાથી –મોક્ષ માટે–કર્મબ ધનથી મુક્ત થવા માટે)

ત્યારે મોક્ષ થાય ક્યારે ? આત્મા સાથે વળગેલો સ સાર રહે તો કે જાય તો ? તમે વિચારશો તો સમજી શકશો કે **સ સાર છૂટયા વિના મુક્તિ થઈ શકે તેમ નથી** આથી સ સારના સ સર્ગથી છૂટવા માટે પ્રભુના શાસનમા ઓતપ્રોત થઈ જવુ જોઇએ આજ્ઞાની આરાધનામા એકતાન થઇ જવુ જોઇએ તમે જાણીને ખૂશી થયા હશો કે ધર્મરસિક કચ્છી બાઈઓએ પણ કેવુ કામ કર્યુ છે ! કેવો ઠરાવ કર્યો છે ! જે કુળની એ બાઈઓ છે, તે કુળના પણ સ સ્કારો જરૂર ઉત્તમ હોવા જોઈએ મને તો એ બાઈઓના કામથી બહુજ આન દ થયો છે થોડા સમયમા અનેક વર્ષે ભયકર બનાવો વખતે શાસનના પડખે શ્રીવર્ગ મક્કમપણે ઉભો રહ્યો છે ઘણે સ્થાને શ્રાવિકાવર્ગે શાસનને મજબૂત પીઠબળ આપ્યુ છે જરૂર તે બાઇઓના કુળના પૂર્વ સ સ્કારો અને આજુબાજુનુ વાતાવરણ અનુપમ હોવા જોઈએ કચ્છી બાઈઓ પુનર્લગ્ન સામે સભા કરે છે આજે કેટલોક પુરૂષવર્ગ પુનર્લગ્નની આવશ્યકતા બતાવે છે એની સામે દલીલોપૂર્વક એ સન્નારીઓ પોતાનો વિરોધ જાહેર કરે છે અને તેના સમર્થનમા જૈનસિદ્ધાતની ખૂબી પણ દર્શાવે છે બહુજ માન ઉત્પન્ન થાય તેવુ આ કાર્ય એ બાઈઓએ કર્યુ છે

તેઓએ ત્યા સુધી કહ્યુ છે કે—

**"વિધવા વિવાહની આવશ્યકતાને પોષનારા અમારા ઉદ્ધારકો નથી એવા વિચારો કોઇ ઠરેલ મગજના માણસના નથી લાગતા, પણ સ્વચ્છ દી મગજના લાગે છે'**

આથી એ બાઇઓ શુ સૂચવે છે ? એજ કે **લેજી ફરી ગયેલાના એ વિચારો છે.** તે બાઇઓ એમ પણ ધ્વનિત કરે છે કે આ સ્વત ત્રતા નથી પણ સ્વ ચ્છ દતા છે **વિષય, કષાય અને મોહને જીતવાનુ જૈનશાસનનુ ધ્યેય છે. પુનર્લગ્નને**

સમ્મતિ આપનાર ઠરાવો શ્રી જિનેશ્વરદેવના શાસનના ધ્યેયનુ ખડન કરનારા છે માટે તેમા સમ્મતિ આપનારાઓ શ્રી જિનેશ્વરદેવના આગમથી વિરૂદ્ધ વર્તાવ કરનારા છે આ ભાઇઓમા આ બુદ્ધિ કયાથી આવી? આગમમાથી કે બીજેથી? એ આગમને બાજુ મૂકવાનુ કોણ કહે છે? કેટલાક પુરૂષો પુરૂષો કમ છે? ના પણ એ એવા ઝેરી વાતાવરણથી વીંટાએલા છે કે તે બિચારાઓ આ જોઈ શકતા નથી વિષયકષાયના સામ્રાજ્યમા એટલા સપડાયા છે કે, કરણી યાકરણીયનો કે હેયોપાદેયનો વિચાર કરી શકતા નથી શાસનના પડખે ઉભી રહેનારી તે બાઇઓ સ્પષ્ટ કહે છે કે –

'શાસનની રક્ષા માટે મર્યાદા નજ છૂટવી જોઇએ. શીલ પાલનની સામગ્રી તો જીવતી રાખવીજ જોઈએ

જામનગરમા પણ બાઇઓ રગ રાખે છે ત્યાની મહાસતી સાધ્વીઓએ, તથા ત્યાની સ્ત્રીઓએ શાસનપક્ષને પૂરેપૂરા ટેકવી પોતાના સા વીપણાને અને શ્રાવિકાપણાને સારામા સારી રીતિએ દીપાવ્યુ છે

## કયો શ્રીસઘ શ્રી તીર્થંકરવત્ પૂજ્ય?

આજ કહે છે કે, 'પચીસમા તીર્થંકરરૂપ પૂજ્યશ્રી સઘની અવજ્ઞા કરી' હુ કહુ છુ કે-**પચીસમા તીર્થંકરરૂપ શ્રી સઘને તો કોટિશ વદન. પચીસમા તીર્થંકરરૂપે સ્થિર રહેલ પૂજ્ય શ્રી સઘને તો એકવાર નહિ, પણ અનેકવાર નમસ્કાર ભૂલેચૂકે પ્રમાદથી પણ જો પચીસમા તીર્થંકરરૂપ શ્રી સઘની આશાતના થઇ ગઈ હોય, તો તેની વારવાર માફી માગવાની હોય.** તેના પૂજ્યશ્રી સઘની અવજ્ઞા કરવાનો વિચાર પણ કે યાલુના અર્થે આત્માને ન આવે તો પછી અવજ્ઞા કરવાની વાતજ શી? સાગરજી ગાડા હતા કે પચીસમા તીર્થંકરસ્વરૂપ પૂજ્યશ્રી સઘને ન નમે? જો પચીસમા તીર્થંકરસ્વરૂપ પૂજ્ય શ્રી સઘને ન નમે, તો આપણે સાગરજીને પણ ... એમને આચાર્ય, સાધુ કે સમ્યગદૃષ્ટિ...

માનીએ જો પચીસમા તીર્થંકરસ્વરૂપ સઘને સાગરજી ન માને તો આપણે તેમને પણ ન માનીએ, એ વાત સાચી, પણ સાથે એ વાત પણ એટલીજ સાચી છે કે 'જૈન શાસનથી વિરૂદ્ધ વર્તનાર ટોળાને એક રચ માત્ર પણ મચક ન આપનાર શ્રી સાગરજીને બહુ માન સાથે આપણે આપણા હૃદયમા સ્થાપીએ' જો સાગરજી મહારાજ શાસ્ત્રસમત કાર્ય કરતા હોય, જિનાગમ મૂજબની પ્રવૃત્તિ કરતા હોય, છતા તેમની વિરૂદ્ધમા ઉભુ રહેનાર અને આગમોને આઘા મૂકવા કહેનાર, તથા શાસ્ત્રની આજ્ઞાને અવગણનાર ટોળુ જો પોતાને શ્રી સઘ કહેવડાવવા માગતુ હોય તો તેમ કહેવા આપણે હરગીજ તૈયાર નથી કારણ કે શાસ્ત્રસમ્મત પ્રવૃત્તિમા વિઘ્ન કરનાર, જમાનાના નામે શાસ્ત્રને આઘા મૂકવાનું કહી શાસ્ત્રાજ્ઞાને અવગણનાર માટે શ્રી જૈનશાસનમા સ્થાન નથી, તો પછી તેને પચીસમા તીર્થંકર શ્રીસઘ તરીકે પોતાને ઓળખાવવાનો શો અધિકાર છે? ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા પણ કહે છે કે **'आणाजुत्तो सघो' આજ્ઞાયુક્ત હોય તે સઘ આજ્ઞાથી બહારનો સઘ તો સાપ જેવો ભયકર!** એનો સહવાસ પણ ન થાય **એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક, એક શ્રાવિકા પણ આજ્ઞામા છે, તે સઘ છે અને મોટો સામુદાય પણ જો તે આજ્ઞાબહાર છે તો તે હાડકાનો ઢગલો છે'** જો તમે શ્રી સઘના પૂજારી હો, શ્રી સઘના રાગી હો, તો તમને હુ ભારપૂર્વક કહુ છુ કે જો શ્રી સાગરજીમહારાજે કરવા ધારેલ 'મોતીચદની દીક્ષાનુ કાર્ય' શ્રી જિનાગમથી વિરૂદ્ધ હોય તો સુવિહિત અને ગીતાર્થ ગુરૂદેવોની નિશ્રામા રહી આજ્ઞા મૂજબની શિક્ષા શ્રી સાગરજી મહારાજને કરો નહિ તો જેઓ શાસ્ત્ર આઘા મૂકવાની વાતો કરવા સાથે પોતાને શ્રી સઘ તરીકે ઓળખાવવાની અણછાજતી પ્રવૃત્તિ કરી રહ્યા છે, તેઓને તે મૂજબની ઘટતી શિક્ષા કરવામા શિથિલતા ન બતાવો જામનગરમા પણ જે ભાઇઓ અને બ્હેનો શાસ્ત્રાજ્ઞામા

સામેલ છે, તેમને તો આપણા ધન્યવાદ છે, જેઓ અણસમજથી તટસ્થ છે, તેમને પણ ધન્યવાદ છે, પણ જેઓએ શાસ્ત્રાજ્ઞાને ઠોકરે મારવાની વાત કરી છે, તેઓ માટે ઉપરની વાત છે કેટલાકો કહે છે કે અમારે પૂછવા આવવું છે પણ ભાઈ! આવોને, એક વાર નહિ સાથે આવો, અને સજ્જનતાથી પૂછો! શાસ્ત્રની રીતિએ શક્તિ મુજબ જવાબ આપવામાં આનાકાની નહિજ કરીએ પણ એ બધું કર્યા વિના, ઈરાદાપૂર્વક શાસનની પ્રવૃત્તિને એટલે કે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાસિદ્ધ પ્રવૃત્તિને ઠોકરે મારવા માગશો તો, અમારામાં પ્રાણ હશે ત્યાં સુધી તો તેમાં સમ્મતિ નહિ આપીએ-તે નહિજ આપીએ એટલુંજ નહિ પણ તેવા અધમ કાર્યને રોકવા ઘટતું સઘળું કરીશું, કરીશું, ને કરીશુંજ

પૂજ્ય શ્રી સંઘને લાખવાર નમસ્કાર, પણ, સંઘે સંઘત્વ સાચવવું જોઈએ યા નહિ? ભગવાનના વચનો માને તે સંઘ કે આઘા મૂકવાનું કહે તે સંઘ? જામનગર તો શું પણ નાનું ગામડું જેમાં ચાર શ્રાવક રહેતા હોય તેનીએ વિરૂદ્ધ અમે શું કામ બોલીએ? પણ જે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાની સામે થતા હોય, અરે સામા થતા હોય તો ધૂળ નાખી, પણ ઇરાદાપૂર્વક શાસનની આજ્ઞાને ઠોકરે મારતા હોય, આગમની અપભ્રાજના કરતા હોય, તેને માટે જો અમારામાં તાકાત હોય તે છતા પણ ન બોલીએ તો અમે પણ બહુલમસારી બનીએ, માટે અમે કહીએ છીએ શ્રી સાગરજી મહારાજે ક્યા સંઘને ન માન્યો? "नमो तित्थस्स" કહેનારના શિષ્યો શ્રી સંઘને ન માને એ બને? તમારી મતિમાં એ ઉતરે છે? **એકતરફી બોલવામાં સત્યની કિંમત નથી 'કરશે તે ભરશે'** કહી ભગવાનના માર્ગની રક્ષાનો પ્રયત્ન જે ન કરે, તે પોતાનું ગુમાવે છે મોતીચંદની દીક્ષા રોકનારી જામનગરના અમુક લોકોની કાર્યવાહી અવિચારી કે વિચાર ભરેલી? શ્રી સાગરજી પણ એમાં ભેળાય તો શું થાય? જામનગરના જે લોકો શાસ્ત્ર વિરૂદ્ધ કાર્ય કરાવવા માગતા હતા, તે લોકોને સાફસાફ નિડરપણે સત્ય સમજાવી

દેવામા શ્રી સાગરજી મહારાજે શાસનની અપૂર્વ સેવા બજાવી છે **સત્ય માર્ગમા સ્થિર રહેતા અને અખડ પણે પ્રભુમાર્ગની ઉપાસના કરતા કદાચ સહવુ પણ પડે, અને મૂર્ખાઓમા કિંમત પણ ઘટે એથી જરાપણ મુઝાવાનુ કે ખિન્ન થવાનુ કારણ નથી એ તો સજ્જનતાની, સાધુતાની અને મજબૂત માર્ગાનુસારિતાની સુદરમા સુદર કસોટી છે**

સઘ કોણ? આ આગમ, આ શોધો, એને એ એમ માને કે નહિ? એને ન માને તો એ સઘ નહિ, પણ હાડકાનો ઢગલો શ્રી સાગરજી મહારાજ પ્રમાણપૂર્વક કહે તો માને કે મતિકલ્પનાને માને? શ્રી સાગરજીએ શુ કહ્યુ? 'તમે જે આધારે, જે પ્રમાણથી, જે આગમના આધારે ઠરાવ કર્યો હોય, તે લેખિત લાવો, —એના પર હુ વિચાર કરી જોઉ' આમા ખોટુ શુ હતુ? પ્રમાણ આપવુ નથી, આગમ માનવું નથી, અને કહે કે અમે કહીએ તે માનો—તો એ કોણ માને? સઘ પરિવર્તન કરે? કેવું? આજે કોઇ કહે કે, હુ મદિરમા હીરામાણેક, રત્નની પ્રતિમા ભરાવુ, ભક્તિ કરૂ અને કાલે ખપ પડે તો વેચી ખાઉ તો એ ચાલે? **શ્રી જિનેશ્વરદેવના શાસનમા આગમની આજ્ઞાને પ્રાધાન્ય છે—મતિકલ્પનાને** નહિ જે સઘ એમ કહે કે —'આગમની જરૂર નથી, અમે તો મતિકલ્પના મૂજબ ચાલવાના'—તે સઘને કોઇ પણ સાધુ કે શ્રાવક, સઘ તરીકે નહિ માનવા બધાયેલા છે, જો માને તો તે પણ સઘમા રહેવા લાયક નથી જે શબ્દો હિતબુદ્ધિએ કઠોર પણ કહેવાયા હોય તો તે આગમને નહિ માનનાર, આગમને આઘા મૂકવાનુ કહેનાર સઘ માટે!—આગમની આજ્ઞા મસ્તકે ધરાવનાર સઘને તો હમેશ માટે વદનજ જે સઘે આગમને આઘા મૂકવાનુ કહ્યુ, તેવા સઘને પૂર્વ પુરૂષોએ જેવી ઓળખ આપી છે, તેવી ઓળખ મે પણ આપી છે

## કયી વયમા દીક્ષા યોગ્ય છે?

તે બાળકને વયોવૃદ્ધ તપસ્વી આચાર્ય શ્રીમદ્ વિજયસિદ્ધિ સૂરીશ્વરજીએ દીક્ષા આપી છે તેઓના ઉપર પણ અત્રેના કેટ

લાકોએ વિરોધ વગ્માન્યો છે આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજીની ઉધી સૌને વગોવણી કરાઈ, નિંદા કરાઈ, આગમોને આઘા દે ! ી દો એમ બોલાયુ, મતિકલ્પનામા પ્રભુનો માર્ગ બોલાયો, શ્રી સિદ્ધિસૂરીશ્વરજીની તથા શ્રી મેઘસૂરીશ્વરજીની સામે પણ જેમ તેમ બોલાયુ, તે છતા સત્ય પ્રકાશ કરવામા ન આવે એ કેમ ચાલે? આનુ નામ શાંતિ નથી, આતો મરણ પથારી છે, છતી શક્તિએ, નજર સામે જે જે વસ્તુ નહિ બનવા જેવી હતી તે બને, છતા શાંતિ, એ શાંતિ છે કે શ્રી જિનેશ્વરદેવના શાસન પ્રત્યેની બેદરકારી છે? એ ઘોઘાટ કરનારા એમ બતાવે છે કે, આમા આટલુ શાસ્ત્રવિરુદ્ધ કે આટલુ આગમવિરુદ્ધ? નહિજ એ તો એમજ કહે છે કે 'જમાનાને છાજતું નથી એમને પૂછો કે –'જમાનાને શુ છાજે છે?' હોટલ, નાટક સીનેમા, એ બધી જમાનાની જરૂરી ચીજોને? એનાજ ઉપદેશો મુનિવરોએ આપવા એમ? મલકુસ્તી, ધમાચકડી, રંગરાગ, મોજમજાહ,—આ જમાનામા બહુલતયા આ છાજે છે, કેમ? શ્રી જિનેશ્વરની પૂજા, વ્યાખ્યાન, સામાયિક, પૌષધાદિ ક્રિયા જમાનાને ન જોઈએ, એમ? જમાનાને જણાવુ શુ તે જોઈએ, એ કહે તો સાધુ વ્યાજબી, બીજુ કહે તો માનવુ નહિ એમ? એમને એમ કહો કે—"તમારી હાલત શી છે એ જરા તપાસો જમાનાને નામે તમે ધર્મક્રિયાની ઘાતક પ્રવૃત્તિ કરી રહ્યા છો ઇતર દર્શન, ઇતર લોકની અવસ્થા તપાસો! જેની સાથે તમે એકતા કરવા માગો છો, તે પણ શુ કરી રહ્યા છે, તે તો તપાસો નાની વયની દીક્ષા તમારા એકસમાજ થાય છે એમ? સ્થાનકવાસીમા, તેરાપથીમા ઢેર બને થાય છે"

* * *

વારૂ, મરણ કયી વયમા આવે? બધી વયમા? ગર્ભમા પણ! રોગ કયારે આવે? ગમે ત્યારે! ત્યારે માત્ર દીક્ષાજ અમૂક વયમા નહિ એમ? અરે કહાને કે, એકે વયમા નહિ દીક્ષા માટે તમને કયી વય માન્ય છે? આ વયમા ચાહ પીવાય, મોજ મજાહ મરાય, મોત આવે તો મરીએ જવાય, પણ દીક્ષા ન

લેવાય, ન લેવા દેવાય! તમે આટલા આટલા વર્ષોથી સાધુથી પરિચિત થયા છતા તમારામા આ ભૂત પેઠુ ક્યાથી? પાપ કર્મ પણ આવુ આધણુ કે સમકાળે તમારી બધાની આ બુદ્ધિ! તમને કોઈ કહે કે આ ન બને તો તરત કહેવુ જોઈએ કે –'ભાઈ! ઊભા રહો, શા આધારે કહો છો?' જો એ એમ કહે કે –'આધાર બાધાર નહિ, પણ મતિક૯પનાએ!' તો તમારે કહી દેવુ જોઈએ કે –'તમારી સાથે મેળ નહિ મળે' ઇદ્રભૂતિ કેવા વિદ્વાન્ હતા? એમણે ગૌતમસ્વામી બન્યા પછી કદી પણ મરજી મૂજબની વાત કરી? અનતજ્ઞાનીએ જોએલી ચીજમા મતિક૯પના ચાલે નહિ જે વાત શ્રી સાગરજી મહારાજ કરતા હતા તે શાસ્ત્રસમત હતી કે નહિ? હતી, તો અન્યને બોલવાનો અધિકાર નથી કુટુબના, પરિવારના મોહાધીન પાચ દશ બોલે તો કદાચ વ્યાજબી માનો, પણ બીજાને અધિકાર નથી (સભામાથી–કહેનાર કહે છે કે અયોગ્ય વાલી પાસેથી વાલીપણુ સરકારને અરજી કરી છીનવી શકાય છે ) ચોક્કા, બદમાસની જીદગી કેવી? એવાઓનુ જીવન અનાડી જીવન ખરૂ ને? એમને ઘેર સતાન જન્મે તો તેને એ કેવા સસ્કાર નાખવાના? આ દીક્ષાના વિરોધમા ઉભી રહેનારી છતા પોતાને ઉપકારી કહેવરાવનારી સસ્થાઓએ આવા સતાનોને એમના વાલી પાસેથી લઇ લેવાની સરકારને અરજી કરવી જોઇએ કે નહિ? પણ ત્યા તો તેમનાથી કાઇજ થઇ શકે તેમ નથી, કારણ કે ત્યા તેમનુ ચાલી શકે તેમ નથી સરકારનો ભેટો થાય તો તો બરાબર સ્ફોટ થાય અને સમજાઈ શકાય કે **પોતાના સતાનને સયમના માર્ગે યોજનાર વાલી જેવો, સતાનનો અથવા જગત્નો કોઈ બીજો ઉપકારી નથી** આ સમજ્યા પછી દુનિયાની કોઇ પણ સરકાર આવુ વાલીપણુ છીનવી લેવાને ઇચ્છે તેમ નથી

વારૂ હવે બીજી વાત દુનિયામા ઘરબાર વગરના દુખી કેટલા? ઘણા જે સસ્થા દીક્ષાનો વિરોધ કરવામા, પેલા દુખ આગળ ધરે છે, તેમણે પેલા દુખીયો માટે કાઇ કર્યું? કાઇ

નહિ કારણ કે ત્યાં ત્યાગ કરવો પડ છે ! ! ! મનસુખભાઈના વાલીપણાનો વાંધો ક્યાં આવ્યો ? મૂલચંદભાઇનો ગુન્હો કયો ? ધર્મદ્રષ્ટિએ, વ્યવહાર દ્રષ્ટિએ, નીતિની દ્રષ્ટિએ ? કઇ દ્રષ્ટિએ ગુન્હો ? પ્રથમ એટલે શુ ? કોઇની હિંસા ન કરવી, કદિ અસત્ય ન બોલવું, ચોરી ન કરવી, પરીગ્રહ ન કરવો અને પરિગ્રહનો સર્વથા ત્યાગ કરવો આમાં ગુન્હો શો ? જામનગરની સરકારને અરજી થઈ ત્યારે પછી તો સરકારે પણ કહ્યુ કે - 'અમને શી માલૂમ કે ગામમાં આવી વાતો હશે ?' વાત પણ સાચી કે પાંચ પચાસ દોડતા ગયા,-'ધાજો ધાજો, જુલમ થયો, છોકરો ગયો લૂંટારાઓ ઉપાડી ગયા,'-આવુ બોલતા બોલતા ગયા, કહે છે કે રાતે બાર વાગે બનો અહીંનોનુ ટોળું લખીને ગયુ કે છોકરો ઉપડી જાય છે ! પાછળથી સરકારે પણ સત્ય સમજીને સત્યને કબૂલ રાખ્યું વસ્તુના નાનાઓ તો વિચાર કરનારા હોય કે અસત્ય વાતોથી સુજ્ઞોમાં પણ નિંદા ભેદ કરાવનારા આપણાજ ઘરના કુલદીપકો છે ! (સભામાંથી-કુલદીપકો નહિ પણ, કુલાંગારો) ભાઈ, દીપકજ કહોને ! નાની વયના ખરડા તો ધારાસભામાંએ જાય આ યા એ બીજાની સામે મુસલમાન નબીઓએ પણ વાંધો લીધો છે દરેક દર્શનમાં, દરેક સંપ્રદાયમાં, ત્યાગી, સાધુ કે ફકીર થવાનો હિંદુસ્તાનનો કાયદો છે ત્યાગી થનારને કઈ બધા કુટુંબીઓ ફુલના હાર ન ચઢાવે. ચઢાવે તોએ આંખમાં આંસુ હોય. માટે એવા કાયદા બાંધવા હોય નહિ જ્યારે મુસલમાન ભાઈઓના આ વિચાર ત્યારે તમારા કુલના, ત્યાગ માટે વિરૂદ્ધમાં અરજી કરે, ત્યારે એ સરકારને શી ખબર કે, આવા મોટા કાયદાના જાણ ધર્મનો નાશ કરવા આવ્યા હશે ! તમે લખી મોકલજો કે, 'ખુર શીએ બેસનારા અને પોતાને ભણેલા ગણેલા કહેવરાવતા છતા જેઓ કેવલ જડવાદના પ્રવાહમાં તણાયેલા છે, તેઓ જે ધર્મની વાતો કરે, તે સાચી ન માનતા ધર્મની સાથે એમને પૂર્વભવનુ વેર હોય, એમ તેમની કાર્યવાહીયોથી અમને જણાય છે ' હવે

તમારી ફરજ શી છે, તે તમારે વિચારવાનું છે, અમારૂં કામ તો માત્ર ઉપદેશ દેવાનું

## ભક્તિ ને દયાનો ભેદ સમજો!

ભક્તિ તથા દયાનું સ્વરૂપ સમજવું ઘણું જરૂરનું છે શ્રી જિનમૂર્તિ, જિનમંદિર, જિનાગમ અને આ ત્રણના ઉપાસક સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા-આ સાત **ભક્તિના ક્ષેત્રો** છે, જ્યારે દીન, અનાથ વિગેરે અનુકંપા-**દયાના પાત્રો** છે **ભક્તિ**, પાત્રની પરીક્ષા અને હૃદયના બહુમાનપૂર્વક થઈ શકે છે અને **અનુકંપા** એટલે તો દુઃખીના દુઃખને દૂર કરવાની ઇચ્છા એ ઇચ્છા પૂર્વક કોઈ પણ દુઃખીને અન્નાદિકનું દાન તે અનુકંપા, મંત્રીશ્વર પેથડશાની જેવી ધર્મક્રિયા એવીજ અનુકંપા! અનુકંપા-દાનથી એ વૈરીને પણ વશ કરે છે કૃપણોથી **ધર્મ ભાવના નથી થતી ઉડાઉપણું નહિ, પણ ઉદારતા જોઈએ. ઉડાઉપણું દુર્ગુણ અને ઉદારતા સદ્ગુણ છે ઉદારતા ઉડાઉપણામાં પરિણમવી ન જોઈએ** આગળના શ્રીમંતો ઘરથી જિનમંદિર અને જિનમંદિરથી ઘેર જતાં ત્યારે છૂટે હાથે દાન દેતા મંત્રીશ્વર પેથડશાની સ્ત્રી જિનમંદિરથી ઘેર આવે ત્યાં સુધીમાં ગવાશેર સોનાનું દાન દેતી એ તો દર્શન કરતી, પણ એના દર્શનની ખીલવટ થતી સેંકડો એના દર્શનની અનુમોદના કરતાં રાહ જોતા કે ક્યારે દર્શન કરવા આવે! એના દર્શનનો જાપ પેલા જપે **ધર્મિ હજારોને ધર્મ સન્મુખ કરી દે** શ્રી તીર્થંકરદેવો વાર્ષિક દાનમાં છૂટે હાથે ઉદ્ઘોષણા પૂર્વક દાનની વૃષ્ટિ વરસાવે છે, ત્યાં ખાસ પાત્રાપાત્ર જોવાનું નથી હોતું અનુકંપામાં એ જોવાય નહિ, પાત્રાપાત્ર જોઈએ તો અનુકંપા બનેજ નહિ દુઃખીનું દુઃખ દૂર કરવાની ઇચ્છા એનું નામ અનુકંપા ભક્તિના પાત્રમાં તો બધો વિચાર કરવાનો સમ્યગ્દૃષ્ટિ, દેશ વિરતિ, સર્વવિરતિમાં બધું જોવાનું કયા આચાર, કયા વિચાર, એ જોવાના, કયા ગુણના યોગે ભક્તિ થાય, એ સઘળું વિચારવાનું

## ધર્મનો અધિકારી કોણ?

**નીતિમાન, પાપભીરૂ, જિતેંદ્રિય-પાત્રીસ ગુણમાંથી ચૂંટેલા ત્રણ ગુણ,** આ ત્રણ ગુણની પુષ્ટિ માટે જે ધર્મ સ્વીકા

રાન તો બધો ઘોગાળો દૂર થઇ જાય **પાપભીરુ થાય એ અનીતિથી તો કપે, એ ઇંદ્રિયોને આધીન ન થાય પાપનુ ઘર તો ઇંદ્રિયો છે** વીતરાગદેવની મૂર્તિ સામે આખ નથી ચોટતી, રમણી સામે ચોટે છે, એનુ કારણ શુ? ઇંદ્રિયો કાબુમા નથી માટે ને? નાટક ચેટક સીનેમામા કેટલો આનદ થાય છે? થીયેટરની ગરમી, ઋતુની ગરમી, મકાનની ગરમી, માણુસોની ગરમી અને લાઇટની ગરમી છતા આખો ફાડી લીન થઇ જવાય છે અને વીતરાગની મૂર્તિ સામે આખો કેવી રીતે રહે છે? **વિષયની આધીનતા જેવુ દુનિયામા કોઇ પાપ નથી** વિષયની વાસના તજવાની વાતો આવે ત્યા આજે ઘણાની આખો લાલ થાય છે કારણુ એજ કે ઇંદ્રિયોની આસકિત છોડવાની ઇચ્છા નથી

## પુણ્યાનુબધી પુણ્ય કેવુ હોય?

સસારને ખારો અને મીઠો કહેનારા પણુ તક આવે કહી દે છે કે–'**મરી ગયા સસારમા**' પ્રાય એકે એક જ્ઞાનીએ દેશનાની શરૂઆતમા એજ કહ્યુ ક 'असारोऽय ससार' એટલે '**આ સસાર અસાર છે**' હવે જ્ઞાનીની નિશ્રામા રહેનાર પણુ એમજ કહે, એમા કઇ નવાઇ છે? એ જ્ઞાનીઓની નિશ્રામા અવિચલ રહેવા ખાતર હરેક ક લ્યાણુના અર્થી અ ત્માને શરૂઆતમા 'આ સસાર અસાર છે,' એમ સમજાવનારને કોઇ સસાર રસિક આત્મા ગમે તેમ કહે, પણુ એથી સત્ય વસ્તુ કહેનાર ડરી જતા નથી અનતા જ્ઞાનીઓએ તમામ દષ્ટિએ સસારને જોયો તો એમને એકજ દેખાયુ 'असारोऽय ससार।' તીર્થંકર થયા કયારે? ચક્રવર્તિઓ મુક્તિમાર્ગના મુસાફર કયારે બન્યા? ચક્રવર્તિઓ, શેઠ શાહુકારો, સમ્યગ્દષ્ટિ રાજા મહારાજાઓ, મુક્તિએ ગયા, પણુ એથી સસારની મહત્તા વધતી નથી એમા સસારની મહત્તા કયી? શાસ્ત્રે તો ઉલટી મહત્ત ઘટાડી કહ્યુ કે— **ચક્રવર્તિ ચક્રવર્તિપણામા મરી જાય તો નરકે જાય વાસુદેવો પ્રતિવાસુદેવો નરકેજ જાય જે શ્રીમાનો, રાજા**

**મહારાજાઓ ધર્મહીન બની સમારમા લીન રહે, તે દુર્ગતિએ જાય'** આથીજ કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચદ્ર સૂરીશ્વરજી મહારાજાએ શ્રાવકોએ કરવા યોગ્ય મનોરથોમા પ્રથમ મનોરથ એ જણાવ્યો છે કે –

जिनधर्मविनिर्मुक्तो मा भूव चक्रवर्त्यपि ।
स्यां चेटोऽपि दरिद्रोऽपि जिनधर्माधिवासित' ॥

જિનધર્મથી રહિત એવો ચક્રવર્તિ ન થાઉ પણ શ્રી જિનેશ્વરદેવના ધર્મથી વાસિત થયેલો હુ દાસ પણ થાઉ અને દરિદ્ર પણ થાઉ

આથી તદ્દન સ્પષ્ટ છે કે ધર્મિ આત્મા દુનિયાની સાહ્યબીને હૃદયથી ઇચ્છતોજ નથી **ધર્મ માત્ર કેવલ મુક્તિના ઈરાદાથીજ કરવો જોઇએ** મુક્તિની ઇચ્છાથી કરાતા ધર્માનુષ્ઠાનના યોગે પુણ્ય બધાય તો તે પુણ્ય પણ પુણ્યાનુબધી બધાય છે અને તેના યોગ આત્મા ઉત્તમ સાધનસામગ્રી પામી મુક્તિને નિકટ બનાવી શકે છે ધર્મક્રિયાના ફલ તરીકે પૌદ્ગલિક ફલની ઈચ્છા, એ ભયકર ઇચ્છા છે, માટે સમ્યગ્દૃષ્ટિ આત્માએ તેવી ઇચ્છાથી બચવાની ખાસ કાળજી રાખવી જોઇએ તમે જાણો છો ક ભગવાન્ શ્રી મહાવીરદેવના આત્માએ સયમના ફલ તરીક બલ માગ્યુ હતુ, તેના પ્રતાપે વાસુદેવ થઈ નરકગામી બનવું પડ્યુ હતુ માટે ધર્મક્રિયા એક મુક્તિના ઈરાદે કરવી, એજ શ્રેયસ્કર છે

'ભરતક્ષેત્રમા અત્યારે આ કાળના જન્મેલો આત્મા મુક્તિમા જઇ શકે તેમ નથી–માટે દેવલોકની ઇચ્છા રાખવી શુ ખોટી?' એમ કોઈ કહે તો?–એનો ઉત્તર એજ કે 'સમ્યગ્દૃષ્ટિ આત્મા અહીંથી મુક્તિમા ન જતા અવશ્ય દેવલોકજ જાય' એ વાત સાચી પણ એથી દેવગતિની અભિલાષાએ ધર્મ કરવો, એ વ્યાજબી નથી એટલુજ નહિ પણ તે લોકોત્તર મિથ્યાત્વ છે ધર્મ કરતા ઇરાદો તો મોક્ષનોજ હોવો જોઇએ મુક્તિના ઇરાદે કરાયેલા ધર્મના પ્રભાવે દેવલોકનુ સુખ મળે, તો પણ એ સુખ આત્માને ફસાવે નહિ, ત્યાની ભોગસામગ્રી આત્મા પર માલીકી ન મેળવે

પુણ્યાનુબધી પુણ્યથી મળેલી ભોગસામગ્રી, એ આત્મા ફાવે ત્યા સુધી ભોગવે, અને મરજીમા આવે ત્યારે મૂકીને ચા યો પણ જાય

**શ્રી વજ્રબાહુની દીક્ષા –**

પુણ્યાનુબધી પુણ્યવાળા એક આત્માનુ દૃષ્ટાત કહુ છુ એમા દીક્ષા બહુ આવશે પણ હવે ફીકર નથી હુ જોઇ શકયો છુ કે, મુબઇની સભા દીક્ષાનો વિષય પ્રેમથી સાભળે છે કટા ળતી નથી આ દૃષ્ટાત રામાયણમા આવે છે વજ્રબાહુ નામના ગજપુર ઇભવાહન નામના રાજાની 'મનોરમા' નામની પુત્રીને મ્હોટા મહોત્સવપૂર્વક પરણીને પોતાની રાજધાની તરફ પાછા આવે છે મૂકવા માટે ભક્તિથી તેમના સાળા ઉદયબાહુ સાથે આવ્યા છે સાથે બીજા પણ પચીસ રાજકુમારો વિગેરે છે યમા પુણ્યવાન વજ્ર બાહુ તથા તેની પત્ની અને ઉદયસુદરની બ્હેન મનોરમા બેઠેલ છે માગમા એક પહાડ આ યો, પહાડ ઉપર એક ગુણસાગર નામના મહામુનિ ધ્યાનમા ઉભા છે એ મુનિવરને વજ્રબાહુએ જોયા, અને જોઇને મેઘના જોવાથી જેમ મયુર આનદ પામે, તેમ રાજકુમાર વજ્રબાહુ આનદ પામ્યા અને તરત જ વાહનને રોકીને બો યા કે –

"अहो महात्मा कोऽप्येष, वन्द्य एव महामुनि. ।
चिंतामणिरिव मया, दृष्ट पुण्येन भूयसा ॥१॥"

'અહો, આ કોઈ મહાત્મા છે, આ મહામુનિ વદન કરવાને યોગ્યજ છે એ ચિન્તામણી જેવા આ મહામુનિને મહાપુણ્યના યોગે જોયા'

આ પુણ્યશાળીની કેવા સયોગોમા કેવી ભાવના? આવા સયોગોમા મુનિનુ દર્શન માન ખાંચે છે, એ ઉર્મિ કયી?

ઉદયસુદર–'કુમર! શુ દીક્ષા અગીકાર કરશો?'

વજ્રબાહુ–'હા, મારૂ ચિત્ત એવુ છે'

ઉદયસુદર–'જો આપનુ મન છે, તો વિલમ ન કરો! હુ આપનો સહાયક છુ'

વજ્રબાહુ—'સાગર જેમ મર્યાદા નથી તજતો તેમ તમે તમારી પ્રતિજ્ઞા ન તજતા'

ઉદયસુંદર—'સારૂ, નહિ તજુ'

હવે રાજકુમાર વજ્રબાહુએ મોહથી ઉતરે તેમ, વાહન ઉપરથી નીચે ઉતરી ઉદયસુંદર આદિની સાથે, જે પર્વત ઉપર તે મુનિવર છે, તે પર્વત ઉપર ચઢવા માંડયુ આ ચાલ ઉપરથી આયેજ વિરાગી થયા છે, એમ ઉદયસુંદરને લાગ્યું પુણ્યાનુબંધી પુણ્યનો પ્રભાવ તો જૂઓ! વૈરાગ્ય શબ્દે એમને વૈરાગ્ય પેદા થયો **પુણ્યાનુબંધી પુણ્યના ભોગ, ભોગવનારને મુંઝવતા નથી એ ખરી વાત છે** તમારી સ્થિતિ વિચારજો! જીવન સાથે ઘટાવજો! મીંઢળ હાથમાં છે 'વૈરાગ્ય' શબ્દે વૈરાગ્ય આવે છે પહાડ ઉપર બધાએ ચઢવા માંડયું ઉદયસુંદર તાજુબ થાય છે

ઉદયસુંદર—'સ્વામિન્! આપ દીક્ષા અંગીકાર ન કરો! મારા મશ્કરીના ભાષણને ધિક્કાર હો! મશ્કરીના ભાષણને લક્ષમાં લેવા શું છે? **મશ્કરી આય સત્ય હોતીજ નથી.** આપ તો અનેક આપત્તિઓમાં અમારા સહાયક છો. અકાલે અમારા કુળના મનોરથોને ભગ્ન ન કરી નાખો! હજુ તો મંગલ કંકણ આપના હાથમાં છે ભોગોને એકદમ કેમ તજી દ્યો છો?'

વજ્રબાહુ—'ડાહ્યાની મશ્કરી પણ ખોટી ન થાય ક્ષત્રિયના બોલ પણ મિથ્યા ન થાય મનુષ્ય જન્મરૂપ વૃક્ષનું ફલ ચારિત્ર છે' ઉદયસુંદરને તો હસવાનુ ખસવુ થયું ઉદયસુંદર વિચારે છે કે—'હવે આ ફરે તેમ નથી'

ઉદયસુંદર—'બધું તો ઠીક, પણ આ મારી બેનનું શું? આપના વિના એ કેમ જીવશે'

વજ્રબાહુ—'ઉદયસુંદર! તમારી બહેન કુળવાન છે, એવો મને વિશ્વાસ છે તમારી ભગિની અકુલિન હોય, એ હું માનતો નથી હવે કુલિન હોય તો એની ચિંતા નથી અને અકુલિન હોય તો હું રહેવા માગતો નથી કુલિન હોય તો કાતો

મારી સાથે આવે અને એવી તાકાત ન હોય તો એના ધર્મને મૂકે એ હું માનતો નથી' સાળા-બનેવીની વાત મનોરમા સાંભળે છે, પણ વચ્ચે આવી એક અક્ષર બોલતી નથી કુલવધૂ છે, મર્યાદાની સાગર છે એ વખતે એને વૈરાગ્ય નથી પણ પતિ કહે છે કે, 'કુલીનના આનું નામ!' મનોરમા નક્કી કરે છે કે, 'એમજ!' કુલીન શબ્દે મનોરમાને વૈરાગ્ય પેદા થયો વજબાહુએ મુનિ પાસે ગૃહસ્થવેષ ઉતાર્યો-તરત મનોરમાએ પણ ઉતાર્યો ઉદયસુંદરે વિચાર્યું કે -'બેન-બનેવી બેય સંયમ લે તો હું તેના વિના કેમ રહી શકું ?' ઉદયસુંદરે અને પચીસ રાજકુંવરોએ પણ સંયમ અંગીકાર કર્યું બધા મુનિ થયા પેલા નોકર ચાકરોએ જઈ વજબાહુના પિતાને ખબર આપી પિતા વિચારે છે -'ખરો પુણ્યશાલી એ, જેણે આ અવસ્થામાં સંયમ લીધું મોટો એ કે હું? સમજદાર એ કે હું? ડાહ્યો એ કે હું? એ શ્રેષ્ઠ, હું નહિ' એમ વિચારતાં વૈરાગ્ય પામ્યા અને પુત્રને રાજ્ય ઉપર સ્થાપી 'શ્રી નિર્વાણમોહ' નામના મુનિવર પાસે દીક્ષા અંગીકાર કરી પુણ્યાનુબંધી પુણ્યના પ્રતાપે મળેલી ઋદ્ધિસિદ્ધિ આત્માને મુંઝવે નહિ સંયમનું ફળ સાત્વિક ભાગ વાથી તે સુખ તો મળે, પણ એ સુખના પરિણામે શું? એ વિચારવા જેવું છે ધર્મિ ઇચ્છે તોયે દેવલોક મળે, ન ઇચ્છે તોય મળે, ન ઇચ્છે એને ધર્મ ટેકો આપે, અને ઇચ્છે એને તે સુખ આપી ધર્મ ખસી જાય વ્યવહારમાં પણ જો મોટાની મોહબત હોય તો એની પાસે કંઈ મગાય નહિ તમને પૂછે, કંઈ કામ? તોએ મહેરબાની, એમ કહેવાય તો તમારી આપત્તિ વખતે વગર કહ્યે એ પોતાની મેળે હક્ય આપશે પણ જો કહેવા ગયા તો તરત એ વિચારશે કે -'સમજ્યો હવે, આ સલામ શાને માટે કરતો હતો! ચાહ કેમ પાતો હતો! માન પાન કેમ દેતો હતો!' પછી એ શરમવાળો હોય તોએક વખત કામ કરે પણપછી કહી દે કે, બસ હવે અને માત્ર મહેરબાની એમ કહ્યું હોય તો તકલીફ વખતે પોતાની મેળે વગર કહ્યે આવીને ઉભો રહેશે

વજ્રબાહુ—'સાગર જેમ મર્યાદા નથી તજતો તેમ તમે તમારી પ્રતિજ્ઞા ન તજતા'

ઉદયસુંદર—'સારૂ, નહિ તજું'

હવે રાજકુમાર વજ્રબાહુએ મોહથી ઉતરે તેમ, વાહન ઉપરથી નીચે ઉતરી ઉદયસુંદર આદિની સાથે, જે પર્વત ઉપર તે મુનિવર છે, તે પર્વત ઉપર ચઢવા માંડયું આ ચાલ ઉપરથી સાચેજ વિરાગી થયા છે, એમ ઉદયસુંદરને લાગ્યું પુણ્યાનુબંધી પુણ્યનો પ્રભાવ તો જૂઓ! વૈરાગ્ય શબ્દે એમને વૈરાગ્ય પેદા થયો **પુણ્યાનુબંધી પુણ્યના ભોગ, ભોગવનારને મુંઝવતા નથી એ ખરી વાત છે** તમારી સ્થિતિ વિચારજો! જીવન સાથે ઘટાવજો! મીંઢળ હાથમાં છે 'વૈરાગ્ય' શબ્દે વૈરાગ્ય આવે છે પહાડ ઉપર બધાએ ચઢવા માંડયું ઉદયસુંદર તાજુબ થાય છે

ઉદયસુંદર-'સ્વામિન્! આપ દીક્ષા અંગીકાર ન કરો! મારા મશ્કરીના ભાષણને ધિક્કાર હો! મશ્કરીના ભાષણને હૃદયમાં દેવા શું છે? **મશ્કરી પ્રાય સત્ય હોતીજ નથી.** આપ તો અનેક આપત્તિઓમાં અમારા સહાયક છો અકાલે અમારા કુળના મનોરથોને ભગ્ન ન કરી નાખો! હજુ તો મંગલ કંકણ આપના હાથમાં છે ભોગોને એકદમ કેમ તજી દ્યો છો?'

વજ્રબાહુ—'ડાહ્યાની મશ્કરી પણ ખોટી ન થાય ક્ષત્રિયના બોલ પણ મિથ્યા ન થાય મનુષ્ય જન્મરૂપ વૃક્ષનું ફલ ચારિત્ર છે' ઉદયસુંદરને તો હસવાનું ખસવું થયું ઉદયસુંદર વિચારે છે કે—'હવે આ ફરે તેમ નથી'

ઉદયસુંદર—'બધું તો ઠીક, પણ આ મારી બેનનું શું? આપના વિના એ કેમ જીવશે'

વજ્રબાહુ—'ઉદયસુંદર! તમારી બ્હેન કુળવાન છે, એવો મને વિશ્વાસ છે તમારી ભગિની અકુલિન હોય, એ હું માનતો નથી હવે કુલિન હોય તો એની ચિંતા નથી અને અકુલિન હોય તો હું રહેવા માગતો નથી કુલિન હોય તો કાંતો

મારી સાથે આવે અને એવી તાકાત ન હોય તો એના ધર્મને મૂકે એ હું માનતો નથી' સાળા-બનેવીની વાત મનોરમા સાંભળે છે, પણ વચ્ચે આવી એક અક્ષર બોલતી નથી કુલવધૂ છે, મર્યાદાની સાગર છે એ વખતે એને વૈરાગ્ય નથી પણ પતિ કહે છે કે, 'કુલીનના આવું નામ!' મનોરમા નક્કી કરે છે કે, 'એમજ!' કુલીન શબ્દે મનોરમાને વૈરાગ્ય પેદા થયો વજ્રબાહુએ મુનિ પાસે ગૃહસ્થવેષ ઉતાર્યો-તરત મનોરમાએ પણ ઉતાર્યો ઉદયસુંદરે વિચાર્યું કે-'બેન-બનેવી બેય સંયમ લે તો હું તેના વિના કેમ રહી શકું?' ઉદયસુંદરે અને પચીસ રાજકુંવરોએ પણ સંયમ અંગીકાર કર્યું બધા મુનિ થયા પેલા નોકર ચાકરોએ જઈ વજ્રબાહુના પિતાને ખબર આપી પિતા વિચારે છે-'ખરો પુણ્યશાળી એ, જેણે આ અવસ્થામાં સંયમ લીધું મોટો એ કે હું? સમજદાર એ કે હું? ડાહ્યો એ કે હું? એ શ્રેષ્ઠ, હું નહિ' એમ વિચારી વૈરાગ્ય પામ્યા અને પુત્રને રાજ્ય ઉપર સ્થાપી 'શ્રી નિર્વાણમોહ' નામના મુનિવર પાસે દીક્ષા અંગીકાર કરી પુણ્યાનુબંધી પુણ્યના પ્રતાપે મળેલી ઋદ્ધિસિદ્ધિ આત્માને મુંઝવે નહિ સંયમનું ફળ સાંસારિક ભાગ વાળી તે સુખ તો મળે, પણ એ સુખના પરિણામે શું? એ વિચારવા જેવું છે ધર્મિ ઇચ્છે તોયે દેવલોક મળે, ન ઇચ્છે તોય મળે, ન ઇચ્છે એને ધર્મ ટેકો આપે, અને ઇચ્છે એને તે સુખ આપી ધર્મ ખસી જાય વ્યવહારમાં પણ જો મોટાની ઓળખાણ હોય તો એની પાસે કંઈ મગાય નહિ તમને પૂછે, કંઈ કામ? તોએ મહેરબાની, એમ કહેવાય તો તમારી આપત્તિ વખતે વગર કહે એ પોતાની મેળે હાજર થશે પણ જો કહેવા ગયા તો તરત એ વિચારશે કે-'સમજ્યો હવે, સલામ શાને માટે કરતો હતો! ચાહ કેમ જાને હતો 'માન પાન દેતો હતો!' પછી એ શરમવાળો હોય તો એક વાર કામ કરી દે કહી દે કે, બસ હવે અને માત્ર એ ...ની એમ કહે કેરો તકલીફ વખતે પોતાની મેળે વગર કહે આવીને

**મોક્ષની ભાવનાથી કરાયેલો ધર્મ મોક્ષ નહિ મળે ત્યા સુધી અન્યાન્ય સુખ આપના ઉપરાન્ત મોક્ષ મેળવવામા સહાયક રહે છે** અત્યારે મનુષ્યજન્મમા અહીંથી મુક્તિ મળવાની નથી, માટે દેવલોકની અભિલાષા રાખે તો મિથ્યાત્વ લાગે, મુક્તિની અભિલાષાએ જે ક્રિયા થાય તે સુક્રિયા,-મુક્તિની અભિલાષાએ જે ગુણો પેદા થાય, તે સુગુણ મુનિની પણ ક્ષમા, ને વેપારીની ય ક્ષમા!-વેપારીની ક્ષમા જોઇને સાધુને મનમા એમ તો થાય કે જો આવી ક્ષમા આવી જાય તો કામ થઇ જાય, પણ એ મનમા!-મોઢે એમ ન બોલાય કે આ બધા ક્ષમાવીર ભેગા થયા છે! મુનિ એમ વિચારે કે, દુનિયાના નાશવત પદાર્થો માટે આ વેપારી આવી ક્ષમા કેળવે છે તો અમારે મુક્તિના અર્થે માટે કેટલી અને કેવી ક્ષમા કેળવવી જોઈએ? પણ વહેપારીની એ ક્ષમાની પ્રશસા બોલાવી થાય નહિ

## વિજ્ઞાન કે વિગત જ્ઞાન

વીસમી સદીના જમાનાને વિજ્ઞાનવાદનો જમાનો કહેવાય જે જમાનાના આત્મા સુદૃઢ સદાચારી બને, તે જમાનો વિજ્ઞાનવાદનો કહી શકાય અને એથી ઉલટા જમાનાને તો 'વિજ્ઞાન એટલે વિગત જ્ઞાન' એવો અર્થ કરો તોજ વિજ્ઞાનવાદનો જમાનો કહેવાય શાસ્ત્રને ખૂટ પહેરીને ન અડાય પણ આજ તો કહે છે, કે જમાનો જૂદો છે બૂટ પહેરીનેજ શાસ્ત્ર અડાના જે જ્ઞાનથી આવુ વિપરીત દર્શન થાય અને પાપીતને પુષ્ટ કરવાની બુદ્ધિ જાગે, એ ખરેખર જ્ઞાન જ નથી જેની પ્રાપ્તિ પછી રાગાદિ શત્રુઓ વધતા જાય, એ વાસ્તવિક જ્ઞાન નથી, કારણ કે તે જ્ઞાનથી વિષયોની અર્થ-કામની આકાક્ષા-જરૂરીયાત વધતી જાય છે, જરૂરીયાત ઘટે ત્યા ધર્મ આ જમાનામા જરૂરીયાત વધે છે ભોગની ચીજો પૂર્વે ઘણી હતી, આજ તેમાનુ કાઇ નથી પૂર્વના ભોગ સાધન કયા અને આજના ભોગના સાધન કયા? એ સાધનો સાચા હતા આજે બનાવટી છે અરે માનીએ કે, સેંકડો વરસ પહેલા આવા સાધનો હોતા, પણ એ સાધન વગરના જમાનામા જે સુખ હતુ, તે આજે છે?

પહેલાના શ્રીમત જિનમંદિરે પાલખીમા જતા ને હજારો યાચકો સતોષાતા આજે તો મોટરમા એ શ્રીમતનુ કોઈ મોઢુ યે જોવા ન પામે અરે, છેટેથી લોકો કહે, આઘો રહે ભાઈ! વખતે કચરાઈ જઈશ!! ભગવાન્ શ્રીમદ્ વિજયહીરસૂરિજીનો જમાનો જૂઓ! બીજા બી જમાના જૂઓ! દહેરે કેમ જવુ, સાધુ પાસે કેમ જવુ, એ એમાથી સમજાય છે એક આગેવાન ધર્મિ નીકળે, તે હજારોને ધર્મભાવનાથી વાસિત કરે શ્રી કુમારપાળમહારાજા મધ્યાન્હે ચતુરંગી સેના લઈ 'ત્રિભુવનવિહાર' નામના મંદિરે પૂજા કરવા મોટા આડંબરથી જતા રાજા નીકળ્યા, રાજા જાય છે, એમ જાણતા સખ્યાબંધ ધર્મરસિકો એમની સાથે જોડાતા શાસ્ત્ર કહે છે કે – 'શ્રીમાન્, ઋદ્ધિસિદ્ધિવાળા શ્રાવકે, ધામધૂમથી ઉપાશ્રયે સામાયિક કરવા જવુ લોક જૂએ કે ફલાણા શે૦ સામાયિક કરવા જાય છે' 'બીજાને બતાવવા' એમ માનવાનુ નથી, પણ ઘણા ધર્મમાર્ગે વળે એ હેતુ છે આજે આખોમા અમી નથી, પણ ઘણા ધર્મ માર્ગે વળે એ હેતુ છે આજે આખોમા અમી નથી આજે તમારે યેગ એક સાધર્મિ પોષાતો નથી શ્રાવકને સાધર્મિ વિના જમવા બેસવુ ખટકે આજ તો કહે છે કે રાજને રાજ પૂજન શા માટે? એને એજ સામાયિક, પ્રતિક્રમણ વિગેરે રોજ ને રોજ! પણ રોજ ને રોજ એ ઘર, એ રાજ, એ કાતર, ને સ્ત્રી પુત્રાદિ એ વાટવીના ગ઼ વિગેરે રોજ ને રોજ ખ૦તે? જેમ પોષક તો રોજ જોઈએ, મિષ્ટાન્ન રાજ ન હોય, પણ રોટલી રોજ, કારણ કે એ પોષક છે, એમ મનાય છે, તેમ ત્રિકાલ જિનપૂજન, ઉભયકાલ આવશ્યક, નિરંતર વ્યાખ્યાનશ્રવણ, એ પોષક અનુષ્ઠાનો રોજ જોઈએ એમ અધિક મનાય તેમ અધિક લાભ આજ ક્રિયાની મશ્કરી કરે છે હરામ કહે છે પોષક વસ્તુ પણ રૂચતી નથી, એ કોનો પ્રતાપ? ચોવીશ કલાકમા સવાર સાજની બબ્બે ઘડીની એ મજેની ક્રિયા છે કે, એક એ સૂત્રી,–અર્થ ન આવે તો પણ–સૂત્રના મહિમાના પ્રતાપે મા માને શાતિ થાય જેના ઘરમા રોજ સવારે 'ભરહેસરબાહુબલી'ની સઝાય બોલાય,

ત્યા આચાર કેવા હોય? સત્ત્વવાન પુરૂષો અને સતીઓના નામ સ્મરાય ત્યા ગીત કેવુ હોય? પણ કરે શેના? એ તો કહે છે કે, વીજળીના જમાનામા ગાડા જેવા એ અનુષ્ઠાનો શા કામના? ધ્યાનપૂર્વક સાભળો તો તો અનતજ્ઞાનીયે યોજેલી યોજના ગળે ઉતરે, પણ આ તો કહે છે કે—'આ બેડી કયા ઘાલવી!' હુ કહુ છુ કે-'આ બેડીયો નહિ ઘાલો અને જમાનાની બેડીયો ઘાલશો તો પસ્તાશો આ ભવમા કદાચ પુણ્યોદય હશે તો વાધો નહિ આવે, પણ પરભવે દુર્ગતિ, ભવાતરમા દુર્દશા થવાની એમા શકા નથી નજરે જૂઓ છો કે, કઇ અલમસ્તોના પેટ ભરાતા નથી અને તમને વખતસર અગીયાર વાગે ભોજન મળે છે, એનુ કારણ શુ? એ જેના યોગે પામ્યા એને જેઓ ભૂલી જાય તેઓ કૃતઘ્ન ખરા કે નહિ? આજે શ્રાવકના ઘરમા જિનમદિર નહિ, પૌષધશાળા નહિ, ધાર્મિક પુસ્તકોનો સ્વાધ્યાય નહિ, ઘણા ડીગ્રીધરને સામાયિક કે પ્રતિક્રમણ ન આવડે, આ શુ? છાપા સ્વરમા દશ આવે, ટાઇમ્સ, ક્રૉનિકલ, ડેલીમેલ વિગેરે વિગેરે, એમા પાના ટપોટપ ફરે ઇરીયાવહી ન આવડે કદાચ બોલે તો ખરી યાનરોયા કહે શાકુતલ આવડે ઇતિહાસમા નેપોલીયન બોના પાર્ટની વાત આવડે એની વાત કરે તો છાતી કાઢીને ઉભો રહે, અને ઉપરથી કહે છે કે, જૈન સાહિત્યમા છે શુ? કોઇ પૂછે કે-'ભાઇ! તે જોયુ ક્યારે?' એના ઉત્તરમા ઉડાવવા સિવાયની બીજી વાતજ નહિ આ બધુ શુ? વધુમા આજના કેટલાક લોકો કહે છે કે, જે સસારથી મહાત્માઓ જન્મે તેને અસાર કહેવાયજ કેમ? આ તો એવુ થયુ કે જે કાદવમા કમળ પેદા થાય, તેને કાદવ કેમ કહેવાય? પણ તેઓને પૂછીએ કે ભાગ્ય-શાળી! સસારથી મહાત્મા પેદા થયા તે પ્રતાપ સસારનો કે કોઇ બીજાનો? એ મહાત્મા થયા એના મહાત્માપણામા કારણ સસાર કે કઇક બીજુ? આમ કહેવામા આવે એટલે કહે કે એ ન પૂછો! બસ, મહાત્મા સસારથી પેદા થયા માટે સસારને ખોટો કહેવાયજ કેમ?, આ એકજ પ્રશ્ન! પછી એને

હેવુ પડે કે-જેનો, ૦ડા પડો, મગજનો વાયુ બહાર કાઢો, સારથી મહાત્મા બન્ના એ વાત સાચી પણ શાના યોગે, વિચારો તો ખગ! તોગે કહે કે, એ ન પૂછો! એનુ ભણ્યા થી અરે ભાઈ! કાદવમા કમલ પણ પેદા થાય છે અને ીડા પણ પેદા થાય છે. કાદવમા કમલ પેદા થાય એથી દવ કઇ કિમતી ગણાય? કમલની-ઉત્પત્તિ સ્થાન કાદવ, માટે કાદવ કઇ માથે મૂકાય? અયોગ્ય વસ્તુમા યોગ્ય વસ્તુની સત્તિનો ઈનકાર નથી. એ યોગ્યને લેવાનો, સેવવાનો જવાનોયે વાંધો નથી પણ તેથી અસારભુત વસ્તુને સાર તરીકે ાળખાવાય? કમલ, કાદવમા પેદા થાય અને પાણીથી ધે પણ બેયથી ઉપર રહે છે કમલ તો કાદવને અને ાણીને ઉભયને તજી નિર્લેપપણે ઉપરજ રહે. એ કાદ મા તો કીડા પડયા રહે. જો એ કમલને પણ ઉપાડી ાદવમા નાખો તો છુદાઈ જાય, કચરાઈ જાય અને એની ણ કશીજ કીમત ન અકાય શ્રી જિનેશ્વરદેવોને પુડ રીક કમલની ઉપમા અપાઈ છે અને ત્યા કહેવાયુ છે કે—

"यथा हि पुण्डरीकाणि पङ्के जातानि जलेन वर्धितानि दुभय विहायोपरि वर्तन्ते प्रकृतिसुन्दराणि च भवन्ति, निवासो वनलक्ष्म्या आयतन चक्षुराद्यानन्दस्य, प्रवरगुणयोगतो विशिष्ट- तिर्यग्नरामरैः सेव्यन्ते, सुखहेतवो भवन्ति, तथा भगवन्तोऽपि र्मपङ्के जाता दिव्यभोगजलेन वर्धिता उभय विहाय वर्तन्ते न्दराश्चातिशययोगेन, निवासो गुणसम्पद', हेतव परमान- न्दस्य, केवलादिगुणभावेन तिर्यग्नरामरै' सेव्यन्ते निवृत्ति- सुखहेतवश्च जायन्ते ॥१॥"

જેમ પુડરિક કમલો કાદવમા ઉત્પન્ન થયા છે, પાણીએ રીને વધ્યા છે, છતાય તે બન્નેને છોડીને ઉપર રહે છે, એ ારણે તે સ્વભાવથી સુદર હોય છે ભુવનલક્ષ્મીના નિવાસ પ થાય છે, ચક્ષુ-આદિના આનદનુ આયતન થાય છે અને

ઉત્તમ ગુણના યોગે વિશિષ્ટ પ્રકારના તિર્યંચો, મનુષ્યો, અને દેવતાઓથી સેવાય છે તથા સુખના હેતુરૂપ થાય છે, તેમ ભગવાન્ શ્રી તીર્થંકરદેવો પણ કર્મરૂપ કાદવમાં ઉત્પન્ન થવા છતાં અને દિવ્યભોગરૂપ જળથી વૃદ્ધિ પામવા છતાં તે ઉભયનો ત્યાગ કરીને રહે છે એટલે અતિશયોના યોગથી સુંદર થાય છે, ગુણરૂપ સંપદાના નિવાસરૂપ થાય છે, પરમાનન્દના હેતુરૂપ થાય છે અને કેવલજ્ઞાન આદિ ગુણના યોગે તિર્યંચ, મનુષ્યો અને દેવોથી સેવાય છે તથા મોક્ષસુખના કારણ થાય છે

આથી સમજી શકાય તેમ છે કે કમળ, કાદવ અને પાણી એ ઉભયનો ત્યાગ કરે છે તોજ તે સુંદર આદિ વિશેષપણાથી વિશિષ્ટ બને છે, તેમ મહાત્મા બનવા માટે કર્મરૂપ કાદવનો અને ભોગરૂપ જલનો પરિત્યાગ કરવોજ જોઇએ એ ત્યાગ થાય ક્યારે? તેની અસારતા સમજાય ત્યારે! હવે સંસાર અસાર હોવાજ જોઇએ, એમાં કાંઇ શંકા રહેશે ખરી? મહાત્મા એટલે કે ધર્માત્મા થવું હોય તો, કર્મરૂપ કાદવ અને ભોગરૂપ જલ છોડવાની ભાવના તો હોવીજ જોઇએ તેની ભાવના વિના કમલના નામે કર્મરૂપ કાદવ અને ભોગરૂપ જલથી જો લેપાયા તો ઉત્તમ ભુવન નષ્ટ થઇ જશે વળી કેટલાક એમ પણ આજે કહે છે કે, મહાપુરૂષો જનની કોણ? સ્ત્રી પણ એથી શું? એથી એજ કે તેનાથી અલગ રહેવાનું અને તેના અંગોપાંગ પણ નહિ નિરખવા વિગેરે વિગેરે કેમ ઉપદેશાય છે? એ ઉપદેશ એટલાજ માટે દેવાય છે કે, એના યોગે બ્રહ્મચર્યનું પાલન સારી રીતિએ થઇ શકે જેવો ઉપદેશ સ્ત્રીઓ માટે પુરૂષોને અપાય છે, તેનોજ ઉપદેશ પુરૂષો માટે સ્ત્રીઓએ સમજી લેવાનો છે સામાન્ય રીતે દેખાઇ જાય, એ વાત જૂદી પણ '**સ્ત્રીના રૂપને અંગોપાંગને, કંકણાદિને ન જોવાય, ન નિરખાય, એ બેઠેલ હોય ત્યાં અમૂક ટાઇમ ન બેસાય**' આ મર્યાદા અખંડિતપણે પાળવામાજ શ્રીજિનેશ્વર છે આજે તો પ્રશ્ન કરશે કે, આ તો કહે છે કે અંગ વિગેરે જોવામાં શું બગડી ગયું? હું કહું છું કે આ ભાવના

ઉપાસના કરી, તેના હાથનુ કકણ પણ ન ઓળખે એ એમની કયી સ્થિતિ? લક્ષ્મણજી અ ગોપાગ જોવામા કેટલા અ કુશવાળા! એ મર્યાદામા કેટલા મક્કમ હતા? આ મર્યાદા છે મર્યાદાથી મયમ અને ભાવના એવા સુદર રહેતા કે મલીનતા આઘીને આવીજ રહેતી આથી શ્રી લક્ષ્મણજી નિર્બળ મનોગળવાળા હતા એમ નથી, પણ સજ્જનતાને અનુસરતી સર્વોત્તમ મર્યાદાનો તેઓમા વાસ હતો આજ તો કહે છે કે, પુરૂષો સ્ત્રીઓના મમૂહની સાથે ફરે હરે અને પુરૂષોના સમૂહની સાથે સ્ત્રીઓ હરે ફરે, એમા વાધો શો? આ પ્રશ્નજ યોગ્ય નથી ઇદ્રિયોની અને મયોગોની વિષમતાને સમજતા આત્માને આવા કુવિકલ્પો ઉઠેજ નહિ ચચલ ઇદ્રિયોને એવા સયોગોમા મૂકવીજ નહિ કે જેથી વકરી જાય સુધારા એવા ન હોવા જોઈએ કે પરિણામે કુધારા રૂપ નિવડી, આત્માને પાપની પરપરામા જોડી, જીવનની ખર બાની કરી નાખે સ્ત્રીઓ પુરૂષના પરિચયમાજ ન આવે તો અના ચાર કયાથી થાય? **સહવાસ યોગ્યના રોલે અયોગ્યના સહવાસ ભયકર પરિણામ લાવે** પુરૂષની પ્રધાનતા છે, એટલે બધી વાતો પુરૂષને લઇને સ્ત્રીને કહેવામા આવે છે પણ તેથી પુરૂષોએ નથી સમજવાનુ એમ નહિ એમાથી એકની વાત નથી બેયની મર્યાદા નિયત છે જ્ઞાનીએ બેયને ઉદ્દેશીને કહેલ છે શાસ્ત્ર કહે છે કે –સ્ત્રીઓએ પરપુરૂષ તરફ દૃષ્ટિ પણ ન કરવી, કરવી પડે તો વડીલને પિતા ગણીને, તેમજ પુરૂષોએ મોટીને માતા ગણીને, નાનીને બ્હેન ગણીને, નાનાને બધુ ગણીને કરવાની જરૂર પડે તો દૃષ્ટિ કરવી આ મર્યાદાનો જેટલો ભગ એ બધા નાશના લક્ષણ મર્યાદામા રહી મનોબલ એવા યોગ્ય માર્ગે કેળવો કે સડો થવાજ ન પામે મહાસતી શ્રી સીતાજીને માતા તરીકે માનનાર શ્રી લક્ષ્મણજી એમ કહે કે, 'કકણને ઓળખતો નથી' એ કયી દશા? કેટલી મર્યાદા! આવા સસ્કાર આજના આર્ય સસારમા હોય તો અનાચાર સભવે? કદી નહિ જેમ અગ્નિ, લાકડા અને પવનથી વધે લાકડા અને પવન ન

હોય તો અગાગ બુઝાઈ જાય, તેમ સયોગથી ઉત્પન્ન થનાર અને વધનાર વિષય, સામગ્રીના અભાવે આપોઆપ ગમી જાય છે તે માટે શાસ્ત્રે મર્યાદા બાધી બ્રહ્મચારી અગર શીલસપન્ન બનવુ હોય તો નવ વાડોનું પાલન કરવુ જોઇયે અહીં શ્રી લક્ષ્મણજીની વાત ચાલે છે, એટલે પુરૂષોએ તો ખાસ સમજવાનુ છે કેહો જો, લક્ષ્મણજીએ આ પાળ્યુ તો તમારે જરૂર કેમ નહિ? મર્યાદા મૂકવાથી શુ બ્રહ્મચર્ય વધે, એમ માનો છો? આચાર ખોટા ત્યા વિચારમા સુદરતા હોય એ માન્યતા પ્રાય ખોટી ખોટા આચારવાળાને સુદર વિચાર આવે, એ દુશક્ય છે અને આવે તો તે ચિરસ્થાયી હોતા નથી મર્યાદાનુ સેવન, એ આત્માને પરમ શુદ્ધ બનાવનાર છે જેમ નીસરણીમા દોરડુ અને કઠેરા એ આલબન છે, તેમ નિયમ એ પડતાને બચવા માટેનુ પરમ આલબન છે આ જીવનમા જો બચવુ હોય તો જીવન એવુ નિયમિત બનાવવુ જોઈએ કે પ્રમાદથી પણ અનાચાર સેવાઈ જાય નહિ સદાચારમા મહેનત છે દુરાચારમા (મહેનત) નથી હવા અને વાતાવરણ પ્રતિદિન કેટલુ બગડતુ જાય છે? નૉવેલો વિગેરે સાહિત્ય પણ કેવુ ભયકર ફેલાતુ જાય છે? જે જમાનામા વસ્તુ, વાત, વિચાર ને સામગ્રી જ્યા આવી ત્યા અનાચાર આવતા વાર શુ? સદાચારને અવકાશ કેટલો? સદાચાર સાપડે એવી જગ્યાએ સાભળવા આવનાર કેટલા? તેમાયે રૂચ તો સાભળે, નહિ તો નહિ હું તો કહુ છુ કે પૂર્વની મર્યાદા હતી. તે કરતા અત્યારે તો કઠીન મર્યાદા જોઇયે ઢીલા બધનોને મજબૂત કરવા જોઇયે

<u>પરિવર્તન કયા હેતુથી?</u>

કહે છે કે, શ્રી પાર્શ્વનાથસ્વામિના સમયમા ચાર મહાવ્રત હતા ત્યાર શ્રી મહાવીર ભગવાને પાચ કર્યા સમયાનુસાર પરિવર્તન કર્યા, ને? ભાગ્યશાલી! ભગવાન્ શ્રી મહાવીરદેવે તો બધન ઢીલુ હતુ, તે મજબૂત કર્યું એ જ્ઞાનીએ જોયુ કે હવેના જીવોની પામરતા વધતી જાય છે વાતવાતમા બારી

કાઢનારા નીકળશે નિષેધ હશે ત્યાએ બારી શોધવાનો પ્રયત્ન કરશે પહેલા ચાર વ્રતમા ચોથુ પરિગ્રહ વિરમણ વ્રત હતુ તે વખતના જીવો ઋજુ અને પ્રાજ્ઞ હતા-બુદ્ધિશાલી અને સરળ હતા ઝટ સમજી જાય તેવા હતા-એ સમજતા કે જો પરિગ્રહ એ પાપ છે, તો સ્રીસગમા પાપ કેમ નહિ ? **દુનિયાના બધા પરિગ્રહો કરતા સ્રી તો મહા પરિગ્રહ છે** ભગવાન્ શ્રી મહાવીરદેવે હવેના જીવો જડ અને વક્ર હોવાથી ચારના પાચ મહાવ્રત કર્યા ! એટલે કે ચોથુ મૈથુન વિરમણ વ્રત ઉમેર્યુ પરિવર્તન કર્યુ કે બધન વધાર્યુ ? આત્મા અસયમી મટી સયમી થાય, એવા પુષ્કળ બધન કરવા કોઇ માગે, એ તો આજ્ઞાને અનુસરતી વાતો છે, એમા નિષેધ કોણ કરે ? વધુમા આ વસ્તુ હરેક કાલ માટે એક સરખીજ છે, એટલે કે દરેક અવસર્પિણીમા પહેલા અને છેલ્લા તીર્થપતિના શાસનમા પાચજ મહાવ્રતો હોય છે, એટલે એમા કશીજ નવીનતા નથી બાકી બધનવાળુ જીવન બનાવવા અકુશ વધારવાનો નિષેધ નથી શ્રી જિનેશ્વરદેવના શાસનમા એવુ પરિવર્તન કદી પણ બન્યુ નથી કે જેમા જ્ઞાનીએ નિષેધેલી પ્રવૃત્તિ બની હોય ! **તે જમાના કરતા આ જમાનામા તો બધન વધારના જોઇએ ઇચ્છા મૂજબ વર્તવાનુ કહેનારા, વસ્તુત હિતૈષી નથી પણ ડુબાડનારા છે** બાપ તે, હિતૈષી તે, વડીલ તે, વાલી તે, કે જે બચ્ચાની એક એક વાતે ચોકી કરે, એક એક દોષને જોતા તેને જન્મતાજ દાબે, **'બાળક છે'-એમ કહી દોષને પોષનાર મા બાપો, બચ્ચાના પ્રાણને શોષે છે** બાળક જિનમદિર ન જાય, સાધુ પાસે ન જાય, વ્યાખ્યાને ન જાય, કદમૂળાદિ ખાય, અને અનીતિ આદિકનુ સેવન કરે, તે વખતે બાળક છે એમ કહી ચલાવી લેનાર માતાપિતા હિતૈષી નથી બાળક માટી ખાય, કોલસા ખાય, ત્યારે તો માતા છી છી કહે, તેમ કહેવા છતાયે જો એ બાળક એ મુખમાથી બહાર ન કાઢે તો મ્હોમા આગળી ઘાલી મા કઢાવે ત્યારે રહે કારણ ? એ જાણે છે કે અદર જશે તો રોગ થશે જે ચીજથી શરીરમા

રોગ થાય એવી ચીજ જે માતા પિતા વિગેરે હિતૈષી ન ખાવા દે તે કદમાળ વિગેરે અભક્ષ્ય ખાવાનુ પાપ કરતા ન રોકે તો હિતૈષી કહેવાય? આત્માનો નાશ થાય એવુ કરવા દેવુ એ માબાપ વડીલની ફરજ નથીજ રોગ વધારનારી ચીજો ખાય ત્યા બાળક છે એમ કહી જતુ ન કરે પણ ચોખ્ખી ના પાડે તે માતા-પિતા પ્રભુપૂજન આદિ ધર્મક્રિયાઓથી પરાઙમુખ બનેલા, એટલુજ નહિ પણ તે ધર્મક્રિયાઓની વિરૂદ્ધ યથેચ્છ બોલનાર બાળકને કાંઈ પણ ન કહે અને ધર્મ માર્ગે ન જોડે, એનો અર્થ શો? એ માતા પિતાને કયી વસ્તુના પૂજારી ગણવા? જે શરીરને સાચવવામા આવે છે તેનો સ્વભાવ છે સડવાનો—પડવાનો ને નાશ પામવાનો! તેના ઉપર કસ્તુરીનો લેપ કરો, રૂપીયાની રૂપીયાભાર ચીજ તેની અંદર ઘાલો, તોયે છેવટે તો તે પડવાનુ એ નક્કીજ તો પછી કેવલ તેનીજ સેવામા રક્ત બનાવી આત્મભાન ભૂલાવવાં દેનાર માતા પિતા માટે શુ કહી શકાય? શરીરને જીદગી સુધી ચોવીસે કલાક સેવ્યા કરો તોયે તે મૂકવુજ પડશે મૂક્યા વગર ચાલે તેમ નથી વગર નોટીસે ખાલી કરવુ પડશે અહીંનો ભાડુત તો છ મહિના કાઢે બી, રહેનાર બહુ હુશીયાર હોય તો કોર્ટે જઇ મહીનાના મહીનાઓ કાઢે, દસ્તાવેજમા ચોગઠાનો પાયડો કરી નાખે અહીં એ બધુ ચાલશે પણ ત્યાતો ખાતે પીતે, વાતો કરતે કરતે, મોટરમા બેઠે બેઠે મરાય છે એમા વાર, તટેવાર, દહાડો કાંઈ જોવાનુ નથી એવા શરીરની સેવાના પાઠ ભણાવનારાઓ, શરીર માટે ધર્મ વેચી ખાવાનુ કહેનારા આદમીયોને કયી દૃષ્ટિએ ઉપકારી કહો છો, તે સમજાવો! મનુષ્ય તરીકે વાતો કરતા શીખો! નિંદા, ધમાચકડી મૂકી, આપણે કોણ? ક્યાથી આવ્યા? કય જવાના? કર્યું શુ? કરવાનું શુ? એ વિચારો હો! 'અરબસ્તાનથી મોતી આવ્યા કે નહિ' એવી વાતો ઝવેરીઓ ભેગા થાય કે કરે, સટોડીયા બનો કે અફીણોના ભાવની વાતો કરે, સૌ સોનાની વાતો કરે, પણ આગમની, શાસ્ત્રની, ધર્મની, વાત કોણ કરે? હુ કેહુ છુ કે આ ધર્મની વાત ગઇ તો છતે પૈસે ભીખ માગ

વાનો વખત આવને, તમને ટાઇમસર ખાવા મળે છે. એ પ્રતાપ હીરા માણેક કે પન્નાનો નથી, પણ ધર્મનો છે થોડી જીંદગીમા નાહકના, લેવાદેવા વિના, વગર સમજ્યે ચોટે-ચોગે અને ચકલે જેમ તેમ બોલવુ, એ તે માણસાઇ કે જાનવરપણુ ? કહેવત છે કે, બે પડિત મળે તો તત્ત્વગોષ્ટિ કરે અને બે ગદ્ધા મળે તો લાત લાત કરે કોઈ ગમે ત્યા લઈ જવા માગે તો જતા પહેલા આત્માને પૂછજો, પાપથી અને દુર્ગતિથી બચતા રહેજો, ખોટી રીતિએ પીઠ થાબડનારઓ સદ્ગતિએ નહિ લઈ જાય! દુર્ગતિમા જતા કે ગયા પછી બચાવ નહિ કરે' એનો ખૂબ ખ્યાલ રાખજો આ બાબતમા 'કાલસૌકરિક' કસાઇના દીકરા 'સુલસ'નુ દૃષ્ટાંત ખાસ વિચારવા જેવુ છે.

<u>શ્રી સુલસનુ દૃષ્ટાંત</u>

કાલસૌકરિક કસાઇ રોજના પાચસો પાડા મારતો હતો શ્રી શ્રેણિક મહારાજાએ પ્રયત્ન કર્યા છતા પણ તેણે હિંસા બધ ન કરી પણ ઉલટો તે પાપની સામે બચાવ કર્યો હતો શ્રી શ્રેણિક મહારાજાએ જ્યારે કહ્યુ કે, 'કાલસૌકરિક! હિંસા, એ પાપ છે માટે છોડ,' ત્યારે ઉત્તરમા કાલસૌકરિકે કહ્યુ કે 'જે હિંસાથી માણસ જીવે એને પાપ કેમ કહેવાય? એને હિંસા કેમ કહો છો? હુ તો કહુ છુ કે, એ તો ધર્મ છે-એને નહિ મૂકુ' ધર્મી ધર્મની દલીલ કરે, ઘાતકી વાતની દલીલ કરે ભગવાન્ શ્રી મહાવીરદેવે શ્રેણિક મહારાજાને સૂચવ્યુ કે, 'કાલસૌકરિક હિંસા મૂકે નહિ અને તારી નરક તટે નહિ' ભગવાન્ શ્રી મહાવીરદેવ સાક્ષાત્ મૌજૂદ હતા, ત્યારે પણ રોજ પાચસો પાડા મારનારા કારમા આત્માઓ જીવતા, હિંસા એજ ધર્મ એવી દલીલો કરતા, તો પછી આજની શી વાત કરવી? કાલસૌકરિકનો દીકરો સુલસ શ્રીઅભયકુમારના સહવાસથી ઉમદામા ઉમદા આત્મા નીકળ્યો ભાગ્યશાળીઓ! તમારા સહવાસમા આવે તેને તમે સુધારો કે ઉલટા તે તમને પાડે? જો તે તમને પાડે તો વિચારો કે બળ

વાન્ કોણ ? આત્માને એવો નિર્બળ ન બનાવો કે ગમે તેવી વાતથી મુઝાઈને ધર્મ–માર્ગથી ખસી જવાય શ્રી અભયકુમારના સહવાસમાં આવનારો હિંસક, તે અહિંસક બનતો જૂઠું બોલનાર તે સત્યવાદી બનતો અને ચોર તે શાહુકાર બનતો (પ્રશ્ન – કાલસૌકરિક તો અભવિ હતો, પણ ભવિને તો પ્રભુ સમજાવેને ?) પ્રભુ કેવલજ્ઞાની છે જ્યાં આત્માનું હિત દેખે ત્યાં તો એ પરમ ઉપકારી ઉપકાર કર્યા વિના રહેજ નહિ ભવિમાં પણ દુર્ભવિ અથવા થોડા ભવમાં મુક્તિએ જનારા હોય, છતાં તરતમાં ન પામે એવા હોય તો એ કેવલજ્ઞાની ભગવાન્ પણ ઉપેક્ષા કરે જેમ જમાલી અયોગ્ય જણાયા એટલે જતા કર્યા ને ? બાકી પરમોપકારી શ્રી તીર્થંકરદેવો જ્યાં ઉપકાર જણાય ત્યાં ઉપાય કર્યા વિના રહે તેમ નથી વીસમા તીર્થપતિ શ્રી મુનિસુવ્રત સ્વામી એક ઘોડાને પ્રતિબોધ કરવા એક રાતમાં સાઠ જોજન ચાલીને ભરૂચ પધાર્યા હતા એક ઘોડાને સમ્યક્ત્વ પમાડવા માટે આખો વિહાર, એક રાતમાં કર્યો હતો (સભામાંથી પ્રશ્ન—પાપ મારનારને મારી ન નખાય ?) શ્રી જિનેશ્વરદેવના શાસનમાં કોઈને પણ મારવાની આજ્ઞા નથી આજે પાપન પાપ મારનારને મારવાની ભાવના થઈ પછી જે નહિ મારવાની ભાવના છે, તેનો નાશ થતા વાર નથી લાગતી આથી શાસ્ત્ર કહે છે કે બચાવવું એ ધર્મ પણ મારવું એ ધર્મ નહિ એકને માર્યો, બીજાને, અને ત્રીજાને માર્યો કે ખલાસ, એ તો એજ હિંસા આવી માટે બચાવવાનો પ્રયત્ન કરવો એ ધર્મ ! જૂ મારનારને શ્રી કુમારપાળ મહારાજા સમક્ષ ઉભો કરવામાં આવ્યો શ્રી કુમારપાળ મહારાજા એને માર્યો ? નહિ, પણ પ્રાયશ્ચિત તો આપ્યું, અને તે એ કે 'યૂકાવિહાર' નામનું મંદિર બંધાવી તેના ઉપર લખાવરાવ્યું કે જૂ મારવાના પ્રાયશ્ચિતમાં આ મંદિર બંધાવ્યું છે, જેથી જગત બચે. હિંસાથી બચાવવા માટે હિંસકને મારવાની ભાવના, એ ઘોર પાપ છે ઘોર હિંસા છે આપણું પચ્ચખાણ કયું છે ? 'પ્રાણાતિપાત વિરમણું' છે–એટલે કે 'દુનિયાના કોઈ પણ પ્રાણીના પ્રાણનો અતિપાત–નાશ ન કરવો,' એજ આપણું પચ્ચખાણ

અસ્તુ ચાલો આગળ શ્રી અભયકુમારે પોતાના સહવાસથી સુલસને એટલો તો સુદર બનાવી દીધો હતો કે જેની સીમા નહિ કાલસૌરિકના મૂઆ પછી આખા કુટુબે આવી સુલસને કહ્યુ ‘હવે નાથ ગયા, તમે નાથ બનો, આપણો કુલધર્મ શરૂ કરો’

સુલસ૦—‘એ કામની હામ મારામા નથી જે હિંસાનુ ફળ મારા બાપના મરણ વખતે મે પ્રત્યક્ષ જોયુ છે, તે મારાથી બનવાનુ નથી આધળા બાપના દીકરાએ શુ આધળા થવુ?’

કુટુબીઓ કહે છે કે ‘પૈસા ટકાની જેમ પાપમા પણ ભાગીદારી કરીશુ માટે શરૂ કરો’

વાતકી કુટુબના પજામાથી છૂટાય પણ કેમ? હિંસક કુટુબી પણ ભયકર હોય છે, પણ સુલસ શ્રી અભયકુમારનો મિત્ર હતો કઈ કમ નહોતો કુહાડો લઈ તરત પોતાની જાગ પર માર્યો, અને મૂર્છિત થઈ પડયો મૂર્છા વળી અને જાગૃતિ આવ્યા બાદ બૂમો મારીને કહે છે કે,—‘પીડા સહેવાતી નથી’ એમ કહી ભેગા થયેલ કુટુબીઓને કહે છે કે, ‘આ મારી પીડાને થોડી થોડી વહેચી લ્યો’

કુટુબીઓ૦—‘ભાઈ! કોઈ દિવસ પીડા કોઇની વહેચી લેવાણી જાણી છે’

સુલસ૦—‘અહી પીડામા તમે ભાગ નથી પડાવી શકતા, તો મારા મૂઆ બાદ પાપના પરિણામે નરકાદિ ગતિના દુખમા ભાગ પડાવવા તમે કમ કરી આવવાના? અને શુ કરશો?’

કુટુબીયો શુ બોલે? સુલસની આ હકીકત સાભળી અભય કુમાર તરત રાજમહેલથી નીકળી સીધા સુલસ પાસે આવે છે, ને કહે છે કે ‘સુલસ જગતમા તુ એક શ્લાઘાને પાત્ર છો અહિસા ધર્મની રક્ષા ખાતર તે તારી જાતને પણ ન બચાવી ને અતમા કુટુબને પણ બચાવ્યુ! ધન્ય છે તને’



# પરિશિષ્ટ—૧.

## શ્રી સાગરાનંદ સૂરિજીનુ વ્યાખ્યાન

અને

## જામનગરના શ્રી ચતુર્વિધ સંઘના ઠરાવો

---

**સદુપદેશના વાક્ય ઉપર થતા અયોગ્ય આક્ષેપોનો રદીઓ**

આજે એટલે તા૦ ૨૮-૮-૨૯ને રોજ જામનગરના શ્રી ચતુર્વિધ સંઘની સભાની મોટી મેદની મળી હતી તેમા અધ્યક્ષ સ્થાનેથી પરમપૂજ્ય આગમોદ્ધારક **સાગરાનંદસૂરીશ્વરજીએ** નીચે મુજબ વિવેચન કર્યું હતુ –

"મહાનુભાવો, તમને માલમ હશે કે કોઈપણ કોર્ટમા બદનક્ષીનો કેસ ચાલે તે કોર્ટ માત્ર એક વાક્યના શબ્દો ઉપર બદનક્ષી થઈ એમ માનતી નથી કોર્ટ આખા પેરેગ્રાફ અને પ્રકરણ ઉપર ધ્યાન આપે છે તેવી રીતે આજકાલ જે ચર્ચા ચાલી રહી છે કે મુનિવર્ય શ્રી રામવિજયજીએ આમ કહ્યુ, તે વચન કહ્યુ, તેમા કોઈ ના પાડતુ નથી મુનિવર્ય શ્રી રામવિજયજી પણ ના પાડતા નથી પણ તમે આખુ પ્રકરણ વાચો, આખો પેરેગ્રાફ વાચો કેટલાકે એ વાચ્યો હશે, છતા સ્મૃતિ તાજી કરવા એ હું વાચુ છુ કે જે ઉપરથી તમને વક્તાનો આશય માલમ પડી જશે

"××× તમારા એકે પાપને વખાણે તેવા નથી એકે પાપની પ્રશંસા કરે તેમ નથી અહીં બેસીને શ્રીજીની આજ્ઞા વિરુદ્ધ પાપને પણ પપાળે એના જેવો નરાધમ કોટિનો બીજો કોણ? અર્થકામની વાસનામા તો તમે પહેલા છો જ અને અહીં આવો ત્યાયે અમે અર્થકામની વાતો કરીએ, એ અગ્નિમા ઘી હોમવા જેવુ છે તમે ગૃહસ્થ છો, અમુક ચીજની જરૂર હોય, તોયે તમારી ભાવના શુ હોવી જોઈએ?

सम्मद्दीठी जीवो, जइवि हु पावं समायरइ किंचि।
अप्पोसि होइ बंधो, जेण न निद्धंधसं कुणइ ॥

સમ્યગ્દૃષ્ટિ પાપ કરે તો થોડો બંધ, મિથ્યાદૃષ્ટિ પાપ કરે તો ઘણો બંધ કારણ સમ્યગ્દૃષ્ટિ પાપ કરે નહિ અને કદાચ સંયોગવશાત્, નિર્બલતાને યોગે, આસક્તિના પ્રતાપે, અશક્તિના જોરે પાપને કરવું પડે તો કિંચિત્ પાગર પાણીની જરૂરત હોય તો સવાપાશેર ન વાપરે ××× જ્યાં મનુષ્ય, દુનિયાના ઉત્તમ પ્રાણી મનુષ્ય વર્ગે, ત્યાં ઈતર જંતુની દયા હોય કે ભયંકર કતલ હોય? પણ સ્વાર્થી પેટભરાઓ, સ્વાર્થની ખાતર આ પણ કરે અને વળી એમાં પાછો ધર્મ માને, એવા નરાધમોની વાત શી કરવી? નિર્દયપણે કતલ ચાલે, એમાં કંપારીએ નહિ એ માણસાઇ કઈ જાતની? મનુષ્ય ઈતર પ્રાણીની રક્ષા કરે કે સંહાર? તમે લોકો જો તમારી જરૂર માટે હિંસાને ધર્મ ગણો તો આર્ય અને અનાર્યનો ભેદ શો? આજે પલટો થયો છે આર્ય દેશની વાસના ત્યાં ગઈ છે ××× અહીંથી ત્યાં જઇ આવી, નકલી બની, પાપની ક્રિયાઓનો પ્રચાર કરે છે આજે મારા ઘરે પણ અભક્ષ્ય અપેયનો વિચાર નથી જૈનોના ઘેર પણ દારૂના શીશા અને ઇંડા, ચટણીની જેમ ખવાય છે ××× અનાર્ય તો અનાર્ય છેજ, પણ આર્યો અનાર્યોનું. અનુકરણ કરે તો એ અનાર્યોથી એ ભુંડા ××'

આ આખો અધિકાર સાંભળવાથી તમોને સ્પષ્ટપણે માલમ પડશે કે વક્તાનો આશય પ્રથમ તો સમ્યગ્દૃષ્ટિ પાપ કરે નહિ અને સંયોગાદિવશાત્ આપેક્ષપણે કિંચિતજ પાપ કરે આમ જણાવી સમ્યગ્દૃષ્ટિ જૈનોને તો સ્વતંત્રપણે અલગ કરેલા છે પછી જે લોકો તેવી દૃષ્ટિવાળા નથી તેવાઓનું વિવેચન કરતા આર્ય દેશમાં આર્યપણે વર્તતા નિરપેક્ષ જૈનોનું વર્તન જણાવ્યું છે અને ત્યારપછી અનાર્ય દેશમાં જઇ આવેલાને અનાર્ય દેશની વાસના લઈ આવેલા જૈનો માટે કહેવામાં આવ્યું છે આવી રીતે

ત્રણ વિભાગે જૈનોને આ પ્રકરણમાં જણાવ્યા છતાં જેઓ છેલ્લો ભાગ બધા જૈનોને લાગુ કરવા માગે છે તેઓની ધારણા સર્વથા ભૂલભરેલી છે, એમ તમો સ્પષ્ટ જોઈ શકશો કદાચ તેઓ છેલ્લા પ્રકરણમાં વપરાએલા જૈન શબ્દ આગળ કંઈ વિશેષણ નહિ હોવાથી બધા જૈનોને તે છેલ્લા વાક્યમાં લેવા માગે તોપણ તેમની સમજ ભૂલભરેલી છે કેમકે શ્રીમાન હરિભદ્રસૂરિજી "લલિતવિસ્તરા' ગ્રંથમાં સ્પષ્ટપણે જણાવે છે કે* સમુદાયમાં પ્રવર્તેલા શબ્દો અનેક પ્રકારે તેના ભાગમાં પણ લાગુ પડે છે જેમ શાસ્ત્ર રીતિએ લોક શબ્દથી પાંચ અસ્તિકાય લેવાય છે છતાં લોગુત્તમાણં એ જગો ઉપર લોક શબ્દથી પંચાસ્તિકાયમાંનો એક ભાગ જે જીવાસ્તિકાય છે અને તેનો પણ એક ભાગ જે ભવ્ય જીવો છે તેજ ત્યાં લોક શબ્દથી લેવામાં આવ્યો છે તેવીજ રીતે લોકોમાં પણ સાતે ઋષિઓને અંગે વપરાએલો સપ્તર્ષિ શબ્દ એક, બે, ત્રણ ઋષિના અંગે પણ વપરાય છે તેવી રીતે આ પ્રકરણમાં જૈનોના કોઈપણ ભાગને માટે નિર્વિશેષણપણે જૈન એવો શબ્દ વપરાય તેમાં કોઈ જાતની અડચણ નથી

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્ર સૂરીશ્વરજી પણ શ્રી અભિનંદન પ્રભુની દેશનામાં+ પંચેન્દ્રિય તિર્યંચો, આર્ય મનુષ્યો અને દેવતાઓને માટે જે સ્વરૂપ કહે છે તે પણ એક ભાગનેજ લાગુ પડવાવાળુ હોવા છતાં સમુદાયને ઉદ્દેશીને કહે છે પ્રતિપક્ષી લોકો પણ કેટલાક સાધુઓને અંગે ટીકા કરતા સ્થાન સ્થાન પર

*समुदायेषु प्रवृत्ता शब्दा अवयवेष्वपि प्रवर्तन्ते ।

\+ पञ्चेन्द्रिया जलचरा खाद्यतेऽन्योऽन्यमुत्सुका ॥
धीवरै परिगृह्यन्त गिल्यन्ते च बकादिभि ॥३९॥
उत्कील्यते त्वचयद्भि भाष्यन्ते च भक्षितुम् ॥
भोक्तुकामैर्विपाच्यन्ते निगाल्यन्ते वसार्थिभि ॥ ४० ॥
स्थलचारिषु चोत्पन्ना अबला बलवत्तरै ॥
मृगाद्या सिंहमुख्यैर्मार्यन्ते मांसकांक्षिभि ॥ ४१ ॥

સાધુઓ, સાધુઓ, એમ બોલે છે તો તેઓ પણ એક ભાગને અંગેજ જાતિવાચક શબ્દનો ઉપયોગ કરે છે એમ તેઓને ખચિત માનવુ પડશે આવુ લોક પ્રવૃત્તિમા પણ જન્માષ્ટમીએ (ગોકુળ અષ્ટમીએ) લોકો જુગાર રમે છે, દીવાળીએ લોકો ફટાકડા ફોડે છે, હોળીના દિવસોમા લોકો અસત્ય શબ્દો બોલે છે એ વિગેરે જે કહેવાય છે તે પણ અવયવમા સમુદાયવાચક શબ્દનો ઉપચાર કરીનેજ બોલાય છે

ઉપરની હકીકતથી તમે સ્પષ્ટ સમજી શકશો કે મુનિવર્યશ્રી રામવિજયજીના શબ્દો ઉપર ટીકા કરવી તે કોઈ પણ પ્રકારે યોગ્ય નથી છતા તે મુનિવર્યશ્રીએ ચળવળીઆઓના સતોષને ખાતર આવી રીતે સ્પષ્ટ ખુલાસો બહાર પાડયો છે

જાહેર ખુલાસો

'જૈનોને ઘેર પણ દારૂના શીશા, અને ઇડા ચટણીની જેમ ખવાય છે' એ મુજબનુ 'જૈન પ્રવચન'મા એક વાક્ય છપાયુ તેની આગળ અને પાછળનો સબધ વાચતા તે અનાર્ય દેશમા જઈ ભાનભુલી જે કોઈ વાપરતા હોય તેનેજ ઉદ્દેશીને લખાયુ છે એ સ્પષ્ટ માલમ પડે છે આ સબધી અમારો ખુલાસો અમે 'જૈન પ્રવચન'ના આગમા અકમા બહાર પાડેલ છે છતા તે

आर्यदेशे समुत्पन्ना अप्यनार्यविचेष्टिता. ॥
दु खदारिद्र्यदार्मार्ग्यानर्दग्धा दु समासते ॥ ८१ ॥
परसपत्तमकेपेणापत्कपेण स्वसपदाम् ॥
परमेष्यतया दग्धा दु ख जीवति मानवा ॥ ८० ॥ वि० ॥
शोकामर्प विषादेर्ष्यादैन्यादिहितबुद्धिपु ॥
अमरेष्वपि दु खस्य साम्राज्यमनुवर्तत ॥ ८७ ॥
दृष्ट्वा परस्य मद्दतीं श्रिय प्राग्जन्मजीवितम् ॥
अजितस्वल्पसुकृत शोचन्ति सुचिर सुरा. ॥ ८८ ॥

(ચતુર્વિંશતિદેશનામ ગ્રથ, ત્રિષષ્ટીશલાકાપુરુષચરિત્રમાથી, શ્રી અભિનદન પ્રભુના)

સબબથી કોઇને હજુ પણ ગેરસમજ રહેતી હોય તો એક વાર ફરી અમે જણાવીએ છીએ કે પૂજ્ય વ્યાખ્યાનકારનો આશય ફક્ત અનાર્ય દેશના સંસર્ગથી જ કોઈ ભાન ભુલેલા કુટુંબમાં આવી અનિષ્ટ બની ગયેલ થએલી ટેવ તેને દૂર કરવાનો જ હતો અને છે બધા જૈનોને તેમજ ઘણા જૈનોને તે લાગુ પાડવાનો ઉદ્દેશ હોઇ શકેજ નહિ, હતો નહિ તેમ છે પણ નહિ

તા. ની 'જૈન પ્રવચન'

આ ખુલાસા વાંચીને સમજનારા મનુષ્ય વાંચીને કદી પણ એમ કહેવા તૈયાર નહિ થાય કે મુનિવર્યશ્રીનું અસલ વાંધાવાળું વાક્ય સમસ્ત જૈનોને ઉદ્દેશીને હતું વિરોધી પક્ષ તરફથી એમ કહેવામાં આવે છે કે આટલા અરસાના ખુલાસાને મુનિવર્ય શ્રી રામવિજયજીની સહીથી બહાર પડેલો નથી, પણ તે તેઓનું કહેવું અયોગ્ય છે, કારણ કે છેલ્લા અંકનો જે વિવાદાસ્પદ લેખ છે તે મુનિવર્ય શ્રી રામવિજયજીના વ્યાખ્યાનને અનુસરીને જેમ તંત્રીએ પ્રગટ કર્યો છે, તેવીજ રીતે આ આઠમા અંકમાં જણાવેલો ખુલાસો પણ મુનિવર્યશ્રીના ખુલાસાને અનુસરીને તંત્રીએ બહાર મેલેલો છે આ સ્થાને જો ખુલાસામાં સહીની જરૂર છે અને તે સિવાય તે માનનો નથી તો મૂળ લેખ પણ તેમની સહી સિવાયનો કેમ માનવામાં આવે છે? સાચ્ચા પુરૂષોને તો અસલ વાક્યજ વાંધાવાળું જણાય તેમ નથી તેમાં વળી જાહેર ખુલાસો દેખતાં તો વાંધાનું નામ નિશાન પણ રહે તેમ નથી

કદાચ કોઈ શંકા કરે કે આવી રીતનો સ્પષ્ટ ખુલાસો છતાં ચળવળીઆઓ આટલી બધી ચળવળ શાથી ઉપાડે છે, તો તેના સંબંધમાં જણાવવાનું કે, હું ભુલતો ન હોઉં તો, તે ચળવળીઆઓ આ વાક્યને તો માત્ર હથિયાર તરીકે ભોળા જૈનોને ઉશ્કેરવા માટે આગળ કરે છે, પણ તેમાં અસલ તત્ત્વ તો આ પેરેગ્રાફમાં વપરાએલા **નગ્નધર્મ** શબ્દમાંજ રહેલું છે

કદાચ દારૂ અને ઈંડાને માટે મુનિવર્યશ્રી તરફથી કહેવાય તેજ અયોગ્ય ગણવામાં આવે તો તે પણ કહેવું અયોગ્ય છે, કારણ

કે શ્રોતાને તારવાની દ્રષ્ટિવાળાએ સંકોચ ગણ્યા વગર હિતનો ઉપદેશ આપવોજ જોઇએ શ્રી હેમચંદ્ર મહારાજ વ્યાકરણ જેવા વ્યુત્પત્તિના કારણભૂત ગ્રંથમાં પણ કેવા ઉદાહરણો આપે છે તે જુઓ —

अपि तत्र भवान् जन्तून् हिनस्ति । १२
कथं नाम तत्र भवान् मांसं भक्षयेत् । मांसं भक्षयति ।
धिग् गर्हामहे अन्याय्यमेतत् × × १३
न श्रद्दधे न क्षमे जातु तत्र भवान् सुरां पिबेत् १७
न श्रद्दधे न क्षमे जातु तत्र भवान् सुरामपास्यत । १७

પાંચમો અધ્યાય, પાઠ ચોથો

ઉપર કહ્યા પ્રમાણે સ્પષ્ટ હકીકત છતાં વિરૂદ્ધ ચળવળ કરવાવાળાઓએ કોઈ પણ અંગત કારણથી, કોઈ મનુષ્યની પ્રેરણાથી ખોટી માન્યતા ધારણ કરી સભાઓ ભરી હોય તો પણ તેઓને પોતાને માથેથી કલંક ઉતારવાનો સરસ રસ્તો એજ હતો કે સભામાં બેઠેલા સર્વ લોકો જે પદાર્થોને અંગે પોતે ટીકા કરવા તૈયાર થયા છે તે પદાર્થો માટે જાહેર કરવું જોઈતું હતું કે અમોએ જીંદગીમાં એ પદાર્થનો ઉપયોગ કર્યો નથી, કરતા નથી, અને કરીશું નહિ તેમજ અમારી જાણ પ્રમાણે એવા પદાર્થનો ઉપયોગ કોઈ પણ જૈન કરતા હોય એમ અમોને લાગ્યું નથી આવી રીતે જો તેઓએ પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કર્યું હોત તો તે કાર્યક અંશે યોગ્ય પણ ગણાત પણ વિરોધીઓની એક પણ સભામાં તેવી પ્રતિજ્ઞા થઈ હોય એમ જાહેરમાં આવ્યુંજ નથી પણ ફક્ત શ્રી ઉપદેશક મુનિવર્યશ્રી ઉપરજ આક્ષેપોનો વરસાદ વરસ્યો હોય તેમ તેમના છાપા અને ઠરાવો ઉપરથી માલમ પડે છે પણ તે વિરોધીઓએ ચોકસ યાદ રાખવું કે તમારા જેવાઓના બખાળાને લીધે સત્યમાર્ગના ઉપદેશકો પોતાની ફરજ બજાવવી છોડી દેશે તેમ બની બનવાનું નથી વિરોધીઓએ સમજવાની જરૂર છે કે જો તમે જૈન કોમના હિતૈષી હોત તો

તમારી દૃષ્ટિએ સ્થાને જ્ઞાતિનું સમ્મેલન કરી તેવી અધમ પ્રકૃતિવાળાઓને સુધારવાના પ્રયત્ન કરવાની જરૂર હતી અને તેઓ ન સુધરે તેવાજ લાગે તો તેઓને જ્ઞાતિથી દૂર કરાવવા ચાલણી હતી સામાન્ય મનુષ્ય પણ સમજી શકે કે કલંક ઉતારવાનો રસ્તો કલંકવાળી વસ્તુથી ખસવું અને ખસેડવું એજ છે પણ કલંકવાળી વસ્તુને ખસેડવાનો ઉદ્યમ ન કરતાં તે રહેનારને હિતાવી હોય છતાં પણ ભાંડવા નીકળવું તે શિષ્ટનો ન્યાય તો નથીજ શું વિરોધીઓને એમ માલમ નથી કે તમારી આ ચળવળથી તેવા કલંકિત લોકો સુધરશે નહિ પણ પોષણજ પામશે? શું વિરોધીઓ છાતી ઠોકીને એમ કહી શકે એમ છે કે અનાર્યના સંસર્ગથી કેટલાએ જૈન નામધારીને ઘેર અનાર્ય આચરણો શરૂ થયેલા નથી? એમ કહેવાની તેઓ હિંમત કરી શકે તેમજ નથી ત્યારે તેઓને માટે સરલ રસ્તો એજ હતો કે સત્યપ્રરૂપકને નહિ ભાંડતા તેવા અધમોને ખોળી કાઢવા માટે ન્યાતો તરફથી સાન માગ ઈનામો બહાર પાડવાની જરૂર હતી છતા ઉપર જણાવેલો યોગ્ય રસ્તો વિરોધીઓએ લીધો નથી અને સત્યપ્રરૂપકનેજ વગોવવાનો રસ્તો લીધો છે તેમા તેઓનો હેતુ પ્રશંસનીય હોય એમ કોઈ પણ પ્રકારે માની શકાતું નથી

આ ચળવળને અંગે ઠરાવો કરવાની વધારે જરૂર એટલાજ માટે પડે છે કે તેઓથી જિનેશ્વર ભગવાને પવિત્ર તરીકે જાહેર કરેલા એવા સંઘ શબ્દને પોતાના ટોળાની સભામા જોડે છે અને પોતાની મનકલ્પના પ્રમાણે શાસ્ત્રથી નિરપેક્ષપણે ઠરાવો કરે છે, અને તે ઠરાવોને પવિત્ર એવા સંઘના નામે જાહેર કરે છે, પણ યાદ રાખવું કે શાસનપ્રેમી પરમ પવિત્ર સંઘના મનુષ્યો એવા અજ્ઞાન નથી કે જેઓ સર્વજ્ઞ ભગવાનના વચનોને એક બાજુ મેલી દઈ તેવાં ટોળાના વચનને સંઘના વચન તરીકે માને તેવા ટોળાઓને સંઘ કોણ કહે? તેવા ટોળાઓને સંઘ માનનારની શી દશા થાય? અને તેવા ટોળાઓને મદદ કરનારાઓને પણ શાસ્ત્રકારો કેવા શબ્દોથી શિખામણ દે છે એ બધો અધિકાર

આ તમારી સમક્ષ શ્રીમાન્ હરિભદ્ર સુરીશ્વરજીના બનાવેલા "સંબોધપ્રકરણ" ની ગાથાઓ મૂકું છુ, તે ઉપરથી તમોને સ્પષ્ટ માલમ પડશે ૧

માસ્તિકોએ સ્પષ્ટપણે સમજવાનુ હોય છે કે દ્રવ્ય, ક્ષેત્ર કાલ કે ભાવ કંઇ કે જમાનો કહો એ બધુ ધર્મિષ્ઠોને તો આત્મકલ્યાણની સિદ્ધિ માટેજ જોડવાનુ છે જે જમાનો સિદ્ધિને સર્વથા બંધ કરશે તે જમાનાને તો શાસ્ત્રકાર ધર્મહીન જમાનોજ કહે છે પવિત્ર આચારણ આ જમાનાને અંગે ઘણીજ નાની ઉમરથી કરવાની જરૂર છે, પણ આ જમાનો પવિત્ર આચરણને બાધ કરનાર છે એમ ગણીને પવિત્ર આચરણને રોકવાવાળાઓ કોઈપણ પ્રકાર શાસ્ત્રને કે પોતાના કલ્યાણને જોનારજ નથી એમ સ્પષ્ટપણે કહી શકાય

આ ચાલુ ગમા સ્થાનકવાસી અને દિગબર ભાઈઓએ પોતાની સંસ્થાઓ તરફથી સ્પષ્ટપણે જાહેર કર્યું છે કે આ ચર્ચાને

---

१ अम्मापिय सारिच्छो सिवघर थभो य होइ जिण सघो ॥
जिणवर आणा वज्झो सप्पुव्व भयकरो सघो ॥ १२२ ॥
असत्र सत्र जे भणन्ति रागेण अहव दोसेण ॥
ते ओ वामूहत्त पडित जायएतेसिं ॥ १२३ ॥
कारण सत्र सद्ध अव्ववहार कुणति जे केइ ॥
पप्फाडिअ सउणिअ-डग व ते हुति निस्सारा ॥ १२४ ॥
तेसिं बहुमाण पुण भत्तिए दिंति असणवसणाइ ॥
धम्मोत्ति नारूण गाथाए तित्तिव त्ताण ॥ १२५ ॥
सघ समागम मिलिया जे समणा गारवहिं कज्जाइ ॥
साहिज्जेण करता सो सघाओ नमो सघो ॥ १२६ ॥
जे साहज्जे वट्ट आणा भगे पवट्टमाणाण ॥
मणवायाकाएहिं समाण दोस तय बिंति ॥ १२७ ॥
(સંબોધ પ્રકરણ)

ક કે પત્રકારે જૈન ચર્ચાના નામે લખવી કે છાપવી નહિ, ત્ તેઓ શ્વેતાંબર મંદિર માર્ગીઓથી ભિન્ન મતના છે, છતાં આ ચર્ચાથી અલગ પડવા માગે છે તેનો અર્થ એટલોજ શકે કે ચાલુ ચર્ચાના મૂળ વાકયમાં "જૈનો" તરીકે વપરા શબ્દ તેઓ તમામ જૈનોને લાગુ પડતો હોય એમ જણાતા કારણ કે જો તેઓ તે શબ્દ તમામ જૈનોને લાગુ પડે છે માનતા હોત તો તેઓ પણ પોતાને જૈન કહેવડાવે છે વાંધો ઉઠાવત, અને તે જૈન શબ્દની ચર્ચાને જૈન ચર્ચા કે ખેદ નહિ કરતા ખુશીની સાથે તેઓ તેને જૈન ચર્ચા કે કબૂલ કરત જો તેઓની માન્યતામાં જૈન શબ્દથી સર્વ આવી જતા હોય તો તેઓ પોતા તરફથી પ્રોટેસ્ટ કરવાને દિવસ ચૂકત નહિ અને આપણા શ્વેતાંબર મંદિરમાર્ગી ચગ આઓ કરતા પણ તેઓ મુનિવર્યશ્રી રામવિજયજી ઉપર બમણા જ કાઢત પણ સુયોગે તેઓને તેવા અસત્ય માર્ગની બુદ્ધિ નથી ને તેથી તેઓએ આ ચર્ચામાંથી અલગજ રહેવાનું ગ કર્યું છે છતાં તેઓમાંથી કેટલીક વ્યક્તિઓ શ્વેતાંબરના ના નામે એકઠા થએલા ટોળામાં આવીને પોતાની અંતઃકરણની ખાલી કરવા ચૂકી નથી પણ તે વાત તેની સંસ્થાઓએ રવા જેવી છે, કેમકે તેની સંસ્થાઓએ કાતો પોતાનો લેખ ખેંચી લેવો અથવા તો શ્વેતાંબર મંદિરમાર્ગી સંઘમાં ાની આવેલી વ્યક્તિને શાસિત કરવી આ બેમાંથી એકે રસ્તો સુધી લેવામાં આવેલો નથી તે ખરેખર વિચારણીયજ છે

અંતમાં એટલું કહીને વિરમીશ કે જેઓ આત્મકલ્યાણની ા રાખતા હોય તેઓએ શ્રી જિનેશ્વર ભગવાનના શાસ્ત્રની ા ધારણ કરવી જોઇએ. સત્ય પ્રરૂપકોના વાકયોનો સદુપયોગ ા જોઇએ અને ત્યાગમાર્ગને રસ્તે જવામાંજ કલ્યાણ માનવું ઇએ"

ઉપર મુજબના ભાવાર્થવાળું વિવેચન થયા પછી શ્રી ચતુ ા સંઘ તરફથી સોરઠીઆ ભાઈ ધનરાજજીએ નીચે પ્રમાણે

ઠરાવો રજુ કર્યા હતા અને તે શ્રી ચતુર્વિધ સંઘે સર્વાનુમતે પસાર કર્યા હતા

તે ઠરાવ નીચે મુજબ —

૧ શાસ્ત્ર અને લોક વ્યવહારથી સમુદાયને કહેવાવાળા શબ્દો સમુદાયના એક ભાગમા પણ વપરાય છે, તેમજ ત્રિષષ્ઠી શલાકા ચરિત્રમા તેના સમુદાયવાચક શબ્દોનો અવયવમા પ્રયોગ કરેલો છે ને વ્યાકરણમા પણ શ્રી હેમચંદ્ર મહારાજે માંસ અને દારૂના વિષયમા શ્રોતાને આશ્રયીને પ્રયોગ કરેલા હોવાથી, મુનિવર્યશ્રી રામવિજયજીના શબ્દો જે "જૈન પ્રવચન"મા આવેલા છે તે ટીકાને પાત્રજ નથી, એમ અમો માનીએ છીએ છતા તે શબ્દોથી જે લોકો ઉશ્કેરાઇને મુનિવર્યશ્રી રામવિજયજીને માટે જે અઘટિત શબ્દો બોલ્યા છે તે સર્વથા અનુચિત છે અને તેથી તેવુ બોલનારાઓની અજ્ઞાનતા માટે અમો દીલગીરી જાહેર કરીએ છીએ

૨ વિરૂદ્ધ ચળવળવાળાઓએ પોતે સભા સમક્ષ અભક્ષ્ય અને અપેયનો પ્રતિબંધ કર્યો નથી અને સર્વ જૈનોની સ્થિતિ તપાસી નથી અને જે ઉદ્ઘોષણા કરી છે તે સત્ય પ્રરૂપકને દબાવવા અને અધમોની નીચ પ્રવૃત્તિને પોષવા માટેજ છે, તેથી તે ઉદ્ઘોષણા કરવાવાળાઓ ઠપકાને પાત્ર છે

૩ શ્રી હરિભદ્રસૂરિ આદિના વચનથી જેઓ જૈન શાસ્ત્રને શિરોધાર્ય ન ગણતા હોય તેવાઓ સંઘ તરીકે કહેવરાવવા લાયક નથી, છતા જેઓ શાસ્ત્રથી વિરૂદ્ધ હોઇને પોતાને સંઘ તરીકે ગણાવે છે, તેઓને અમે ખરેખર દયાપાત્ર માનીએ છીએ અને તેઓનુ કહેવુ આદરવા લાયક નથી એમ ગણીએ છીએ

૪ સ્થાનકવાસી તેમજ દિગંબર ભાઇઓ તરફથી ચાલુ ચર્ચાને "શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન ચર્ચા" તરીકે જાહેર કરવામા આવી છે, છતા જેઓએ શ્વેતાંબર મૂર્તિપૂજક ન હોઇને વિરૂદ્ધ ચળવળની સભામા જામનગર વિ૦ સ્થળે પોતાના બખાળા સાધુઓ વિરૂદ્ધ કાઢયા છે તે તેમનુ કાર્ય સર્વથા અયોગ્ય છે, એમ અમો માનીએ છીએ

આ ઠરાવોના મત લેવાયા પછી એમ પણ પૂછવામા આવ્યુ હતુ કે, કોઈને કાંઈ પણ સુધારો, વધારો કે સવાલ કરવો હોય, તો સંકોચ રાખ્યા વગર ખુશીથી કરે ત્યારે સભા તરફથી એવો ઉત્તર મળ્યો કે આ ઠરાવો બરોબર હોવાથી કાઇ પણ સુધારો વધારો કે ખુલાસો કરવાનો રહેતો નથી આવી રીતે સર્વાનુમને ઠરાવો પાસ કરી શ્રી ચતુર્વિધ સઘની જય બોલાવી શ્રી ચતુર્વિધ સઘ વિસર્જન થયો હતો



# પરિશિષ્ટ—૨.

## અભિપ્રાયો

### (૧)

### Advocate General Sir J. B. KANGA

[ Bombay High Court ]

| | Questions | | Answers |
|---|---|---|---|
| 1 | Whether the said words are applicable to the Jains in general or as a class or only to those to whom they are applicable (A) with reference to the context and (B) independently there of ? | 1 | The words are applicable to such Jains who eat eggs and drink wine both with reference to the context and independently there of |
| 2 | Whether the said words are defamatory of the Jains in general or as a class ? | 2 | No |
| 3 | Whether the said words are defamatory in any event ? | 3 | I do not think so |
| 4 | And Generally | 4 | The object of the speaker is no doubt to warn the community against the evil of drinking and meat eating and he points out that in several houses |

of Jains this evil has entered and therefore he says that even Jains meaning some of them eat eggs and drink wine

(Sd) J B KANGA

એડવોકેટ જનરલ મર જે. બી કાગા (મુબઈ હાઈકોર્ટ)

૧ સ૦–આ શબ્દો બધા જૈનો અથવા જૈન જાતિને લાગુ પડે છે કે ફક્ત કેટલાકો કે જેને તે લાગુ પડે તેનેજ તે લાગુ પડે છે?

(અ) આ વાકય તેના બીજા સબધમા લેતા

(બ) તેના બીજા સબધથી જૂદુ લેતા

જ૦–આ શબ્દો તેના સબધથી જૂદા અથવા સાથે લેતા એવા જૈનોને લાગુ પડે છે કે જેઓ ઈડાઓ ખાય છે તથા દારૂ પીએ છે

૨ સ૦–આ શબ્દો જૈનોની એક જાતિ તરીકે બદનક્ષી કરતા છે?

જ૦–ના

૩ સ૦–કોઇ પણ સજોગોમા બદનક્ષીભર્યા છે?

જ૦–હુ એમ ધારતો નથી

૪ સ૦–સાધારણ રીતે

જ૦–બોલનારનો આશય ખાત્રીથી સમાજને દારૂ પીવાની અને માસ ખાવાની બદી સામે સાવચેતી આપવાનો છે અને તે દેખાડે છે કે જૈનોના કેટલાક ઘરોમા આ બદી દાખલ થઈ છે અને તેથી તેઓ કહે છે કે જૈનો પણ, એટલે કેટલાક જૈનો દારૂ પીએ છે અને ઇડા ખાય છે

(૨)

વિ, તમે તા૦ ૨૧-૭-૧૯૨૯ નું "જૈન પ્રવચન" યાને ધર્મના વ્યાખ્યાનો મોકલ્યુ તેની અદરનુ સત્તરમું વ્યાખ્યાન મે વાચી જોયું, એની અદરનો "તરકડી કરતા વટલેલી બ્રાહ્મણી ભૂડી" એ ભાગ વાચતા સાફ જણાય છે કે જૈનોને ઘેર પણ દારૂના શીશા અને ઇડા ચટણીની જેમ ખવાય છે એ લખ્યુ છે તે પૂર્વાપર સબધ જોતા માત્ર જેઓ અનાર્ય દેશમા જઈ આવી, ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરતા નથી એવાજ જૈનોને માટે છે જૈનસઘના તમામ માણસોને લઇને એ વચન કહેલુ જણાતુ નથી

ડાહ્યાભાઈ પી. દેરાસરી
બેરીસ્ટર-એટ-લૉ
ઓનરરી જનરલ સેક્રેટરી
Society for Prevention of cruelty to Animals
અમદાવાદ

(૩)

મુબઇના "જૈન પ્રવચન" પત્રના તા ૨૧-૭-૨૯ના અકમા પ્રગટ થયેલ શ્રી રામવિજયજીના વ્યાખ્યાનમા દારૂ અને ઈંડા વાપરવા વિષે ટીકા થએલી જોવામા આવે છે, તે મ્હારા સ્હમજવા મૂજબ સઘળા જૈનો ઉપર નહિ, પરન્તુ ત્હેવુ ખાનપાન કરનાર ઉપરજ છે

રામમોહનરાય જશવતરાય,
સુબોધસમિતિ અમદાવાદ

(૪)

મુબાઇથી નીકલતુ "જૈન પ્રવચન" તા૦ ૨૧-૭-૨૯ નું મને બતાવવામા આવ્યુ તેમા પૃષ્ઠ ૧૨ મે "તરકડી કરતા વટલેલી બ્રાહ્મણી ભૂડી" એ મથાળાનો લેખ મ્હે વાચ્યો છે તેની અદર "આજે પલટો થયો છે' એ વાકયથી જે વિચારોની શરૂઆત થાય છે તેમા વિલાયત જઈ આવેલા જૈનોને ઉદ્દેશીને ટીકા થએલી છે અને "સારા ઘરે પણ" એ શબ્દો પ્રત્યેક

જૈનને નહિ પણ તેમાના જે વિદેશ ગમન કરી અને ત્યાના આચાર વિચાર પોતાને ત્યા દાખલ કરી રહ્યા છે તેમને ઉદ્દેશીને લખાયાનો મ્હારો અભિપ્રાય છે

છગનલાલ હરિલાલ પડ્યા, નડીઆ૦

(૫)

મુંબાઈના જૈન પ્રવચન નામના પત્રમા તા૦ ૨૧-૭-૨૯ પ્રગટ થએલા રામવિજયજીના વ્યાખ્યાનમા દારૂ ઇડા વગેરે વાપરવાના સબધમા કહેલુ છે તે તેવો ભ્રષ્ટ વ્યવહાર કરનારને ઉદ્દેશીનેજ કહેલુ જે અને તે આક્ષેપ અન્ય જૈનોને લાગુ પડતો હોય તેવુ એ લખાણ પરથી ફલિત થતુ નથી જેઓ એવી ચીજો વાપરતા હોય તેમના પરજ એ આક્ષેપ છે એમ મારૂ નમ્ર માનવુ છે

વિદ્યાબહેન રમણભાઈ નીલકઠ
અમદા૦

( )

મુબાઇથી પ્રસિદ્ધ થતુ શ્રી "જૈન પ્રવચન" પત્રિકાનો તા૦ ૨૧-૭-૨૯નો અક પૃ ૧૭મા "ત કડી કરતા વટલેલી બ્રાહ્મણી ભૂડી" એ હેડીંગ નીચેનુ લખાણ વાચતા, તે લેખમા 'જૈનોના ઘેર પણ દારૂના પીપા અને ઇડા ચટણીની જેમ ખવાય છે" એ શબ્દો ઉપરથી તથા તેના પૂર્વાપરનો સબધ જોતા ચોખ્ખુ જણાય છે કે એ શબ્દો જેઓ જૈન હોવા છતા દારૂ અને ઇડા વાપરતા હોય તેમનેજ લાગુ પડે છે, એ શબ્દો કાઇ જૈન સમસ્તને લાગુ પડતા નથી

નગીનદાસ પુરૂષોત્તમદાસ સઘવી
શ્રી સનાતન સમસ્ત દિ૦ ધર્મસભા અમદાવા૦

(૭)

રવિવાર તા૦ ૨૧-૭-૨૯ ના જૈનપ્રવચનમા તગડી કરતા વટલેલી બ્રાહ્મણી ભુડી એ મથાળાનો લેખ મે વાચ્યો, સમજવા પ્રમાણે એ લેખ આખી જૈન કોમને લાગ...

માત્ર જેઓ દારૂ ઇંડા વાપરતા હોય તેમને લાગુ પડે છે

હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

મા૦ વિદ્યાધિકારી વડોદરા રાજ્ય

(૮)

સુરત, તા૦ ૨૮-૮-૨૯

મુંબાઈના "જૈન પ્રવચન" તા૦ ૨૧-૭-૨૯ના અંકમાં પ્રકટ થયેલા રામવિજયજીના વ્યાખ્યાનમાં જૈનોને ઘેર પણ દારૂના શીશા અને ઇંડા ચટણીની જેમ ખવાય છે એ મતલબનું લખાણ જોવામાં આવે છે તે પૂર્વાપર સમ્બન્ધ જોતા એવું ખાનપાન કરનારનેજ લાગુ પડે છે, સઘળા જૈનોને એ કોઇ પણ રીતે લાગુ પાડી શકાય એમ નથી એવો મ્હારો અભિપ્રાય છે

લી મોહનલાલ પાર્વતીશંકર દવે,

સંસ્કૃતના પ્રોફેસર,

મગનભાઇ ઠાકોરદાસ બાળમુકુન્દદાસ,

મેનેજ સુરત

(૯)

સુરત, તા૦ ૨૮-૮-૨૯

વિદ્વાન જૈન સાધુ રામવિજયજીના બે ત્રણ વ્યાખ્યાનો સાંભળવાનું સદ્ભાગ્ય મને સુરતમાં પ્રાપ્ત થયું હતું એ વ્યાખ્યાનો સાભળી એ વ્યક્તિ તરફ સદ્ભાવ-પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો ધાર્મિક વિષયમાં પ્રમાણિક મતભેદ હોઈ શકે કારણ ઇશ્વર-ભગવાન સાક્ષાત્કારના પંથો નીરનીરાળા શાસ્રોએ જણાવ્યા છે, અને અનુભવ પણ તેમ જણાવે છે પરંતુ તે મતભેદને પ્રમાણીકપણે ન ગણતા તેને કલુષીત કરી રાગદ્વેષ દ્વારા વ્યક્ત કરવાના પ્રયત્નો રચાય છે તેની આજના જમાનામાં સમજુ વર્ગે સખત અવગણના કરવી જોઇએ મારા એક મિત્રે "જૈન પ્રવચન"ની એક ફાઈલ મને વાચવા મોકલી એમાં આજ સાધુના પ્રવચનો વાચવામાં આવ્યા મને અનાયાસે આટલો સુંદર લાભ આપવા માટે એ ભાઇનો તેમજ પ્રવચન પ્રગટ કરનારનો ખાસ આભાર માનવો જોઇએ

"જૈનોને ઘેર પણ દારૂના શીશા અને ઇડા ચટણીની જેમ ખવાય છે" મહારાજશ્રીના આ વાક્યે જૈન કોમમા નાહકનો ખળભળાટ કર્યો છે બલકે કેટલાકોએ કગળ્યો છે ૨૧-૭-૨૯નો અક મે વાચ્યો છે, તેમાથી હુ નથી ધારતો કે એવો કોઈપણ સમજુ માણસ અર્થ કે ધ્વનિ કાઢે કે તે આખી જૈન કોમને લાગુ પડે" કોમની અમુક વ્યક્તિ કે વ્યક્તિઓનેજ તે લાગુ પડે એ સાધારણ સમજની વાત છે

કરસુખ વી. હોરા-એન એમ એન્ડ એમ

(૧૦)

સુરત, તા૦ ૨૮ આગસ્ટ ૧૯૨૯

"જૈનોને ઘેર પણ દારૂના શીશા અને ઈડા ચટણીની જેમ ખવાય છે" આ વાક્ય તા૦ ૨૧-૭-૨૯ ના "જૈન પ્રવચન" છાપાના ૬ ઠ્ઠા અકના ૧૨ પાને બીજા કોલમમા છપાયુ છે તે આખો ફકરો વાચતા ચોખ્ખી રીતે અમુક વર્ગના જૈનોનેજ લાગુ પડી શકે, સામાન્ય જૈન કોમને એ વાક્ય લાગુ પાડી શકાય એમ નથી એવો મારો અભિપ્રાય છે

છોટુભાઇ ગુલાબદાસ.
એડવોકેટ

(૧૧)

સુરત, તા૦ ૨૯-૮-૨૯

રવિવાર તા૦ ૨૧-૭-૨૯ ના "જૈન પ્રવચન" પત્રના ૧૨ મા પાના ઉપરના "તરકટી કરતા વટલેલી બ્રાહ્મણી ભૂડી" એ શિર્ષકના લેખનો છેલ્લો ભાગ માગ વાચવામા આવ્યો "આજે પવટો થયોછે" એ વાકયથી શરૂ થતી લીટીઓ ઉપલક વાચી જતા, અગર ઠરીને વાચી જતા, જૈન સમન્તને તેમા લખાયલા વચનો લાગુ પડતા હોય એમ લાગતુ નથી જૈનશાસનને માનનારા વર્ગ પૈકી જે જૈનો અભક્ષ્ય અને અપેય વસ્તુઓનો ઉપયોગ કરતા હોય તેનેજ ઉદ્દેશીને મજકુર વચનો વપરાયા હોય એમ સહજ સમજાય છે, અને લખાણના અન્તમા વપરાયલી

"તરકડી કરતા વટલેલી બ્રાહ્મણી ભૂંડી" એ કહેવતથી એ વાત વધારે સ્પષ્ટ થાય છે લખાણ બાધે ભારે લખાયલુ છે છતા દરેક જૈન એવું અનિષ્ટ વર્તન કરી રહ્યો છે એવુ તો આખુ લખાણુ જોતા ફલીત થતુ નથી

જનાર્દન વીરભદ્ર પાઠક
સરદાર ઓનરરી, ફ઼ા કા મેજીસ્ટ્રેટ

(૧૨)

સુરત, સઘાડીયાવાડ, તા૦ ૨૮-૮-૧૯-૯

"જૈન પ્રવચન" વર્ષ ૧ લુ અ ક ૬ ઠો ગ્વીવા- તા૦ ૨૧-૭-૨૯ના અ કમા પાને ૧૭ કોલમ ૨ મા જે નીચેનું વાકય છે "જૈનોના ઘેર પણ દારૂના શીશા અને ઇડા ચટણીની જેમ ખવાય છે" તે, બીજા બાકીના લખાણુ સાથે વાચી જોતા, મારા અભિપ્રાય પ્રમાણે "માત્ર કેટલાક જૈનોને" લાગુ પડે "સર્વે જૈનોને" લાગુ પડી શકે નહિ

લિ માણેકલાલ ચુનીલાલ સુતરીઆ
એમ એ એલ એલ એમ એડવોકેટ

(૧૩)

જૈન પ્રવચનના તા ૨૧ મી જુનાઈ અને ૧૯-૯ના અ કમા "તરકડી કરતા વટલેવી બ્રાહ્મણી ભૂ ડી" એ મથાળાવાળા લેખમા અભક્ષ્યભક્ષ બાબતમા પાને ૧૨ મે જે પ્રવચન છે તે ભક્ષ્યાભક્ષ્યથી થતી હિ સાના પ્રચારના અટકાવ માટે જૈનોને સુચના છે એ પ્રવચનનો અર્થ કરતા દરેકે દરેક માણુસ જે જૈન છે તે તેમ કહેલુ કૃત્ય કરે છે એનો અર્થ ઉપસ્થિત થતો નથી અહિંસક આર્ય સ સ્કૃતિ જ્યારે અનાર્ય સ સ્કૃતિવાળા લોકો સ્વીકારતા જવાનો પ્રયાસ કરી રહ્યા છે ત્યારે અનાર્ય સ સ્કૃતિની નકલ કરીને તે સ સ્કૃતિથી ઉત્પન્ન થતા અનાચ આચાર સ્વીકારનારા અને તેનો પ્રચાર કરનારાઓને ચેતવણી તરીકે પ્રવચન થયે‌ુ સમજાય છે અને તે દરેકે દરેક જૈનને લાગુ થતુ નથી, એવો મારો નમ્ર અભિપ્રાય છે

પોપટભાઈ ભગુભાઇ
બી એ, એલ, એલ બી હાઇકોર્ટ પ્લીડર

(૧૪)

હવાડીયા ચકલા
સુરત તા ૨૮-૯-૧૯૨૯

"જૈન પ્રવચન"ના તા ૨૧-૭-૧૯૨૯ના છઠ્ઠા અંકમા પાને ૧૨મા મારા વાચવામા જે આ યું છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે "જૈનોને ઘેર દારૂના શીશા" ઈત્યાદીનો અર્થ જૈન કોમના અમુક વર્ગનેજ લાગુ પડે છે છતા જો એનો અનર્થ કરી આખી કોમને લાગુ પાડી તેને માટે ઉહાપોહ કરવામા આવતો હોય તો મારે કહેવુ જોઇએ કે એવી વ્યકિતઓ કઈક પોતાનો અતર દ્વેષ બહાર પાડવાજ એવો હલકો પ્રયાસ કરતા હશે હુ જૈન કોમનો નથી મ્હે "જૈન પ્રવચન"ના અંકો વાચ્યા છે અને ન્યાયને ખાતર ઉપર પ્રમાણે લખવુ પડયુ છે પ્રવચનની આખી ભાવના સમજવા આખો પેરેગ્રાફ વાચવો જોઇએ એમાથી અમુક વાકયો કાઢી અમ ગધ રીતે મૂકી ગમે તેવા મન માનતા આપને અનુકુળ અર્થ કરી મહાન વિભૂતિને હલકી પાડવા પ્રયાસ કરવો એ સૂર્ય સામે ધુળ ઉરાડવા જેવુ છે

સત્વસુખ વીરસુખરામ હોગ

(૧૫)

નાનપુરા રોડ
સુરત તા. ૨૮-૮-૧૯૨૯

અભિપ્રાય

"જૈન પ્રવચન' તા ૨૧-૭-૧૯૨ ના છઠ્ઠા અકને પા ૧૨ મે બીજા કોલમમા "જૈનોના ઘેર પણ દારૂના શીશા અને ઇડા ચરણીની જેમ ખવાય છે" એ વકયમા "જૈનોના" એ શબ્દ બધા જૈનોને લાગુ પડે છે કે જૈનમાના કેટલાકને એવો પ્રશ્ન મને પૂછવામા આ યો છે તેના ઉત્તરમા જણાવુ છુ કે એ પ્રયોગ જૈન કોમના કેટલાકને માટે છે બધાને માટે નથીજ

ચુનીલાલ માણેકલાલ ગાધી
એડવોકેટ,-સુરત

## અભિપ્રાય

(૧૬)

ખપાટીઆ ચકલા
સુરત ૨૯–૮–૨૯
Ref no 179

'જૈન પ્રવચન"ના તા ૨૧-૭-૨૯ના અંકને બારમે પૃષ્ઠે "જૈનોના ઘેર પણ દારૂના શીશા અને ઈંડા, ચટણીની જેમ ખવાય છે" તેના અર્થ સબધે મ્હને પૃછવામા આવ્યુ છે પૂર્વા પર સબધ, પ્રયોજન અને પ્રકરણ જોતા તેમજ ભાષા પ્રયોગની સાધારણ શૈલીની દ્રષ્ટિએ જોતા "જૈનોના ઘેર" એનો અર્થ "કેટલાક જૈનોના ઘેર" એમજ થાય એમ હુ ધારૂ છુ

જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાલ
(પ્રોફેસર, અગ્રેજી અને ગુજરાતી સાહિત્ય
મગનલાલ ઠાકોરદાસ બાળમુકુન્દદાસ
આર્ટસ્ કૉલેજ–સુરત )

(૧૭)

જૈન પ્રવચનના ૨૧મી જુનાઇના અકમા 'તરકડી કરતા વટલેલી બ્રાહ્મણી ભૂડી' એ શીર્ષક નીચેનુ લખાણ હુ ધ્યાનપૂર્વક વાચી ગયો છુ 'જૈનોના ઘેર પણ દારૂના શીશા અને ઈંડા, ચટણીની જેમ ખવાય છે' એવુ અદર એક વાકય છે તેમા અમુક વ્યક્તિની અથવા સમસ્ત જૈન કોમના ઉપર કોઇ પણ પ્રકારે આક્ષેપ કરવાનો હેતુ નથી દેખાતો આ સદર પૂર્વાપર સમ્બન્ધ જોતા એટલુ સ્પષ્ટ રીતે ઉપર તરી આવે છે કે એની ના સમર્થનમા દલીલો મૂકવાની જરૂર નથી રહેતી કેટલાક જૈનો દુર્ભાગ્યે અભક્ષ્યનો ભક્ષ અને અપેયનુ પાન હાલ કરે છે તે શોચનીય છે એટલુજ લેખકનુ વર્ણન છે

તા ૩–૯–૧૯૨૯
મુબાઇ

ચોમેશચદ્ર જનાર્દન પાઠકજી
એડવોકેટ, મુબાઇ હાઇકોર્ટ
પૂર્વે, પ્રોફેસર સુરત આર્ટસ કૉલેજ

## શ્રીયુત ગાંધીજીનો અભિપ્રાય

(૧૮)

કૃપા કરી જૈન સમાજમા ઉભી થયેલી ચાલુ ચળવળને અંગે કેટલીક અનીચ્છવા જોગ ગેરસમજુતી સમાજમા પ્રસરી રહી છે અને તેમા પણ મુનિશ્રી રામવિજયજીના એક વાક્યને સબધડીણુ બનાવી જૈનજનતા આગળ કેટલાકો તરફથી એવા આક્ષેપ સાથે રજુ કરવામા આવે છે કે મજકુર વાક્ય જૈનમમા જને ઉદ્દેશીને લખાયલુ છે એ બાબતમા મારી પોતાની શકા ટાળવા શ્રીયુત ગાધીજી સાથે મે પત્ર વ્યવહાર કરેલો અને તેને પરિણામે જે અભિપ્રાય હુ શ્રીયુત ગાધીજી પાસેથી મેળવી શકયો છુ તે જૈનસમાજમા પ્રસરી રહેલી અશાન્તિને દુર કરશે એ આશાએ આપના પર મોકલી આપુ છુ તેને આપના પત્રમા પ્રગટ કરી આભારી કરશોજી

"xxxxx જે વાકયનો ઉહાપોહ તમે કર્યો છે એને હુ નીર્દોષ વાકય ગણુ છુ એમા જૈન માત્ર ઉપર આક્ષેપ નથી પણ જે જૈનો અખાદ્ય વસ્તુ ખાય છે તેની ઉપર આક્ષેપ છે, અને બોલનારની માન્યતા એવી છે કે અખાદ્ય ખાનારાનો સપ્રદાય વધતો જાય છે xxxx"

મોહનદાસ ગાંધી ભ મા

હીરાચદ કસ્તુરચદ ઝવેરી

